પુસ્તક ૧૩ મું.
અંક ૧ લો.

# સત્સંગ.

કાર્તિક
સં. ૧૯૯૮



धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः।
धीर्विद्या मत्यमक्रोधो दशकं धर्मलक्षणम्॥



## —શાન્તિ મળો છેલ્લી ઘડી.—

હરિગીત.

(૧)

અંધઃકારમય રાત્રી ઢળી,
કૈં કાલથી આ જીવનમાં;
મોઘા મનોરથ જે ઘડયા,
શમતા હૃદય ઉંડાણુમાં:
સુખ સ્નેહનાં સ્વપ્નો મીઠા,
બહુ દિનથી ઉડી ગયા;
રે ! રમણીયુ જીવન હવે,
જીવ્યું જશે કયમ જગતમા ?

(૨)

બહુ કાલથી આશા ધરી,
કૈં કૈં તપશ્ચર્યા કરી;
ઉજ્વલ પ્રભા ! હા ! જીવનની,
ઝાંખી ઘડી ભર ના થઇ:
આશા ત્યજું છું સર્વ એ,
આ જીવનની—સંસારની,
માગી લીયે ઉર એટલું;
—શાન્તિ મળો છેલ્લી ઘડી.

[રમકુંજ] "નલિનીકાન્ત"

# અમારી નોંધ.

ઇશ્વર કૃપાથી ' સત્સંગ ' માસિકે ૧૨ વર્ષ પૂરા કર્યાં છે, અને આ અંકથી ૧૩ મા વર્ષમા પ્રવેશ કરે છે. આ પ્રસંગે ગયા વર્ષની સમાલોચના કરની અસ્થાને નહિ લેખાય.

**ગત વર્ષની સમાલોચના.** ગયાં દોઢ વર્ષમાં અમે અમારા ગ્રાહકોની અનેક પ્રકારે ઇતરાજી વ્હોરી લીધી છે. અને તેમાં મુખ્ય ઇતરાજી ને અંકો નિયમિત પૂરા ન પાડવાને લીધેજ છે. આ માટે અમે અમારા ગ્રાહકોના ગુન્હેગાર છીએ પરંતુ તે માટે અમે દીલગીરી સાથે જણાવવાની રજા લઇએ છીએ કે તે સ્થિતિ ઉભી કરવા માટે અમે નાઇલાજ હતા. કુદરતી આફતોના અમારા ઉપર વારા ફરતી કેર વર્ત્યો છે દોઢ વર્ષ દરમ્યાન અમે અમારા કુટુંબની માંદગીની સુશ્રુષા-અંતકાળની સુશ્રુષામાં, વ્હાલાંના મૃત્યુના શોકમાં અને તેમની અંત ક્રિયા કરવાના એવા ઉપરાચાપરી પ્રસંગોમાં અમારો સમય ગુજાર્યો છે, અને હજી આ લખાણ લખાય છે ત્યાં સુધી તેવીજ દુઃખ દાયક ફરજ અમારે શિરે ચાલુ છે. વળી અમારી સાથે આ માસિકની સુવ્યવસ્થાના ભાગીદાર ભાઇ મણિશંકર ત્રિભુવન ભટ્ટ હતા તેના ઉપર પણ અમારા જેવીજ આફતો વરસી છે. બી. એ. સુધી ભણાવી સંસારની જોખમદારીમાં જોડીદાર થવાની અણી ઉપર આવેલો ભાઇ, દાદીમા તથા બ્હેન વગેરે આસ સ્વજનોને તેમણે હંમેશને માટે ગુમાવ્યા છે, આવી આફતોમાં હું તથા તે ભાઇ પણ શું કરે ? કુદરત આગળ આપણું શું ચાલે ? આવી આફતમાં છતાં પણ ગયાં ચૈત્ર માસમાં અમે માસિક નિયમિત કરવા પ્રયત્ન કર્યો હતો. દરમ્યાનજ આ પત્રના તંત્રી અને અમારા વડિલ બંધુ ભાઈ દોલતરાયનુ ખેદજનક અવસાન થયુ. તેમની અંત ક્રિયાથી પરવારી ડેકલેરેશન વગેરે લેવાની ગોઠવણ કરી. દરમ્યાન એવીજ બીજી અણીની બાબતોમાંથી અમારે પસાર થવું પડયું. આ સંજોગોમાં અમે તો એવોજ નિર્ણય કરી નાખ્યો હતો કે માસિકને બંધજ કરી દેવું, પરંતુ અમને અમારા શુભેચ્છકો અને તે પણ ઘણાં પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સહાનુભૂતિ દર્શાવી અને ઉત્તેજિત કરી સત્સંગ ચાલુ રાખવા સૂચના નહિ પણ આજ્ઞા જ કરી. અમને પોતાને, પણ આવું જુનું માસિક વળી તેની ગ્રાહક સંખ્યા પણ ગુજરાતના બીજાં માસિકો કરતાં સાધારણ રીતે ઠીક ગણાય તેને ચાલુ રાખવા લાગણી થયાજ

કરતી હતી. જો કે અમારી આ સઘળી મુશ્કેલીથી અજાણ્યવશ ઘણાં ગ્રાહકોના લવાજમ ગયુ સાલે વસુલ આવ્યાં નથી. વારંવાર થતી અનિમિતતાથી લવાજમ વસૂલ કરવા અમે પ્રયત્ન પણ કર્યો નથી. શહેરના ૩૦૦ ગ્રાહકો પૈકી ૨૫-૩૦ થી વધુના લવાજમ અમે વસૂલ લઇ શકયા નથી આ પ્રમાણે લવાજમ વસૂલ કરવાંમાં પણ શિથિલતા થવાના કારણથી પણ સત્સંગ નિયમિત થવાંમાં વિક્ષેપ પડયો છે. ગ્રાહકોના લવાજમ ઉપરજ માસિકનો નિભાવ તથા અમારો ઉત્સાહ અવલંબી રહે છે. કારણ અમારે માથે રાત દિન પ્રેસના બીલો ચુકવવાની ગંભીર ફીકર ઉભી રહેલીજ હોય છે. કારણ લવાજમો ભલે વસૂલ ન આવે તો પણ પ્રેસના બીલ તો ચૂકવવાજ પડે.

ગયા વર્ષમાં અનિયમિતતા સિવાય અમે સત્સંગના લખાણો વગેરેમા અમારી ફરજ ચૂકયા નથી. જેમ બને તેમ પૂર્વની રૂઢી પ્રમાણે ઉપયોગી બાબતોનો દરેક અંકમાં સમાવેશ કર્યો છે. જો કે અમારી આફતોને પરિણામે લવાજમ વસૂલ ન આવવાને લીધે પાછળથી કેટલાક ફરમાનું લખાણ ઓછું મળ્યું હશે. પરંતુ તેનો બદલો જેના લવાજમ વસૂલ આવ્યાં હશે તેને (૧) ગુરૂ ભક્તિ, (૨) ગૌરક્ષા મહાત્મ્ય (૩) સ્ત્રી ધર્મ ગીતાવલિ વગેરે મળી લગભગ ૧૨-૧૩ ફરમાનાં ઘણાં ઉપયોગી પુસ્તકો ભેટ આપ્યાથી મળી રહ્યો છે.

ઉપર પ્રમાણે અમે અમારી અડચણો જરા વિસ્તારથી રજુ કરી છે. કારણકે તેથી ગ્રાહકોની નજરમાં અમારી મુશ્કેલીઓનો-આફતોનો ખ્યાલ આવે, અને 'સત્સંગ' પ્રત્યે સર્વની દીલસોજી તથા માયાળુ લાગણી હતી તેવી કાયમ રહેવા પામે.

**નવું વર્ષ.** ગયા વર્ષની ઉપર વર્ણવી તેવી અનિવાર્ય આફતો કુદરતના કેર સહીને પણ આ માસિકને પૂર્ણ ઉત્સાહથી લાગણીથી તથા કાળજીપૂર્વક ચાલુ રાખવાનો તથા માસિક નિયમિત પ્રકટ કરીને તથા જેમ બને તેમ સારાં, ઉપયોગી, પ્રજાને નવીન જાણવાનું મળે તેવાં લખાણો આપીને માસિકની ઘટી ગયલી લોકપ્રિયતા પુન મેળવવાનો નિશ્ચય કર્યો છે. અને તે આજનો અંક તથા હવે પછીના અંકો જોવાથી ગ્રહકો તથ વાંચકોની ખાતરી થશે.

માસિક નિયમિત પ્રગટ થાય તે હેતુથી માસિકનું નવું વર્ષ શ્રાવણથી નહિ ગણતા કાર્તકથી ગણવાનું પસંદ કર્યું છે, વળી માસિકના કાગળ ગ્લેઝડ આવે તથા નિયમિત ચાર ફરમાનું લખાણ દરેક અંકમાં પૂરૂ પાડવા બની શકે માટે માસિકનું લવાજમ રૂ. ૨-૦-૦ કર્યું છે. જો ૨૦૦૦ ગ્રાહકોનું લવાજમ વસૂલ આવી જાય, તો અમે કદમાં હજી પણ વધારો કરી માસિક ખરેખરૂં ઉપયોગી મંગાવવા લાયક બને તેમ કરવા ઈચ્છા કરી છે.

ચાલુ સાલમાં માસિકના ગ્રાહકોને જે પુસ્તક ભેટ મળશે પ્રથમ પુસ્તક

"બ્રહ્મચર્ય" સંબંધીનું છે. તેનું કદ પાંચ ફરમાનું થશે, અને તે "સત્સંગ" વગેરે માસિકના જાણીતા લેખક અને અમારા મિત્ર ભાઈ ધીરજે તૈયાર કરવા માથે લીધું છે. સદરહુ પુસ્તક છપાવવાના ખર્ચ માટે રૂા. ૭૫) પણ અમને 'સત્સંગ'ના શુભેચ્છક કૃપાળુ મુનિ મહારાજ શ્રી સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી તરફથી મળી ગયા છે. એટલે પુસ્તક લખાઈ રહેથી છપાવી જેમના લવાજમ વસૂલ આવશે તેમને મોકલાવી આપવામાં આવશે. બીજાં પુસ્તક માટે હવે પછીથી જણાવીશું.

અમે ઇચ્છીએ છીએ કે સત્સંગના માનવંતા ગ્રાહકો અમારા કાર્ય પ્રત્યે માન ધરાવી અમારાં કાર્યને, અમારા ઉત્સાહને પાર ઉતારવા સહાનુભૂતિ દર્શાવે. તેમજ લવાજમ તરત વસૂલ આપી અમને પ્રેસના બીલો ચૂકવવાની આફતમાંથી મુક્ત રાખે, અને અમારી શક્તિ, અમારો ઉત્સાહ ફક્ત 'સત્સંગ' શી રીતે ઉપયોગી નીવડી લોકપ્રિય થાય તે એકજ ઉદ્દેશ માટે વપરાય એવી તક આપે.

પરમ કૃપાળુ પ્રભુ પાસે પ્રાર્થના કરીએ છીએ કે અમારી શુભેચ્છાઓ પાર ઉતારો.

× + × +

**દારૂ નિષેધની ચળવળ.**

અસહકારની ચળવળના ચાલુ પ્રવાહમાં દારૂની બદી દૂર કરવાની ચળવળ પણ આગેવાનો તરફથી હાથ ધરવામાં આવી છે. અસહકારનું મુખ્ય લક્ષ સરકારના ન ઇચ્છવા જોગ કાર્યોને આગળ કરી પ્રજાને રાજનીતિમાં રસ લેતા કરી જાગૃતિ કરવામાં છે. અને એ દૃષ્ટિથી જોઈએ તો આ ચળવળ પ્રત્યે કશો વાંધો લઈ શકાય નહિ. બાકી ચળવળના અમલકારકપણા માટે હાલની ચળવળથી કશી ખાતરી આપી શકાય તેમ નથી પ્રજા આ બદી તરફ કેટલો તિરસ્કાર દર્શાવે છે, તે પ્રજા જે મક્કમતાથી આ બદીની સામે થઈ છે અને થાય છે, તેનાથી સમજી શકાય છે. દેશની ઘણી મ્યુનિસિપાલિટિઓએ પોતાની હદમાંથી આ બદી દૂર કરાવવા ઠરાવ કર્યો છે. એકસ્ટ્રીમીસ્ટો તથા મોડરેટ સર્વે આ બદીનો નિષેધ કરવા તત્પર છે. સરકાર પણ આ બદીની યથાર્થતા સાબીત કરી શકતી નથી. ઉલટું તે પણ આ પ્રજાને પાયમાલ કરનારી બદી દૂર કરવી જોઈએ એમ જાહેર કરી ચુકી છે, પણ દીલગીરીની વાત એટલીજ કે આ બદી દૂર કરવા કશી યોજના ઘડવાની કશી હીલચાલ થતી નથી સરકારને બીજા વાંધા સાથે જો કોઈ મુખ્ય વાંધો હોય તો તે આબકારી ખાતાની ઘટતી ઉપજ શી રીતે પૂરવી તે છે. જો સરકાર ધારે તો આ પ્રશ્નનો તરત નીકાલ થઈ શકે. જો સરકાર દર વર્ષે પોતાની અગત્ય લશ્કરી જરૂરીઆતો વગેરે માટે જોઈતી નવી રકમો ઉપજાવવાના સાધનો મેળવી શકે તે આને માટે નિરુપાય બને એ માની શકાય એમ નથી. પરંતુ ખરો વાંધો અંતઃકરણની ઇચ્છાનો છે.

**આબકારી ઉપજની ખોટ કેવી રીતે પૂરવી**

[illegible] આ સબંધે [illegible] જે ઉદ્ગાર [illegible] છે કે જ્યારે જ્યારે દારૂ વગેરેની સદંતર બંધી વિષે ચર્ચા ઉપાડવામાં આવે છે ત્યારે સરકાર તરફથી આબકારી ઉપજની ખોટ આગળ ધરવામાં આવે છે. [illegible] આ મહેસુલ [illegible] સરકારની રાજ્યનીતિ એટલીજ છે કે [illegible] એમ છતાં [illegible] આ નીતિથી [illegible] તેટલી [illegible] નથી [illegible]

દેશના હુન્નરઉદ્યોગ વગેરેમા ઘણો વધારો થતા પામશે અને તે મારફતે બીજા સાધનોથી દેશની ઉપજમા જરૂર વધારો થતા પામશે આમ છતા પણ જો સરકાર આ બાબતોને ધ્યાનમા ન લઇ આબકારી ઉપજની ખોટનો સવાલ ઉભો ગણે તો પ્રજા પોતાના સુંદર ભવિષ્ય માટે નવા કરો પણ ખુશીથી આપશે

ગોરક્ષા.

– ગોરક્ષાનો પ્રશ્ન હાલમાં બીજા રાજકીય પ્રશ્નો સાથે મુખ્ય ચર્ચાનો વિષય થઈ પડયો છે. હિંદુ મુસલમાન એકતાને અર્થે આ ચળવળમાં આગેવાન મુસલમાનોએ ભાગ લેવા માંડયો છે. મુસલમાનોના વિદ્વાન્ આગેવાનોએ ગોવધ તદન બંધ કરવા ઠરાવ કર્યો છે, અને તે સંબંધી ઉપદેશો આપવાની પણ શરૂઆત કરી દીધી છે. જો આ પ્રમાણે કશા પણ વિક્ષેપ વિના આ ચળવળ આગળ વધે તો થોડા વખતમા કદાચ આપણે એનાં પરિણામ જોવા ભાગ્યશાળી થઇએ- આ વખતે હિંદુ ભાઇઓની પણ ખાસ ફરજ થઈ પડી છે કે ગમે તે ભોગે મુસલમાન ભાઈઓ સાથ સહકાર વધારવા પગલા લેવાં જોઇએ. વધુમાં જાહેર પત્રોમાં ગોવધ નિષેધના ઠરાવો વાંચી મગ્ન થઇ બેસી રહેવાનું નથી, પણ એ ઠરાવોનો અમલ કેમ થઈ શકે તે માટે દરેક જગ્યાએ પ્રયત્નો થાય તોજ કંઇ પણ કાર્યસાધક પગલાં ભરી શકાશે. અમે આ દિશામાં કંઇ પણ મદદરૂપ થાય તે હેતુથી "ગોરક્ષા માહાત્મ્ય" નામનું નાનું પુસ્તક તૈયાર કર્યું છે તેમાં **ગોરક્ષાની જરૂર, ગોવૈદક, ગોભક્તિના કાવ્યો, અકબર બાબર જહાંગીર વગેરેનાં ફરમાનો, મિસર-કાબૂલ નિઝામ વગેરેના હુકમો, હિંદુ મુસલમાન આગેવાનોના ઉપદેશો, દેશી રાજ્યમાં જીવદયાના કાયદા, મ્યુનીસીપાલિટિઓએ બંધ કરેલી દૂધાળાં ઢોરોની કતલ** વગેરે અનુક્રમે રજુ કરી ગોરક્ષાના વ્યવહાર માર્ગ દર્શાવ્યા છેઃ ટુંકમાં આ પુસ્તક અતિશય ઉપયોગી થાય તેમ કરવા મહેનત લીધી છે. ગયે વરસે 'સત્સંગ'ના ગ્રાહકોને તે ભેટ આપ્યું છે. હવે પછીપણ 'સંત્સંગ' ના ગ્રાહકોને ભેટ મળશે. બીજાઓ પાસે રૂ. ૦–૪–૦ લેવામાં આવશે.

પુસ્તકના પ્રચાર માટે અમે એવી યોજના રાખી છે કે જે કોઇ ગૃહસ્થ, પચ કે મહાજન જે કંઇ મદદ આપે તેટલી કીંમતમા જેટલી નકલો છપાઇ શકે તેટલી નકલો પર તે ગૃહસ્થ કે મહાજનનુ નામ મૂકી તે છપાવનારાઓનેજ તે નકલોની વ્યવસ્થા કરવાનું કામ સુપરત કરવા ઠરાવ્યુ છે. અમે ઇચ્છીએ છીએ કે ગોસેવા કરવા તત્પર ઉત્સાહી ગૃહસ્થો આ પુસ્તકનો પ્રચાર વધુ થાય તે માટે પોતાની બક્તિનો તથા શક્તિનો લાભ આપે. આશા છે કે જેમ બને તેમ આ પુસ્તક વધુ ને વધુ પ્રચાર પામે અને તેનો સારો ઉપયોગ થાય.

—તંત્રી.

# ચુંટી કાઢેલાં સદ્વાક્યો.

સત્સંગ માટે લખનારઃ—શ્રી સદ્‌ગુણાનુરાગી મુનિ શ્રી કર્પૂરવિજયજી-વઢવાણ કેંપ.

૧ આત્મસંયમ એટલે મન-ઇન્દ્રિયોનો નિગ્રહ, ક્રોધાદિક કષાયોનો જય, પાપ-કર્મથી ઉપરતિ (વિરામ) અને મન વચન કાયાની કહો કે વિચાર, વાણી અને આચારની શુદ્ધિ-પવિત્રતા (ગમતા સાવધાનતા હોવી)

૨ આત્મશ્રદ્ધા-પ્રતીતિ-વિશ્વાસ, આત્મજ્ઞાન અને આત્મસંયમ માત્ર એ ત્રણ (એક મિત્ર) સાધન વડેજ સર્વોપરી સત્તા પ્રાપ્ત થઇ શકે છે.

૩ પોતાની જાત (મન-ઇન્દ્રિયાદિક) ઉપર મેળવેલો વિજય એ સૌથી વિશેષ બહાદુરી ભરેલો વિજય છે. બીજો બધો વિજય નજીવો છે.

૪ જે સ્વઇન્દ્રિયોને કાબૂમા રાખે છે તથા મનોવિકાર, ઇચ્છા ને ભય ઉપર જીત મેળવે છે તે એક રાજા કરતા પણ મોટો છે-વધારે સુખી છે

૫ આત્મવિશ્વાસ એ વીરતાનુ મુખ્ય તત્ત્વ છે.

૬ ખરો મનુષ્ય બનવા ઇચ્છનારે પોતાના મનને ઠીક વશ કરી લેવું જોઇએ

૭ જે માણસ અતિ ઉગ્ર સ્વભાવનો હોવા છતાં પણ પોતાના મિજાજને કાબૂમાં રાખીને ક્ષમા કરે છે તે બળવાન વીર પુરૂષ છે.

૮ આત્મવિજય એજ મનુષ્યનો અંતિમ અને મહાનમા મહાન વિજય છે.

૯ સ્થિર-શાન્ત-નિશ્ચળ થાઓ એટલે તમે સર્વ કોઇ ઉપર સત્તા ચલાવી શકશો

૧૦ જે પોતાની જાતને અંકુશમા રાખી શકે છે તે (ખરો) શિક્ષિત મનુષ્ય છે.

૧૧ આત્મસંયમી મનુષ્ય એ સ્વતંત્ર મનુષ્ય છે અને સ્વતંત્રતા એ અજબ શક્તિ છે.

૧૨ મુષ્કળ માણસોના જયઘોષમા નહીં, લોકોના હર્ષનાદ અને તાળીઓના ગડગડાટમા નહીં, આપણા પોતાના અંતરાત્મામાજ વિજય અને પરાજય રહેલા છે.

૧૩ કુદરત કુકર્મની શિક્ષા (સજા) તરત કરતી નથી તેથીજ માણસો કુકર્મ કરવા પ્રવૃત્ત થાય છે.

૧૪ લાંબો સમય જીવવુ (જીવન ભોગવવુ) હોય તેણે ધીમે (વિવેકસર) જીવવાની જરૂર છે.

૧૫ આ વિશ્વમા સૌથી વધારે અદ્‌ભુત એવી જે આપણી જાત તેને બરાબર ઓળખવી એજ આપણું સહુથી પહેલું અને સૌથી ઉત્તમ કર્તવ્ય છે

૧૬ દુર્બળતા નાલાયકી અને અજ્ઞાનતાને માટે કુદરત ક્ષમા કરતી નથી. તે તો (સાફ) એટલી માગણી કરે છે કે મનુષ્યે હમેશા સ્વસ્થિતિના શિખરે સ્થિત રહેવુ જોઇએ.

૧૭ આત્મસાધના કરી લેવાની સહેજે મળેલી તકને જે મૂર્ખાઇથી ગુમાવી દે છે, તેને ફરી ફરી એવી તક મળી શકતી નથી અને તે સ્વચ્છંદતાવશ આડે માર્ગે દોરવાઇ જઇ બહુ દુઃખી થાય છે

# તરકે કુરબાનીએ ગાવ.

## ( ગૌવધ નિષેધ )

અસલ ઉર્દૂમાં લખનાર.

**મુસવ્વીરે ફિતરત હઝરત મવલાના ખ્વાજા હસન નિઝામી સાહેબ દેહેલવી**

અનુવાદક.

**નિઝામુદ્દીન કુરેશી અહમદાબાદી.**

**પ્રસ્તાવના.**

તરકે કુરબાનીએ ગાઉ [ ગૌવધ નિષેધ ] ખુદાની સ્તુતિ અને રસુલ (સ.) ના વખાણ પછી હિંદના મુસલમાનોને ક્વાજ હસન નીઝામી દહેલવી માનપૂર્વક અરજ ગુજારે છે, કે મેં ગૌવધ નિષેધનો રિસાલો બીમારીની હાલતમાં મહા મુસીબતે લખ્યો હતો. કારણ કે બકરી ઇદના તહેવારને માત્ર છ દિવસજ હોવાથી તાત્કાળિકજ તૈયાર કરવાની દેશના મળ્ળોને આપેલા વચનાનુસાર જરૂર હતી. કામ કરવાની મારી અશક્તિ છતાં પ્રકટ કરવાની ઉતાવળના કારણે કૉપીનવીસો પાસે રાતોરાત લખાવ્યુ. અને દિલ્લી પ્રિન્ટિંગ વર્કસના છાપનારા જેઓ બધાજ મુસલમાન હતા તેમણે અથાગ મહેનત કરી અલ્પ સમયમાં આ પુસ્તકની પાચ હજાર કોપી ઝપાટા બંધ છાપી આપી. હજારો નકલો દિલ્લીમાં ઇદ પહેલા વહેચી દેવામાં આવી. અને લગભગ ચાર હજાર પ્રત ટપાલ મારફત હિંદના જુદા જુદા ભાગમાં રવાના કરવામાં આવી, તે પણ કેટલેક સ્થળે ઇદ પહેલા અને કેટલેક ઠેકાણે ઇદનેજ દિવસે વહેચાઇ ગઇ.

**મારા મુરીદો અને મિત્રોનો પ્રયાસ.**

મારા મુરીદો તથા મિત્રોને ખુદાપાક તેમની ગામેગામ વહેંચવાની તથા વાંચી બતાવવાની મહેનતનો નેક બદલો આપે. વહેંચવામાં ખાસ કરી આ વાત ધ્યાનમાં રાખવામાં આવી હતી કે શહેરો કરતાં કસ્બાઓ તથા ગામડાઓમા તેનો વિશેષ ભાગ જાય, લોકો તેને વાંચે અને સાંભળે.

ટૂંકમાં ગૌવધ નિષેધનો અવાજ તેમના કાન સુધી પહોંચાડવાનો જે મુખ્ય હેતુ હતો તે આ રીતે પાર પડયો. શહેરના લોકો તો એની અગત્ય ન્યુસપેપરો કે લેકચરો દ્વારા જાણે છે અને સમજે છે. એટલે માત્ર અજાણ્યુ લોકો કે જેઓ ન તો ન્યુસપેપરો વાંચી શકે છે અને ન તો બન્ને કોમમાં ઐક્ય માટે થતા પ્રયાસથી વાકિફ છે; તેઓને વાકિફ કરવાની વિશેષ જરૂર હતી.

**પુસ્તકની લોકો ઉપર પડેલી છાપ.**

જ્યારે ખુદા ચાહે છે કે તેના બંદા આ દુન્યામાં સલાહ શાંતિથી પોતાની જિંદગી ગુજારે ત્યારે તેઓમા ઐક્ય વધારનારા સચોટ, અસરકારક અને અસાધારણ સાધનો પેદા કરે છે, કોઇ દેશ ઉપર ખુદાની રહમત ઉતરવાની હોય ત્યારે ત્યાંના રહેવાસીઓમાં સમાનભાવ ઉત્પન્ન થાય છે, અને વર્ગોનો દ્વેષ ભાવ, ઇર્ષા અને કુસંપ નાશ પામે છે. આવાજ પ્રકારનો ચમત્કાર

ગોવધ નિષેધનો વિકાસ થયા બાદ, જોવામાં આવે છે. જેઓએ તેને વાંચ્યું કે સાંભળ્યું તે તેઓએ ગોવધનું નામ બનતાં સુધી લીધું નથી, અને છાનાં બળોની કુનેહથી તેની વિરૂદ્ધમાં કેટલાક નામના મવલવીઓની લખેલાં રિસાલા, તેમના માણસોની તનતોડ મહેનત, ભવિષ્યમાં ગોવધ નિષેધથી ધાર્મિક ક્રિયાઓમાં આવી પડનારાં વિઘ્નો અને આપણે હિંદુ બનવાની સ્થિતિ આદિ બતાવેલા ભયની લોકો ઉપર કંઇ પણ ભારે અસર થવા પામી નથી, કે તેમનો જાદુ ચાલી શક્યો નથી. મુસલમાન સ્ત્રીઓએ એવો સંપ કર્યો છે કે ", હમો હમારાં ઘરોમાં ગાયની કુરબાનીનું ગોસ્ત આવવા દઇશું નહીં " તેમ જે મુસલમાનો ગાયની કુરબાની સારૂ માથું આપવામાં શહાદત સમજતા હતાં તે આજે તેની વિરૂદ્ધમાં કહેવા લાગ્યા તે કે " અમો ખિલાફતના રક્ષણાર્થે ગાયની કુરબાની નહીં થવા દઇએ " આવા પ્રકારના પત્રો મને હિંદના દરેક ભાગમાંથી જથાબંધ મળ્યા છે. જો તે બહાર પાડું તો આખું એક પુસ્તક થાય. આવા દાખલા મુરાદાબાદ, બન્નુ અને અને વાયવ્ય સરહદના પ્રાંતના જે ભાગોમાં મારા વિશેષ મુરીદો છે ત્યાં વધુ સંખ્યામાં બનવા પામ્યા છે. અને સેંકડો સ્થળે આ પુસ્તકના પ્રતાપે ગાયની કુરબાની થવા પામી નથી.

## દિલ્લીમાં એની ખાસ અસર.

દિલ્લીમાં તો એને એવી તો સચોટ ફતેહ મળી છે, કે જે બાદશાહી સમયથી આજ દિન સુધી કોઇને પ્રાપ્ત નથી થઇ. અહીં તો આ પુસ્તક તથા ખિલાફત કમિટીના પ્રયાસનો એવો તો સરસ પાયો પડ્યો કે અનેક વિરૂદ્ધ બળોની મહેનત છતાં એક હદ સુધી ગાયની કુરબાની તદ્દન થવા પામી નથી. કદાચ એવો પ્રશ્ન થાય કે પચ્ચીસ ત્રીસ ગાયોની કુરબાની કરવામાં આવેલી છતાં એમ શી રીતે કહેવાય! ઉત્તરમાં જણાવવાનું કે જ્યાં પાંચસો છસો કે તેથી પણ વિશેષ ગાયોની કુરબાની થતી હોય ત્યાં એની વિસાતજ શી? આવી સ્થિતિમાં એ બધું પોલીસ, કહી શકાય. મારા ધારવા પ્રમાણે તો જો છાના વિરૂદ્ધ બળો શામિલ ન હોત તો દિલ્લીમાં એક પણ ગાયની કુરબાની થવા ન પામત

## આથી દિલ્લીના હિંદુઓ અજાણ છે.

ગોવધ નિષેધની વિરૂદ્ધમાં કેટલાક ખિતાબ પામેલા સાહેબો પોતાની બધી દોલત ખરચાઇ જાય તેની ફિકર નહીં, પણ ગાય કુરબાની કોઇ પણ પ્રકારે વધુ સંખ્યામાં થવી જોઇએ, એવા નિશ્ચય ઉપર આવેલા હતા, તેથી ગોવધ નિષેધના તરફદાર કેટલાક દિલ્લીના મુસલમાનોએ ખાવા, પીવા કે ઉંઘવાની દરકાર કર્યા વગર નાવાકિફ મુસલમાનોને ગાયની કુરબાની ન કરવી જોઇએ એનાં સબળ કારણો સમજાવવા ઇદના દિવસોમાં જે અથાગ પ્રયાસ કર્યો છે, અને પરિણામે ગરીબ મુસલમાનોએ વિરોધીઓનું કંઇ પણ ન માનતાં ખિલાફતની અગત્યને ઉચ્ચ સ્થાન આપ્યું છે, કસાઇઓએ ગાયની જબીહમાં ભાગ નહી લેવાના તથા મજુરોએ માસ નહીં ઉપાડવાના પ્રશંસાપાત્ર ઠરાવો કર્યા છે, આથી કેટલાક ધનવાનોને ગાય કુરબાનીનું કામ સ્વહસ્તે કરવાની તથા મહા મુસીબતે ગોસ ઘેર પહોંચતું કરવાની ફરજ પડી છે, અર્થાત આ સમયે ગોવધ વિરૂદ્ધ ફેલાએલો જોશ, ગાય કુરબાની કરનાર પ્રત્યે સ્ત્રીઓ વગેરેનો ભારે તિરસ્કારાદિ સમાચાર, હિંદુ ભાઇઓને મળ્યાં હોત, તો તેઓ મુસલમાનોની ખરા અંતઃકરણની લાગણી, શુદ્ધ ઉત્કંઠા, અને ઉપકારનો બદલો વાળવાની ભારે અભિલાષા વગેરેની તેઓને સંપૂર્ણ ખાતરી થઇ જાત.

## બીજી આવૃત્તિ પ્રગટ કરવાનું કારણ.

પ્રકર ઇદનો સમય વીતી ગયો, તેની હજારો નકલો હાથોહાથ વહેચાઇ ગઇ, પણ તેને મળેની અસાધારણ ફતેહ અને પહેલી છાપને લીધે મેં કેટલા સ્થળોના મુસલમાન મુસલમાનો અને અન્ય શુભેચ્છકો તરફની ચાલુ માગ અને કોઇપણ સ્થળ એના અધીર્થી ખાલી રહેવા ન પામે એવી તેઓની અભિલાષા, વિરોધીઓના રિસાલામાં થયેલી ટીકાના ઉત્તરો આપવાની અગત્યાદિ કારણોસર બીજી આવૃતિ પ્રગટ કરવામાં આવી છે. માન ઉર્દુ ગુજરાતી લખાએલાં કેટલાક પુસ્તકોમાં ગૌવધ નિષેધની જરૂર ઉપર ધટતો પ્રયાસ કરવામાં આવ્યો છે, તેથી આ પ્રસંગે આ રિસાલા ઉપર ઉઠાવેલા વાંધાનો મારી આગ્રત પ્રમાણે સંક્ષિપ્તમાં ઉત્તર આપવા માગું છું. કારણ કે લંબાણની ટેવ નથી અને અવકાશ પણ નથી

## આ પુસ્તકનું નામ બદલવામાં આવ્યું છે.

પહેલા આ પુસ્તકનું નામ તરકે ગાઓકુશી રાખવામાં આવ્યું હતું, તે પ્રત્યે ઘણો વાંધા લેવામાં આવ્યા. જેવા કે હિંદુઓ ગાય કુરબાનીની ગાયને જીવથી મારી નાખવી (કતલ કરવી) કહે છે, અને ગાઓકુશીનો અર્થ પણ એવોજ થાય છે. મતલબ કે તરકે ગાઓકુશી હિંદુઓમાં વપરાતા અર્થનો શબ્દનો પડઘો પાડે છે ને ગાય કુરબાનીના ખરા અર્થનો સાધારણ રીતે આ શબ્દ વધુ પ્રચાર પામેલો હોવાથી મેં વાપર્યો છે. પણ જાતિ હઠ મને પસંદ ન હોવાથી, કોઇ પક્ષ વિરુદ્ધ નહીં પણ કોમના ભલા ખાતર પુસ્તક લખેલું હોવાથી વાંધાઓને વિશેષ ઉત્તેજન ન આપતા ખુશીથી એનું નામ બદલી–

## તરકે કુરબાનીએ ગાઓ રાખ્યું.

હું હિંદુઓમાં પ્રચાર પામેલા શબ્દો કરતા મારી કોમમાં વપરાતા શબ્દને વિશેષ પસંદ કરું છું, અને શબ્દોની મારામારીમાં હું પોતે ઉતરવા માગતો નથી, તેમ મારી કોમને પણ ઉતારવા માગતો નથી

## આ પુસ્તકપરથી મને પ્રાપ્ત થએલું ઈનામ.

આ પુસ્તક પ્રગટ થયા પછી મને તેના વિરુદ્ધ પક્ષવાળા તરફથી જે ઇનામ આપવામાં આવ્યું છે, તે ઘણા માન સાથે જાહેર કરવાની રજા લઉં છું. આ ઇનામ તે બીજું કાંઇ નહીં પણ લગભગ દરેક પોસ્ટમાં ગાળોથી ખીચોખીચ ભરેલા મળતા પત્રો છે. એ તો સિદ્ધ થઇ ચૂક્યું છે કે જ્યારે કોઇ માણસ જવાબ આપવાને અશક્ત હોય છે ત્યારે તે ગાળો દેવા મંડી જાય છે એટલે હવે કેટલાક નિરાશાઓ તરફથી એવાજ બદદુઆ દેનારા પત્રો મળવા લાગ્યા છે કે "ખુદા કરે તમો જલદી મરી જાઓ અથવા આંધળા થાઓ એટલું તો જરૂર થાઓ કે તમે ફરી તંદુરસ્ત ન રહો. અને બીજી આવૃત્તિ પ્રગટ કરવા ન પામો" આ સાહેબો પ્રત્યે મારી એટલીજ નમ્ર વિનંતિ છે કે માફ. હજુથી આ હિંમત સંધ નહીં થાય હવે હિંદમાં આ વિષયના લાખો માણસ પેદા થયા છે. એટલે મારા મરણ બાદ એઓ આ કામ પૂરું કરશે મંદવાડ તો આ પુસ્તક પૂરું કરવામાં વિઘ્ન રૂપ ન થયું, તે હવે પછી પણ ખુદાની મદદ અને ભરોસા ઉપર આધાર રાખી કહી શકું કે વિઘ્ન રૂપ નહીંજ થઇ પડે.

## હસન નિઝામીકો કોઇ છાંટ નહીં ડાલતા.

બકર ઇદના દિવસોમાં એક બર મિટિંગમાં મવલાના મોનવી સાહિબના એક મુરીદ અથવા માનનારાએ ક્રોધાવેશમાં છચોક ફરમાવ્યું કે "કિયા, કોઇ હસન નિઝામીકો છાંટ નહીં ડાલતા" અર્થાત હસન નિઝામીને કોઇ શા માટે મારી નથી નાંખતું. મને જણાવતાં અત્યાનંદ થાય છે કે અદ્યાપિ પણ મુસલમાનોમાં એવા માથું વેચનારા (આપનારા) યોદ્ધા મોજુદ છે અને ધર્મ માટે મારવા મરવાને તત્પર છે. આ પ્રસંગે મારા જોશીલા ભાઇઓને મારે કહેવું જોઇએ કે હસન નિઝામીએ કોઈ કતલ કરવા લાયક અપરાધ કર્યો નથી. જો તેણે કોઇપણ અપરાધ કર્યો હોય તો તે આપણા તુર્ક, અરબ અને ઇરાની ભાઇઓની વગર વાંકે થતી કતલ અટકાવવાનેજ છે. જો આ પ્રસંગે હિંદના ૩૩ કરોડ હિંદુ મુસલમાન એક સંપમાં જોડાશે, તો તુર્ક, અરબ અને ઇરાની ભાઇઓ જે ખરેખર આજે મદદ વગર એશિયાના કુસંપના કારણે મુસીબતમાં આવી પડેલા છે. તેઓના પ્રાણ કદાચ બચી જશે. આપણે આપણી લાચારી, અશક્તિ જાણીએ છીએ તેમ સમજીએ પણ છીએ કે આપણી ૩૩ કરોડની એક સંપી સામા પક્ષને મુકાબલે, ખિલાફત અને પવિત્ર સ્થળોની શિકાયત દૂર નહીં કરી શકે. પણ જ્યારે બીજા દેશના લોકો હમારું ઐક્ય જોશે, ત્યારે ખચિતજ સત્યની ખાતર તેઓની સહાનુભૂતિ હમારા પ્રત્યે પ્રેરાશે, અને આ આલમગીર લાગણી તેઓની જુલ્મી પકડને ઢીલી અને નરમ કરી નાંખશે, અને આ લાગણીથી હમારા દુખી ભાઇઓ જે આજે મોત અને હયાતીના મેદાનમાં છેલ્લો પ્રકાશ કરી રહ્યા છે, તેઓ પોતાની પીઠ ઉપર મદદ માટે ૩૩ કરોડની સંખ્યાને ઉભેલી જોઇ તેમનાં અંતઃકરણ નિડર અને બળવાન થવા પામશે. અને તેઓમાં એક નવો-અને ગરમ સ્પિરિટ આવ્યા વગર રહેશે નહીં.

જો આપણે આ સંકટમાં આવી પડેલા ભાઇઓની સ્વતંત્રતા અને આબરૂનું રક્ષણ કરવા ચાહતા હોઇએ તો હવે હમારે એક નિર્ભય અને સુરક્ષિત રસ્તો કે જે હમારા રાજકર્તાના કાયદા વિરૂદ્ધ પણ ન હોય અને જેથી હમારા દુઃખી ભાઇઓ પ્રત્યેની ફરજ પણ અદા થઇ શકતી હોય તે ગ્રહણ કરવી જોઇએ. મારા વિચાર પ્રમાણે આ રસ્તો હિંદના ઐક્યમાં રહેલો છે, અને તેનું મૂળ એક જાનવરની કુરબાનીના નિષેધ ઉપર અવલંબેલું છે. જો આમજ છે તો પછી, પોતાના વિદેશી ભાઇઓના પ્રાણ અને આબરૂ ખાતર તેનો નિષેધ તમો નહીં કરો ?

અફસોસ કે આજે દુન્યામાં મુસલમાનોની કોમી હસ્તી અને દીની આબરૂનું વહાણ વમળમાં ગોથાં ખાય છે. અને તેને કાઢવાને ગરીબ બિચારા નાવિકો જીવતોડ કોશિશ કરી રહ્યા છે. ત્યારે એક બાજુએ માનના ભૂખ્યા અને સ્વાર્થીઓ આ નાવિકોને મદદ કરવાને બદલે દરીઆમાં હડસેલી મૂકવાનો પ્રયત્ન કરવા લાગ્યા છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ગાયની કુરબાની માટે ઉશ્કેરનારા; એનો હેતુ જાણીબુઝીને મુસલમાનોને તબાહ અને બરબાદ કરવાનો છે. ખુદાપાક એવાઓને સીધા રસ્તા ઉપર જલદી આવે અને સ્પેનના તે મુસલમાનો જેવા ન બનાવે કે જેમણે આવાજ વાંધાઓ ભરયા કરી તથા ઇસાઇઓને બળવાન બનાવી ઇસ્લામી રાજ્ય ઉંધું વાળ્યું હતું. અંતે આ વિઘ્નસંતોષીઓને ખ્રિસ્તીઓએ જોર જુલ્મથી દેશપાર કાઢી મૂક્યા. આવાં નઠારાં કૃત્યના પરિણામે આજે સ્પેનમાં એક મુસલમાનની હસ્તી કે નિશાન રહેવા પામ્યું નથી.

[ આ લેખનો ઘણો મનન કરવા જોગ ભાગ આવતા અંકમાં. ]

# 'હિન્દુઓનું સત્ય.'

ભૂમંડલની સમસ્ત જાતિઓમાં જેવું સત્ય હિન્દુઓમાં છે, એવું અન્ય કોઇ પણ મનુષ્ય સમુદાયમાં નથી. આ કથન મનઃકલ્પિત નથી. એના સમર્થનમાં અનેક અભ્રાન્ત પ્રમાણ છે. હિન્દુ જાતિ સંસારમાં અત્યન્ત પ્રાચીન છે. એના જીવન કાળમાં અનેક પ્રાચીન જાતિઓનો વિનાશ થઇ ગયો છે, અને અનેક નવીન જાતિઓનો પ્રાદુર્ભાવ થયો છે. જો આપણે હિન્દુ-જાતિના સત્ય વિષેની સમાલોચના કરીએ, તો કેવળ એની વર્તમાન દશા પરજ દૃષ્ટિ રાખવી જોઇએ નહિ. કિન્તુ એના પ્રાચીન ઇતિહાસને પણ જોવો જોઇએ, સન ૧૦૦૦ ઇસ્વી સુધી હિન્દુ જાતિ પોતાના સ્વાભાવિક રૂપમાં હતી, અને પોતાનાં માન-મર્યાદા પર સ્થિત હતી. ત્યાર બાદ આ દેશમાં વિદેશીઓનું આગમન થયું, અને ક્રમશઃ ભારત વર્ષ પર તેમનું આધિપત્ય થયું. ત્યારથી આજ પર્યંત આ દેશ વિદેશીઓ દ્વારા શાસિત બની રહ્યો છે. એમના શાસન કાળમાં ભારત વર્ષની પ્રાચીન સભ્યતા પર કેટલાએ આઘાત-પ્રત્યાઘાત થયા. અત્યારે તેનું પ્રાચીન રૂપ રહ્યું પણ નથી. તો પણ હિન્દુ-જાતિ પોતાના પ્રાચીન આદર્શોને બિલકુલ વિસરી ગઇ નથી. અત્યારે પણ પોતાના અતીત ગૌરવની રક્ષા કરી રહી છે. હજાર વર્ષ પહેલાં હિન્દુ કેટલા સત્યવક્તા હતા, તેનો કંઇક હેવાલ અત્રે આપવામાં આવ્યો છે. અત્યારે નથી તે સમય રહ્યો, અને નથી તે હિન્દુ-જાતિની સચ્ચાઇ રહી, એ વિદેશીય સંસર્ગનું ફળ છે. કંઇક સમયનો પણ પ્રભાવ છે. જુઓ અંગ્રેજી ન્યાયાલયનો ઉદ્દેશ ન્યાય કરવાનો છે, સત્ય-અસત્યનો નિર્ણય કરવાનો છે, છતાં આજ-કાલ અનેક આનુષંગિક કારણોથી સત્ય કરતાં અસત્યનીજ વૃદ્ધિ થતી જાય છે. અત્યારે તો ન્યાયના અનુસંધાનમાં બારિસ્ટરો, વકીલો અને મુખત્યારોની ઘણી આવશ્યકતા છે, એમના વિના કોઇ પણ પ્રસંગ પાર નથી ઉતરતો, પરંતુ કોઇ કહી શકે છે, કે એઓ સદૈવ સત્ય પથના પ્રદર્શક હોય છે? લોકમત તો એમની વિરુધ્ધ છે. મુસલમાનોના શાસન-કાળમાં હિન્દુ-પ્રજા અત્યાચારથી પીડિત હતી. પોતાની રક્ષા કરવાને માટે તેમને અનેક પ્રયત્ન આદરવાં પડયા છે. પરંતુ અંગ્રેજી રાજ્યમાં તે ભય નથી. છતાં મનુષ્યને પોતાના જીવન-નિર્વાહને માટે એવા અનેક ઉપાય કરવા પડે છે, કે જેમાં કેવળ સત્યથી નથી ચાલી શકતું. અત્યારે પણ શહેરોના રહીશ કરતાં ગ્રામ્ય મનુષ્ય સત્ય પર કંઇ વધારે આરૂઢ છે. ગામની પંચાયતોમાં અત્યારે પણ દુધનું દુધ અને પાણીનું પાણી થઇ જાય છે. નગરની લીલા અકથનીય છે. ત્યાં અનેક કારણથી, આપણે જેવું સત્ય ઇચ્છીએ તેવું નથી રહ્યું. છતાં સત્ય બિલકુલ ઉડી ગયું નથી. અત્યારે પણ ભારતવાસી અન્ય દેશવાસીઓ કરતાં અધિક સત્ય વક્તા હોય છે. ભારતમાં અસત્ય કથનને અત્યારે પણ પાપ સમજવામાં આવે છે.

પ્રાચીન ભારતવાસીઓની સત્યનિષ્ઠાનું કથન આપણે નહી કરીએ. એ વિષયમાં વિદેશીઓનું કથન અધિક પ્રામાણિક છે, તેમાંથી કંઇક ઉલ્લેખ નીચે કરવામાં આવ્યો છે. પ્રાચીન હિન્દુ-સાહિત્યમાં

સત્યની જે પ્રશંસા કરી છે, તેનાથી પણ હિન્દુઓની સત્યપ્રિયતા પ્રમાણિત થાય છે, સારાશ, હિન્દુ-જાતિની સત્યનિષ્ઠાના એ પ્રમાણ ત્રણ પ્રકારના છે.

(૧) યુનાન, ચીન આદિ દેશવાસીઓનાલેખ.

(૨) મુસલમાન અને અંગ્રેજ લેખકોનું વર્ણન.

(૩) હિન્દુ-સાહિત્યમાં રહેલું પ્રમાણ.

એ પ્રમાણો નીચે આપવામા આવે છે.—

(૧) કેસિયસ નામક એક યુનાની ઇસાથી પાંચમો વર્ષ પહેલા ઇરાની બાદશાહના દરબારમા હકીમ હતો. તેણે હિન્દુઓના સત્ય-વ્યવહારના વિષયમા પોતાના ગ્રન્થમા ઘણુ લખ્યું છે. ગ્રન્થમાં ભારતવાસીઓની ન્યાયશીલતાની પ્રશસામાં તેણે એક પુરૂ પ્રકરણ લખી દીધું છે. સર્વથી પ્રથમ તેણે ભારતવાસીઓના વિષયમા લખ્યુ છે.

(૨) પાટલિપુત્રમા સમ્રાટ ચંદ્રગુપ્તના દરબારમા સેલ્યુકસ નિકેટરનો યુનાની એલચી મેગેસ્થિનીસ હતો. તે લખે છે કે, 'અહીં (ભારતવર્ષમા) ઘણીજ ઓછી ચોરી થાય છે. લોકોમા સત્ય અને ધર્મ પ્રત્યે અતિ આદર અને સન્માન છે, અહીના લોક તસ્કરના ભયથી પોતાના ગૃહ બંધ કરતા નથી. તેમને પોતાના દ્રવ્ય સમૂહની રક્ષા કરવાને માટે તાળાની પણ જરૂર પડતી નથી.'

(૩) એરિયન ઇસાથી પહેલા બીજી શતાબ્દિમા થયો છે. તે લખે છે. કે 'હિન્દુસ્તાનમા નગરો અને ગામોની સ્થિતિ જાણવાને માટે નિરીક્ષક રાખવામાં આવે છે, તે સર્વ સ્થળે ભ્રમણ કરીને સત્ય રિપોર્ટ રાજાને મોકલે છે. તે અસત્ય રિપોર્ટ કદી પણ આપતા નથી અસત્ય વદવાનો અભિયોગ કદી કોઇ પણ ભારત વાસી પર લગાડવામા આવ્યો નથી

(૪) હુએનશાગ એક ચીની યાત્રીહતો. જે ભારત વર્ષમાં સાતમી શતાબ્દિમા બૌદ્ધ ધર્મનું અધ્યયન કરવાને આવ્યો હતો તે લખે છે કે 'ભારતવાસીઓમાં સત્ય અને ઇમાનદારી, એ બે મોટા ગુણ છે, એઓ અન્યાયથી કોઇનુ પણ ધન લેતા નથી, તેમના રાજ્ય-શાસનમા સત્યની પ્રધાનતા રહે છે,'

(૫) ભારત વર્ષને સર્વથી પ્રથમ પોતાના અધિકારમા લેનાર મુસલમાનોની એ વિષયમા જે સંમતિઓ છે, તે અગ્યારમી શતાબ્દિના ઇદ્રિસી નામક એક મુસલમાન લેખકના એક પુસ્તકમા આપી છે. તેમનો સારાશ એ છે કે—

'હિન્દુ ન્યાય પરાયણ છે, એઓ ન્યાય-પથથી કદી વિચલિત નથી હોતા, એઓ પોતાની બાબતમા મોટા ધનિક છે પોતાના એ ગુણોને લીધે એ એવા પ્રસિદ્ધ છે, કે તેમના દેશમાં સર્વ દેશોથી અનેક મનુષ્ય આવ્યા કરે છે.'

(૬) તેરમી શતાબ્દિમાં માર્કો પોલો નામક યાત્રી ભારતમા આવ્યો હતો, તેનું કથન છે કે 'ભારત વાસીઓ સસાર ભરમા સર્વથી સારા વ્યાપારી છે. એ મોટા સત્યવક્તા છે કોઈ પણ ચીજની લાલચથી એ અસત્ય બોલતા નથી.

(૭) ચૌદમી શતાબ્દિમા ફ્રયર જોર્ડેનસ નામક એક ઇસાઈ ભિક્ષુક થઇ ગયો છે, તેણે લખ્યું કે 'દક્ષિણ અને પશ્ચિમ ભારત વર્ષના લોક મોટા સત્ય બોલનારા અને ન્યાય પ્રિય છે'

(૮) પંદરમી શતાબ્દિમા કમાલુદ્દીન અબ્દુર્રજ્જાક સમરકન્દી, પોતાના રાજાનો દૂત થઇ

કાલીકટ અને વિજાનગર રાજાઓના દરબારમા આવ્યો હતો, તે લખે છે કે 'આ દેશ ( બાગનગર )મા વ્યાપારી અને દુકાનદાર ખૂબ અમન-ચૈનથી રહે છે અહીં ચોરી-લુંટનો ભય નથી'

(૯) સોળમી શતાબ્દિમા અકબર બાદશાહનો વઝીર અબુલ-ફઝલ આઇને-અકબરીમા લખે છે કે હિન્દુ ઘણા ધાર્મિક, શિષ્ટાચારી, પ્રસન્નચિત્ત અને ન્યાયપરાયણ છે, અતિ મળવું-હળવુ એ પસન્દ કરતા નથી. પોતપોતાના કાર્યમા સર્વ કુશળ હોય છે, સર્વ સત્ય-પથ ગ્રહણ કરે છે. એ અન્યના ઉપકારને ભૂલતા નથી. પોતા પર ઉપકાર કરનાર પર એઓ અતિ કૃતજ્ઞ હોય છે તેમનામા સ્વામિભક્તિ અસીમ છે હિન્દુ સૈનિક સમર-ભૂમિમાથી પલાયન કરવું સમજતા નથી

(૧૦) ગત સમયના મુસલમાનોનો ભાવ હિન્દુઓ પ્રતિ એવો સારો હતો. કર્નલ સ્લીમેન લખે છે, કે 'મારી વાતચિત એક સારા પ્રતિષ્ઠિત મુસલમાન અફસર સાથે થઇ. તેનુ નામ સલામતઅલી હતુ. તેણે કહ્યુ, મુસલમાનોમા ૭૨ વિભાગ છે, અને દરેક વિભાગનો આદમી પોતાનાજ વિભાગ વાળાની સાથે ન્હેવાન પસંદ કરે છે પરંતુ હિંદુઓમાં એ વાત નથી. એઓ મુસલમાનોની સાથે રહેવાથી પણ પ્રસન્ન રહે છે

(૧૧) મર્ઝન માલ્કમ સાહેબ લખે છે - 'હું નિશ્ચય પૂર્વક કહી શકુ છું, કે હિન્દુઓમા અસત્ય વદવાની આદત નથી. જો એ કદી અસત્ય બોલે છે, તો તે ભયથી અથવા નાસમજથી જો તેમને હકીકત સમજાવવામા આવે તો હમેશા સત્ય બોલે છે,

(૧૨) પ્રોફેસર વિલસને હિંદુઓની સત્ય પ્રિયતા અને તેમના સદ્વ્યવહારની અતિ પ્રશંસા કરી છે પોતે લખે છે કે મને કલકત્તાની ટંકશાળમા હિંદુ કારીગરોની સાથે રહેવાનો ઘણો અવસર મળ્યો છે હું એમની સ્થિતિ સારી રીતે જાણું છું એ ઘણા મહેનતુ, હસમુખા, અને સ્વામિ-ભક્ત હોય છે એ નથી શરાબ પીતા નથી લડતા વઢતા કે નથી અફસરોની આજ્ઞા ઉથાપતા. એ પોતાના કામમા અતિ નિપુણ હોય છે જ્યારે તેઓ કોઇ ઉપર વિશ્વાસ મેરે છે, ત્યારે તેને પોતાના હૃદયની સર્વ વાત કહી દે છે વિલ્સન સાહબને હિન્દુ-પંડિતો સાથે પણ ઘણું કામ પડયુ હતું'. કારણ કે તેમની પાસે સંસ્કૃત શીખ્યા હતા પંડિતોના વિષયમા એમની સંમતિ છે કે તે ઘણા પરિશ્રમી, બુદ્ધિમાન, પ્રસન્નચિત્ત અને સરળ હૃદય હોય છે તેમનામા બાળકો જેવી સરળતા હોય છે. કામ-કાજ તથા અન્ય લૌકિક વિષયોથી તેઓ અપરિચિત હોય છે. આ તે પંડિતો વિષે એમનો મત છે. અન્ય ભારતવાસીઓના વિષયમા તે લખે છે કે એઓ ઘણા શિષ્ટાચારી, સભ્ય, બુદ્ધિમાન, ઉદારચિત્ત અને નિયમોનું અનુસરણ કરનાર હોય છે

(૧૩) કર્નલ સ્લીમન હિન્દુસ્તાનમા ઘણા વર્ષ સુધી ઠગ દૂર કરવાની સંસ્થામા કમિશ્નર હતા. તેમણે 'મ્હારૂ ભ્રમણ' (My Rambles) નામક એક પુસ્તક લખ્યુ છે જે ૧૮૪૪મા પ્રકાશિત થયુ હતું તેમા ભારતવાસીઓની સત્ય સ્થિતિ લખી છે સ્લીમન સાહેબ પોતે ઘણા સત્ય પ્રિય હતા. તેમની એ ગ્રંથોની કઇક હકીકત નીચે પ્રમાણે છે

ગ્રામ્ય જનોમાં અસત્ય નામમાત્ર પણ નથી, એ લોકો અસત્ય વદવું યા દગો દેવો એ સમજતા નથી અસભ્ય ગોંડ ભીલોમા પણ એવા છે, જે ચાહે તો મનુષ્યહત્યા કરવામા કઇ સંકોચ ન ધરે, પરંતુ અસત્ય કદી બોલે નહિ. ગામોમા પીપળાનું વૃક્ષ હોય છે, તેને હિન્દુ ઘણુ પવિત્ર સમજે છે અને કહે છે કે એ પર હમારા દેવ રહે છે કોઇ પણ ગ્રામ્યજન પીંપળાના વૃક્ષ નીચે ઉભા રહી અસત્ય વદતા નથી, ગામોની પંચાયતોમા સર્વ મનુષ્ય સત્ય બોલે છે. મારી પાસે એવા સેંકડો કેસ આવ્યા છે કે જેમા અસત્ય વદવાથી અપરાધીઓના ધન અને પ્રાણ ઉભયની રક્ષા થત

શકતી હતી, છતાં તેમણે અસત્ય બોલવું સ્વીકાર્યું નહી. જે લોક નગરમાં આવી ન્યાયાલયમા અસત્ય વદી જાય છે. તેઓ પણ પોતાના ગામની પંચાયતમાં અસત્ય કદી વદતા નથી જો એમના હસ્તમા ગંગાજલિ આપવામાં આવે તો તેઓ કદી અસત્ય ન બોલે.'

(૧૪) માઉન્ટ સ્ટુઅર્ટ એલફિન્સ્ટન સાહેબ પોતાના 'ભારત ઇતિહાસ' માં લખે છે કે 'હમારાં મોટાં મોટાં નગરોમા જેવા લુચ્ચા લફંગા મળે છે, તેવા હિન્દુઓમાં નથી. ગામોમાં પ્રાયઃ સર્વ ભલાં મનુષ્ય છે. પડોશીઓની સાથે તેમનો વ્યવહાર ઘણો સ્નેહપૂર્ણ હોય છે. અન્યની સાથે પણ તેઓ અસદ્-વ્યવહાર રાખતા નથી. ભારત વર્ષમા ઠગ અને લુંટારાઓના પાપકાર્યોની ગણના કરતા છતાં પણ અહિ એટલા અપરાધ નથી થતા કે જેટલા ઇગ્લંડમાં થાય છે. હિન્દુ સીધા અને સત્ય વક્તા છે. તેમજ કેદીઓની સાથે પણ તેઓ જેપ્રકારે દયાપૂર્વક વ્યવહાર રાખે છે. તે પ્રકારે એશીઆમાં અન્ય કોઇ પણ જાતિ રાખતી નથી. એઓમાં વ્યભિચાર નથી. એ વાતમાં એમનું સ્થાન અન્ય દેશો કરતાં અવશ્ય ઉચ્ચ છે. એમનાં શુદ્ધ ચરિત્રથી હમને શિક્ષા મળે છે.'

(૧૫) ભારત વર્ષના પ્રથમ ગવર્નર જનરલ વૉરન હેસ્ટિંગ્સ સાહેબ લખે છે કે 'હિન્દુ ઘણા સજ્જન છે, એ અન્યપર દયા રાખે છે. એમની ઉપર કોઈ ઉપકાર કરવામા આવે તો તેઓ ઘણુ કૃતજ્ઞ બને છે. જો કોઇ એમની સાથે બુરાઇ કરે, તો પણ તેઓ બદલો લેવાને માટે એટલા ઇચ્છુક નથી હોતા, કે જેટલા અન્ય દેશવાસી હોય છે. એ સ્વામિભક્ત હોય છે. સર્વ સાથે સ્નેહ રાખે છે, અને રાજાજ્ઞાનુ ઉલ્લંઘન કરતા નથી.'

(૧૬) બિશપ હેબર લખે છે કેઃ-'હિન્દુ લોક વીર, સભ્ય અને બુદ્ધિમાન છે. વિદ્યા અને સુધારા પ્રતે ઘણા પ્રેમી છે. એઓ ગંભીર અને મહેનતુ છે. માબાપની સારી સેવા કરે છે. સદા ધૈર્ય અને શિષ્ટાચારથી કામ લે છે, જો એમની સાથે થોડી પણ દયાથી વ્યવહાર રાખવામાં આવે, તો તેઓ અતિ કૃતજ્ઞતા પ્રગટ કરે છે. મે એવા મનુષ્ય અન્ય સ્થળે નથી જોયા.'

(૧૭) પ્રોફેસર મેક્સમુલર લખે છે, કે 'મને વીસ વર્ષથી હિન્દુસ્તાનના બાળકોને એવી સારી નિરખવાની તક મળી છે, કે જો તેમની ચાલ-ચલગતમાં કોઇ પ્રકારની બુરાઇ થતી, તો તે મારાથી છુપી રહી શકતી નહિ. જ્યારે તેમનામા પરસ્પર અથવા અગ્રેજ બાળકોની સાથે વાદ-વિવાદ થતા, ત્યારે તેઓ સર્વ સત્ય બોલવાની ચેષ્ટા કરતા અને ઉદારતા પૂર્વક વ્યવહાર રાખતા હતા. મેં યુરોપ તથા અમેરિકાના લોકોમાં એવા સદ્વ્યવહાર નથી જોયા. એમના વિચારમાં ઉદંડતા નહોતી. પ્રત્યેકમા સહનશીલતા રહેતી હતી હુ એ પણ કહી શકુ છું, કે જ્યારે સસ્કૃતજ્ઞ અગ્રેજ વિદ્વાન્ એમને અભક્ષ્ય કહીને ટોણો મારે છે, યા દુર્વાચ્ય કહે છે, ત્યારે એ બાળકોને અતિ આશ્ચર્ય ઉત્પન્ન થતું. જો કદાચ એ બાળકો ભૂલ કરતા, તો તેઓ પોતાની ભૂલને કબુલ કરવાને સદૈવ તત્પર રહેતા. જો એમની વાત પ્રમાણ સહ સિદ્ધ થઇ જતી, તો તેઓ પોતાના અગ્રેજ મિત્રો સાથે રકઝક કદી કરતા નહિ. તેઓ નુકતેચીની પણ કદી કરતા નહિ, તેમજ પોતાની વાત માન્ય કરાવવાને હઠ પણ કરતા નહિ. તેઓ અસત્યને સદૈવ ત્યાજ્ય સમજે છે. એમનામાં એવી ચાલાકી નથી, કે જેવી કદી કદી અન્ય લોકોમાં થયા કરે છે.

પોતે એ પણ કહે છે કે 'મને અગ્રેજ વેપારીઓએ વારવાર કહ્યું છે, કે જેવી વ્યાપારી શાખ ભારતવર્ષમા છે, તેવી અન્ય કોઇ દેશમાં નથી આ દેશમા હુંડી શિકરાયા વિના રહેતી

નથી. મારો કહેવાનો એ અભિપ્રાય નથી કે હિન્દુસ્તાનનાં સર્વ ૩૩ કરોડ મનુષ્ય દેવ છે, પરન્તુ હું આપને એ વિશ્વાસ દેવાને તથા સમજાવવાને ચાહું છું કે ભારતવર્ષનાં મનુષ્યો ઉપર અસત્ય બોલવાનો દોષ લગાવવો સર્વથા નિર્મૂળ અને મિથ્યા છે. સન ૧૦૦૦ ઇસ્વી બાદ ભારતવર્ષમાં વિદેશીઓનાં આક્રમણ થવા લાગ્યાં. મુસલમાનોનાં રાજત્વકાલમાં હિન્દુઓ પર જે ભયંકર અત્યાચાર થયા, તેમનું વૃત્તાંત વાંચીને મને આ વાતનું આશ્ચર્ય થયું, કે ભારતવાસીઓમાં એટલી સત્ય વાણી અને સજ્જનતા શી રીતે રહી ગઇ. સિપાઇની સામે મુલક સત્ય નહિં વદે. એ રીતે હિંદુ પણ મુસલમાન હાકિમોની સામે સત્ય બોલવાની હિંમત રાખી શકતા નહિ. જો તમો કોઇ વિદ્યાર્થીને ડર બતાવી પૂછો, તો તે ડરને લીધે અસત્ય વદે છે. એ પ્રમાણે જો તમો લાખો મનુષ્યને ભયભીત કરી દો, તો એ આશ્ચર્યની વાત નથી કે તેઓ તમારા પંજામાંથી નિકળવાને માટે અસત્ય પંથનું અવલંબન કરે. ઇગ્લંડ જેવા સ્વતંત્ર દેશમાં આ વખતે સત્ય બોલવું એ સહજ વાત છે. પરંતુ જેમ જેમ અમે વૃદ્ધ બનતા જઇએ છીએ, તેમ તેમ બિલકુલ સત્ય બોલવું કઠિન માલુમ પડે છે. અત્યાચારથી પીડિત હિન્દુઓને પણ એ માલુમ થઇ ગયું છે કે દુનિયામાં સર્વથા સત્ય બોલવું કઠિન છે. ભારતવર્ષમાં વિદેશીઓનું આક્રમણ થયા પછી નિરંતર અત્યાચાર થવાને લીધે હિંદુઓની સત્યવાણીમાં અંતર પડવા લાગ્યુ.

હિન્દુઓની સચ્ચાઇના વિષયમાં હિન્દુ-સાહિત્યમાં અનેક પ્રમાણ મળે છે. એવો કયો હિન્દુ ગ્રંથ છે, કે જેમાં સત્યના મહિમાનુ ગાન ન હોય.

સંસ્કૃતમાં सत् શબ્દનો અર્થ હોવું થાય છે. જે વાસ્તવમાં છે, તે સત્ય છે, એ પ્રમાણે ऋत् શબ્દનો અર્થ સીધું થાય છે. જે વાત છળ-કપટ વિનાની છે, તે ऋत् યા सत्य છે. એ શબ્દોથી પણ જ્ઞાત થાય છે કે હિન્દુ લોક સત્યને સરળ, સ્વાભાવિક, અને સીધી વાત સમજે છે. સત્ય બોલવું, અને સત્ય વ્યવહાર રાખવો, એ સ્વાભાવિક વાત હતી, બનાવટી નહિ. હિન્દુઓએ પોતાના દેવોને માટે सत्, ऋत् આદિ વિશેષણોના ઘણા પ્રયોગ કર્યા છે એઓએ પરમાત્માને सत्-चित्-आनन्दना નામથી પુકાર્યા છે.

ઋગ્વેદના સાતમા મંડળમાં ૧૦૪ અને ૧૧૪ મંત્રોમાં વસિષ્ઠજીનું વાક્ય છે કે-'જુઠાં મનુષ્ય નાશને પ્રાપ્ત થાઓ.' અથર્વ વેદના (૪) ૧૬ માં કહ્યું છે, કે 'જે જુઠું બોલે છે, તેને તારા ભયંકર પાશથી બાંધી લે, અને સત્ય બોલનારથી દુર રાખ.'

શતપથ-બ્રાહ્મણમાં કેટલીએ જગાએ સત્યની અતિ પ્રશંસા કરી છે. (અધ્યાય ૨, ૩) ભાવાર્થ એ છે, કે જે સત્યવાદી છે, તેમનો દિન પર દિન પ્રભાવ વૃદ્ધિ પામતો જાય છે, અને તેમની દશા નિરન્તર ઉન્નત થતી જાય છે. જે અસત્ય બોલે છે, તેમના હાલ એનાથી વિપરીત છે. એ માટે મનુષ્યે સદૈવ સત્ય બોલવું જોઇએ. અસત્ય વદવાથી મનુષ્ય અપવિત્ર અને પતિત બને છે. તૈત્તરીય આરણ્યકના દશમા અધ્યાયમા કહ્યું છે, કે-જે પ્રમાણે ઘડાની ઉપર રાખેલી તલવાર પર ચાલનાર મનુષ્ય ડરે છે કે હમણા પડશે, હમણા પડશે, અને ઘણોજ સાવધાન રહે છે, તે પ્રમાણે મનુષ્યે અસત્યવાદીથી સાવધાન રહેવું જોઇએ.

કઠોપનિષદમાં પિતા અને પુત્રનું એક આખ્યાન છે. જેમાં પિતાએ પોતાનાં સત્ય વ્રતને અનુસરીને યજ્ઞમાં પુત્રનું પણ બળિદાન કર્યું છે. જ્યારે એ પુત્ર યમરાજની પાસે પહોંચ્યો, ત્યારે યમે તેને ત્રણ વર દેવાની પ્રતિજ્ઞા કરી. એ ત્રણ વરમાં એક વર એવો હતો, કે જેને આપવાને

ધર્મે કદિ ખુશ નહોતા, પરંતુ વચન-બદ્ધ હોવાને લીધે તેને આપવાને બંધાયા. એ વર એ હતો કે 'મૃત્યુ પછીની વાતો જાણવી'

રામાયણની આખી કથાનો મૂળ આધાર રાજા દશરથનુ કૈકેયીને વરદાન આપવું એ છે. જો કે એ વચન વિવશ અવસ્થામાં દીધુ હતુ, તો પણ તેને પૂર્ણ કરવું, એ પરમાવશ્યક હતું. જ્યારે કૈકેયીએ રાજા દશરથને વચન અનુસાર રામચંદ્રજીને વનવાસ દેવાનું કહ્યુ, ત્યારે રાજાને વનવાસની આજ્ઞા આપવી પડી. જો કે એથી તેને એટલું દુઃખ થયું, કે અન્તે પ્રાણ પણ આપવો પડ્યો. સત્ય કહ્યું છે, કે **रघुकुल रीति सदा चल आई। प्राण जाहिं बरु वचन न जाई ॥**

રાજા દશરથનાં દેહાવસાન પછી જ્યારે ભરત રામચંદ્રજીની પાસે વનમાં ગયા, અને તેમને અયોધ્યા પાછા આવવાને અનહદ આગ્રહ કર્યો ત્યારે રામચંદ્રજીએ એ ઉત્તર આપ્યો, કે મને ચૌદ વર્ષ સુધી વનમાં રહેવાને માટે પિતાએ આજ્ઞા આપી છે. હું એ આજ્ઞાનો ભંગ નથી કરી શકતો એ પછી જાબાલિ ઋષિએ રામચંદ્રજીને ઘણા સમજાવ્યા, તો પણ રામચંદ્રજી પોતાના વચન પર દૃઢ રહ્યા. એ અવસર રામચંદ્રજીએ સત્યની જે પ્રશંસા કરી છે, તે મનન કરવાને યોગ્ય છે.

મહાભારતમાં પણ સત્યની એવીજ મહત્તા વર્ણવી છે ભીષ્મની પતિજ્ઞા હતી, કે હુ સ્ત્રી પર કદી શસ્ત્ર-પ્રહાર ન કરીશ. એ પ્રતિજ્ઞા અનુસાર ભીષ્મે શિખંડીના બાણોનું કષ્ટ સહીને પોતાનો પ્રાણ ત્યજી દીધો, પરંતુ શસ્ત્ર ન ચલાવ્યુ. મહાભારતમાં લખ્યું છે, કે તમે સહસ્ત્ર અશ્વમેધ અને એક સત્ય ત્રાજવામા તોલો તો સત્યનું પલ્લુંજ ભારી નીકળશે.

જ્યારે દુષ્યન્તે શકુન્તલાને ન ઓળખવાથી તેનો પોતાની પત્નીના રૂપમા સ્વીકાર ન કર્યો, ત્યારે શકુન્તલાએ દુષ્યન્તને એ પ્રમાણે કહ્યુ, કે રાજન્ આપના અંતઃકરણની વાણી સંભારો. એમ નહિ સમજતા કે હુ એકલી છું. તમો પોતાના હૃદયસ્થ સત્પુરૂષને નથી પીછાણતા. તે તમારાં દુષ્કર્મોને જાણે છે. તેની સામે તમો પાપ કરી રહ્યા છો. પાપ કરનાર સમજે છે, કે મારાં પાપોને કોઇ નથી જોતું, પરંતુ એ અસત્ય છે. તેને હૃદયસ્થ સનાતન પુરૂષ (અન્તઃકરણ) અને દેવતા જુએ છે

શતપથ-બ્રાહ્મણમા અરુણ-ઔપવેશીએ પોતાના મિત્રના પ્રશ્નના ઉત્તરમા કહ્યું છે, કે ગાર્હપત્ય અગ્નિ રાખનારને મૌનવ્રત ધારણ કરવું પડે છે, કારણ કે તેને અસત્ય બોલવું સર્વથા ત્યાજ્ય છે, અને સર્વથા અસત્ય ત્યારેજ ત્યાજ્ય થઇ શકે, જ્યારે મૌનવ્રતનું અવલંબન કરવામા આવે.

સ્મૃતિઓમા પણ સત્યનો એવોજ મહિમા ગાયો છે, યાજ્ઞવલ્ક્યજી કહે છે કે, વનમા કુટીમાં રહેવાથી અથવા સામ્પ્રદાયિક વિધિઓનું પાલન કરવાથી, ધર્મ નથી થતો, તે તો કર્મથીજ થાય છે, જે કામ તમે સ્વયં પોતાને માટે કરવા નથી ઇચ્છતા, તે અન્યને માટે પણ કરતા નહિ.

મનુસ્મૃતિમાં પણ લખ્યુ છે કે દુષ્ટ લોક એમ સમજે છે કે અમારાં પાપકર્મ કોઇ નથી જોતું, પરંતુ તેને તેમનું અંતઃકરણ અને દેવતા દેખે છે.

વસિષ્ઠ-સ્મૃતિમા લખ્યુ છે કે સત્ય વ્યવહાર કરો, અસત્ય નહિ.

હિન્દુ-સાહિત્ય સાથે પરિચય રાખનાર એવો કોણ છે કે જેણે સત્યવાદી રાજા હરિશ્ચંદ્રનુ ચરિત્ર ન સાંભળ્યું હોય યા ન વાંચ્યુ હોય, તેણે તો સત્યને માટે સર્વ રાજ-પાટ, સ્ત્રી, પુત્રાદિ છોડી દીધાં હતા. હિન્દુ-ઇતિહાસ, પુરાણ, કાવ્યગ્રન્થ વિગેરે સર્વ સત્યના મહિમાથી પૂર્ણ છે જ્યાં જુઓ ત્યાં સત્યનો જવલન્ત આદર્શ દેદીપ્યમાન છે.

ખંડુભાઇ નાગરજી દેસાઇ.

# મરેલાંઓ સાથે વાતચિત્ત.

(મળેલું.)

મૂળ લેખક—વિ. દા. ઋષિ, બી એ એલએલ બી જડ્જ—એડવા, ઇન્દોર.

મૃત્યુ પછી થનારી અવસ્થાના સબંધમા તદન અજ્ઞાનના હોવાથી મનુષ્ય માત્ર મરણથી ડરે છે પરંતુ સંશોધનથી નવી શોધોથી મરેલાઓ સાથે વાતચિત્ત કરવાના સાધનો મળી આવ્યા છે. તે સાધનોથી ખુદ મરેલાઓ તરફથી જે રહસ્ય જાણવામા આવ્યુ છે, તેથી કોઇ પણ સત્પુરૂષે મરણનો ડર ન રાખવો જોઇએ. પરલોકની પરિસ્થિતિ સબંધમા પણ અનત ઉપયોગી બાબતો માલુમ પડી છે. દરેક મનુષ્યને સ્થૂલ અને સૂક્ષ્મ એવા બે શરીર રહે છે. હિંદુ ધર્મશાસ્ત્રમા, સ્થૂલ, સૂક્ષ્મ, કારણ મહાકારણ આદિ શરીર માનવામા આવ્યા છે. સૂક્ષ્મ સ્થૂલની પેઠે આકારવાળુ હોય છે અને તેને હાથ પગ વગેરે અવયવ હોય છે. બહુધા નિદ્રામા આ સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરથી અલગ થાય છે, પરતુ તેનો સબધ સપૂર્ણ ઓછો થતો નથી. મૃત્યુ સમયે આ સબધ તદન છૂટો થઇ તે પરલોકમા સચરે છે. સૂક્ષ્મ દેહ સૂક્ષ્મ પરિમાણુના બનેલો હોય છે. વાસ્તવમા જેને મૃત્યુ કહે છે તે સૂક્ષ્મ દેહનો સ્થૂલદેહથી કાયમનો સંબધ છૂટવો છે. એમ થવાથી મનુષ્યના વિચારમા, સ્મૃતિમા કલ્પનાઓમા કોઇ પણ પ્રકારનો ફરક પડતો નથી. આ અનુભવ મૃતો સાથે વાર્તાલાપ કરવાથી જાણવામા આવ્યો છે. મૃત મનુષ્યને મરણ બાદ એક અવસ્થાન્તર માલુમ પડે છે. સર્પને પોતાની કાચળી છોડવાનો જેવો અનુભવ થાય છે તેવો મૃતકને પણ થાય છે.

જેને માટે મે આ વિષયની તપાસ કરી હતી તે મારી પ્રિયપત્ની સૌ. સુભદ્રાબાઇથી પરલોકના સબધમા મહત્ત્વની બાબતો જાણવામા આવી છે. પરલોક કઇ અહીંથી સેંકડો ગાઉ દૂરની જગ્યા નથી તે ફક્ત અવસ્થાન્તર છે, ત્યા મૃત મનુષ્ય અહીંઆની માફક આત્મોન્નતિના કાર્યો કરી શકે છે. મારી પ્રિય પત્નીએ કહ્યુ "મરતી વખતે દેવદૂતો મને લેવાને આવ્યા હતા હું હમણા સત્યલોકમા વાસ કરી રહી છુ." તેને મૃત સબધીઓના દર્શન વાતચિત્ત વગેરે સર્વ થયું. મારી એક મૃત કન્યા જે પાચ વરસ પહેલા ગુજરી ગઇ હતી તે પણ તેની સાથે રહે છે. આ પહેલા તેનું પરલોકના અનાથાશ્રમમા પાલનપોષણ થતુ હતુ તે હમણા પાઠશાળામા ભણે છે મૃતોની અવસ્થા વધતી જાય છે તથા સો વર્ષો બાદ તે ફરીતે નવી જીદગીનું સૂક્ષ્મ શરીર ધારણ કરે છે. કેટલાક મનુષ્યો પુનર્જન્મ પણ લે છે પરલોક અહીંઆ કરતા સાધારણ રીતે સારૂ છે, ત્યા રહેનાર મનુષ્ય ક્વચિતજ પુનર્જન્મ લેવાની ઇચ્છા કરે છે. પરતુ તેઓને પોતાના કર્માનુસાર આ જગતમાં આવવું પડે છે પરલોકના પ્રાણીઓના દેહ સૂક્ષ્મ પદાર્થના હોવાથી આપણી સામાન્ય નજરથી તે જણાતા નથી પરંતુ તે હમેશા આપણી પાસે આવી પોતાનુ અસ્તિત્વ સિદ્ધ કરવાની કોશીશ કરે છે, પરતુ પૂરી શક્તિ તેઓમા ન હોવાથી તથા આપણા તરફથી પણ કઇ પ્રયત્નો ન થવાથી એમનો પ્રયત્ન સફલ થતો નથી નિદ્રામા તેની અને આપણી વાતચિત્ત થાય છે પરતુ આપણી સ્મરણ શક્તિ દુર્બલ હોવાથી યાદ રહેતુ નથી મૃતોને આપણા કરતા વધુ જ્ઞાન હોય છે કર્મપર ઈશ્વરેચ્છ ગણવાને ગુરૂ નિયત હોય છે, તેની આજ્ઞામાં રહેવુ પડે છે. ન્યૂન સૃષ્ટિમાથી તેમનુ ચિત્ત ઉઠી જતુ નથી કેટલાક દિન બાબતો દિન કાર્યમા મદદ કરી રહ્યા છે આમ બનાવ બને

જાતિ તથા પ્રાંત ત્યાં મોજુદ છે: તેઓ પોતાના ધર્મ અનુસાર ઇશ્વરની ભક્તિ કરે છે. સારાંશ કે, આ લોક તે પરલોકની છાયા માત્ર છે, એમ જાણવામાં આવ્યું છે.

જે સાધનો દ્વારા આ સર્વ વાતો જણાય છે તેનાં નામ **ઓઆજાબોર્ડ, સાયકો ગ્રાફ, જાયસ્પિરી, કાયુ નિકેટર** વગેરે છે, તેનાથી મૃત મનુષ્ય લખી શકે છે. ટ્રંપેટ દ્વારા તેમના અવાજ સાંભળી શકાય છે, તથા **ઇંદ્યુ મિનેટરની** મદદથી તેમની મૂર્તિ પ્રતીત થાય છે. આ સાધનો પૈકી કેટલાક દ્વારા મેં પણ અનુભવ કર્યો છે. લોકો આ પ્રયોગ કરવાની ઇચ્છાથી થોડોએક પ્રયત્ન કરેછે, પરંતુ જેટલો સમય જોઇએ તેટલો દીર્ઘ પ્રયત્ન તથા ઉત્કંઠા ન હોવાથી તથા તેનાથી થનાર ફાયદા ન સમજવાથી પાછળથી પ્રયત્ન છોડી દે છે અને કહે છે કે એમાં કંઇ નથી. એ સજ્જનોને મારી એટલીજ વિનંતિ કે આપને ફુરસદ અને ઉત્સાહ ન હોય તો ન કરો પણ એને જૂઠું સમજો નહિ. હું આપની ખાત્રી કરવા તૈયાર છું. ઘણાં લોકોએ અનુભવ કર્યો છે. તેમના અનુભવનો ખ્યાલ કરો. પ્રખ્યાત સંશોધક શ્રી. **મિસેએ "સ્પિરિટ ટાઇપ-રાઇટર"** નામનું યંત્ર શોધ્યું છે તેનાથી પ્રેતાત્માના લેખ ટાઇપની માફક લખાઇને આવે છે. પ્રસિધ્ધ વૈજ્ઞાનિક મિ. **એડીશન "સ્પિરિટ ફોન"** શોધી રહ્યા છે, જેનાથી ટેલીફોનની પેઠે પ્રેતાત્મા સાથે વાતચિત થશે. આ યંત્ર પૂર્ણ થવાથી ઘણી ક્રાંતિ થશે, આજ સુધીનાં જે બીજાં યંત્રો શોધી કઢાયાં છે તેનાથી પણ મૃત મનુષ્ય સારી રીતે લખી શકે છે.

આ વિષયના અભ્યાસથી મરેલાં અને જીવતાં આદમીઓનાં હૃદયસ્પર્શી સંમીલન થાય છે. મૃતોના સંબંધીઓનાં શોકનું સમાધાન આ સાધનોથી થશે. મૃત મનુષ્ય ફક્ત અદશ્ય થાય છે, એમ સિદ્ધ થવાથી તેના વિરહથી ઉત્પન્ન થતું દુઃખ ઘણે ભાગે ઓછું થશે. તેમની ઇચ્છા જણાવાથી તે પૂર્ણ કરવાને વિશ્વાસપાત્ર સાધન પ્રાપ્ત થયું છે. મૃતોને આપણાથી વધુ જ્ઞાન હોવાને લીધે તેમના જ્ઞાનનો લાભ પણ મળી શકે છે. મૃત્યુનો ભય જવાથી નિર્ભયતા પ્રાપ્ત થશે. પરદેશગમનની પેઠે પરલોકગમન પણ બહુ નિર્ભય તથા સુખકારક જણાશે, તથા એનાથી હરેક કાર્યમા મનુષ્યનો ઉત્સાહ વધશે. આત્મા અમર છે તથા દેહ નશ્વર છે, આ સિદ્ધાંતને સર્વ ધર્મોએ પ્રતિપાદન કર્યો છે. પરંતુ તેને માટે નિઃસંશય પ્રમાણ ન હોવાથી જડવાદીઓને શંકા હતી. આ સાધનથી સર્વના ભ્રમનું સમાધાન થઇ શકે છે જડવાદનું ખંડન થઇ આત્માનુ અમરત્વ સપ્રમાણ સિધ્ધ થશે. હિંદુ ધર્માભિમાનીઓને તો આ મત બહુજ મદદ કરનારો છે. કેટલાએ લોકો શાસ્ત્રમાં લખેલાં શ્રાદ્ધાદિ કર્મ કેવળ નિરૂપયોગી અને અજ્ઞાનતાનું પરિણામ માને છે. તેમનો પણ ભ્રમ મટી શકે. વ્યવહારિક આચરણના ઉપર આ જ્ઞાનથી બહુ અસર થશે. ખોટાં કર્મનું પરિણામ ખરાબ હોય છે આ કેવળ વિશ્વાસથી યા ધર્મગ્રન્થોથી માને છે. પરંતુ હવે સ્વયં મૃતોના કહેવાથી મનુષ્યોના આચરણ સુધરવાનો ઘણો સભવ છે. પરલોકની અવસ્થાનું જ્ઞાન થવાથી અહીંનું શિક્ષણ તથા આચરણ કેવા પ્રકારનું હોવું જોઇએ તે પણ સમજમાં આવશે. જડવાદના પ્રચારથી લોક વિશેષતઃ આધુનિક સુશિક્ષિત સજ્જનો પરલોકનું અસ્તિત્વ માનતા ન હતા. તેમના મતાનુસાર સર્વ શિક્ષણ ફક્ત આ લોકને માટેજ છે આ ભ્રમ આના જ્ઞાનથી દૂર થશે. ધાર્મિક અવનતિ નિર્મૂલ કરવાને માટે આ ઘણું ઉપયોગી સાધન છે. આ લોક અને પરલોકનો સંબંધ કેવી તરેહનો છે અને એકની ઉપર બીજો કેવી રીતે અવલંબિત છે તે જણાવાથી મનુષ્ય જાતિના આચાર વિચારમાં ઘણી ક્રાંતિ થશે.

મારી સ્થિતિ વિચારો, કેટલી દયાજનક ! જમતો હોઉં. જમના જમતા કંઇ કાન બંધ થાય ? તો એ હમેંશની ટેવ મુજબ ડાબા હાથે મારા કાનો વારાફરતી બંધ કરૂં. પણ મારા કાનોને તમે નથી પીછાણતા. એઓ હિંદુસ્તાનના લોકો કરતાં વધુ બળવાખોર છે. સમજે કે સરકાર જમવામાં રોકાયા છે, કે ઝટ દઇ બધું સાંભળવાનું સાહસ કરે અને સરકારને શિર દોષ થાપે હરિ ! હરિ ! એવા પ્રસંગો ઘણી વાર બને ત્યારે શુ કરવું ? ગઇ ગુજરી હાલ તો વીસરી પણ જવાય ! પણ આ વાત કરી કર્ન અને મારે તેનું શું ? પણ જરા સાંભળો. મારે એક પરમ મિત્ર છે. મારે પણ એક મિત્ર છે એમ જાણી ચોંકવા કારણ નથી. એથીજ સિદ્ધ થશે કે 'હું social નથી' એમ નથી. તેનો સહવાસ મને કેટકેટલો ગમે છે તે જાણી પછી મને પાંજરામા ધીરા ગ્હીને મૂકજો પછી જૂઓ સેવક ઉભા નહિ રહે તો.

મારે એક પરમ મિત્ર છે. પરમ શ્રેષ્ઠ છગર-જાત. જે કહો તે હમેશ એઓશ્રી ગુણથી જકડાયલા રહે છે તેમને હું આખો દિવસ મારા ડાબા હાથનું મજબુત કાંડુ બનાવું છું. કહેવાય છે કે સ્નેહની ખબર સ્નેહીઓનેજ પડે. તદ્દન-બીલકુલ જુઠું. જો તમે પણ કહેવાતો સ્નેહ કોયડો ઉકેલી ન શકયા હો તો હું તમને થોડી વારમા તમારી અનિચ્છાએ પણ સમજાવી દઉં. મારા મિત્ર અને મારી વચ્ચે રહેલો સ્નેહ જણાવું, અને તમે સ્નેહ વસ્તુ લખવા અને મજરૂ કરતાં પણ સહેલાઇથી સમજી જશો મારા મિત્રમા ખામી નથી એમ નથી. તેઓ રાત દિવસ ટકટક કરી મૂકે છે. તેમની ગતિ સૂર્ય જેવી અવિશ્રાન્ત. મારા મિત્રની ખામીઓ જો કે મેં તેમને જણાવી દીધી છે, પણ જો કોઇ ભલે તેને વિષે પૂછવાનું સાહસ કરે તો હું પણ સ્નેહીઓ અને અન્ય અનુચરો માફક એટલી વિનાની ચોકખી ના પાડુ. એ તો સ્નેહીઓનો મોટો સદ્દગુણ

મારા મિત્ર મી Watch અતિ શાણા, સમજુ અને ખબરદાર. કોઇની તેમજ મારી પંચાતમા ઉતર જતા પણ પડતા નથી. એઓશ્રી યોગી જેવા છે. હું ફાંસીએ લટકુ તો પણ આજના મિત્રો માફક તેના પર કંઇ અસર થતી નથી. એટલુજ નહિ પણ પોતાનુ 'ટીક' જારી રાખે. છતા ઘણીકવાર ખરૂ કહેવાનો મને શોખ થઇ આવે છે. એણે મને આજ સુધીમાં ઘણાં દુઃખોમાંથી ઉગારી લીધો છે માટ તમને પણ મારા વતી એમનો ઉપકાર માનવા અતિ અતિ નમ્ર ઝીણા ઝીણા અવાજવાળી વિનતિ.

બને છે એમ કે મારા સ્નેહીઓ પ્રસંગોપાત મારે ત્યા આવી પડે. હવે તે લોકો સાથે રહેવું આપણને જરા વસમુ લાગે. તેઓ ઘણું ખરૂં આવતી ટ્રેનમા જવાના હોય, કારણ કે આખો દિવસ કે રાત મારા અત્યાગ્રહ છતાં રહેવું પસંદ કરતાં નથી ત્યારે મારૂ શુ ચાલે ? ટ્રેન આવતી હોય તણુ વાગે. ઘડિયાળ કહે એક વાગ્યો. પણ આપણે કેમ માનીએ ? શુ તેનામાં બુદ્ધિ છે ? આપણાં જેવું ડહાપણ છે ? અશક્ય નહિજ. સ્ટેશનનો રસ્તો અર્ધોએક કલાકનો છે. આપણે ઘડિયાળમાં આપણી મરજી મુજબ રા વગાડી સ્નેહીઓની સમક્ષ ધરવુ. તેઓના ઘડિયાળ ઘણું કરીને ખોટાં હોય છે. અને મારા ઘડિયાળમાં બીલકુલ ફેર પડવા સંભવ નથી. કારણ હું દરરોજ તેને મેળવું છું-મેળવવું પડે છે. તેઓ ટ્રેન ચૂકવાના ધાકે ઉતાવળમા સ્ટેશનનો સીધો રસ્તો લે. આપણે આફતથી છૂટયા. આમ કરવા શુ કારણ તે તમે સમજ્યા હશો ? તમને ગમે તેમ સમજવા

કેટલીકવાર મિત્રને ત્યાં જતાં મારે એકાદથી કરી પડે, સાંજના પેર અગનાં જૂણે પેર ચડા ગરગટાવીએ, કારણ ઘેર રમા આપગો થવાના ભયે ફરી નહિ ખવાડે, ચડા પીધી કે નિદ્રા દેવી રીસાયાં. જોકે તે મારી રગા જેવાં હઠીલાં નથી. તે જો રીસાયાં તો મારી સાથે તમારા પણ સોગ. નિદ્રા દેવી તો સવાર થતાં કેમે કરી રીઝાય ને એની જાળમાં ફસાયા કે સવારના તમારા ઘડિયાળમાં દશ વાગે ત્યાં સુધી આપણને શુધ્ધિ ન રહે. સ્ત્રીઓની મોહિની કેટલી લલચાવનારી હોય છે, તેનો દાખલો મારા જેવા પણ જ્યારે ન ખમી શકે ત્યારે બીજાઓનું તો પૂછવુંજ શું ? ગરીબ બિચારાઓ ! ઑફિસનો ટાઇમ સાડાદશ સ્ટાન્ડર્ડ. મારૂં ચાલે તો દોટ મૂકી ઑફીસે જઇ પહોચું. પણ, ર.....મા એટલે નાહ્યા ખાધા વિના ન જ જવા દે. સાહેબનો ઠપકો કંઇ તેને સાંભળવો પડે છે ? મારી સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી અધ્ધર–સાડાઅગીયાર વાગે પેટમાં તોફાન સહિત ઑફિસે જઇ રહું તો સાહેબની આંખ દારૂડીયા જેવી લાલ અને દુર્વાસાના અવતાર બની રહી મુનિસ્વરૂપનું અનુપાર્યું બિના મૂલ્યે દર્શન હું મિત્રો, નોકરોને પૂછવા જાઉં કે આજે સાહેબે બ્રાંડીની કેટલી બોટલ પેટ પેટીમાં ગોઠવી, એટલે તો તેઓના ક્રો..ધ કરતા કપિ સ્વરે મારા પર આક્રમણ શરૂ કીધું " તમે કેમ મોડા આવો છો ? " " અરે સાહેબ " કહી ગજવામાંથી મારા મિત્રને સાહેબનાં દર્શન લાભ આપવા બહાર ખેંચ્યા અને ભુલથી મારાથી પોણા અગીયાર કરી મૂકાયા. ઘડિકમાં હું ઑફિસ ક્લૉકમાં જોઉં, તો ઘડિકમાં મારા હાથમાં રમતા મિત્ર તરફ. આપણે તો એકદમ આશ્ચર્યમાં ભૂસકો માર્યો. મેં ધારી લીધું કે હવે સાહેબ સમજશે કે ઑફિસ ક્લૉક ખોટું છે. પણ તેમ કંઇ ન બન્યું. સાહેબે તો પડાવ નાંખી ચારે બાજુએથી શબ્દપ્રહાર કરી હલ્લો શરૂ કીધો. તે વખતે જો મારૂં ઘડિયાળ ન હત તો પરિણામ અનુધાર્યું આવતે. પણ કેટલેક અંશે તેણે મારો મારો બચાવ કીધો. પરિણામ શું આવ્યું તે જણાવવા મારી મરજી નથી અને કોઇને દરકાર નથી. મારી આટલી વાત તમને મેં જણાવી. તેનો ઉપયોગ સાહેબે મને ઠપકો દીધો, પગાર ઓછો કર્યો, દંડ કીધો યા તો પાણીચુ આપવાની ધમકી દીધી એવી વાતો કરવામાં ન કરશો. કારણ કે ઘણાંઓને મરજી કરતાં વધારેનો વખત ફુરસદનો મળે છે.

મારે મી. શંકરલાલ કરીને એક ઓળખીતા કોલેજીઅન છે. તેઓ ઘણીવાર વખતમાં રેખડના ગખડના મારા મુકામે મારી સારી તબીયત હોય ત્યારે ખબર લેવા આવી ચડે છે. હું માંદો હોઉં ત્યારે એવી ખોટી તસ્દી લેવી પસંદ કરતા નથી. તેને ઓછી ખબર કે હું જબરો શીવભક્ત છુ અને એકાન્ત વાસ મને પ્રિય છે. તેઓ સાહેબ જો દિવસે કૉલેજમાં તહેવાર પાળવા માંગતા હોય ત્યારે મારી ખબર પૂછવા આવી ચડે. તે એટલે સુધી કે હું તન્દુરસ્તની બરદાસમા પડે–અને મને આનંદ પડે તેવી ગમ્મતો કરતા રોકાય. પણ કોઇ પોતાના કર્તવ્યથી ભૂલે તે કેટલું ખરાબ ? આપણાથી કેમ દેખી ખમાય ? શા માટે આપણે તેને સીધે રસ્તે ચાલવા ઉપદેશ ન કરવો ? શું પારકાને બોધ દેતાં કિંમત પડે છે ? પરન્તુ શિક્ષા લેવાં મી. શંકરલાલ કરે તેવા ન હતા. તરત તહેવાર માટે પવિત્ર દિવસ બતાવે. કહે કે કૉલેજ ટાઇમ પુરાઇ ગયો. પછી મોડા જવું કેટલું ખરાબ ? તેના કરતાં ન જવું એ બહેતર better. હું તેને 'Some thing is better than nothing.'ની યાદ આપું. પણ કૉલેજીઅનો એવા તો રીઢા બની ગયે છે કે તેઓમાનાં સિવાય બીજા કોઇથી ભાગ્યેજ વાતચીત

દમાં હાર પામે છે. કારણ એ લોકોને unreasonably વાદ કરતાં ઉત્તમ રીતે આવડે. મી. શંકરલાલ તો પુરા બટકેલ. મારી દલીલ સમે કુદયા "શું તમે પથારીમાં માંદા માંદા સડવાનું મરી જવા કરતાં સારૂં ગણો છો?" મારા હમેશના મિત્ર તરફથી મને આફત સમયે મદદની આશા રહેતી. કૉલેજનો ટાઇમ રહ્યાં. અગીયાર. ખીસામાંથી ઘડિયાળ કાઢી જોયું તો સવા અગીયાર. મીનીટ પછી જોયુ તો અગીયારમાં દશ કમ માલમ પડી. આપણે ફાવ્યા. શંકરલાલનું ઘડિયાળ ખોટું પાડી તેને કૉલેજમાં જવા ફરજ પાડી. સીધાવ્યા પણ કૉલેજમાં પહોંચ્યા કે કેમ તે હું ચોકકસ કેમ કહી શકું?

હું રમાને પુછું કે તું મરચાંમા પૈસા કેમ ગુમાવે? તુંજ મરચાંનો જયો-મરચાંની ભત્રીજી-મરચાં કરતાં વધુ તીખી. પરન્તુ વીસમી સદીમાં સ્ત્રીઓએ ધણીનું કહ્યું સાંભળવું એ ભાન તો 'એટીકવેટ'ની બહારની, અને રીસાતાં ન આવડયું તો સ્ત્રીત્વમાં અતિ ગંભીર દોષ, તેથી માગ એવા શબ્દોથી તરતજ છંછેડાય, અને આપણે બેચાર......સાંભળવા સજ્જ થઇ રહેવું પડે. અને મને તેમાં કંઇ અડચણ પણ પડતી નથી. યોધ્ધો જેમ વધારે લડાઇ જુએ, તેમ તેને મરણનો ભય ઓછો. અને પછી લડાઇ એ તો રોજનો ધંધો. તેના વિના ચેન પણ ન પડે. હું પણ વીરત્વમાં પાછો પડું એમ નથી. રમા જે કહે તે અતિ શાન્તિથી સાંભળી રહું. ખરૂં પૂછો તો હું તે વખતે બીજાજ વિચાર વમળમાં બંધાઇ રહ્યો હોઉં. જ્યારે રમા જાતિ સ્વભાવ પર જાય, ત્યારે આપણને જરા વેઠવું પડે છે. કોઇક વાર તો સંધવાનુંજ માંડી વાળવા કરે, એટલે આપણે સીધા દોર! રમાનો વિચાર ઘણા સમયથી તેની બેનને અમારી જોડે ગાળવાનો છે. પરન્તુ જ્યારે તેને અહીં બોલાવવા વિષે રમા વાત ઉપાડે, ત્યારે આપણે ખુબીથી તેની વાતને સરરર કરીને ઉડાડી દેતા. મારી બુદ્ધિ રમા આગળ સંપૂર્ણ ખીલી નીકળે. તેની આગળ આપણે એવા તો ગપગોળા છોડીયે કે તે બિચારી તો એમજ સમજે 'હું પંડિતોનો પંડિત છું." મેં મારા ફલાણા મિત્રને આમ અદ્ધર ઉડાવ્યો, મી. ક તો ખરેખરો ગધ્ધો છે. અને ખ માં તો બુદ્ધિ જ નથી. મી. ફલાણાનું તો બોલવાનુંજ ઠેકાણું નથી. અને મી. તો ખરેખર ઢબ્બુ છે, પણ બાપદાદાના પૈસાને લીધે આજે માન મરતબાવાળો છે. કોઇ કોઇ વાર તો એવા ગોળા છોડું કે જેમાં મારૂં પૂરૂં પોત પ્રકાશે. આ તો ઘણાઓને માટે ફેશન થઇ પડી છે. મારી રમા જેવી જો બધાની રમા હોય તો એ ફેશન જડમૂળથી ઉખડે. મને ઘણીક વાર શંકા થતી કે જો રમા આ વાત જાણે તો આપણી શી દશા. રમા મારી ગપ્પો સાંભળતી ઘણાજ ધૈર્યથી, પણ પાછળથી મેં જાણ્યું કે તેમાંથી તે કેટલી વાતો ખરી માનતી. હું કેવી રીતે પકડાયો તે કેમ કહી શકાય? મારી લોક બત્રીશીએ ચઢવા ઇચ્છા નથી. ધણીપણાના દુર્ભાગ્યે મારૂં બધું પોકળ ફુટયું. દુર્ભાગ્યે મારાથી રમાને તેની બેનને અહિં બોલાવવા માટે ના પડાઇ ગઇ, કે રમાએ જવાની સ્વરૂપ ધારણ કીધું. મેં ચુપચુપ ચોપડી હાથમાં લીધી. પણ રમા એમ ગાંઠે ન જાય. હાથમાંથી ચોપડી ઝુંટવી ફેંકી દીધી. આપણે કાન બંધ કીધા, પણ તેણે આંગળાથી ચાવી આપી કે હમ્બાર ખૂલી ગયા, અને અનિચ્છાએ બધુ સાંભળ્યું પણ ખરૂં. ઉપાય ન હતો. રમા સાથે સત્યાગ્રહમાં ફાવું તેમ નહોતું. તેમ કરતાં તેના શાંતિભર્યા અસહકારથી માન પર ચઢ દઇને એટલી બધી અસર થતી કે આપણે ગપ્પી થવું માંડી વાળતા એ અનુભવ વળી ગપ્પાએ ચઢતાં હું આપને જણાવીશ. રમાની બહેનને બોલાવવા મને રજ પણ મન ન હતું.

તેની બહેન છે બગડેલી અને સુશીલ પણ સહેજ ટીખળી. એટલે તેના આવવાથી આપણને ફાવે નહિ, પણ પડ્યું ક્યાં ? આ બાનુએથી રમાએ ન જોયેલું ન કલ્પેલું ઉગ્ર સ્વરૂપ ધારણ કરેલું. એટલે મારા મિત્ર મારી વહારે ચડ્યા અને ફતેહ કરી. ગઈ કાલે સાહેબ ખીજવાયા હતા અને મને શું કહેલું તે બધું મેં રમાને કહેલું. આ વાત કંઇ હુશીયારીની ન હતી કે રમાને કહું, પણ નિયમસર ભોજન ન મળતું હતું તે મળશે એમ ધારીને જ. ૮॥ વાગ્યા છતાં મેં ૯॥ વગાડી રમાને ગભરાવી રસોઈ માટે ઉતાવળ કરવા કહ્યું. પણ રમા ઘડિયાળ જોતાં ગભરાઇ. તેને એમ ન હતું લાગતું કે સાહેબ ખીજવાશે. પણ રખેને હું નોકરી ખોઇ બેસું. મને રસોડામાં ઘસડી જઇ મારી અનિચ્છાએ લુખું સુકું ખવાડ્યું. જે દિવસે સંતોષથી આડા હાથે ઝાપટવા વિચાર, ત્યારે ખાધું ન ખાધું કરી ઑફિસનો વખત પૂરાઇ ગયો હોય તેમ દોડવું. આ પુરુષચરિત્ર 'તું કેટલા સ્ત્રીચરિત્રની બરાબર હશે ? પબ્લિકપાર્કમાં જઇ લટાર મારવા માંડી. એ બધા ઉપકાર મારા મિત્રના.

''હું એમ માનું છું કે જેમ વધારે ખવાય અને વધારે ઉંઘ આવે તેમ શરીર હૃષ્ટપુષ્ટ બને. હું ઘણી વાર ખાઇ તો શકું પણ ઉંઘી ન શકું. ત્યારે મારા ઘડિયાળની ટીક ટીક ગણતો નિદ્રા દેવીના ખોળામાં ઉથલી પડું છું.

R. P. Mehta.

# સામયિક માસિકોમાંથી—

[જુદાં જુદાં માસિકોમાં ઘણીવાર ઉપયોગી વિષયો પ્રકટ થાય છે, એની માહિતી જેમ બને તેમ વધુ પ્રચારમાં આવે, તો વધુ લાભ તેમ હોય છે. આવાં લખાણો અમારી નજરમાં આવશે. તે ઉપરના મથાળાં નીચે આપવા ઠરાવ્યું છે. તંત્રી ]

**અમૃતપાન.**

અન્નપચનના કાર્યમા મદદ થવા સારૂ જેમ પાણી પીવુ પડે છે તેજ પ્રમાણે રોગોનો સંહાર-સમૂળગો નાશ-કરવાના કામમા પણ પાણીનો અત્યન્ત યશસ્વી ઉપયોગ થાય છે. એવુ અનુભવમા આવવાથીજ પ્રાચીન ઋષિઓએ પાણીને અમૃત નામ આપેલુ છે આજ અમે એ અમૃતપાનનો રોગનિવારણના કાર્યમા કેવો ઉપયોગ થાય છે એ કહેવાનો યત્ન કરનાર છીએ

**૨ ઉષપાન એટલે શુ?**:—પ્રાચીન ગ્રંથોમાં 'ઉષપાન' નામક એક વિધિ કહેલો છે. મોટા પરોઢીએ એટલે ચાર ઘડી રાત્રી બાકી રહે એટલે ઉઠીને નાકવડે પાણી પીવુ એને ઉષપાન કહે છે રાત્રે ત્રાંબાના લોટામા ભરી રાખેલું સ્વચ્છ પાણી પરોઢીયે ઉઠીને નાકવડે પીવાની ધીમે ધીમે ટેવ પાડવી, આ પાણી પીવાની શરૂઆત પ્રથમ એક રૂપિયાભાર પાણીથી કરવી પછી તે પ્રમાણ ધીમે ધીમે ૮૦ તોલા પાણી પર્યંન્ત વધારવુ નાકવડે પાણી લેવાની ટેવ પડતા સુધી મ્હોવડે પીવુ મલોત્સર્ગ કરવા પહેલા મો તેમજ નાકને સ્વચ્છ ધોઇને પાણી પીવુ. આ પાણીનો ઉપયોગ રોગસંહારના કામમા અતિશય થાય છે એ આર્ય ઋષિઓ રૂડી રીતે જાણતા હતા

**૩ ઉષ:પાનથી થતા ફાયદા**—ઉષ કાળમાં ટાઢુ પાણી પીવાથી મહાસ્રોતના નાજુક ભાગને ઉત્તેજન મળે છે મહાસ્રોતનો (મહાસ્રોત=મોટુ આતરડુ લાર્જ ઇન્ટેસ્ટીન) તમામ ભાગ ધોવાઇ જાય છે રૂધિરાભિસરણની ગતિ જલદી થવા લાગવાથી ઉત્સર્જક ઇન્દ્રિયોને (ઉત્સર્જક ઇન્દ્રિયો દુર્ગન્ધને બહાર કાઢનારી ઇન્દ્રિયો—ત્વચા મૂત્રપિંડ રોગોત્પાદક પિંડ—ત્વેટ્, ગ્લાંડસ—વગેરે) ઉત્તેજન મળી તે પોતપોતાના કામ જલદી કરવા લાગે છે પાણીમાની નૈસર્ગિક વિદ્યુતશક્તિને લીધે અને તેમા રહેલા રોગસંહારક ધર્મને લીધે અનેક પ્રકારના રોગોત્પાદક જન્તુઓનો નાશ પામે છે. અપચનથી વધુ ઉત્પન્ન થએલો યૂરિયા urea ફાસ્ફેટ્સ, ક્ષાર વગેરે પદાર્થ મૂત્રવાટે નીકળી જઇ શરીર ધોવાઇ જાય છે

ઉષ:પાનથી કેટલુંક ખરાબ પરિણામ આવશે એવી દહેશત કેટલાક સમજુ માણસો બતાવે છે તેમનુ કહેવુ એમ છે, ઉષ:કાળે પાણી પીવાથી રક્ત વ્યાજબીના કરતા વધારે પાતળુ થશે પાચક રસ સુદ્ધા પાતળો બનશે અર્થાતજ એથી કદી સારૂ પરિણામ આવવુ શક્ય નથી આ દહેશત અને આ શંકા શાસ્ત્રીય પ્રયોગ તેમજ અનુભવથી ખોટી ઠરેલી છે ઉષ:કાળે પાણી પેટની અંદર વધારે થાય તો તે મૂત્રપિંડમા શોષાઇ જઇ મૂત્રરૂપે બહાર પડે છે કેટલુંક ઇતર શારીર ઘટકોમાં શોષાઇ જઇ તેમાના દ્રવમા મળી જાય જાય છે અને રહેલુ થોડુ પાણી પાચક રસ સ્રવનારા પૅક્રિયસ વગેરે પિંડો ઉપર ઇષ્ટકાર્યજ કરે છે એથી પાચક રસ અધિક સ્રવીને શેષ રહેલા અન્નને પચવવાને મદદ થાય છે લાળ, પિત્ત Bile ક્રિયા ઉત્તેજીત કરવાનો ધર્મ ઉષ:પાનમા છે મ્હોવડે પાણી પીવાના કરતા નાકવડે પાણી પીવુ વધુ શ્રેયસ્કર છે ઇશનિર્મિત યોજનાને લીધે નાકમા રહેલા કેશ પાણીમાના બગાડ પદાર્થને પેટમા જવા દેતા નથી. નાકવડે પાણી લેવાથી નાકનો પાછલો ભાગ તથા, ગળુ (ફેરિંક્સ) અને અન્નનલિકા (ઇસોફેગસ Esophegus) સ્વચ્છ ધોવાઇ જાય છે તેમા રાત્રે એકઠા થએલ લાળ વગેરે પદાર્થ પાણીમા મિશ્ર થઇ જઇ પાણીની સાથે આતરડામા પહોંચી ...

તૈયાર કરાવ્યા હતા. તપાસ કરનારા વિદ્વાનો કહે છે કે, કબરનો ઓરડો મેઇ નહિ જણાયેલા કાળમાં લુંટારૂઓને જડેલો અને તેઓ તેનું કિમતી કફન વગેરે સૌ લુંટી ટુંગેલા મહેનક વેરેની જીવનસામગ્રીવાળો આ ઓરડો તેમને જડેલો નહિ તેથી જેમને તેમ રહી ગયેલો છે મરનાર કેવી જાહોજલાલીમાં રહેતો હતો અને તેના વખતમાં મિસરીઓ કેવી રીતે જીવન ગુજારતા હતા તેનો કંઇક ખ્યાલ મળી આવેલી સામગ્રી અથવા નમુનાઓ ઉપરથી આપણને આવે છે ચાર હજાર વર્ષ ઉપર મિસરીઓ એમ માનતા હતા કે માણસમાં બે જીવ છે એમાં એક ઇશ્વર પાસે જાય છે અને બીજો તેના રૂહ આગળ જીવતા જીવત ભોગવેલા ભોગોને અનુભવવા માટે રહે છે. આ સમજે, આપણે જેમ શ્રાદ્ધદાનમાં મરનારના ઉપયોગ માટે જુદી જુદી વસ્તુઓ આપીએ છીએ તેમ, તેઓ પણ મરનારની કબર આગળ તેના જીવને યોગ્ય વસ્તુઓ આપતા હતા એટલે કે કબરની આસપાસ મૂકતા હતા. ચીનાઓમાં પણ મરનારને કેટલીક ચીજો આપવાનો રિવાજ છે તેમ બીજી પણ ઘણીક પ્રાચીન પ્રજાઓમાં આવા રિવાજ હતા

આપણા દેશમાની આવી ગુફાઓની માફક કબર અને તેને લગતા ઓરડાઓ રૂપી ગુફાઓ પત્થરમાંથી કોરી કાઢેલ છે. શિલ્પકળાની દૃષ્ટિએ તે જોનારાઓ કહે છે કે, આમીનોતના શિલ્પ કરતાં પણ આ ગુફાઓનું શિલ્પ વધારે ઉમદા હોઇ ઘણું કારીગીરીવાળું છે, તેમ તેમાં જે જુદી જુદી જાતના નમુનાઓ કોરી અથવા હાથે બનાવીને મૂકવામાં આવેલ છે તે પણ મિસરી શિલ્પને જેમ આપે તેવા છે શરૂઆતમાં મિસરના પીરામીડોને પત્થરના ઢગલાઓ કહેવામાં આવતા હતા તે અભિપ્રાય હાલ યુરોપના વિદ્વાનોએ છોડી દીધો છે અને તેની અંદરની કારીગીરીની અને યંત્રાદિકના બનાવવાની સમયમાં મોટી મોટી પત્થરની

છાટો કેવી રીતે મોટી ઉંચાઇએ ચઢાવવામાં આવી હશે, તે નજરે વિસ્મય બતાવી મિસરી શિલ્પને વખાણવામાં આવે છે

હાલ જડી આવેલી ગુફાવાળા ઓરડાની આગળ એક ભાગ ચોતરો કાઢેલો છે, અને બારણા આગળ મરનારને માટે પાણી અને ખોરાક લઇ જનારી બે કુમારિકાઓની માણસથી સહેજ નાના કદની મજેની પુતળીઓ ઉભી કરેલી છે આ પુતળીઓને રેશમી લુગડાં પહેરાવેલાં અને મોળીઓ પહેરાવેલી છે ગુફામાં બીજે ઠેકાણે એવો દેખાવ રજુ કરવામાં આવ્યો છે કે, જાણે મરનાર પોતે જીવનની ગમત મેળવવાને બેઠો છે તેની પાસે તેનો મિત્ર બેઠો છે અને સારંગીવાળો તાન લઇ તેમને ગાયન સંભળાવે છે આ દેખાવ બહુ અચ્છી કારીગીરીવાળો છે. પુતળાની બેસવાની ઢબછબ વગેરે, જોનારને ગાયનની બેઠકનો ખરેખરો ખ્યાલ આપે છે. બીજા દેખાવમાં તે પોતાના મહેલના ઓટલા ઉપર પુત્રની સાથે બેઠો છે અને ગોવાળિયા તેનાં ઢોર તેની નજર તળેથી હંકારી જાય છે. પોતાના ઢોરનું સંરક્ષણ અને પાલન કેમ થાય છે તે, તે હમેશ જોતો હશે, એમ આ દૃશ્ય ઉપરથી જણાય છે એક મોટી શિલા ઉપર આ દેખાવ રજુ કરેલો છે અને નાના નાના રમકડા જેવા ઢોર ચાલતી હાલતમાં તેમાં બતાવેલા છે ચોથા દૃશ્યમાં આ મહામંત્રીનો સુંદર મહેલ, તેની પાછળનુ પ્રમદાવન અને તેની વિહાર ભૂમિઓ બેઠકો વગેરે આબેહુબ દેખાડવામાં આવ્યાં છે પાંચમો દેખાવ મુસાફરીનો છે મિસરી રાજાઓ મંત્રીઓ અને અધિકારીઓ, નીલ નદીના કાંઠા પર પાઘડી પને આવેલા પોતાના રાજ્ય વિસ્તાર ઉપર મુસાફરીએ નીકળતા ત્યારે એક સુંદર સર્વ સાધન સંપૂર્ણ નૌકા લઇને નીકળતા હતા આ દેખાવમાં મહામંત્રીની મનમોજીની સ ?

નૌકાં, તેની સાથેની ગમરખીખાનાની નૌકા અને નાની સહેલવાની હોડી વગેરેનાં દૃશ્ય છે. ખવાસીઓ ખમરખીઓ અને ખલાસો વગેરે સૌ તેમ તેમનાં કાર્ય કરતાં દેખાડવામાં આવેલા છે. મહામંત્રીના કોઠારનો દેખાવ પણ તેવોજ સુંદર છે. તેમાં અનાજ ભરવાનાં પાત્રો, દળનારીઓ, કામ કરનારીઓ અને ગૃહ કાર્યમાં લાગી ગયેલી દાસીઓ વગેરેનો દેખાવ આપેલા ઉપરાંત બાજુમાં ચોપડો લઇ બેઠેલો કોઠારી પણ દેખાડવામાં આવ્યો છે તે પછી એક દેખાવ કસાઇખાનાનો છે. આપણે જ્યારે રેંટિયાનો પુનરૂદ્ધાર કરવાને તૈયાર થયા છીએ ત્યારે જાણીને જરૂર ખુશી થશું કે, ચાર હજાર વર્ષ ઉપર ઇજિપ્તના રાજવંશીઓ પોતાને પહેરવાનાં વસ્ત્ર પોતાના ઘર આગળજ તૈયાર કરાવતા હતા. મેહનકવેત્રે મંત્રીના આ ખાતાનો દેખાવ પણ બહુ અચ્છા રૂપથી રજુ કરેલો છે. દેખાવમાં કેટલીક કુમારિકાઓ કાંતે છે અને કેટલીક વણે છે. તે વખતનો રેંટીઓ અને સાળ વગેરે, નાના નમુના રૂપે બહુજ સુંદર બનાવેલાં છે. આપણે ઇજિપ્તના રૂને માટે હાલ જે વખાણ કરીએ છીએ તે રૂમાંથી બનાવેલું સુતર એ દૃશ્યમાંની રમકડાં રૂપ સાળમાં જેવુંને તેવુંજ રહેલું છે. કરોળિયાની જાળ જેવા તેના તંતુઓ એમને એમ હોવા છતાં ચાર હજાર વર્ષને અંતરે એવા-જાળરા થઇ ગએલા છે કે, અડતાં વાંત માટી-થઇ ખરી પડે છે. ચાર હજાર વર્ષ ઉપર મિસરીઓ કેવું સાદું તેમ છતાં સ્વતંત્ર વૈભવી જીવન ગુજારતા હતા, તેનો આ દૃશ્યો ઉપરથી બહુ સારો ખ્યાલ આવે છે.

(બુદ્ધિપ્રકાશ અકટોબર ૧૯૨૨.)

# વિવિધ વિષય.

## અદ્ભુત ઘડીઆળ.

હાલમાં અમેરીકાના એક ખગોળ વેત્તાએ એક ઘણુંજ જુદી જાતનું ઘડીઆળ બનાવ્યું છે. તે બનાવનારનું નામ વિલિયમ બ્લેફર્ડ છે, અને તે હમણાજ ગુજરી ગયો છે. આ ઘડીઆળ બનાવતાં તેને ચાળીશ વર્ષ લાગ્યા હતાં. ઘડીઆળ કદમાં ઘણીજ મોટી છે અને તે એક યંત્ર મારફત ચાલે છે. એ ઉપરથી તારીખ, મહીનો વર્ષ માલુમ પડે છે. વળી સોએક મોટા શહેરોની રેખાઓ પણ બતાવે છે. એ શહેરોમા અમુક વખતે કેટલા વાગ્યા હશે, તેની પણ ખબર પડે છે. ચંદ્રની કળા, સૂર્યની રાશિ, ઋતુઓના ફેરફાર વગેરે પણ એના પરથી હમેશા જાણવામાં આવે છે. એના બનાવનારનું કહેવું છે કે આ ઘડીઆળ લગતાર દશ હજાર વર્ષ સુધી બગાસર ચાલતી રહેશે.

## ઇંગ્લંડમાં રેડીયમ.

પ્રો. સોડી યુરોપના ઝીકોસ્લોવાકીયા રાજ્યની એક ખાણમાથી બે રતી રેડીયમ લઇ આવ્યા છે. તેનું મૂલ્ય ૭૦૦૦૭ પાઉંદ અથવા ૧૦૫૦૦૦૦ રૂપીઆ છે એને ત્રણ ઇંચ મોટા વાસણમાં રાખવામાં આવે છે. લંડનની એક કંપનીને આ બે રતી ધાતુ ૧૫ વરસને સારૂ-ભાડે આપવામાં આવી છે. આ કંપની બીજી કંપનીઓને ભાડે આપશે. જે ખાણમાંથી આ ધાતુ નીકળી છે, તે ખાણમાથી વરસ દરમ્યાન ફક્ત ૪ રતી ઉત્પન્ન થાય છે. થોડામાં થોડા પ્રમાણમા પણ આ ધાતુનું ભાડું ૯૦ રૂ. દરરોજના પડે છે.

## ઢાકાની મલમલ.

ઢાકાની મલમલનું સૂતર હાથે કંતાયલું હતું અને મલમલ દેશી શાળે વણાતી હતી. ઢાકાની મલમલનું

૧૦ ગજ લાંબુ ૧ હાથ પહોળું થાન જોખવાથી માત્ર ૮ તોલા ૪।। માશા વજનનું થતું હતું. તે થાન ૫ડી કરવાથી મુદ્રીમાંથી પસાર થતું. એક કારીગરે અકબર બાદશાહને મલમલનું એક થાન એક નાની સરખી વાંસની નળીમાં રાખી ભેટ કર્યું હતું. તે થાન એટલું મોટું હતું કે તેનાથી અંબાડી સહિત આખા હાથીને ઢાંકી શકાતું હતું. પહેલાં દીલ્હી દરબારમાં ઢાકાનું સુતર મોકલવામાં આવતું હતું તે ૧૫૦ હાથ લાંબા સુતરનું વજન એક રતી હતું. ઢાકાના રેસિડેંટ સાહેબે ૧૮૪૬ માં પુસ્તક લખ્યું હતું. તેમાં ૦।। શેર રૂમાંથી ૨૫૦ માઈલ લાંબા સુતરની વાત જણાવી છે. ઢાકાની મલમલનું એક લુગડું ઔરંગજેબની પુત્રીએ પહેર્યું હતું તે જોઇ ઔરંગજેબ ઘણો નારાજ થયો, કારણ તેનાથી તેનું આખું શરીર દેખાતું હતું. બાપને નારાજ જોઇ પુત્રીએ કહ્યું, "કેટલીએ ઘડી કરીને તો મેં પહેર્યું છે. તેમાં છતાંએ તેનું બારીકપણું દુર નથી થતું, તેમાં મારી શું કસુર?"

## બોલતો સીનેમેટોગ્રાફ.

સીનેમામાં હાલતાં ચાલતાં ચિત્રો આપણે જોઇએ છીએ. વિજ્ઞાન શાસ્ત્રીઓ ઘણા વખતથી એવા પ્રયત્નમાં મંડ્યા હતા કે ફોનોગ્રાફને સીનેમા સાથે એવી હિકમતથી જોડવામાં આવે કે તે હાલતાં ચાલતાં ચિત્રો વાતચિત કરતાં માલુમ પડે. સ્વીડનમાં હમણા એની શોધ થઇ છે. ત્યાં એવું યંત્ર બનાવવામાં આવ્યું છે કે ફોટો લેતી વખતે સાથે મનુષ્યની બોલીની પણ ફોનોગ્રાફવાળી રેકર્ડ તૈયાર કરે છે. ચિત્રો જ્યારે દેખાડવામાં આવે છે. ત્યારે તેમને જે કંઇ બોલવાનું હોય તે ઉપર પ્રમાણે તૈયાર કરેલી રેકર્ડ ચાલુ કરવાથી જોનારને એમજ લાગે છે કે પેલાં ચિત્રોજ જાતે બોલી રહ્યાં છે. આ તરકીબનો ઉપયોગ સમુદ્રની દીવા દાંડીઓમાં કરવામાં આવશે. સમુદ્રમાં કેટલાક ખડકો કે જેની સાથે વહાણો અથડાઈ પડે તેમ હોય, તેવે સ્થળે એક બુરજ ઉભો કરે છે. જેના પર રોશની કરવામાં આવે છે, જેથી વહાણો અથડાતાં બચે. આવા બુરજો ઉપર આ યંત્ર ગોઠવવાથી તેઓ જોરથી અવાજ કાઢ્યા કરશે કે "સાવધાન, ફલાણું ખડક છે." આ યંત્રનો અવાજ ૬૦ માઇલ સુધી સંભળાશે. આ યંત્ર બીજા ઘણાં ઉપયોગોમાં આવી શકશે.

## પ્રકીર્ણ.

કેરોશીન તેલ સર્વથી પહેલાં ઇ. સ. ૧૮૨૬માં દીવો બાળવાનાં ઉપયોગમાં લેવામાં આવ્યું હતું.

આસ્ટ્રેલિયામાં એક જાતના ઘેટાંનું ઉન ઉતારવામાં આવતું હતું. દરમ્યાન તેમાંથી એક પક્ષીનો માળો ઇંડા સહિત મળી આવ્યો હતો.

ચંદ્રમા પોતાના રસ્તાથી ૧૨ માઇલ ખસી ગયો છે. ગઈ સાલ ચંદ્ર ગ્રહણ વખતે યુરોપના જ્યોતિષ શાસ્ત્રીઓએ નક્કી કર્યું છે. આથી હમણાંના સર્વ પંચાગોના ગણિત નકામાં થયાં છે.

ઇંગ્લંડમાં ચાહ સર્વથી પહેલાં ઇ. સ. ૧૬૫૭માં પ્રચારમાં આવી. ત્યારે તે સમય તે દસ પાઉંડ અથવા રૂ. ૧૫૦ના શેરના ભાવે મળતી હતી. અમીર ઉમરાવોજ તે પીતા હતા.

ચીનના કેટલાક ભાગમાં જો કોઇ મનુષ્ય તેના લહેણાદારનું દેવું ભરી શકે નહિ તો તે લહેણદાર તેના ઘરનું એક બારણું કાઢીને લઈ જાય છે અને એમ કરવાથી તેઓ એમ માને છે કે તેના ઘરમાં ભુત પ્રેત કે એવું કોઇ સત્ત્વ પેસી તેને હેરાન કરશે.

ડૉક્ટર એરિલ નામના એક જર્મને એવું સિદ્ધ કર્યું છે કે એક રતલ કાળી દ્રાક્ષ ઉપર ૧૨૦૦૦૦૦૦ તથા એક રતલ લીલી દ્રાક્ષ ઉપર ૮૦૦૦૦૦૦ તથા એક રતલ ગેરીફૂટ ઉપર ૧૨૦૦૦૦૦૦ જંતુઓ રહે છે.

# 'સત્સંગ' માસિકની વ્યવસ્થાને અંગે જરૂરી નિયમો.

૧ 'સત્સંગ' માસિક શ્રી દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ તરફથી પ્રકટ થએલું હોવાથી માસિકમા મુખ્યત્વે કરીને જીવદયા, દુર્વ્યસન નિષેધ તથા નીતિ વિષયક વિષયોનો સમાવેશ થશે, પરંતુ તે સાથે વાચકોની રૂચિને અનુસરી સામાન્ય જ્ઞાન, સમાજની અનિષ્ટ રૂઢિઓ, ચાલુ પરિસ્થિતિ તથા યુગપ્રભાવને અનુકૂળ વિવિધ જ્ઞાન આદિ આપતા લેખો, વાર્તાઓ પણ પ્રકટ કરવામા આવશે માટે લેખકોને આવા સર્વ પ્રકારના લેખો પૂરા પાડવા વિનતિ છે

૨ માસિકમા પ્રકટ થતા લખાણો માટે તેના લખનાર જવાબદાર છે તેમજ દરેક લેખ સાથે તંત્રી સંમત છે એમ ગણી લેવું નહિ

૩ અંગત આક્ષેપોવાળાં લખાણો પ્રકટ થશે નહિ.

૪ આવેલા લેખો પૈકી પ્રકટ કરવા યોગ્ય ન જણાય તે લખાણો પાછા મોકલવા અમે બંધાતા નથી માટે કૃપા કરી નકલ રાખીનેજ લેખો મોકલવા વ્યવસ્થા કરવી

૫ લેખો કાગળની એક બાજુએજ લખવા

૬ નનામા લખાણો પ્રકટ થશે નહિ

૭ 'સત્સંગ'નું વર્ષ દરેક ગ્રાહકનું કાર્તિક માસથીજ શરૂ ગણાશે વર્ષ દરમ્યાન ગ્રાહક થનારને પાછલા અંકો મોકલવાની વ્યવસ્થા કરીશું અથવા જેટલા અંકો મોકલી શકીશું, તેટલા અંકોનું જ લવાજમ વસુલ કરીશું

૮ માસિક દરેક માસની ... નિયમિત પ્રકટ થશે

માસિકનો આધાર લવાજમ વસૂલ આવવા ઉપર છે માટે તે અગાઉથી વસૂલ આપી માસિકના ખર્ચને પહોંચી વળવાની ચિંતામાંથી અમને મુક્ત કરવા દરેક ગ્રાહક બંધુને આગ્રહપૂર્વક વિનતિ છે.

---

આ માસિક સુરત [illegible] શ્રી [illegible] પ્રિન્ટીંગ પ્રેસમા [illegible]
[illegible] અને સુરત [illegible]
[illegible]

પુસ્તક ૧૩ મું.
અંક ૨ જો.

# સત્સંગ.

માગશર
સં. ૧૯૯૮



धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥



## "દયામય શીઘ્ર ધરો અવતાર.!"

દયામય શીઘ્ર ધરો અવતાર!
"જ્યારે થાશે ધર્મગ્લાનિ હું, લઈશ ઉચિત અવતાર"—દયા૦

ભૂલી ગયા શું ? શીઘ્ર કહો એ દીધો કોલકરાર,
ધર્માધર્મનું ભાન ભૂલેલા ગંરશો નરનાર—દયા૦

સૌ વસ્તુની મોંઘવારી, નષ્ટ થયો વ્યવહાર,
રાજા પ્રજા પર પિતૃધર્મથી વિરૂધ્ધ કરે આચાર—દયા૦

દીન, દુઃખી, અબલા, બાલક સૌ સ્હે છે દુઃખ અપાર,
અધોગતિની હદ આવી રહી ! વિધ્વંસો કલિ યાર—દયા૦

આભ ફાટે ત્યાં થીંગડું દેવા કર્યા કરવો વિચાર,
અધિક લોભે વણિક રાજની પ્રજા કરે પોકાર—દયા૦

ધારણ કરશે શી રીતિથી ધરણી વિપદભાર,
રાષ્ટ્ર ભારત નષ્ટ થાતાં શું થાશે કિરતાર—દયા૦

પાપ કાંપનો જમાવ સત્વર ઉચ્છેદો સુખ સાર,
હિન્દુ-મુસલમાં ઐક્ય સ્થાપતાં કરો ધર્મ વિસ્તાર—દયા૦

અંબાલાલ નૃસિંહલાલ શાહ.

## માતૃ દર્શન.

( ૧ )

એક વ્હાલ અનન્ય ભૂલાય નહીં,
કર્યું 'મા' તણું કોથી કરાય નહીં:
કદી બાલકમાંથી વધાય નહીં,
જનની સમ કોથી થવાય નહીં.
મુજ સ્નેહ ભરી,
મુજ સૌમ્ય મુખી,
ઉર દર્શન એકજ છે જનની.

( ૨ )

જગદેવી રૂપે મુજ માડી તમે
તમે, વ્હાલની કોમળ મૂર્તિ તમે
તુજ દિલ દયા છલકાઇ જતી,
સરિતા કૈં પ્રેમતણી વહતી.
કદી રંક બનું,
દુઃખી દીન બનું.
પણ દર્શન માડીતણું ન ત્યજું.

રસકુંજ }
જુનાગઢ }

"નલિનીકાન્ત.

---

## આ જગમાં કોઈ સ્થિર રહેવાનું નથી.

આ જગમાં રે, સ્થિર નથી રહેવાનું, જેહ આયું તેજ જવાનું,
શાને માટે તું મોહ કરે છે રે, માથે કાળનું છત્ર ફરે છે રે,
હોંસ હામ છતાં એ હરેછે રે, એ મરેછે રે જેમ વાદળ જાય હવાનું—જેહ આયું તેજ.
ઋષિ મુનિને પડિન લેકો રે, તેમની પણ પડી ગઇ પેકો રે,
માથે મરણનો મોટો ભોપો રે, જોર ન ચાલ્યું રે વિદ્યા કે મંત્ર કરાનું—જેહ આયું તેજ.
મોટા શ્રીમંત ને સાહુકારો રે, ભર્યા લક્ષ્મીતણાં ભંડારો રે,
આવી ગયો પણ એમનો આરો રે, લક્ષ્મીની રે, લાંચ ન મૃત્યુ લેવાનું—જેહ આયું તેજ
રાજા રાણા ઔષધિ એ ખાતા રે, બેશી સુખપાલ મ્યાને ફરતા રે,
દીઠા એક દિન સ્મશાન જતા રે, હુકમથી રે મૃત્યુ ન પાછું જવાનું—જેહ આયું તેજ
જુઓ રાવણ જેવો રાજા રે, મુકી દીધી'તી મરણની માજા રે,
છતાં મંત્રો ને આયુધ ઝાઝાં રે, પણ મરીયો રે, જેમ મોત હરે બકરાંનું—જેહ આયું
જુઓ નજરની આગળ જાયે રે, તેમ ખાખ ખલકની થાયે રે,
પણ સમજ્યો નહિ મન કાંઇ રે, મન માન્યું રે અચળજ આંહી. રેવાનું—જેહ આયું
કહે દોલતગિરિ તુને આંહી રે, નહી કાળ પકડશે બાંયે રે,
તેહ સમે નહીં કોઇ સાંયે રે. આવેલું રે, મૃત્યું ન પાછું જવાનું—જેહ આયું

વૈદ્ય કવિ તત્વજ્ઞ ગોસાઇ દોલતગિરિ શિવ

# પ્રાસંગિક નોંધ.

'સત્સંગ'ના પ્રથમ અંકની ૨૦૦૦ નકલ અમે પ્રકટ કરી હતી, જણાવવા અમે ખુશી થઇએ છીએ કે આ બીજા અંકની ૨૨૫૦ નકલ પ્રકટ કરવાની અમને જરૂર પડી છે, ગ્રાહકોની કૃપાદષ્ટિ માટે અમે અત્યંત આભારી છીએ. અમે 'સત્સંગ' નવા ઉત્સાહથી શરૂ કર્યું છે. અમારી ઉમેદ તેને સર્વ રીતે ઉપયોગી બનાવવાની છે. પણ અમારી શુભેચ્છાઓનો આધાર ગ્રાહકોની સંખ્યા ઉપરજ અવલંબી રહે છે. અમે ઘણા માનપૂર્વક ફરીથી વિનંતિ કરીએ છીએ કે સત્સંગના વાંચકો પોતાનું કામ સમજી ગ્રાહકો વધારવાની કૃપા કરે.

**અમે.**

ગયા અંકમાં ' હિન્દુઓનું સત્ય ' એ મથાળાનો લેખ પ્રકટ થયો છે. તે તરફ અમારા વાંચકોનું ધ્યાન ખેંચવામાં આવે છે. સદરહુ લેખ વાંચવાથી આપણુને જણાય આવે છે કે છેલ્લાં પચાશ વર્ષ પૂર્વે સુધી આપણે ચારિત્રના સંબંધમાં ઘણી ઉંચી ભૂમિકામાં વિરાજતા હતા. અસત્ય બોલવું આપણે માટે મરવા જેવું કઠિન હતું. આપણાં આવાં ઉંચાં ચારિત્રનાં બંધારણનું કારણ આપણુને નાનપણથી વંશપરંપરા ગત મળતું શિક્ષણ હતું. હાલની પેઠે પુસ્તકનું જ્ઞાન ભલે મળતું ન હતું, આપણા ઉપર ભણતરની કીંમતની છાપ પડતી ન હતી. પરંતુ આપણામાં નાનપણથી સીધી કે આડકતરી રીતે જે છાપો પડતી, તે આપણા જીવનને ઘડવાને ઉપયોગી બનતી. રામાયણ અને મહાભારતની કથાઓ આપણુને કંઠસ્થ રહેતી ચોમાસામાં ગાગરીઆ ભટોની કથાઓ કે ચોપડાઓ વંચાતા, તે આબાલ વૃદ્ધ હોંશથી સાંભળવા જતાં. કશી પણ વાત આવતાં તરત રામાયણ ' કે મહાભારતના દાખલાઓમાંનો ધડો લેવામાં આવતો. વડિલ પ્રત્યે માન, સત્ય પ્રત્યે પ્રેમ વગેરે આજની પ્રજાને પ્રાપ્ત થવાં દુર્લભ સદ્‌ગુણો તે વખતે આપોઆપ પ્રાપ્ત થતા હતા. દુઃખ પડતાં તરત 'રામ'ને યાદ કરવામાં આવતા. આ બધા સદ્‌ગુણો આજે જડવાદ તરફ તણાતી પ્રજામાં શી રીતે નજરે આવે ! જો 'સત્ય' જેવા ફક્ત એકજ સદ્‌ગુણને જીવનમાં બરાબર ઉતારવામાં આવે, તો બીજી સઘળી સાત્વિક વૃત્તિઓ તેની પાસે આપોઆપ ખેંચાઇ આવશે.

**હિંદુઓનું સત્ય.**

ગયા અંકમાં બીજો એક લેખ 'અમૃતપાન' સંબંધીનો છે. તે તરફ વાંચકોનું ધ્યાન ખેંચાયું છે. તે સંબંધમાં એક પત્ર-અનુભવ અમને મળ્યો છે, તે આ અંકમાં અન્યત્ર પ્રકટ કર્યો છે. અમારી જાણ પ્રમાણે અમે દરેકને ઉષ:પાન કરવા વિનંતિ કરીએ છીએ. આજના અંકમાં પ્રકટ થયેલા પત્રમાં લેખકે નાકે પાણી પીવા શંકા દર્શાવી છે. અમારો અભિપ્રાય એવો છે કે નાકે પાણી પીવું મોઢાં કરતાં ઉત્તમ છે. નાકે પાણી પીવાથી માથાના રોગો તથા આંખના રોગોની શાંતિ થાય છે, એ નિર્વિવાદ છે. વળી આપણી યોગની પ્રારંભિક ક્રિયાઓ કે જે દીર્ઘજીવન માટે જ યોજાયલી છે, તે નેતિ, ધોતી, બસ્તી વગેરે સર્વ નાક વાટે પાણી પીવાની એક સાથે અમલમાં આવે છે.

**અમૃતપાન.**

તંત્રી.

---

# ઉષ:પાન—અમૃતપાન—કે પ્રભાતનું પાણી.

રા. રા. છોટુભાઇ દાજીભાઈ દેશાઈ.

મુ સુરત જોગ

પ્રિય ભાઇ,

તમોએ તમારા સતસંગના કાર્તિકના અંકના પાને ૨૭–૨૮મા ઉષપાન બદલ ઉતારો આપ્યો છે, તે મે વાચ્યો, તે મદલ તેજ લેખમા છેવટ લખ્યુ છે જે "પૂર્ણપણે વિચાર કરીને આ અમૃતપાન પ્રત્યેકે કરવું અને તેનો અનુભવ પ્રસિધ્ધ કરવો, એવી મારી સહુ કોઇને સવિનય પ્રાર્થના છે.' આમ લખી લોકોના ફાયદા તરફ લેખકનું હૃદય તણાય છે. તો જે ઉષપાન કરતા હોય અને જેને તેનો અનુભવ મળ્યો હોય, તે જો પ્રસિધ્ધ ન કરે તો એક તરેહના મનુષ્યપણાને દોષિત કરે ખરો કારણ નજીવી વસ્તુથી લોકોને ફાયદા થાય અને તંદુરસ્તી સારી રીતે લોકો ભોગવે એ ઇચ્છા ધરીને પણ પોતે લીધેલ અનુભવ જાહેરમા મુકવો, એ દરેક મનુષ્ય જાતિનુ કર્તવ્ય છે એમ હુ માનુ છું. તો હુ પણ મારા જાતિ અનુભવ આપના "સતસંગ"ના વાચક વર્ગ પાસે રજુ કરું તો કઇ ખોટુ લેખાશે નહિ.

મારી બાર વરસની વયે મને ખાજી (ખસ) ભયંકર થએલ હતી, એક માસ સુધી તો મારા સ્વહસ્તે બીલકુલ ખાઇ શકાતું નહિ કે કઈ પણ ઉપાડી શકાતુ નહિ. મને મારી મામી પોતાના હાથે ખવરાવતી. હમેશના મારા હાથો અને સાથળમા જ્યા ખસ થએલ ને ભાગો પણ સાબુથી હુ ધોઇ શકતો નહિ એવી ભયંકર સ્થિતિ મારે એક માસ ઘણા ત્રાસથી કાઢવી પડી તે વખતે મારા પૂજ્યશ્રીઓ જાત્રાએ ગએલ હોવાથી મારે મામાના ઘેર રહેવુ પડયું હતું. તે વખતમા મારી મામીએ જે અનહદ ઉપકાર કર્યો છે અને મારા માટે ત્રાસ લીધેલ છે તેના ઉપકાર કદી ભુલાય તેમ નથી મારૂ શરીર મૂળથી ન્યૂન હતુ. પછી ખસ થઇ અને મારી ૧૩ વરસની વયે અમો દેશ જામનગર રાજ્યના એક ગામે ગયા ત્યા હવા પાણી સારા હોવાથી આરામ થયો. પણ ખસ વખતે ૮ દીવસમા ૧૦ તોલા એરંડીનુ તેલ જેમા ફક્ત એક દીવસ નવુંજ વખત જંગલ જવુ પડયુ હતુ

દેશમા મારી ૧૪ વરસની ઉમરે વર્ષ થયા અને મારા પૂજ્ય પિતાશ્રીને ઓપરેશન કરાવવાનુ હોવાથી સવંત ૧૯૬૫મા અમો જુનાગઢમા પ્રખ્યાત ડોકટર નરસિંહભાઇ પાસે ગયા ત્યા ઓપરેશન થયા પછી નરસિંહભાઇને મારા પૂજ્યશ્રીએ કહેવુ, જે આને (મને) હમેશ ત્રણે ઋતુમા મસ્તકમાથી પાણી નીકળે છે, તો તે મદદ દવા આપો. તે રમણે ડોકટર નરસિંહભાઇએ ૧૫ દિવસ દવા આપી તેથી જે હમેશ મારા મસ્તકમાથી પાણી નીકળ્યા કરતું તેમાથી આઠ આની ઓછુ થયુ. પણ આઠ આના તો રહેલજ. જે પછી અમો હમેશના વેપાર રોજગાર અત્રે હોવાથી અત્રે આવ્યા, પણ મારા શરીરમાથી રોગ રૂપી શત્રુ બીલકુલ જતો નહિ વર્ષમા ૪–૫ વખત જુલાબ લેવા પડતા અને હમેશ એકને એક હોયજ દર્દી ઠાશ બીલકુલ સદતાજ નહિ. તે પ્રમાણે મારી ૨૦ વરસની ઉમર સુધી એક એક રોગની પીડા જતી નહીં પણ ૧૮ વરસની ઉમરે મે મહેનત વ્યાયામ અખાડામા જઇ ના કરેલ તે ત્રણ માસ સુધી કરેલ જેમા મને શરીરે સ્ફુર્તિ

સારી રહેતી અને મજા આવતી પણ મસ્તકમાનું પાણી અને એક એક રોગ જે ખાજના વખતના રહેલ તે જાય નહિ પણ રોગનો અંત આવતા દવા લાગુ પડે છે, તે રમણે મારી ૨૦ વરસની ઉમરે એક સખી ગૃહસ્થ મળી આવેલા જેણે પ્રભાતમા પાણી પીતા જણું એમ કહેતું–અને મે તે વાત સ્વીકારી પ્રાતઃકાળમા પાણી પીવાનું ચાલુ કર્યું તે નાકમાંથી નહીં પણ મોઢેથી પ્રથમ અજમાયશ શેર ના થી ચાલુ રાખી છેવટ ર વરસમા શેર ૧ સુધી આવેલ જે દરમ્યાન અને આજ સુધી કરે આઠમું વરસ ચાલુ છે તેમા ફક્ત બે વખત સહેજ તબીયત નરમ રહી હતી

સંવત ૧૯૭૪ ના ભાદરવા માસમા ઝેરી થએલ ઇનફ્લુએન્ઝા જેણે આખા દેશમા કોઈ પણ શહેર કે ગામ કે ગામડું શું પણ જગતમા રહેનાર ભાગ્યે જ લોકોને પણ જે તાવે છોડયા નહિ તે વખતે ફક્ત એક દિવસજ તાવ આવેલ અને બીજી વખત ગયા ૧૯૭૬ મા આસો માસમા દેશમા રાતે અકસ્માત પેડુમા દુખવા લાગેલ તે દિવસે ગામડામા ડોક્ટર ક્યાથી હોય પણ તે આખો દીવસ જમ્યો નહિ કે ચા પણ લીધી નહિ અને કદાચ માંદો થઈ રહું તો જુલાબ લેવા વિચાર કરેલ તે કારતક માસમા જામનગરથી મેગનેશીયા (વિલાયતી મીઠું) લાવી રાખ્યું પેડુમા દુખવાનું તો તેજ દિવસે બપોરે બંધ થઈ ગએલ હતું તે મેગનેશીયા લેવાનો વિચાર કરતા કરતા માહ માસ ગયો સખત આવેલ, તે માહ માસમા અત્રે આવવા માટે દેશથી રવાને થએલ અને તે લાવેલ મેગનેશીયા ત્યા દેશમાજ રાખી દીધેલ હવે એક માસ મુંબઈમા સાધારણ મંદવાડ અને ફાગણ વદમા અત્રે આવ્યો મોસમ ખરાબ થતા આવી પાછો અષાડ માસમા અત્રેના મ્યુનિસિપલ ડોક્ટર પાસેથી મેગનેશીયા જુલાબ માટે મંગાવ્યો વરસાદ શરૂ થયો જેથી લેવાનું બંધ કરેલ તે આજ માન કરતા છેવટ ના પદ આવેલ પણ મે તે લીધું નહિ અને બીજાને આપી દીધેલ તે આજ દિવસ સુધી ને આજ ૧૪ માસ થયા જુલાબ લેવાનો વિચાર કરેલ તે લીધો નહિ કારણ પ્રાતઃકાળમા પાણી પીવાનું ચાલુ હોવાથી દસ્ત ઝાડો સાફ આવે છે જેમા વળી મારે બે વખત જંગલ જવાની ટેવ હોવાથી સવાર સાંજ બે વખત જતું તો શામાટે જુલાબ લેવાની જરૂર પડે

હવે ઉષઃપાન જે નસ્યમાની કરવું ઉત્તમ છે એ કહી શકું માટે મેં તે અનુભવ લીધેલ નથી પણ મોઢેથી પ્રભાતમા પીવું ખરાબ નીવડેલ નથી એ મારું સ્વાનુભવ સિદ્ધ છે મને આજ ૮ વરસ થયા મારા મસ્તકમાથી ગમે તે ઋતુમા પાણી નીકળતું ને તદન બંધ થઈ ગઈ ફક્ત ઉન્હાળામા જો મસ્તકને તાપ વધુ થાય તોજ પાણી નીકળે છે દિવસના વખતમા પાણી પીવાય તો શરીરમાથી નીકળે પણ મસ્તકમાંથી બીલકુલ નીકળે નહિ સિવાય આઠ વરસમા ઉપર જણાવી ગયો તે બે વખત ફક્ત એક એક દિવસ સિવાય વિશેષ માંદગી જેવું કંઈ પણ થએલ નથી

હવે કોઈ વાચક વર્ગ શંકા કાઢે કે બે વખત દિશાએ જંગલ જવાનું હોય છે, તેથી તબીયત નરમ રહે છે તે શંકા કાઢે એ પણ સ્વાભાવિક છે તો તેનું નિવારણ પણ મારા આપેથી અસ્થાને નહિ ગણાય અત્રે મારા જ્ઞાતિભાઈના ૬૫ વરસના દીકરાને જે મારથી દસ્ત સાફ ન થતા દીવસમા ઉપયોગની ગરજ મે નવ વખત જંગલ જવું પડતું તેની લગભગ એક માસ થયા તેણે મારી પાસે વાત કરી તેણે જુલાબ લેવાની ઇચ્છા જણાવી મે જુલાબની ના કહી ના કહી અને મારી ઉપર લખી ગયો તે બીના સમજાવી અને પ્રાતઃકાળમા પાણી પીવા ભલામણ

ભરી રાખી પીતા જવાનુ કહી દીધુ. ૪-૬ દિવસ તો તેણે પ્રભાતમા પાણી પીવાયજ કેમ એ આગ્રહ ધર્યો, પણ પાછો આપનુ "સત્સંગ" અને આવતા તરત અમૃતપાનનો લેખ વચાવ્યો. જેથી તેણે તેજ દિવસે શરૂ કરેલ છે જેને આજ લગભગ ૨૦-૨૨ દિવસ થઇ ગયા છે. અને આજ ૧૫ દિવસથી ફકત એક વખતજ જંગન જતો હોઇ દસ્ત સાફ આવી તબીઅત સારી રહે છે અને આજ બે દિવસથી તો તે સુતી વખત પણ પાણી પી સુઇ જઇ લગભગ ૩ા થી ૪ વાગના આખ ઉઘડે કે પાણી પીએ છે (ઉપપાન કરે છે.)

આજ મારી ઉમર અઠ્ઠાવીશ વરસની છે મને ઉપપાન કરતા આજ આઠ્મુ' વરસ ચાલુ છે મારી હકીગત વાચક વર્ગ પાસે રજુ કરી છે કુ ઉપર લખી ગયો તેમ નાકમાથી નહિ પણ મોઢેથી પાણી પીઉ છુ નાકમાથી જે પાણી પીવાનુ ઋષિમુનિઓ કહી ગયા હશે* તે વિશેષ ફાયદાકારક હશેજ પણ મે જાતે અનુભવ લીધેલ ન હોવાથી તે બદલ કઇ પણ આજ લખી શકતો નથી. પણ અત્રે પણ ચાર ગાઉ ઉપર રહેનાર એક બ્રાહ્મણ ગૃહસ્થ આજ લગભગ ૮-૧૦ વરસથી નાકમાથી ઉપપાન કરે છે એવી માહતી મળેલ છે તો તે બદલ બરાબર ખુલાસો મગાવી વાચક વર્ગ આગળ હકીકત રજુ કરીશ

અત્રેના મ્યુનિસિપાલિટિના ઇન્સ્પેકટર ચોહુપત બાબવડેકર જેની ઉમ્મર આજ ૬૪ વરસની છે તે અજ મોઢાથી લગભગ ૨૦-૨૨ વરસ થયા પ્રભાતમા પાણી પીયે છે તેની પાસે તપાસ કરતા ને કોઇ પણ જાતના વાસણમાનુ' પાણી પીએ છે ત્રાબાનુજ મને જોઇએ એમ કહેતા નથી પણ એક શેરનુ માપ ખાસ રાખેલ છે. જ્યા જવું હોય ત્યા માપ સાથેજ હોય, પ્રભાતમા પાણી પીવાનુ મુકે નહિ એવો નિયમ છે વળી જ્યારથી પાણી પીવાનુ શરૂ કરેલ ત્યારથી આજ લગી કોઇપણ દિવસ તાવ અગર કોઇપણ પ્રકારનો રોગ તેમને થએલ નથી એમ તેઓ છાતી ઠોકીને કહે છે. વળી ૧૯૭૪ના આખા દેશમા ત્રાસ વર્તાવી ગયેલ ઇન્ફ્લુએન્ઝા જેવા તાવમા પણ મારે દરેક ઠેકાણે મરણો નોધવા જવુ પડતુ ત્યા દુર્ગંધી હોય, વ્યવસ્થા ન હોય, પણ મ્યુનિસિપાલિટિની નોકરી પકડેલ બજાવવી પડતી કોઇ પણ ઘર બાકી ન હતુ જે તેમા તાવ નથી. મારે રોજ એકદમા ઓછા ૮-૧૦ માઇલની સફર થાય તેના વખતમા પણ તાવ આવ્યો નથી. અને એક બેન્ડ પણ માથુ દુખેલ નથી વળી આજ ૬૪ વરસની ઉમરે હુ ખુશીથી પગે ઓછામા ઓછા ૧૨ ગાઉની મુસાફરી એક દિવસમા કરવા તૈયાર છુ. એમ પણ કહે છે પ્રભાતમા પાણી પીવેથી ઘણા ફાયદા છે જેવા કે નિદ્રા પણ ગમે તે ઠેકાણે સુવાની ઇચ્છા થતા સુતા કે પાચ મિનિટમા ઉઘવા લાગે છે તે એક મોટુ સુખ છે એ પ્રમાણે તેની હકીકત છે. તો હવે સારી તદુરસ્તીવાલા સ્ત્રી અગર પુરૂષોએ નાકથી ન પીની શકે તો મોઢાથી પ્રભાતમા પાણી પીવાનુ તેમ રૂચે શરૂ કરી ધીરે ધીરે પ્રમાણ વધારી છેવટ રૂચુ નહી તો એક શેર સુધી પણ ચાલુ રાખે તો તે તદુરસ્તી સારી ભોગવશે એમા શક નથી.

હવે આ લેખ ખતમ કરીશ પણ આપના માસિકમા છપાતા વાચક વર્ગ વાચકને તેનો કોઇ પણ ભણી ગૃહસ્થ અનુભવ કરશે તો તેનો ઉપયોગ થએલ માનીશ.

ચીપલુણ
છ રત્નાગિરિ
૨-૧૨ ૨૧

લિ૰ સેવક

નારણદાસ એસ. દમાઇ.

* ખુલાસા માટ આજના અંકમા આપેલી અમારી "નાસિક નાવ" જુઓ. તંત્રી.

# તરકે કુરબાનીએ ગાવ.

## ( ગૌવધ નિષેધ. )

અસલ ઉર્દુમાં લખનાર.'

મુસવ્વીરે ફિતરત હઝરત મવલાના ખ્વાજા હસન નિઝામી સાહેબ દહેલવી

અનુવાદક.

**નિઝામુદ્દીન કુરેશી અહમદાબાદી.**

( ગતાંકથી ચાલુ. )

**થાણાની ચાબુક.**

હવે હું મુજફ્ફરનગર જિલ્લાના થાણાભવનના જનાબ મોલવી જફર એહમદ સાહેબે પ્રગટ કરેલા એક ચોપાનીઆનો જવાબ આપવા ધારૂં છું —

જેમાં અમારા હજરત મવલાના બારી સાહેબ તથા મહાત્મા ગાંધી સાહેબ પર હુમલા કરવામાં આવ્યા છે, અને મુસલમાનોને ગાયની કુરબાની કરવાની તાકીદ આપવામાં આવી છે.

મજકુર ચોપાનીઆનો મૂળ હેતુ ગાયની કુરબાનીને ઉત્તેજન આપવાનો હોવાથી ગૌવધ-નિષેધના હિમાયતીઓ હસન નિઝામી, અબ્દુલબારી અને ગાંધી ઉપર તેમાં ચોટ કરવામાં આવી છે.

માલમ પડવા પ્રમાણે તો ખરેખર આ ચોપાનીઆના લેખક જનાબ મવલાના અશરફઅલી સાહેબ છે, પણ અમુક કારણસર આ ચોપાનીઉં જફર એહમદ સાહેબના નામથી પ્રગટ થયું છે. જો આ વાત સાચી હોય, તો જનાબ મવલાના અશરફઅલી સાહેબની ધાર્મિક હિંમત પર દીલગીરી ઉત્પન્ન થયા વિના રહેતી નથી, કારણકે તેઓ છતેમોંએ ઉઘાડા પડવાની હિંમત ધરાવતા નથી

મને જનાબ મવલાના અશરફઅલી વિષે માન છે કારણ કે તેઓએ કેટલાક નકામા રિવાજના સુધારા માટે રિસાલા (ચોપાનીઆ) લખ્યા છે, તેથી એક રીતે જોતાં તેમના જેવા વિદ્વાન પુરૂષની હિંદુસ્તાનમાં જરૂર છે તેઓ બેવડા બાંધાના, ઘઉંવરણા રંગના, ભવ્ય દાઢીવાળા અને કદાવર મોલવી છે. તેમનું વય આસરે ૫૦ વર્ષથી વધારે છે તેમનો અવાજ ચોકખો અને અસરકારક છે તેઓ જ્યારે કોઇને સંબોધે છે, ત્યારે નીચું જોઇ આડી નજરે વાત કરે છે. અને તેથી સાંભળનારના મન પર પુરી અસર થાય છે.

જો કે પીરી મુરીદીના કેટલાક મુદ્દા પર તેઓ જીભ અને કલમ વડે તાનો મારવાને ચૂકયા નથી, છતાં તેઓ પોતે પણ મુરીદો બનાવે છે તેઓ બહુ સારી વાયઝ (બોધ) કરી શકે છે, અને એકી સાથે ત્રણ ચાર કલાક સુધી બોલી શકે છે વળી એમણે સ્ત્રી કેળવણીના સબંધમાં (બેહિસ્તી જેવર નામના) કેટલાક પુસ્તકો લખ્યા છે, જે તેમને ચાહનારાઓમાં પ્રચલિત છે. તેમાં બિભત્સ અને વિવેક રહિત કેટલુંક લખાણ હોવાથી કેટલાક મુસલમાની દેશી રાજ્યોએ મજકુર પુસ્તકો પોતાના સ્ટેટમાં દાખલ કરવાની મનાઇ કરી છે તેમના મુરીદો અને માનનાર તેમને "હકીમુલ ઉમ્મત" કહે છે, અને લખે છે, કે વળી કેટલાક મુરીદો શહાદત (સાક્ષી)ના કલમામાં "લા ઇલાહા ઇલ્લલ્લાહો અશરફઅલી રસુલુલ્લાહ' પણ બોલે છે આ વાત જ્યારે એમના જાણવામાં આવે છે,

ત્યારે તેઓ નાપસંદ કરતા નથી. બલ્કે તેવા મુરીદોનાં વખાણ કરે છે. એમનાં કેટલાંક બનાવેલાં પુસ્તકોમાં લખ્યું છે, કે કુરાનેશરીફની ફલાણી આયત લખી બાંધવાથી સ્તંભક શક્તિમાં વૃદ્ધિ થાય છે. વળી તેઓનું એમ પણ કહેવું છે, કે ખુદાનું અસત્ય બોલવું એ શક્ય છે. અને વળી તેમનો એવો પણ મત છે કે મોલુદ શરીફની મજલીસ તે શ્રીકૃષ્ણના જન્મની ઉજવણીને મળતી છે. તેઓ કાગડાને પણ હલાલ ગણે છે. અને ન્યુસપેપરો તથા ચોપાનીઆં વાંચવાં એ ના જાયઝ કહે છે. છતાં તેમની પોતાનીજ ખાનાગાહથી એક માસિક પ્રગટ થાય છે. તેઓ પેપરો અને માસિકની કિંમત પહેલાંથી વસુલ કરવાને દુરસ્ત ધારતા નથી પણ પોતાના માસિકની કિંમત ઘણે ભાગે પ્રથમથી વસુલ લે છે. તેઓ પેગમ્બર સાહેબના કદમે ગેમને ખચ્ચર ગધેડાના કદમ ગેમની ઉપમા આપી સરખાવે છે. અર્થાત્ તેઓ તમામ મુસલમાનો અને આખી દુનીઆથી નવી ચાલ ચાલવાનું પસંદ કરે છે. અને કેટલાક નવીન ચાહનારાઓ તેમની સાથે જોડાય છે.

ખિલાફતના પ્રશ્નમાં તેઓ કદી પણ મુસલમાનો સાથે ભળ્યા નથી, અને હવે તો ખુલ્લી રીતે ખિલાફતની વિરૂદ્ધમાં તૈયાર થએલા નજરે પડે છે. કદાચ આ પુસ્તક તેમણે પોતે લખ્યું ન હોય તો પણ આ વાત તો નિઃસંશય છે કે આ ચોપાનીઉં ખાસ કરીને તેમની ખાનાગાહથીજ પ્રસિદ્ધ થએલું છે, અને તેના લેખક મોલવી ઝફર એહમદ ઉસમાની પોતે પણ પોતાનું ઠેકાણું ખાનાગાહ થાણાભવન હોવાનું જણાવે છે.

આ પુસ્તકનું નામ "તેહઝીરૂલ મુસલમીન અને મવાલાતુલ-મુશરકીન" રાખ્યું છે, જેનો અર્થ એવો થાય છે, કે મુસલમાનોને મુશરીકોની દોસ્તીથી ડરાવનાર પુસ્તક.

આ માસિકની અરસિક અને અસરળ ભાષા પરથી શક જાય છે કે આ પુસ્તક મવલાના અશરફઅલી સાહેબેજ લખેલું છે; કારણકે તેમને ઉર્દુ લખતાં બીલકુલ આવડતું નથી. અને તેમના મુરીદો સિવાય તેમની જન્નાતી ભાષા કોઇની સમજમાં આવતી નથી.

આ પુસ્તકના મથાળા ઉપર કુરાને શરીફની બે આયતો લખેલી છે, અને ઘણે ભાગે તેઓ સાહેબને તે પ્રસંગે આનંદનો ઉભરો આવ્યો હશે, કે મેં હિંદુ મુસલમાનોને જુદા પાડવાનું અસચોટ પ્રમાણ રજુ કર્યું છે. પણ જ્યારે તેઓ મારો આ જવાબ વાંચશે. ત્યારે તેમના હાથ ઉપર પડશે. અને દિંગમૂઢ બની જશે, કે મેં જે આયતો હિંદુઓથી અસહકાર કરવા લખી હતી, તેને તો ગાંધી પાર્ટિએ પોતાની અસહકારની ચળવળ માટે પ્રમાણ રૂપ બનાવી લીધી. અને ખરેખર તે પ્રમાણરૂપ પણ છે. હવે કાંઇ પણ શંકા રહી નથી, કે આ આયતો તો ચોકખું ચોક્ખું જે લોકોથી ગાંધી, અબ્દુલબારી વગેરેએ અસહકાર કર્યો છે, તેઓની સાથે અસહકાર કરવાનું સૂચવે છે.

### પહેલી આયત.

"વલ ઇનિત તબપ્તા અહવાઉમ બ અદલ્લઝી જાઅક મિનલ ઇલ્મે માલક મિનલ્લા મિંનૂ વલી ઇન વલા નસીર"

આ આયતનો તરજુમો મવલાનાએ નીચે પ્રમાણે રજુ કર્યો છે. "જ્યારે તમને કાફરોના ગલ (ખોટા) વિચારો બાબત વહીથી જણાવવામાં આવ્યું છતાં, તેમની તાબેદારી કરશો તો તમ ખુદાથી બચાવનાર કોઇ પણ મદદગાર રહેશે નહિ."

• આ ઉપરથી સાર જણાય છે કે પેગમ્બર સાહેબ તો માસૂમ છે, કે જેથી આ હુકમ આમ મુસલમાનો માટે છે.

આ તરજુમાનો ખુલાસો મવલાના સાહેબના લખવા મુજબ એવો થાય છે, કે ઓ રસૂલ! તમો જો કાફરોના ગલત વિચારોથી જાણીતા થયા બાદ પણ કાફરોનુ અનુકરણ કરો તો પછી તમને ખુદાથી બચાવનાર કોઇ મદદગાર થઇ શકે નહિ.

કાઉંસમા મવલાનાએ એવો ખુલાસો કર્યો છે, કે રસુલ તો માસુમ હતા તેથી આ સંબોધન મુસલમાનોને છે, કે તમે કાફરોના ગલત વિચારોની પેરવી ન કરો.

જનાબ મવલાનાએ આ પુસ્તક હિંદુ સાથેનો સબંધ તોડવા લખ્યું છે માટે મજકુર આયત તે પુસ્તકના મથાળે ટાંકવામાં આવી છે, કે ખુદાએ રસુલ નાહ (સ)ને ફરમાવ્યુ કે જાણ થયા પછી તમો કાફરોના ગલત વિચારોથી પેરવી ન કરો.

હવે હુ એ કહેવા માગુછુ કે—

આ આયતો હિંદુને લાગુ પડે છે, કે જે લોકોથી મહાત્મા ગાંધીએ અસહકાર કર્યો છે, તે લોકોને સામાન્ય રીતે મુસલમાન સિવાય દરેકને આ લાગુ પડી શકે, છતા મવલાના માત્ર હિંદુઓનેજ લાગુ પાડવાનો પ્રયત્ન શા આધારે કરતા હશે? મુસલમાન સિવાય કોઇ પણ કોમના વિચાર ભૂલ ભરેલા હોય તો તેઓથી દૂર રહેવા, અને તેનુ અનુકરણ નહિ કરવા આ આયતમા ફરમાવ્યુ છે તેઓનુ માનવુ એવુ છે, કે તે હિંદુઓને લાગુ પડે છે જો કે તેનો પુરાવો તેઓ આપી શક્યા નથી અહીં તો મુસલમાનો નહીં પણ હિંદુઓ મુસલમાનોના ખિલાફતના પ્રશ્નમા તેમના વિચારોનુ અનુકરણ કરવા લાગ્યા છે. તો કદાચ એમ કહેવામા આવે, કે મહાત્મા ગાંધીને મુસલમાનોએ પોતાના લીડર બનાવ્યા છે, તેના ઉત્તરમા કહી શકાશે, કે તે મુસલમાનોના વિચારો અને ઇચ્છાઓ પૂરી પાડવા માટે છે નહિ, કે તેઓના હિંદુ તરીકેના વિચારોનો અમલ કરવા માટે કેમકે આજ કાલ હિંદુઓના વિચારો સબંધીની કોઇ ચર્ચા નથી જે કાઇ ખપાય છે, તે ખિલાફત માટેનો છે આ ચળવળનો સત્યાસત્યનો આધાર મુસલમાનોના વિચારો સાથે સબંધ ધરાવે છે, ન કે હિંદુઓ સાથે એ ભાઇઓ તો માત્ર મુસલમાનોની હમદર્દી માટેજ હમારી સાથે શામિલ થયા છે

આ આયતનો ખુલાસો ઉપરની દલીલ કરતા પણ કુરાન શરીફના એક શબ્દથી વધારે સરલ રીતે થઇ શકે છે, અને તે શબ્દ "ઇલ્મ" છે

ખુદા ફરમાવે છે, કે ઇલ્મ પ્રાપ્ત થયા બાદ અગરે કાફરોના વિચારો ખોટા છે એમ જણવામા આવ્યા બાદ તેઓનુ અનુકરણ કરવુ એ ખુદાને નાખુશ કરવા બરાબર છે

કૌંસમા ઇલ્મ શબ્દનો અર્થ વહી લખ્યો છે, આ એક તેમની કૃત્રિમ ચાલાકી છે. અહીં તો ઇલ્મ શબ્દ સાધારણ અર્થમા વપરાએલો છે તો પછી ઇલ્મનો અર્થ વહી શી રીતે લઇ શકાય? કદાચ તકરારની ખાતર ઇલ્મનો અર્થ વહી માની લેવામા આવે તો પણ એ સિદ્ધ થાય છે, કે પયગમ્બર સાહેબને માટે આ ઇલ્મનો અર્થ વહી હતો, અને મુસલમાનો માટે ઇલ્મનો અર્થ આમ માલૂમાત (સામાન્ય ચેતવણી) છે

આ ઇલ્મ શબ્દથી સાફ જણાય છે, કે જ્યારે તમોને ખોટા વિચારોની ખબર થાય ત્યારે તેમનુ અનુકરણ કદી ન કરો અહવાનુ ખાતર મવલાના સાહેબે ખોટા વિચાર કર્યું છે. જો કે

અહવા એ હનાનુ બહુવચન છે અને હના એ નફસાની ખાહેશનુ નામ છે બિચારો ખાં' નફસાની ખાહેશોમા તો મોટો ફેર છે. આ આયતનો ખરો તરજુમો તો આમ થવો જોઇએ

"જો તમોને તેઓની (સંપથી જોડાયલા) નફસાની ખાહેશો (ઇસ્લામી ગજ્જો અને પવિત્ર સ્થળોના કબજા બાબતની) જાણવામા આવ્યા પછી (કે એ જગાએ મુસલમાન કોમ સિવાય કોઇ પણ પ્રજાનો કબજો જાયજ નથી.) અનુકરણ કરશો (તેથી રાજી થશો અને તેની વિરૂદ્ધમા સબળ પ્રયત્ન નહિ કરશો) તો પછી (તમારા પર ખુદાની પકડ થશે) તમને ખુદાની પકડથી બચાવનાર કોઇ પણ મદદગાર મળી શકશે નહીં.

મવલાના સાહેબ' જરા ન્યાયપૂર્વક વિચાર તો કરો કે આ આયતનો ઉપર મુજબ અર્થ થયો કે નહિ આ આયતનો હિંદુઓ સાથે શો સબંધ છે? સાધારણ સમજવાળો પણ કહી શકશે, કે આ આયતો તો મવલાનાની દલીલની તદ્દન વિરૂદ્ધ જાય છે, અને તેમના વિરોધીઓને આથી તો મજબુત ટેકા મળે છે.

**બીજી આયત.**

જે મવલાનાએ પોતાના પુસ્તકના મથાળે ટાંકી છે.

"વલા તરકનુંવના ઝલમૂ ફતમ્મ કુમુન્નાર"

આનો અર્થ મવલાના સાહેબ એવો કરે છે કે તમો મુશરીકોના તરફ રજુ ન થાઓ. કદાચ તમને અગ્નિમા જવું પડે.

કોઇ પૂછે, કે આના જેવા વિદ્વાન પણ ખુદાના કલામમા (તહરીફ) કરી શકે છે, અને તેનો ખોટો અર્થ કરવાની હિંમત ધરે છે તો પછી મારે લાચારીથી કબુલ કર્યા; સિવાય છુટકારો નહિ થાય; કારણકે મવલાનાએ "ઝલમુ"નો અર્થ મુશરીકો કર્યો છે. ખુદા તે લોકો ઉપર દયા કરે, કે જેઓને રસ્તો બતાવનારા આવા વિદ્વાનો છે જેઓ આયતોનો તરજુમો પણ પોતાની મરજી મુજબ કરે છે. જેમ મવલાના પોતે પણ કુરાનના તરજુમા કરનાર જાણીતા છે "ઝલમુ"નો શબ્દાર્થ એવો છે કે જેઓએ ઝુલમ કર્યો આ અર્થમા મુશરીકનો પણ સમાવેશ થઇ શકે, કારણ કે તેઓ (શિર્ક) કરી પોતાના આત્મા પર ઝુલમ કરે છે, અને તેવા મુસલમાનો કે જે ગુનાહના કૃત્ય કરી પોતાના પર ઝુલમ કરી ઝાલીમ બને છે એ સામાન્ય શબ્દને ખાસ અર્થમા વાપરવો એ તો મવલાના થાનવી સાહેબની હિંમત કરી શકે, બીજો તો કોઇ મુસલમાન કુરાન શરીફમા આવી તહરીફ નજ કરી શકે

મુશરીક શબ્દ વાપરી મવલાનાએ એમ ઇચ્છયુ હતુ, કે આ આયતથી મુશરીકનો અર્થ હિંદુઓનેજ લાગુ પડશે જો કે 'ઝલમુ' શબ્દે તો પોકારીને તે લોકોના આમ બતાવી આપ્યા કે જેઓનો આ સાથે સબંધ છે, તે તો હિંદુઓ નહીં પણ વર્તમાન બનાવો સાક્ષી રૂપે ખરેખર ઝુલમ કરનાર કોણ છે? હું તે કલમથી જણાવવા નથી ઇચ્છતો આ બંને આયતો દ્વારા મવલાનાની ઇચ્છા વિરૂદ્ધ સિદ્ધ થયુ, કે હિંદુઓથી અસહકાર કરવો એ તદ્દન ભૂલ ભરેલુ છે, એટલુજ નહીં પણ આયતો કોઇ પણ રીતે હિંદુઓને લાગુ પડી શકતી નથી.

[આ લેખનો ઘણો મનન કરવા જોગ ભાગ આવતા અંકમાં.]

# બે બ્હેનો—સુમતિ અને સુશીલાનો બોધદાયક સંવાદ.

## ( ભારતવાસી જનોનો અભ્યુદય ઇચ્છનારી શાણી બ્હેનોને માર્ગદર્શક )

લેખક સદ્‌ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂરવિજયજી (વઢવાણ કૅમ્પ)

**સુમતિ**—બ્હેન સુશીલા! વિદ્વાન અનુભવી જનો કહે છે કે 'શાણી માતા સો શિક્ષકોની ગરજ સારે' એ શા આધારે કહેતા હશે?

**સુશીલા**—બ્હેન! શાણી (સમયને ઓળખનારી-સમજુ-વિચક્ષણ) માતા બચપણથીજ પોતાના વ્હાલા બચ્ચાંઓમાં સારા બીજ સંસ્કાર પાડી અમાપ ઉપકાર કરી, તેમને સુખી અને સદ્‌ગુણી બનાવવા પૂરતી કાળજી સાથે દિન રાત ભારે પરિશ્રમ ઉઠાવ્યા કરે છે લગારે ખેદ કંટાળો લાવ્યા વગર પૂર્ણ પ્રેમથી શાણી માતા કર્તવ્ય કર્મ કર્યાં કરે છે, તેવું અને તેટલું ઉપયોગી કામ ગમે તેટલા અન્ય શિક્ષકો ક્યાંથી કરી શકે? ખરી ઉપયોગી બીજ કેળવણી શાણી માતાજ આપી શકે છે તેવી ભાવના અને તેવો ઉમળકો બીજાનો આવેજ ક્યાંથી?

**સુમતિ**—અમુક માતાને શાણી શા આધારે કહી શકાય?

**સુશીલા**—જિનના માતાની જેવું તેનું હૃદય હેતાળ-પ્રેમાળ અને કેળવાયેલ હોય જેથી તે ગર્ભાધાનથી માંડી હરેક રીતિએ તે ગર્ભની રક્ષા ને પુષ્ટિ માટે કાળજી રાખતી શિષ્ટાચારને અનુસરી ચાલે, ખાન પાન ગમન શયન કે બોલવા ચાલવાના તે વખતના નિયમોને બરાબર લક્ષથી સાચવે સમય અનુકૂળ ગર્ભને હિતકારી વસ્તુનુંજ સેવન કરે તેમાં લગારે ગફલત ન કરે, ગર્ભના પ્રભાવથી માતાને જે મનોરથ થાય તે નમ્રતાથી નિજ પતિને નિવેદન કરે અને તે પૂરા થતાં ચિત્તની પ્રસન્નતા ધારણ કરે આવી સુગુણ ને ચકોર માતાને શાણી કહેવી ઘટે.

**સુમતિ**—શાણી માતાની અધિક સાર્થકતા આગળ શી રીતે થઇ શકે છે?

**સુશીલા**—બાળકના જન્મ પહેલાં અને ગર્ભાધાન પહેલાં પણ શાણી માતા (તેમજ પિતા) સુંદર સાત્વિક વિચાર વાણી અને આચરણ વડે એક સુંદર સાત્વિક મનોમય આદર્શ બાળકનું દૃશ્ય ખડું કરે છે અને ગર્ભાધાન થયા પછી પણ પુનઃ પુનઃ તેવાજ સુંદર સાત્વિક વિચાર વાણી અને આચારનું પરિશીલન કરનારી તે વડે સ્વઇષ્ટ ગર્ભગત બાળકની રક્ષા અને પુષ્ટિ કરી અનુક્રમે ઇચ્છિત ગુણવાળા બાળકને જન્મ આપે છે.

**સુમતિ**—અને પછી શાણી માતા શું કામ કરે છે?

**સુશીલા**—એ બાળ રત્નની રક્ષા અને પુષ્ટિ કરવા પૂર્ણ કાળજી હરેક પ્રયત્ન સેવતી પોતે આનંદિત થાય છે તેનો શારીરિક તેમજ આત્મિક વિકાસ થાય તેવો ઉપાયભર્યો પ્રયાસ કરતાં પોતે કશી ક્યાશ-ખામી રાખતી નથી તેનું મુખકમળ જોઈ જોઈ પ્રેમાળ માતા તેના સુકોમળ ગાલે ચુંબન કરતી અને રમાડતી બાળકને વિનોદ ઉપજાવે છે જ્યાંસુધી એ પુત્ર રત્ન સ્તનપાન યોગેજ પોતાનું પોષણ મેળવતો રહે છે ત્યાં સુધી શાણી માતા રજસી તામસી જેવા વિકારી ખાનપાનથી અળગી રહે છે અને અમૃત સમાન સ્તનપાનથી તેને જરૂરી પોષણ મળતું રહે એવા અવિકારી સાત્વિક ભોજનનુંજ નિયમિત રીતે સેવન કરે છે જેમ અમૃત સમાન સ્તનપાનથી પોતાના પ્રાણ જેવા બાળકને શાણી માતા શારીરિક પોષણ આપે છે, તેમ શુદ્ધ સાત્વિક ભાવના

મય વિચાર વાણી અને આચાર પાલનવડે તેને આધ્યાત્મિક પોષણ પણ આપ્યા કરે ; માતા તેને લગારે ઓછું આવવા દેતી નથી, તેથી બાળક સદા હમનું રમતું નમન  ચિ માતાને ભારે આનંદ ઉપજાવ્યા કરે છે એ રીતે વર્તતા ચંદ્રની કળા તથા ચપમની સન બાળક દિન દિન વૃદ્ધિ પામતુ આસપાસના સહુને હર્ષ–સંતોષ ઉપજાવે છે ખરેખર શાણી આવું સુંદર પરિણામ લાવી શકે છે

**સુમતિ**—આજકાલ એવી શાણી માતાના હાથે પુત્ર રત્નો ઉછરતા ભાગ્યેજ દેખાય છે રત્નોને કેળવવાની કળા ત ધ વિગ્ન માતાનેજ પ્રાપ્ત થયેલી હોય છે એવી ઉત્તમ કળા માતાઓ આદરી પોતાના વ્હાલા બાળકોને કેળવે તો કેવું સુંદર પરિણામ આવે વાર ?

**સુશીલા**—બ્હેન સુમતિ! ત્હારૂં કહેવું સત્ય છે, તથા ત્હારી ભાવના પણ સુ ? છે જ્યાં જ્યાં સુધી ભવિષ્યમા માતા થનારી એવી કન્યાઓને એમને લાયક સારી કેળવણી આ ઉત્તમ પ્રબંધ કરી દેવા સંભવ રહે છે. ત્યાં સુધી એવી સુંદર કળા પામનારી શાણી માતાએ ખ્યા થોડીજ રહેવાની તેમા યોગ્ય સુધારો થતાજ સઘળા માર શાણી માતાઓ પોતાના પુ ત્રોને સારી રીતે કેળવી નિ સશય ભારત ભૂમિનો અભ્યુદય કરનારીજ છતિશમ

**સાર**—શાણી બે બ્હેનોનો આ બોધદાયક સંવાદ વાચીને કે સાભળીને અન્ય સુગુણ બ્હેનો: ા વ્હેમો અને કુરિવાજો બને દૂર કરી ઉત્તમ સદ્‌ગુણો આદરી બીજી બ્હેનોને સારા દાખના રૂ ો સુધારવા પ્રયત્ન કરવો જેથી આપણી ભવિષ્યની પ્રજા અધિક સુખી થઇ શકે

# મુંબઇના દયાળુ યુરોપીઅનો.

## મુસલમાન કોમને અરજ.

લાખો જનાવરોને ત્રાસ દાયક વેદનાથી બચાવો!

હજારો માણસોને ઝેરલેણ બીમારીઓથી બચાવો!

૧ વાદરાના કસાઇ ખાનામા ત્રાસદાયક ઘાતકી પણું!—મુંબાઇ પાસે વાદરાના ક્સાઇ ખાનામા લાખો બીચારા જનાવરોને ત્રાસદાયક રીતે રીબાવીને મારી નાખવામાં આવે છે તે હકીકત ધ્યાનમા બહાર આવવાથી મુંબાઇના જાણીતા અંગ્રેજી વર્તમાન પત્ર 'બોમ્બે ક્રોનીકલ' ના ા ૨૯–૭–૧૯૨૧ના અંકમા તે પત્રના અધિપતિએ પોકાર ઉઠાવ્યો છે

વાદરાના કસાઇખાનાને સદરહુ લેખમા "પેલા ત્રાસદાયક રીબાવવા માટેના મકાન" 'That Horrid Torture House' તરીકે ઓળખ્યું છે .

૨ મુંબઇના યુરોપીઅનોનો દયાળુ ઠરાવ—વાદરાના કસાઇખાનામા ઉપર પ્રમાણે ત્રાસદાયક ઘાતકી પણે જનાવરોને મારી નાખવામા આવે છે તેનો ખ્યાલ કરીને મુંબઇમા ઘણા યુરોપીઅનોએ માસ નહીં ખાવાનો ઠરાવ કર્યો છે.

("Many Europeans in Bombay, who have come to hear of the abomination, are becoming vegetarians"—Bombay Chronicle, July. 1921 )

૩ જરા ખ્યાલ કરશો ?—જ્યારે મુબાઇ જેવું શહેર જ્યાં સત્તાવાળાઓ તેમજ પ્રજા વર્ગ આ બાબતમા ઘણી કાળજી રાખે છે તો પણ ત્યાના કસાઇખાનામા બીચારાં જનાવરોને ત્રાસદાયક **રીતે રીબાવીને મારવામાં આવે** છે, તો પછી હજારો નાનાં શહેરો તથા ગામોના કસાઇ ખાનાઓમા શું થતું હશે ?

**૪ માંસના ખોરાકથી થતી જીવલેણ બીમારી**—માણસની પેઠે જનાવરોને પણ ક્ષય, કોલેરા, વગેરે જીવલેણ બીમારીઓ થાય છે અને સત્તવાળાઓની ગમે તેટલી દેખરેખ છતા એવા હજારો જનાવરોને વીલાયત તથા અમેરીકા જેવા દેશોમાં પણ ચોરી છુપીથી માણસ જાતના ખોરાક માટે હમેશા કાપવામાં આવે છે, અને તેમનુ રોગી માંસ ખાવાથી **હજારો અગ્રેજો તથા અમેરીકનો** ઓચીંતા મરણ પામે છે, અથવા કોઇને કોઇ જીવલેણ બીમારીના ભોગ થઇ પડે છે. તે સંબધી સનસનાટ હકીકતો મે Close slaughter Houses (**કસાઇખાના બધ કરો**) એ નામના મારા અગ્રેજી ચોપાનીયામા પ્રસિદ્ધ કરી છે

જ્યારે વિલાયત તથા અમેરીકામા ઉપર પ્રમાણે સ્થિતિ છે, તો પછી આ દેશમા શુ થતું હશે ?

**૫ હિન્દુસ્થાનમાં શુ થાય છે**?—હિન્દુસ્થાનમા સડેલા માસ મળીના વેપાર ચાલે છે તથા તેથી માણસ જાતને ઘણું જોખમ છે તે સબધી સમાચારો વખતે વખતે વર્તમાન પત્રોમા પ્રસિદ્ધ થાય છે. દાખલ તરીકે:—

(૧) **મુબઇમાં માંસ** ખાધા પછી પાચ શખશો ઓચીંતા બીમાર પડીને **મરી ગયા હતા** બોમ્બે ક્રોનીકલ, તા. ૫-૬-૧૯૧૯.

(૨) **ઇગતપુરીમાં** લોકોને ઘણુજ ખરાબ માંસ વેચવામા આવે છે. "**સ્પ્રુની બીમારીના કેસોમાં ભયકર વધારો થયો છે.** તે આપણને મળતાં ધિક્કારવા લાયક ખરાબ માંસને લીધે હોવાનો ઘણો સભવ છે."("The alarming increase of cases of sprue is quite probably due to the abominable quality of our meat"—Times of India, 11–7–1921

જ્યારે મુંબઇ તથા ઇગતપુરી જેવા સ્થળોમા ઉપર પ્રમાણે સ્થિતિ છે તો પછી તમામ નાના શહેરો તથા ગામોમા કેટલા બધા રોગી જનાવરો માણસના ખોરાક માટે કપાતા હશે, તેને પરિણામે કેટલાં બધાં, માણસો કોઇને કોઇ જીવલેણ બીમારીના ભોગ થઇ પડતા હશે ?—કોઇ ખ્યાલ કરશે ?

**૬ મુસલમાન કોમને અરજ**:—મુસલમાન કોમમા હાલમા કેળવણીનો ફેલાવો ઘણો થાય છે, તેથી ઉપરની સઘળી હકીકતો ધ્યાનમા લઇને લાખો જનાવરોને ત્રાસદાયક વેદનાથી બચાવવાની ખાતર, તેમજ લાખો માણસોને **કોલેરા, ક્ષય, ઝેરી તાવ** વગેરે જીવલેણ બીમારીઓના ભોગ થતા બચાવવાની ખાતર મુસલમાન કોમ માંસ ખાવાનુ બધ કરવાની મહેરબાની કરે, અને તે પ્રમાણે માંસાહારી હીંદુઓ, પારસીઓ, ખ્રીસ્તીઓ વગેરે પણ કરે એવી મારી પ્રાર્થના છે

જુનાગઢ                                                                 **લાભશંકર લક્ષ્મીદાસ.**

# પ્રાચીન ભારત અને વિદ્યુત્ વિદ્યા.

લખનાર-ભાઇ મણિશંકર ત્રિ. ભટ્ટ. વ્યવસ્થાપક સત્સંગ.

પાશ્ચાત્ય વિદ્વાન વર્ગ કહે છે કે પદાર્થ વિદ્યા અર્થાત સાયન્સની ઉન્નતિ પ્રાચીન ભારતમા ન હોતી કેમકે માધ્યાકર્ષણ શકિતની શોધ કરનાર જ ન્યૂટન સાહેબ છે પરંતુ આપણે જાણીએ છીએ કે શ્રીમદ્ ભાગવતમા શ્રીકૃષ્ણના ઉપદેશમા પૃથ્વીની મહાકર્ષણ શકિતનુ વિસ્તાર પૂર્વક વિવરણ કર્યું છે, શ્રી ભાસ્કરાચાર્યજીએ લખ્યુ છે કે —

आकृष्टशक्तिश्च मही तया यत्
खस्थो गुरू स्वाभिमुख स्वशक्त्या ।
आकृष्यते तत् पततीति भाति
समे समतात् क्वपतत्विय खे ॥

પૃથ્વી આકર્ષણશકિતવાળીજ છે કેમકે કોઇ પદાર્થ આકાશ તરફ ઉછાળતા ત્યા પૃથ્વી ની આકર્ષણ શકિત દ્વારા એ વસ્તુને પોતાના તરફ ખેચે છે ચારે તરફ અવકાશ હોવા છતાં એ પદાર્થ પૃથ્વી ઉપરજ આવીને પડે છે વળી આર્યભટ્ટ કહે છે કે —

आकृष्टशक्तिश्च मही यत्तया
प्रक्षिप्यते तत्तयो धार्य्यंते

પૃથ્વી આકર્ષણ શકિતવાળીજ છે, કેમકે જે વસ્તુ ફેકવામા આવે છે તેને આકર્ષણ શકિત વડે પૃથ્વી પોતાના ઉપર ધારણ કરે છે. તો શી રીતે કહી શકાય કે ન્યૂટન સાહેબ આ સાયન્સના મૂળ શોધક છે ? ન્યુટન સાહેબના જન્મ અગાઉ હજારો વર્ષ પૂર્વના ગ્રંથોમા એ વિજ્ઞાનના પ્રમાણો છે તો કેવી રીતે માની શકાય કે એ નિયમ ભારતવર્ષમાથી નહિ પણ યુરોપથી નીકળ્યો છે ?

થોડા સમય ઉપર યૂરોપવાસીઓએ નાના પ્રકારના યંત્રોની મદદથી સૂર્યના કલંક છે એવુ અનુમાન કર્યું છે અને તેઓ જણાવે છે કે એ અમારી નવી શોધ છે પરંતુ આર્યાવર્તના ગ્રંથો જોવાથી ઘણી સુગમતાથી એ ભ્રમ દુર થઇ જાય છે વિષ્ણુપુરાણ માર્કંડેયપુરાણ આદિ પુરાણો અને વરાહમિહિર આદિ જ્યોતિષ સંહિતાઓમા એનુ વિશેષ વર્ણન મળી આવે છે પુરાણમા કથા છે કે વિશ્વકર્માએ જ્યારે પોતાના ભ્રમી નામના યંત્રોનો સૂર્ય મંડળ ઉપર પ્રયોગ કર્યો ત્યારે એ યંત્રોનો સૂર્યમંડળના જે જે અંશમા સ્પર્શ થયો તે તે ભાગમાં શ્યામતા આવી ગઇ અને તે તે શ્યામ ભાગને સૂર્યકલંક કહે છે ગ્રીક ભાષાના ગ્રંથ રોમન ભાષાના ગ્રંથ, અરબી ભાષાના ગ્રંથ, તથા બીજા યુરોપીય ભાષાઓના ગ્રંથથી એ સિદ્ધ થાય છે કે પ્રાચીન આર્ય જાતિ વૈજ્ઞાનિક સિદ્ધાંતોનો પ્રકાશ કરનારી છે પ્રાચીન મહર્ષિઓના નાના પ્રકારના ગ્રંથોમા જ્યોતિષ વિદ્યા, રસાયણવિદ્યા, ભૂતત્ત્વવિદ્યા, ચિકિત્સાવિદ્યા, તથા તુલના ન કરી શકાય એવી યોગાદિ વિદ્યાઓના વર્ણન જોવામા આવે છે, ત્યારે વિજ્ઞાનશાસ્ત્રીઓ સ્વીકાર કરે છે કે પ્રાચીન ભારતવર્ષ એ વિદ્યાઓની ઉન્નતિનો આદિ ગુરુ છે

વિજ્ઞાન શાસ્ત્રની ઉન્નતિના વિષયમા પ્રાચીન આર્યજાતિ કેવા પ્રકારે અલૌકિક શક્તિ સંપન્ન હતી, તે પ્રાચીન ઇતિહાસ વાચવાથી વિદિત થાય છે. મૃત પુરુષોને ફરી જીવનનો લાભ-જો કે આજ કાલ કલ્પનામા પણ નહિ આવી શકે એવી વાત છે-પ્રાચીન ભારતના ઇતિહાસમા બહુધા જોવામા આવે છે દૈત્ય ગુરૂ શુક્રાચાર્યજીએ મૃતક સંજીવની વિદ્યાના પ્રભાવથી લડાઇમા મરણ પામેલા દૈત્યોને ફરી જીવતા કર્યા હતા, અતિ વૃદ્ધ ચ્યવન ઋષિને નવયૌવન પ્રાપ્ત થયાનો દાખલો ઇત્યાદિ સઘળી વાતમા પ્રાચીન અલૌકિક જ્ઞાન વિજ્ઞાનોન્નતિનો અપૂર્વ પરિચય છે જેનો નિષ્પક્ષ વિચારશીલ પુરુષ અવશ્ય સ્વીકાર કરશે જ ગવ કે પહાડપર વસનાર જેણે આગગાડી જોઇ નથી એવા માણસને આપણે કહીએ કે એક કલાકમા ૬૦ માઇલ જઇ શકનારી વસ્તુ હોઇ શકે છે. તો તેઓ આપણી વાતને હસી કાઢશે પરંતુ એનુ એ હસવું કેવળ પોતાની અજ્ઞાનતાની નિશાની છે. તેવીજ રીતે આજ આપણી શક્તિ નષ્ટ થઇ ગઇ છે એ વાત ન સ્વીકારીને જે કાંઇ પ્રાચીન વાત સમજમા નથી આવી શકતી તેને ખાલી ગપાટા સમજી ઉડાવી દેવી એ વૃથા અહંકાર, ઉન્માદ, અને અજ્ઞાનતા બતાવવા જેવુ છે. ધીર અને વિચારશીલ પુરુષ એવું કદી કરતા નથી. જ્ઞાનસમુદ્ર અનંત છે એનો પાર કોણ પામ્યું છે ? આજ પાશ્ચાત્ય પ્રદેશમા કેટલીએ સાયન્સની નવી શોધ ચાલી રહી છે જે વાત લોકો પૂર્ણ અસંભવિત અને અશક્ય જાણતા હતા તે વાત આજે સંભવિત શક્ય અને સત્ય બની રહી છે તો એ ઉપરથી એ સિધ્ધાંત નથી નીકળતો કે જે લોકો સાયન્સની આવી શોધોને અસંભવિત કહ્યા કરતા હતા એ સૌ ભ્રમમા પડ્યા હતા ! અને જો આજથી ૪૦૦ વર્ષ પછી આ સર્વ સાયન્સના શોધક નષ્ટ થઇ જાય, કોઇપણ સાયન્સ શોધક જીવતો ન રહે જેવી એ સાયન્સ પણ નષ્ટ થઇ જાય તો એ ૪૦૦ વર્ષ પછી જે લોક ઉત્પન્ન થશે. તે પણ શુ આ સાયન્સની વાત કોઇ પુસ્તકમા વાચી તેને ગપાટાપુરાણ નહિ સમજે ? કાળની ગતિને કોણ જાણી શકે છે ?

ઇન્જીનીયરીંગ પદાર્થ વિદ્યા પ્રાચીન કાળમા કેવી ઉન્નત હતી તેના રામેશ્વરનો સેતુબંધ ઓરીસાનું કનારક અને ભુવનેશ્વર પુરી આદિ મંદિર ઇત્યાદિ જ્વલંત દૃષ્ટાંત છે ઓડીયાના કનારક મંદિરના પત્થરોનુ માપમાન જોઇ પશ્ચિમના ઇન્જીનીયરો હજી પણ ચકિત થાય છે. હજી સુધી એ સમજમા નથી આવતુ કે એ પત્થર ક્યાથી અને કેવી રીતે લાવવામા આવ્યા, અને કેવી રીતે ઉપર ચઢાવવામા આવ્યા

ખનિજ પદાર્થ વિદ્યાની ઉન્નતિના પ્રમાણ તો સ્પષ્ટ છે સોનુ, ચાદી આદિ સર્વ પ્રકારની ધાતુ અને હીરા, પન્ના આદિ સર્વ રત્નો ઉત્તમતાથી પ્રાપ્ત કરવા અને તેનો સદુપયોગ કરવો એ ભારતવાસીજ જાણતા હતા

સ્વેદજ સબંધી પદાર્થવિદ્યાતો તો ભારતવર્ષમા પરાકાષ્ટાજ આવી ગઇ હતી. આજસુધી યુરોપમા તો દસવીસ તરેહના સ્વેદજ જીવની શોધ કરી છે પ્રાચીન કાળના આર્ય આચાર્યોએ કહ્યુ છે, કે સ્વેદજ જીવ યોનિની સંખ્યા ૧૧ લાખ છે. એ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે એઓ એ વિદ્યામા પારંગત હતા

તુલસીપત્રની અને ગોમયની ( ગાયના છાણની) પવિત્રતા અને રોગબીજ નાશકતા, ઇત્યાદિ હિંદુ સદાચાર સાથે સબંધ રાખનાર પદાર્થોના ગુણને જોઇ યુરોપના મોટા મોટા સાયન્સના વિદ્વાનો પણ ચકિત થાય છે, અને સ્વીકારે છે કે એ વિદ્યા જાણ્યા વિના પ્રાચીન હિન્દુગણ એવા

પદાર્થોનો આદર કદાપિ કરી શકતા નહિ

શ્રી ગંગાજીની પવિત્રતાના અને તેની આધિ વ્યાધિ દૂર કરવાની શક્તિના વિષયમાં યુરોપવાસી જેમ જેમ જાણીતા થાય છે તેમ તેમ મોહિત અને આશ્ચર્યચકિત થાય છે. બેકટિરિઓલોજી વિદ્યાના પ્રસિદ્ધ વિદ્વાન ડૉ. હેંકિનસે શ્રી ગંગાજીના મહિમાના વિષયમાં જે વર્ણન કર્યું છે, તેનો સારાંશ નીચે પ્રમાણે છે.

એમણે એ સિદ્ધ કર્યું છે કે ગમે તેવા કઠિન રોગના જંતુ કાં ન હોય, પણ તે છ કલાકની અંદર ગંગાજીના પાણીમાં મરી જાય છે જે રોગના જંતુ કુવામાં કે અન્ય નદીના પાણીમાં કલાકની અંદર અગણિત સંખ્યામાં વધી જાય છે, તે જંતુ ગંગાજલનો સ્પર્શ થવાથી મરવા માંડે છે. યમુનાના જળનો પણ મહિમા એમણે બતાવ્યો છે. અને એ સ્વીકાર્યું છે કે આજના સાયન્સને હિંદુઓએ એવા સમયે શીખીને પરાકાષ્ઠાએ પહોંચાડયું હતું, કે જે સમયે યુરોપ અસભ્યતાના અંધકારમાં ડૂબ્યું હતું *

હિંદુસ્થાનના સુપ્રસિદ્ધ સાયન્સના જગપ્રસિદ્ધ આચાર્ય ડૉકટર જગદીશચન્દ્ર બોઝે સ્થાવર સૃષ્ટિમાં જીવસત્તા અને ઇંદ્રિયોના અસ્તિત્વનો પદાર્થ વિદ્યાની ક્રિયાઓ દ્વારા પ્રમાણિત કરીને સમસ્ત પૃથ્વીના સાયન્સવેત્તાઓને ચકિત કરી નાખ્યા છે એ સર્વ વાતો મહાભારત આદિ આર્ષ-ગ્રંથોમાં પહેલેથીજ વર્ણવેલી છે એ સર્વ સાયન્સની શોધ જોઇ કઇ બુદ્ધિમાન વ્યક્તિ એ વાતનો સ્વીકાર નહિ કરશે, કે પ્રાચીન આર્યોએ પદાર્થવિદ્યાની પણ બહુ ઉન્નતિ કરી હતી! બંગાળાના સુપ્રસિદ્ધ રસાયણશાસ્ત્રના પંડિત પ્રો ડૉકટર પી સી રૉયે પુસ્તકદ્વારા પશ્ચિમના વિદ્વાનોને એ સારી રીતે સમજાવ્યું છે, કે રસાયણિક વિદ્યામાં પ્રાચીન આર્યોએ એટલી ઉન્નતિ

---

* અમેરિકાના જગપ્રસિદ્ધ વિદ્વાન અને હાસ્યરસના પરમ જ્ઞાતા સ્વર્ગીય મિ માર્કટ્વેનનું "મોર ટ્રામ્સ એબ્રૉડ" નામનું એક પુસ્તક અંગ્રેજી અમેરિકન સાહિત્યમાં પ્રસિદ્ધ છે એ પુસ્તકના પૃષ્ઠ ૩૪૩-૪૪ માં માર્કટ્વેને ગંગાજળના વિષયમાં મોટી મહત્વની વાત લખી છે તેમણે કહ્યું છે કે "ઘણા સમયથી એ વાત આશ્ચર્યજનક લાગતી હતી કે બનારસ શહેરમાં જ્યારે મલેરીયાનો રોગ ફેલાતો, ત્યારે તે રોગ ત્યાંથી આજુબાજુ ફેલાતો ન હતો. સરકારના વિજ્ઞાન વિશારદ મિ હેંકિસ બનારસ ગયા, અને ગંગાજળની રસાયનિક પરીક્ષા શરૂ કરી ત્યાં ગંગાના ઘાટ ઉપર જ્યાં ખાળ કૂવાનું ગંદુ પાણી આવી ગંગામાં પડતું હતું. તે સ્થાનની આસપાસનું પાણી લઇને મિ. હેંકિસે જોયું, તો એ જળમાં મલેરીઆના કરોડો કીડા જીવતા હતા પરંતુ મિ. હેંકિસે બરાબર જોયું તો સઘળા કીડા એ પાણીમાં પડયા પડયા છ કલાકની અંદર મરી જતા હતા શુદ્ધ ગંગાજળમાં એમણે કીડા નાખી દીધા, છ કલાકમાં એ પણ મરી ગયા. પરંતુ એ કીડા જ્યારે કુવાના શુદ્ધ જળમાં નાખવામાં આવ્યા તો જોત જોતામાં તેમની સંખ્યા કરોડો સુધી વધી ગઇ હિંદુઓ ઘણા જૂના વખતથી ગંગાજીના મહત્વને માનતા આવ્યા છે. ગંગાજળના એ અદ્ભુત ગુણ હિંદુઓને કેવી રીતે માલુમ પડયા એ વિષયમાં અમે કઇ કલ્પના કરી શકતા નથી. વળી એ પણ નિઃસંદેહ સત્ય છે કે જે યુગમાં હમારા પૂર્વજ જંગલી હતા તે સમય હિંદુ સભ્યતાની ઉન્નતિનો યુગ હતો."

ઉક્ત વૈજ્ઞાનિક મિ. હેંકિસે પોતાના એક ગ્રંથમાં લખ્યું છે કે ગંગા અને યમુના બંનેના પાણીમાં મલેરીઆના રોગના જંતુઓ નાશ કરવાનો ગુણ છે.

કરી હતી, કે એ સૌ ઉન્નતિની વાતોને હજી સુધી યૂરોપના રસાયણ શાસ્ત્રીઓ સમજી શકયા નથી ઉદાહરણ આપવામા આવે છે, કે મકરધ્વજ નામના આયુર્વેદીય ઔષધિમા સોનાનુ પારા સાથે મળી જવુ સિદ્ધ થવા છતા, રસાયણ શાસ્ત્રીઓ હજી સુધી કહી શકયા નથી, કે કેવી રીતે એમ થઇ જાય છે પ્રાચીન કાળમા એક ધાતુને બીજી ધાતુમા મેળવી દેવાની જે ક્રિયાઓ તન શાસ્ત્રમા મળી આવે છે, તેનો જ્ઞાન લોપ થઇ ગયો છે તો પણ એના ભારતીય પદાર્થવિદ્યાદ્વારા પ્રાચીન કાળમા સુપ્રસિદ્ધ હોવાપણામા કોઇ પણ સશય નથી.

આજે રસાનિક વિદ્યાના પ્રદેશમા હાલ જે શોધ ચાલી રહી છે. અને જે જે શોધ થાક્તી રહેશે એટલો એટલો ભારતના પ્રાચીન ગૌરવનો પત્તો લાગતો જશે તો પણ એ તો માનવુંજ પડશે કે પ્રાચીન ભારતવાસી પદાર્થવિદ્યામા થોડા ઘણા પણ અભિજ્ઞ હતા. તેમની દષ્ટિ આધ્યાત્મિક દૈવી સામ્રાજ્ય તરફ વધારે રહેતી હોવાથી તેઓ જરૂરીઆતથી વધારે પદાર્થવિદ્યાની ઉન્નતિનુ પ્રયોજન સમજતા હતા નહિ

ઋષિકાળમા વિદ્યુત વિજ્ઞાન અને યોગ વિજ્ઞાનની જેટલી ઉન્નતિ થઈ હતી, તેનો આજના લોક જો વિચાર કરે તો તદ્વાવસ્થામા સ્વપ્નની માફક અનુભવ તેઓને થાય ઉન્નતિશીલ પશ્ચિમના વિદ્વાન એનો આજે પણ સ્વીકાર કરે છે, તો પણ કારણ આપતી વખત હજી પણ મોહિત થઇ જાય છે. પ્રાચીન આર્યજાતિના ભોજનમા, શયનમા, બેસવામા, ચાલવામા, સ્થળમા, જળમા, અને ધર્મ, અર્થ કામને મોક્ષકારક સર્વ કર્મોમા વિદ્યુતવિજ્ઞાનનો અદ્દભૂત સબધ જોવામા આવે છે મહા બળવાન રાવણે જે દુર્જય શકિતશેલદ્વારા લક્ષ્મણને જડની માફક ગતિહીન કરી દીધા હતા, તે વિદ્યુતવિજ્ઞાનની ઉન્નતિનુ પ્રમાણ છે બાણમા વિદ્યુતશક્તિ લાવવાની ક્રિયાની શોધ હજી સુધી યુરોપના વિદ્વાનો કરી શકયા નથી. નાગપાસ, શકિતશેલ, સમ્મોહન અસ્ત્ર, આદિ જેટલા અદ્દભુત બળવાળા હથિયાર આર્યો યુદ્ધને માટે બનાવ્યા કરતા હતા એ સૌ વિદ્યુત વિદ્યાની સહાયતાથી નિર્માણ કરતા હતા દેવમદિરની ઉપર અષ્ટ ધાતુનુ ચક્ર, અથવા ત્રિશૂળાદિ ચઢાવવાની જે રીતિ છે એ વિદ્યુત વિજ્ઞાનની ઉનતિનુ ચિહ્ન છે ઉત્તર તરફ માથુ રાખી ન સૂવુ અપક્વ ફળ તરફ આગળી ન કરવી નીચ જાતિનો સ્પર્શ થયો હોય તે અન્નનુ ભોજન ન કરવુ, ચૈલ, અજિન (મૃગચર્માદિ) દર્ભ અને ઉનની કામળના આસન પર બેસીને ઉપાસના, સૌભાગ્યવતી સ્ત્રીઓને સુવર્ણમય અલકાર ધારણ કરવાની આજ્ઞા આપવી, અને વિધવાઓને એવી આજ્ઞા ન આપવી આદિ સર્વ નિયમ એ વિદ્યુતવિદ્યાની ઉન્નતિના પ્રમાણ રૂપ છે.

આજકાલની વિજ્ઞાનદષ્ટિથી એ નક્કી થઇ ચુકયુ છે કે અષ્ટધાતુ વજ્રપાત નિવારણ કરે છે. જે કારણથી મદિરો ઉપર એ સ્થાપન કરવામા આવે છે એ પ્રમાણે ઉત્તર તરફ માથુ રાખી સૂવાથી કુસ્વપ્નો આવવાનો સભવ રહે છે. કેમકે પૃથ્વીનો સ્વાભાવિક વિજળીક પ્રવાહ દક્ષિણથી ઉત્તર તરફ જાય છે એથી ઉત્તર તરફ માથુ રાખી સૂવાથી વીજળીની ગતિ પગથી માથા તરફ જાય છે વળી શારીરિક વિજળીદ્વારા અપક્વ ફળ તરફ આંગળી બતાવવાથી એ ફળ દોષિત થઇ જાય છે. અને શુદ્રમા તમોગુણ અધિક હોવાના કારણે એનું અડકેલુ અન્ન પણ એની દોષિત વિજળીદ્વારા દોષયુક્ત થઇ જવાથી શ્રેષ્ઠ વિદ્યુતયુક્ત બ્રાહ્મણાદિ દેહને માટે એ અન્ન અધિકારી છે પૃથ્વી હમેશા જીવ શરીરમા રહેલી વિજળીને ખેચ્યા કરે છે ઉપાસના કરતી વેળા શરીરમા સાત્વિક

વિજળી વધવાનો સંભવ છે. પરંતુ પૃથ્વીપર બેસીને ઉપાસના કરતી વેળાએ વિજળી સંગ્રહ પૃથ્વી દ્વારા નાશ પામે છે. પણ ચૈલ, અજિન, કુશ, અને કામળમાં વિજળી ગ્રહણ કરવાની શક્તિ નથી એ માટે એ ઉપર બેસી સ્તવન કરવાથી વિજળી ક્ષિણ થતી નથી. સુવર્ણ આદિ ધાતુ વિદ્યુત-શકિત વર્ધક છે, વિજળી શકિતની વૃદ્ધિથી શારીરિક ઇંદ્રિયોમાં સ્ફૂર્તિ આવે છે. ઇંદ્રિયોમાં વિશેષ સ્ફૂર્તિ આવવાથી સ્ત્રીઓ સુસંતાન ઉત્પન્ન કરી શકે છે, એ કારણથી શાસ્ત્રમાં સધવા સ્ત્રીઓને ધાતુમય અને રત્નમય અલંકાર ધારણ કરવાની અને વિધવા સ્ત્રીઓને અલંકાર ધારણ નહિ કરવાની આજ્ઞા કરવામાં આવી છે.

વિદ્યુત વિજ્ઞાનથી ભરેલા એ આચારો સાંભળી સાધારણ બુદ્ધિયુકત મનુષ્ય પણ સમજી શકે છે કે પ્રાચીન આર્યોએ એ વિજ્ઞાનને કેટલી ઉન્નત દશાએ પહોંચાડયું હતું. આજે યુરોપ આ સમયે વિજળી પ્રકટ કરવાની રૈલીના અનેક પ્રકાર પ્રાપ્ત કરી ચૂકયુ છે.પદાર્થવિદ્યા અર્થાત્ સાયન્સની ઉન્નતિની સાથે સાથે વિદ્યુત પ્રકટ કરવી અને એ દ્વારા અનેક પ્રકારનું કામ કરવું, એ પશ્ચિમના વિદ્વાન જાણી ચૂકયા છે. પણ હજી સુધી એ સમજી શકયા નથી, કે વિજળી એ શું પદાર્થ છે. પશ્ચિમના સાયન્સવેત્તા વિદ્વાન કોઇપણ એ પ્રશ્નનો ઉત્તર નથી આપી શકતા, કે વિજળી શું વસ્તુ છે. પરંતુ હમારા આર્યશાસ્ત્રમાં એ પ્રકારની શકિતઓના વિષયમા અનેક વર્ણન મળી આવે છે, શાસ્ત્રમાં એવુ વર્ણન છે કે બ્રહ્મશકિત-મહામાયા (જેને મૂળ પ્રકૃતિ પણ કહેવામા આવે છે)નાં ચાર મુખ્ય સ્વરૂપ છે. ૧ સ્થૂળ શકિત, ૨ સૂક્ષ્મ શકિત, ૩ કારણ શકિત અને ૪ તુરીય શકિત. બ્રહ્મની સાથે અભેદ રૂપથી રહેનારી શકિતને તુરીય શકિત કહે છે. જ્યારે એ બ્રહ્મશકિત બ્રહ્મથી અલગ થઇ એક બ્રહ્માંડના નાયક બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર રૂપી ત્રિમૂર્તિને પ્રકટ કરવાવાળી એમની જનની બને છે, ત્યારે તે શકિત કારણ શકિત કહેવાય છે જ્યારે એ મહાશકિત બ્રહ્મામાં સૃષ્ટિ ઉત્પન્ન કરવાની યોગ્યતા, વિષ્ણુમાં સૃષ્ટિને સ્થાયી રાખવાની-પાળવાની યોગ્યતા, અને રૂદ્રમાં સૃષ્ટિ સંહાર કરવાની યોગ્યતાને ઉત્પન્ન કરે છે, ત્યારે એ મહાશકિત સૂક્ષ્મ શકિત કહેવાય છે. અને જ્યારે એ બ્રહ્મશકિત સ્થૂળ રૂપ ધારણ કરીને સ્થૂળ જગતના નાના પ્રકારનાં કાર્યો કરે છે, ત્યારે તે સ્થૂળશકિત કહેવાય છે. એ સ્થૂળ શકિતના ઋષિઓએ સાત ભેદ માન્યા છે એ સાત ભેદમાંનો વિજળી એ એક ભેદ છે. જેમ મનુષ્ય શરીરના સ્થૂળ અંગ, નખ અને વાળ આદિ છે, એવી રીતે એ મન, વચન ને બુદ્ધિથી પર બ્રહ્મશકિતની એ સ્થૂળ શકિત નખ અને વાળ જેવી છે. જેમ મનુષ્ય શરીરના નખ ને વાળ એ અંગ હોવા છતા પણ એને કાપી નાખવાથી મનુષ્ય શરીરને કાંઇ વિશેષ હાનિ નથી પહોંચી શકતી, એ પ્રકારે એ મહાશકિતના શરીરના નખ અને વાળ સમાન સ્થૂળ શકિતરૂપી વિજળી આદિ અલગ કરીને એ દ્વારા મનુષ્ય પદાર્થવિદ્યાનાં નાના પ્રકારનાં કાર્ય કરી લાભ લઇ શકે છે.

હિંદુ શાસ્ત્રમા કહેલુ શકિતવિજ્ઞાન યુરોપને જાણવા માટે હજી વાર છે. પરંતુ યુરોપ હવે સમજે છે કે વિદ્યુત શકિત સર્વથી તે પૃથ્વીના સર્વ સ્થાનમાં પૂર્ણ ભરેલી છે તાર વિનાની' તારવર્કી ( વાયરલેસ ટેલીગ્રાફ ) અને ની તાર વિનાના ટેલીફોન આદિ પદાર્થ વિદ્યાની નવીન શોધથી પશ્ચિમના વિદ્વાનોમા હવે એ નિર્ધાર નિશ્ચય થયો છે, કે વિજળીથી બ્રહ્માંડના સર્વ સ્થાન ભરેલા છે. જેમ જેમ યૂરોપવાસી અંતર્જગતની તરફ ઉંડા ઉતરતા જશે તેમ તેમ તેઓ વિદ્યુતવિજ્ઞાનનું મહત્વ સમજતા જશે.

યોગ વિજ્ઞાનની યુક્તિ સહાયકારી જે શક્તિ છે તે તો બહુ વિલક્ષણ છે પરંતુ એ વિજ્ઞાનની ભૌતિક શક્તિઓની અદ્ભુતતા જગતમાં પ્રસિદ્ધ થઈ રહી છે. યોગશક્તિ દ્વારા મેઘ વાયુ આદિ અટકાવવા, શૂન્યમાર્ગે વિચરવું, શરીરને હલકું અથવા ભારે કરવું, પ્રસ્તર અથવા મૃત્તિકા આદિ પદાર્થોમાં પ્રવેશ કરવો, દૂરના વિષયને સાંભળવા કે જોવા, દીર્ઘ આયુ અથવા ઇચ્છા મૃત્યુનું હોવું, ભૂખ તરસ સહન કરવાનું સામર્થ્ય મેળવવું, અને નાના પ્રકારના ગ્રહ ઉપગ્રહમાં સંયમ કરીને એના વિષયોને જાણી લેવા, વગેરે એવી વિભૂતિઓની પ્રાપ્તિ થઈ શકે છે. એવા પ્રકારની શક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય છે, એના પ્રમાણ વેદ અને નાના પ્રકારના યોગ સંબંધી શાસ્ત્રો આપી રહ્યા છે. ડૉ. પાલ સાહેબે પોતાના યોગવિજ્ઞાન નામના પુસ્તકમાં વૈજ્ઞાનિક યુક્તિદ્વારા પૂર્ણરૂપથી સાબીત કરી બતાવ્યું છે કે **પ્રાણાયામ સાધનદ્વારા કોઈ પ્રકારથી યોગી દીર્ઘાયુ લાભ તથા ભૂતજય કરી શકે છે.**

એ પ્રકારથી ઉક્ત પશ્ચિમના પંડિત મહાશયે અષ્ટાંગયોગની ઘણીજ પ્રશંસા કરીને યોગના આઠે અંગોની યોગ્યતા અને અદ્ભુત અલૌકિક શક્તિઓનું વર્ણન પોતાના પુસ્તકમાં કર્યું છે.

પ્રત્યક્ષ પ્રમાણમાં સંદેહ હોઈ શકેજ નહિ. જ્યારે યુરોપવાસી વિદ્વાનોએ પ્રત્યક્ષ પંજાબના શ્રી મહારાજા રણજીતસિંહની સભામાં યોગીવર હરિદાસ સ્વામીને ૭ માસ સુધી પૃથ્વીની અંદર જડ સમાધિ અવસ્થામાં રહેતા જોયા ત્યારે એમને જણાયું કે એક જીવિત મનુષ્યને પૃથ્વી ખોદી તેમાં બેસાડવામાં આવ્યા અને તેની ઉપર માટી નાખી ખાડો પૂરવામાં આવ્યો અને ત્યાં પહેરો બેસાડવામાં આવ્યો. પછી જ્યારે એને ૭ માસ બાદ બહાર કાઢવામાં આવ્યા ત્યારે પણ એઓ જીવતા હતા તો એ વિદ્વાનોના હૃદયમાં બીજો સંદેહ શું રહે? એ શિવાય એ પ્રકારે મદ્રાસના યોગીને કુંભકદ્વારા આકાશમાં સ્થિત જોઈને અને કલકત્તાના ભૂગર્ભસ્થિત યોગીને શ્વાસ રહિત સમાધિ અવસ્થામાં જોઈને ઘણાજ આશ્ચર્યચકિત થયા. એ ત્રણે ઉદાહરણો પ્રમાણ રૂપ ગણી એમણે પોતાના પુસ્તકમાં પણ લખ્યા છે અને એમણે પ્રત્યક્ષ જોઈ પણ લીધું છે પણ યોગશક્તિનું કારણ હજી સુધી તે શોધી શક્યા નથી. યોગક્રિયામાં જેઓ એટલું જાણનાર છે એવા પુરુષોની બસ્તી નેતક્રિયા આદિ શંખ પ્રક્ષાલનાદિ શુદ્ધ ક્રિયાઓ જે આજકાલ સર્વત્ર જોવામાં આવે છે, તે પશ્ચિમના વિદ્વાનગણ વૈજ્ઞાનિકબુદ્ધિદ્વારા હજી સુધી એ ક્રિયાઓ સુધીના કારણ જાણી શક્યા નથી. માત્ર આજકાલ નવયુગ હાલ અમેરિકા અને યુરોપમાં શરૂ થયા છે ત્યાં ટેલીપથી અને થોટ રીડિંગ આદિ નવીન વિદ્યાઓની શોધની સાથે સાથે ભારતવર્ષના અલૌકિક યોગ વિજ્ઞાનની કંઈ કંઈ છાયાની માફક સ્વરૂપ એ દેખાવા લાગ્યા છે. વિશેષમાં મેડમ બ્લેવેટ્સ્કી જેવી યોગિનીઓના પ્રયત્નથી યુરોપ અને અમેરિકાવાસીઓમાં જે ઉચ્ચ દરજ્જાના વિદ્વાન છે, તેઓ આર્યોના યોગશાસ્ત્ર અને એમના ક્રિયાસિદ્ધાંતના વિષયમાં હવે સંદેહરહિત થવા લાગ્યા.

---

# દારૂના સમર્થનમાં ?

[ હાસ્ય રસ પ્રધાન આત્મકથા. ]

મથાળું વાંચીજ તિરસ્કારયુક્ત દૃષ્ટિ ન ફેંકશો સ્હેજ તસ્દી લઇ પૂરેપુરૂં વાંચવા વિનતિ. નામ અને બાહ્ય દેખાવ પરથી આજે એટલા બધાને પરીક્ષા કરવાની ટેવ પડી ગઇ છે ! જો ખાલી ડોળ કરી ઉપર ઉપરથી ભપકાની ભભક ન બતાવી તો મૂર્ખાજ સમજશે, પરન્તુ આજે તો અસહકારી વીરલા અતિ સાદાઇવાળા ધૈર્યથી સાંભળનાર નીકળશે એમ ધારી હું પણ અંજાવી નાખનાર દંભ છોડી દઇ બહુજ સાદાઇના આડમ્બરમાં સજ્જ થાઉં છું.

હું ક્યારથી અને કેમ મદિરાદેવીનો ભક્ત બન્યો એ જાણવું નિષ્કારણ છે પ્રથમ તો મારૂં ટટ્ટુ ઠીક ચાલ્યું કારણ બાપ દાદાના સંગ્રહેલા પૈસા પર થોડો વખત તાગડધીંના કીધા, પણ તેની અવધિ હતી છોકરાઓને તો હું તેઓની સ્વતંત્ર ઇચ્છા પૂર્વક વર્તન ગમવા તથા પોષણ કરવા છૂટ આપું છું કારણ આજથીજ સ્વાશ્રયી બનાવવા એ ઠીક. મારી રમા મારૂં ભરણ પોષણ કરવું એ તેની પોતાની ફરજ સમજે છે. અને અલબત તેમાં તે પોતાના કર્તવ્ય કરતાં કંઇ વધુ કરતી નથી. છતાં હું પ્રશંસા કર્યા સિવાય રહી શકતો નથી She 'bears the yoke mildly' તે ધણીરૂપી નાખેલી દુઃખની ઝુંસરી નિઃશબ્દે સહન કરે છે તેમ પતિ ઇશ્વર આગળ તો તે બરબડી શકેજ નહિ કારણ તેમ થતાં કદાચ ચક્કર બને ખરું, તો Explosion–ધડાકો થાય ભાવિમાં જે બનવું તે ફળવાનું એટલે પરિશ્રમ નિરર્થક માને આવતી કાલની તો હું ચિન્તાજ નથી કરતો વળી ફળ તો પ્રભુના હાથમાં એટલે સારા નરસા પરિણામના જવાબથી પણ હું મુક્ત, આ બધા સદ્ગુણે મદિરા સાથે પ્યારમાં પડતાં જન્મ્યા

લોકોએ મને મદિરા ભગત તરીકે ખોળી કાઢ્યો ત્યારથી મારી એમ બે વીતી તમને જણાવું. મારા નાનાશા ગામમાંથી બીજીશ સરકારે તેનું મદિરા દેવરૂપી કૃપા કિરણ સંકોચી લીધું ત્યારથી અનેક પ્રકારમાં આવ્યા ગાયકવાડીમાંથી મારી દેવી સાથે Llope (સ્ત્રી સમ્મતિથી આશક સાથે નાસવું) થતાં પકડાયો વીશ રૂપીઆ ચાંલ્લાના આપ્યા, અને મારી અનિચ્છાએ હું પેપરોનો પેરેગ્રાફ બની ગયો. એકસાઇઝ ઇન્સ્પેક્ટર આગળ મારી ઉચ્ચ રીતિનું સમર્થ કારણ દઇ બચાવજ જણાવ્યું.

આગળ ધપતાં ગામનું તાડી મન્દિર આવ્યું ત્યાં આગળ લોકોની મોટી મેદની માલમ પડી. હું ભ્રાન્તિમાં પડ્યો કે લોકોએ પંથ બદલ્યો. મદિરા બદલે કુળ દેવી તાડી બની હાકતો કાંઇતો આગળ પૂર વેગમાં ધસ્યો તો અસહકારીઓનું ઝુંડ 'પીકેટીંગ' કરતું હતું મર્યા મારી જાતિનાજ મદિરાના 'પેગ પર 'પેગ લેતાં પણ અસર ન થયેલી, તેની અસર થઇ પગજ ભાન્થી કચડાવા લાગ્યા ચાલવું આગળથી ખુબ દબાવી પણ દેખાવમાં તાકાત નજર પડ્યો ઉદ્ધત લોકો કદાચ અપમાન કરી મેરકને છપાક પાડી જવા શહેરમાંથી આવ્યો, પણ બુદ્ધિપ્રભાવ સગાળ પર નિશાન દગની લારાનું ભૂલો જવું ધીમે ધીમે યાદ આવે. મને જોતાંજ તે કેદી

કપડા પહેરેનારાઓમા કંઈ ન જાણી શકાય તેવી અસર થઈ. કોઇ હસે તો કોઇ તેને હોઠ દાતે કરડી ચૂપ રહેવા શિક્ષા દે. મગજમા ટકોરો મારી તપાસ્યુ પણ તે પણ લજ્જા મૂકી મને દેવાળીઓ કરતુ હતુ. દુઃખ પડતા સર્વ વસ્તુઓજ અકુંઠિત સ્થિતિમા ખડી થઇ ગભરાવી મૂકે છે પણ સુક્કા રેતીરણમા તૃષા મરણ પીડાતા પાન્થને, અવકાશમાથી વીમાનીઓ નીચે ઉતરી પાણી ભેગો કરે તેમ મારા બુદ્ધિશુષ્ક મગજમા એક વિચાર ઉદ્‌ભવ્યો ઝમવા ગપીનારાઓ સહેજ દૂર બેઠા હતા. મારી આસ્થા બન્ને દેવીમા હતી તેના રક્ષકો, હુ તેમનો નિત્યનો ગ્રાહક હોવાથી મને મિત્ર ગણવાનો ડોળ કરતા. હું મદિરા સતાડવા એકદમ પીઠામા ઘુસ્યો, કે બ્હાર ઉભેલા લોકોએ મને "શરમ શરમ, બ્હાર નીકળ" વગેરે શબ્દોથી વધાવી દેવી તરફ વિદાય થતા દીધો.

તાડી પીઠાના માલીક મિ નસરવાનજી સ્વભાવે બહુજ ભલા લાગતા અને તેમાયે મારા જેવા નિત્યના ગ્રાહક તરફ તો તેઓ ભલમનસાઇની હદ કુદતા દેખાતા. તેમા પણ આજે તો તેમને એલેક્ઝાન્ડર સેવકર્ઈના એકાન્તવાસમા પૂરવામા આવ્યા હતા. એટલે આપણા જવાથી તેમનો હર્ષ છવીઆન ઉભરાઇ ઢોળાવા લાગ્યો. તેઓએ નગાસું ખાઇ જાગ્રત થવા પ્રયત્ન કરી, વાત આરંભી સેવકને પતંગ સમજી તેમણે તો ખુશામતદોરી છોડી મોટાઇના આકાશમા ખૂબ ચગાવ્યા અ—હા શુ રહેજજત અને મને પણ તેમને માટે માન થઇ આવ્યુ વાત બદલાઇ. તેઓ આવ્યા ત્યાર પછી કોઇને તેમણે મુલાકાત નહોતી આપી પ્રથમ મુલાકાતનુ માન મને મળ્યુ પાઇનો ઉઠાવ પણ નહતો. એ બધી 'પીકેટર્સ'—'મગરીઆઓ'ની મ્હોકાણ એમ કહી તેમણે મીજાજ ખોયો. આ દરમ્યાન 'પીકેટર્સ' મ્હને બ્હાર આવવા વિનતિ કર્યાજ કરતા હતા. પણ 'હમણા આવુ, પછી આવું' વગેરે અધ્ધર જવાબ આપી, વા કોહુ દઇ ન દઇ, વાત ઉડાડતો. છેવટે એક યુવાન પીકેટર, હિમ્મતથી અન્દર આવી ગોળ ગોળ મધ મ'ર બોલી મને ફસાવી બ્હાર લઇ ગયો. તેઓની અતિ શાન્તિ વચ્ચે મને ગંભીરાઇથી સ્હમજાવવામા આવે, તે પહેલા મે ફરી તાડી, દારૂ ન પીવા સોગદ લઇ લીધા. અજાયબ જેવું તો એ હતુ કે તેઓમાનુ કોઇનુ વલણ મારી મશ્કરી કરવા તરફ ન હતુ. મારી આવી સ્થિતિ, જો તેઓએ વરસ દિવસ પહેલા જોઇ હત, તો હુ દયાજનક દશામા હતે. નસરવાનજીની મુનાકાત દરમ્યાન મે મારી દેવી થોડીવાર માટે તેમને નહિ ઉપયોગ કરવા વારવાર સૂચના કરી આપી હતી. બ્હાર નીકળતા આખના અણસારે એ સૂચના ફરી દીધી હતી. બ્હાર રહ્યે પણ મારી નજર તેમના પર સાબ્ત પહેરો ભરી રહી હતી. ખાસ કારણ બતાવી નસરવાનજીએ મળવા છૂટી માગી સેવકને ખબર નહિ કે 'ગાન્ધીઅનો' દેખીતુ અવિશ્વાસનીય કારણ છતા શા માટે મને અન્દર જવા દીવો થોડો સમય વ્યતીત થયો કે તેઓએ ગુમગણ ચાલુ કીધુ, "દારૂ લઇને તારે રસ્તે પડ" "અહીં ન બેસ" હુ ભડકયો, ચમકયો, બીવો, એ સદ્‌ગૃહસ્થોએ જાણ્યુ કેમકે મારી પાસે દારૂ હતો બનવા જેવું છે કે સેવકની કાર્કિર્દીથી જગત અજાણ્યુ ન રહ્યુ હોય પોલ્ગ ખુલ્લુ થયા પછી, વળી વીશ રૂપીયાની બીક અને લૂગઇ જવાની વસ્તીએ બ્હાર નીકળવા છાતી નહતી ચાલતી પાછલે રસ્તે ગીંડુ પાડી બ્હાર નીકળી જુવારના ખેતરમા બેસી બે દિવસ માટે આણેલી શરાબ એકી વખતે ગટગટાવી ગયો અને શીશાને વાડમાં છૂપાવ્યો હવે હું મહારાજા બન્યો

કહેવાય છે કે રાજાથી જવાય ત્યા સુંધી જાય પણ પોતાની ઇચ્છા હોય ત્યા સુધી તો

નહીં ? ત્યારે તો રાજા ફરતા પણ હું અધિકતર બન્યો. કાંટાવાળી વાડમાં માથું મારવા માટે જરા મન નહતું પણ તેમ બન્યું. ગંદા પાણી ભરી ગટરમાં શરીર ઝબોળવા મારી જરા પણ ઇચ્છા નહતી પણ તેમ બન્યું. નિરર્થક કજીઓ વ્હોરી લઇ હડધુત થવાને દિન નહતું પણ તેમ પણ થયું. હાસ્યજનક મગજ ઉપરાંત મારી ઇચ્છા ફરતા પણ વધારે બનવા લાગ્યું. માથું ચક્કર ચક્કર ભમવા લાગ્યું. જીન્દગી જતાં અને વર્ષો સુધી વિચાર કરતાં પણ આ દુનીઆમાં અસ્થિર છે એમ જે વખાનેય ભાન ન થાય, તે મને પ્રત્યક્ષ થયું. મારા જ્ઞાનની હદ થઇ. સર્વ વસ્તુ ભભિન ભાસી. હું પોતે પણ તેમજ હતો. વળી મારામાં સાહસાઇ ક્યાંથી આવી તે પણ મેં ન જાણ્યું. સત્ય છે મને ' આપણા સદ્ગુણોથી આપણે અજ્ઞાત હોઇએ એજ શ્રેષ્ઠ. મુનિ પોતાને મુનિ નથી જાણતો. જ્ઞાની પોતાને જ્ઞાની નથી ગણતો. આપણે તેઓની પંક્તિમાં વિરાજતા દશે દિશાને પ્રણામ કરતો હું આગળ જતો હતો, કોઇવાર અતિ આનંદમાં ને આનંદમાં એકાદ દિશાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી દેતો. હું રાજા, જ્ઞાની અને મુનિમાં તો ખપ્યો. પણ હજી વિશેષ છું. ચૈતન્ય ભગવાન્ જ્યારે પ્રભુભક્તિમાં તલ્લીન થઇ જતા, ત્યારે નાચતા કુદતા, અને ઘણીવાર તો બેહોશી ઘેર છૂટે તેમ પડતા. મારા વખાણ કરતા હવે હું શરમાઉં છું, મારી અવસ્થા પણ તેવીજ બનતી. ફેર માત્ર તેઓ ભક્તિમોહમાં ગાંડા બનતા અને હું મદિરા મોહમાં.

તમોને એક પ્રશ્ન પૂછું ? તમારા સ્નેહીઓ અને ઓળખીતાઓમાંના ઘણા લોક એવા હશે કે તમારી આગળ આવી પોતાનું ટાયલું કરી કરી તમને કંટાળો ઉપજાવતા હશે. ઘણીવાર તમે તેમને ધૈર્યથી નથી સાંભળતા ? તેઓની માફક તો હું તમને કસોટી પર ન જ મૂકનારો પણ સહેજ છું. છાંટ માત્ર પિનાર પણ આનંદ પામે છે. નિરંતર તેમાંથી આનંદ ઝરણાં વહ્યા કરે છે. શોક જેવું તો કંઇ છેજ નથી. મેરમ પોતે પણ મદિરાના તાનમાં આનન્દસ્વરૂપ બની રહે છે. હું પોતે તો આનંદમાં ગુલાંટ ખાતો હોઉં તેમાં નવાઇ નથી પણ મને જોનાર દરેકને પણ મને તો મરજી ઉપરાંત, આનંદ થઇ આવે છે. કોઇ ડાહ્યા પુરુષો કદાચ તેઓના કર્મ નબળાં હોવાથીજ મારી દયા ખાય છે. આ માન ઠીક સર્વ મને જોઇ હર્ષ ઘેલા બને છે. ગાનિક ગઠુઓ તો આંગળી બતાવતા મહેરથી વધાવતા મારી પાછળ પડે છે. મારામાં કદાચ આકર્ષણ શક્તિ હશે? મારા રૂપીરા અડપલાથી તો તેઓનું હસવું કેમે ન સમાય?

નમસ્કાર કરતો હું આગળ જતો હતો. તેવામાં એક મદોન્મત્ત આખલો પણ મારૂં અનુકરણ કરતો સામો આવતો દેખાયો. શરૂ વાને પ્રણામ કરે. લળી લળી નમે અને ' તમે મોટા ' અને "તમે વધુ મોટા' એમ અરસપરસ અન્યોન્યને, મોટા કરી મ્હેલતા ન થાકે તેમ અમારે પણ બન્યું. મારા પ્રણામ ફરી ફરી તે પાછા વાળતો પરન્તુ મારી સાનસાઇને મદિરા નિશો ખામી આવવા દે તેમ પણ ન હતું. હું પણ ન થાક્યો અને આખલાએ પણ પ્રણામ ચાલુજ રાખ્યા. મેં જાણ્યું એમ તેને ન કહેવાય. મારો નિશો વધ્યો. તેના એક પ્રણામે હું બેથી પાછો વાળવા લાગ્યો. પછીથી મેં એકદમ વધારવા માંડ્યા. તેની ધીરજ ખૂટી. તેણે તો એકદમ દોટ મૂકી. મેં માન્યું કે હર્ષાવેશમાં તે બેટી પડવાનો અને મારી આપસાઇ પર સદાને માટે કાળુ કલંક વ્હોરવાનું. હું સામો દોડી તેને આલિંગન આપવા પ્રયત્ન કરૂં, તે પહેલાં તો મને તે એક બાજુએ ફેંકી દઇ ખખારતો રસ્તે પડ્યો.



# સેવા માર્ગ.

લખનાર-બાઇ ધીરજ.

તારાએ બાર વર્ષ સુધી દુર્ગાની આરાધના કરી તેણે કદી પલંગ ઉપર શયન કર્યું નહિ, કદી વાળ ઓળ્યા નહિ અને કદી નેત્રોમાં કાજળ આંજ્યું નહિ તે હમેશ પૃથ્વી ઉપર સુતી, ભગવા વસ્ત્ર પહેરતી અને સુકી ભાખરી ખાતી. તેનું મુખ કરમાએલી પુષ્પકલિ સમાન હતું. નેત્રો જ્યોતિહીન હતાં અને હૃદય એક શૂન્ય નિર્જન મેદાન જેવું હતું તેને કેવળ એકજ લગની લાગી હતી કે દેવી દુર્ગાના દર્શન કરવા શરીર મીણબત્તીની પેઠે ઓગળતું જતું હતું, પરંતુ એ તન્મયતા હૃદયથી ખમતી નહોતી તેને માત્ર એજ એક ઇચ્છા હતી અને એજ એક જીવનનો ઉદ્દેશ હતો ઘરના માણસો તેને ગાંડી કહેતા હતા. માતા સમજાવતી હતી-પુત્રી ! તને શું થયું છે ? શું તું આખી જીંદગી રડી રડીને કાઢીશ ? આ વખતના દેવ પત્થરના હોય છે. પત્થરને કદી કોઇએ શું પીગળતા દેખ્યા છે ? જો, તારી સખીઓ પુષ્પની પેઠે થઇ રહી છે, નદીની પેઠે વધી રહી છે, શું તને મારા ઉપર દયા નથી આવતી ?” તારા એના જવાબમાં કહેતી-‘માતા હવે તો જે લગની લાગી તે લાગી કાં તો હું દેવીના દર્શન પામીશ, અથવા એજ ઇચ્છા લઇ સંસારમાંથી પ્રયાણ કરી જઇશ તું આજથી સમજી લે કે હું મરી ગઇ છું.

આ પ્રમાણે પુરા બાર વર્ષ વ્યતીત થઇ ગયા, ત્યારે દેવી પ્રસન્ન થઇ. રાત્રીનો સમય હતો. ચારેય તરફ નિસ્તબ્ધતા છાઇ રહી હતી મંદિરમાં એક ઝાંખો દીપક બળતો હતો. તારા દેવીના ચરણો ઉપર માથું નમાવી સાચી ભક્તિનો પરિચય આપી રહી હતી એકાએક તે પાષાણ મૂર્તિ દેવીના શરીરમાં સ્ફૂર્તિ પ્રકટ થઇ તારાના રોમાંચ ઉભા થઇ ગયા. તે ઝાંખો દીવો દેદીપ્યમાન બની ગયો મંદિરમાં ચિત્તાકર્ષક સુવાસ ફેલાઇ ગઇ અને વાયુમાં સજીવતા પ્રતીત થવા લાગી. દેવીનું ઉજ્વળ રૂપ પૂર્ણ ચંદ્રમાની પેઠે ચમકવા લાગ્યું. જ્યોતિહીન નેત્રો ચમકી ઉઠયા એઠ ખુલવા થઇ ગયા. અવાજ આવ્યો-‘તારા હું તારા ઉપર પ્રસન્ન છું માગ શું વર માગે છે ?”

તારા ઉભી થઇ ગઇ તેનું શરીર, પ્રાતઃકાળના હરિત્સરમાં કોઇ ખેડુતના ગીતધ્વનિ પ્રમાણે કંપી રહ્યું હતું તેને અનુમાન થતું કે જાણે પોતે વાયુમાં ઉડી રહી છે. તેને પોતાના હૃદયમાં ઉચ્ચ વિચાર અને પૂર્ણ પ્રકાશનો આભાસ થઇ રહ્યો હતો. તેણે બન્ને હાથ જોડી ભક્તિ ભાવથી કહ્યું-‘ભગવતી ! તમે મારી બાર વર્ષની તપશ્ચર્યા પૂરી કરી; કયા મુખથી હું તમારા ગુણાનુવાદ ગાઉં ? મને સંસારની તે અનમ્ય વસ્તુઓનું દાન કરો કે જે ઇચ્છાઓની સીમા અને મારી અભિલાષાઓનો અંત છે હું તે ઐશ્વર્ય ચાહું છું કે જે સૂર્યને પણ મ્હાત કરી દે.

દેવીએ હસીને કહ્યું-‘તથાસ્તુ.’

તારાએ માગ્યું-‘તે ધન કે જે કાળચક્રને પણ લજ્જિત કરે.

દેવીએ હસીને કહ્યું-'તથાસ્તુ.'

તારાએ વળી માગ્યું-'તે સૌન્દર્ય કે જે અદ્વિતીય હોય.'

દેવીએ તેને માટે પણ હસીને કહ્યું-'તથાસ્તુ.'

તારાકુંવરીએ શેષ રાત્રિ જાગીને વ્યતીત કરી. પ્રભાતકાળને વખતે તેની આંખ ક્ષણ ભરને માટે મીંચાઇ ગઈ. જ્યારે તે જાગી, ત્યારે તેણે જોયું તો પોતે માથાથી પગ સુધી હીરાઓ અને જવાહીરોથી ઢંકાઇ ગઇ છે. તેના વિશાળ ભવનના કળશ આકાશની સાથે વાતો કરી રહ્યા હતા. આખું ભવન સંગેમરમરનું બનાવેલું હોઇ અમૂલ્ય પત્થરોથી જડેલું હતું. દ્વાર ઉપર નોબત વાગી રહી હતી. તેના આનંદદાયક સુન્દર શબ્દો આકાશમાં ગુંજી રહ્યા હતા. દ્વાર પર મૈલો સુધી હરિયાળી છાઇ રહી હતી. દાસીઓ સ્વર્ણાભૂષણો તથા સોનેરી કપડાં પહેરી ચારે તરફ દોડતી હતી. તારાને જોતાંજ તે સ્વર્ણના લોટા અને કટોરાઓ લઇ દોડી. તારાએ જોયું કે પોતાનો પલંગ હાથીદાંતનો છે. જમીન ઉપર સુંદર કોમળ બિછાનાં બીછાવેલાં હતાં. દિવાલો ઉપર મનુષ્યની ઉંચાઇના અરિસાઓ ટાંકેલા હતા. તારાએ તેમાં પોતાનું રૂપ જોયું તો તે ચકિત થઇ ગઇ. તેનું સુંદર રૂપ ચંદ્રમાને પણ લજ્જિત કરતું હતું. ભીંતો ઉપર અનેકાનેક સુપ્રસિદ્ધ ચિત્રકારોનાં મનોમોહક ચિત્રો ટાંકેલાં હતાં; પરંતુ એ સર્વ તારાની સુંદરતા આગળ તુચ્છ હતાં. તારાને પોતાની સુંદરતાનો ગર્વ થયો. તે કેટલીક દાસીઓને લઇને બગીચામાં ગઇ. ત્યાંની છટા જોઇને તો તે મુગ્ધજ બની ગઇ. વાયુમાં ગુલાબ અને કેસરનો છંટકાવ થઇ રહ્યો હતો. રંગ-બેરંગી પુષ્પો વાયુની મંદમંદ લહેરીઓથી મસ્તરી પેઠે ડોલી રહ્યાં હતાં. તારાએ એક ગુલાબનું ફૂલ તોડી લીધું અને તેના રંગ તથા કોમળતાની પોતાના અધર-પલ્લવ સાથે સમાનતા કરવા લાગી. ગુલાબમાં તે કોમળતા નહોતી વાટિકાના મધ્યમાં એક બિલોરજડિત હોજ હતો. તેમાં હંસ અને બતક કલ્લોલ કરી રહ્યાં હતાં. એકાએક તારાના ધ્યાનમાં આવ્યું કે મારા ઘરનાં માણસો ક્યાં છે? દાસીઓને તેણે પુછ્યું. તેમણે જવાબ આપ્યો-"શ્રીમતી, તેઓ પોતાના જુના ઘરમાં છે. તારાએ પોતાની અગાસી ઉપર જઇ જોયું. તેને તેનું પહેલું ઘર એક સાધારણ ઝુંપડીની પેઠે જણાવા લાગ્યું. તેની બ્હેનો તેની સાધારણ દાસીઓ જેવી પણ નહોતી. માતાને દેખી, તો તે આંગણામાં બેઠી બેઠી રેંટિયો કાંતી રહી હતી. તારા પ્રથમ વિચાર કરતી હતી કે જ્યારે મારા દિવસો ફરશે, ત્યારે હું આ લોકોને પણ મારી સાથે રાખીશ અને તેમની સારી રીતે સેવા કરીશ; પરંતુ આ વખતે ધનના ગર્વે તેની પવિત્ર હાર્દિક ઇચ્છાને નિર્બળ બનાવી દીધી હતી. તેણે ઘરનાં માણસોને સ્નેહરહિત દૃષ્ટિથી જોયાં અને પછી તે એ મનોહર ગાન સાંભળવા ચાલી ગઇ કે જેનો પ્રતિધ્વનિ તેના કાનમાં આવી રહ્યો હતો.

એક વાર જોરથી એક કડાકો થયો. વીજળી ચમકી અને વીજળીના ચમકારામાંથી એક જ્યોતિ-સ્વરૂપ નવયુવક નીકળીને તારાની સામે નમ્રતાથી ઉભો રહ્યો. તારાએ પૂછ્યું-તમે કોણ છો? નવયુવકે કહ્યું-શ્રીમતી! મારૂં નામ વિદ્યુતસિંહ છે. હું આપનો આજ્ઞાકારી સેવક છું.

તેના ગયા પછી, વાયુના ઉષ્ણ પ્રવાહ ચાલવા લાગ્યા. આકાશમાં એક પ્રકાશ દૃષ્ટિગોચર થયો. તે ક્ષણ માત્રમાં ઉતરીને તારાકુંવરીની સમીપ આવી સ્થિર થઈ ગયો. તેમાંથી એક જ્વાળા રૂપી મનુષ્યે નીકળીને તારાના પગમાં નમન કર્યું. તારાએ પૂછ્યું-'તમે કોણ છો?' તે મનુષ્યે જવાબ દીધો-'શ્રીમતી! મારૂં નામ અગ્નિસિંહ છે. હું શ્રીમતીનો આજ્ઞાકારી સેવક છું.'

તે ત્યાંથી જવા પામ્યો નહોતો. એટલામાં તો આખો મહેલ જ્યોતિથી પ્રકાશમાન થઇ ગયો. જાણતું હતું કે એકડો વીજળીઓ મળીને ચમકી રહી છે. વાયુ વેગવાળો બની ગયો એક ઝગમગતું સિંહાસન આકાશ ઉપર દેખાયું તે શીઘ્રતાથી પૃથ્વીની તરફ આવ્યું, અને તારાકુંવરીની પાસે આવી સ્થિર થઇ ગયું તેમાંથી એક પ્રકાશમય રૂપનો બાળક કે જેના રૂપથી ગંભીરતા પ્રકટ થતી હતી, તે નીકળીને તારાની સામે શિષ્ટભાવથી ઉભો રહ્યો. તારાએ પૂછ્યું–'તમે કોણ છો?' બાળકે જવાબ દીધો–'શ્રીમતી! મને મિસ્ટર રૈંડયમ કહે છે હું શ્રીમતીનો આજ્ઞાપાલક છું.'

( ૩ )

ધનવાન માણસો તારાના ભયથી થરથરવા લાગ્યા. તેના આશ્ચર્યજનક સૌન્દર્યે સંસારને ચકિત કરી દીધો મોટા મોટા મહીપતિ તેના દ્વાર ઉપર હાજર રહેવા લાગ્યા જેના તરફ તારાની કૃપાદષ્ટિ થતી તે પોતાને ભાગ્યશાળી માનતા–હમેશને માટે તેના વગર પૈસાના ગુલામ બની જતા

એક દિવસ તારા પોતાની આનન્દવાટિકામાં ફરતી હતી અચાનક કોઇના ગાયનનો મનોહર શબ્દ સંભળાયો. તારા વિક્ષિપ્ત બની ગઇ તેના દરબારમાં સંસારના સારા સારા ગવૈયાઓ હાજર હતા, પરંતુ જે ચિત્તાકર્ષકતા આજના સ્વરમાં હતી, તેવી કદી તેને કયાંઇ જણાય નહોતી તારાએ તે ગાનારને બોલાવી લાવવા દૂત મોકલ્યો.

એક ક્ષણની અંદર બગીચામાં એક સાધુ આવ્યો. તેના મંથા ઉપર જટા હતી અને શરીરે ભસ્મ હતી તેની પાસે એક તૂંબી–ભર્યું વીણા હતી. તેમાંથી તે પ્રભાવશાળી સ્વર નીકળતો હતો કે જે હૃદયના અનુરકત સ્વરોની સાથે કેટલેયે પ્રિય હતો. સાધુ આવીને હોજના કિનારા ઉપર બેસી ગયો તેણે તારાની સામે શિષ્ટભાવ દેખાડ્યો નહિ. આશ્ચર્યથી આમતેમ દૃષ્ટિ ફેરવી નહિ એ રમણીય સ્થાન ઉપર તે પોતાનું ગાયન ગાવા લાગ્યો. તારાનું ચિત્ત વિચલિત થઇ ઉઠયું. દિલમાં અપાર અનુરાગનો સંચાર થયો મદમત્ત થઇ તે ફરવા લાગી. સાધુના સુમનોહર મધુર આલાપથી પક્ષીઓ મગ્ન થઇ ગયા. પાણીમાં લહરીઓ ઉઠવા લાગી વૃક્ષો સ્થિર બન્યા તારાએ તે ચિત્તાકર્ષક સુરોમાંથી એક ચિત્ર ખેંચાતું જોયું ધીરે ધીરે ચિત્ર પ્રકટ થવા લાગ્યું. તેમાં સ્ફૂર્તિ આવી, પછી તે સ્થિર થઇને નૃત્ય કરી રહી છે તેને આશ્ચર્ય થયું કે હું સંસારની અલભ્ય વસ્તુઓની રાણી છું, અથવા એક સ્વપ્નચિત્ર છું! તે માથું ધુણાવવા લાગી અને મસ્ત બની સાધુના પગ તરફ જવા લાગી તેની દૃષ્ટિમાં એક આશ્ચર્યજનક પરિવર્તન થઇ ગયું સામેના ફળ ફૂલથી ઝુકી રહેલાં વૃક્ષો, અને તરંગોથી શોભી રહેલો હોજ, તથા મનોહર કુંજ સર્વ ક્ષણ લોપ થઇ ગયું. કેવળ તે સાધુ બેઠો બેઠો વીણા વગાડી રહ્યો હતો અને પોતે તેના તાલ ઉપર નાચી રહી હતી તે સાધુ હવે પ્રકાશમય, અલૌકિક સૌન્દર્યની મૂર્તિ બની ગયો હતો. જ્યારે મધુર આલાપ બંધ થયો, ત્યારે તારા ભાનમાં આવી તેનું ચિત્ત પોતાના હાથમાંથી ચસ્કી ગયું હતું. તે એ વિરાગી સાધુને હાથે વેચાઇ ચૂકી હતી

તારા બોલી–'સ્વામીજી! આ મહેલ, આ ધન, આ સુખ અને સૌન્દર્ય સર્વ કાંઇ આપના ચરણો ઉપર ન્યોછાવર છે આ અંધકારમય મહેલને આપના કોમળ ચરણોથી પ્રકાશમાન કરો.'

'સાધુઓને મહેલનું અને ધનનું શું પ્રયોજન? હું આ ઘરમાં નહિ રહી શકું!'

'સંસારનું સમગ્ર સુખ આપને અર્થે ઉપસ્થિત છે.'

'મને સુખની ઇચ્છા નથી.'

નાખતી. જંગલના ફળ તોડી લાવતી અને કેળના પાંદડાંની પતરાવળી બનાવી તેમાં તે ફળ સાધુની સામે મૂકતી. સાધુ નદીમાં સ્નાન કરવા જતો, ત્યારે રસ્તામાંથી તારા કાંકરાઓ-કાંટાઓ વીણી લેતી. તેણે પર્ણકુટીની ચારે તરફ પુષ્પ-ઝાડ રોપ્યા હતા ગંગાજીમાંથી પાણી લાવી તે ક્યારાઓ સીંચતી તેમને પાણીથી ભરેલા જોઈ તે પ્રસન્ન થતી ઝાડાના ફૂલની તેણે સાધુને માટે એક સુંવાળી ગાદી બનાવી હતી. હવે તેને કાંઈ પણ કામના રહી નહોતી. સેવા પોતે પોતાના પુરસ્કાર અને ફળ રૂપે હતી

તારાને કોઈ કોઈ દિવસ ઉપવાસ કરવા પડતા તેના કોમળ હસ્તમાં ફોલ્લાઓ પડી ગયા હતા. પગ કાંટાઓથી ચારણી જેવા થઈ ગયા હતા તાપથી તેના કોમળ ગાત્ર કરમાઈ ગયા હતા. ગુલાબના જેવું બદન સુકાઈ ગયું હતું, છતાં તેના હૃદયમાં હવે સ્વાર્થ અને ગર્વનું શાસન નહોતું. ત્યાં હવે પ્રેમનું રાજ્ય હતું. ત્યાં હવે તે સેવાની લગની હતી કે જેનાથી કલ્પનાની જગ્યાએ આનંદનો સ્રોત વહે છે અને કાંટાઓ પુષ્પ બની જાય છે. જ્યાં અશ્રુધારાઓની જગ્યાએ નેત્રોમાંથી અમૃતજળની વૃષ્ટિ થાય છે અને દુઃખ-વિલાપની જગ્યાએ આનંદના રાગ નીકળે છે. જ્યાંના પત્થરો રૂથી વધારે કોમળ હોય છે અને શીતળ વાયુથી પણ મનોહર હોય છે. તારા ભૂલી ગઈ કે હું સૌન્દર્યમાં અદ્વિતીય છું. ધનવિલાસિની તારા હવે કેવળ પ્રેમની દાસી હતી.

સાધુને વનનાં પક્ષીઓ અને મૃગો સાથે પ્રેમ હતો. તેઓ પર્ણકુટીની પાસે એકઠાં થતાં હતાં. તારા તેમને પાણી પાતી, ચારો ચરાવતી અને ગોદમાં લઈ પ્યાર કરતી. વિષધર સાપ અને ભયાનક જંતુ તેના પ્રેમના પ્રભાવથી તેના સેવક બન્યા.

બહુધા રોગી મનુષ્ય સાધુની પાસે આશીર્વાદ લેવા આવતા હતા. તારા રોગીઓની સેવા શુશ્રૂષા કરતી જંગલમાંથી જડીબુટ્ટીઓ ખોળી લાવતી રોગીઓને માટે ઔષધિ બનાવતી. તેમના ઘા ધોતી. ઘા ઉપર મલમ લગાવતી રાતોની રાતો બેસી રહી તેમને પંખો નાખતી સાધુના આશીર્વાદ ને તેની સેવા પ્રભાવયુક્ત બનાવી દેતી હતી.

આ પ્રમાણે કેટલાયે વર્ષો વીતી ગયા. ગરમીના દિવસો હતા. પૃથ્વી તાપથી બળી રહી હતી. હરિયાળીથી ભરેલા વૃક્ષો સુકાઈ જતાં હતાં ગંગાનો પ્રવાહ તાપથી સંકોચાઈ ગયો હતો તારાને પાણી લાવવા માટે બહુ દૂર રેતીમાં ચાલવું પડતું હતું. તેનું કોમળ શરીર થાકી જતું હતું. તપેલી રેતીમાં પગનાં તળીયાં બળી જતા હતા. આવી દશામાં એક દિવસ તે હતાશ થઈ એક વૃક્ષની નીચે ક્ષણવારને માટે વિશ્રાંતિ લેવા સારૂ બેઠી. તેનાં નેત્રો બંધ થઈ ગયાં તેણે જોયું તો દેવી પોતાની સામે ઊભી રહી કૃપાદૃષ્ટિથી પોતાની તરફ જોઈ રહી છે. તારાએ દોડીને તેના ચરણ પકડી લીધા. દેવીએ પૂછ્યું—'તારા' તારી અભિલાષા પૂરી થઈ?'

'હા માતા, મારી અભિલાષા પૂરી થઈ'

'તને પ્રેમ મળી ગયો?'

'ના, માતા, મને તેથી પણ ઉત્તમ પદાર્થ મળી ગયો મેં પ્રેમના હીરાને બદલે સેવાનો પારસમણિ મળી ગયો. મને સમજાયું છે કે પ્રેમ સેવાનો ચાકર છે સેવાની સામે શિર ઝુકાવીને હવે હું પ્રેમની ભિક્ષા નથી ચાહતી હવે મને કોઈ બીજા સુખની અભિલાષા નથી. સેવાએ મને પ્રેમ આદર, સુખ, સર્વથી નિવૃત્ત કરી દીધી

દેવી આ વખતે હસી નહિ. તેણે તારાને હૃદય સાથે લગાવી અને તે દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગઈ.

(૬)

મધ્યાનો સમય હતો. આકાશમાં તારાઓ એવા ચમકતા હતા કે જેવા કમળ પર પાણીના બિન્દુ ચમકે. વાયુમાં ચિત્તાકર્ષક શીતળતા આવી ગઈ હતી. તારા એક વૃક્ષની વચ્ચે ઉભી ઉભી પક્ષીઓને ચણ ચણાવતી હતી. એકાએક સાધુએ આવી તેના ચરણો ઉપર શિર ઝુકાવ્યું અને તે બોલ્યો–'તારા, તમે મને જીતી લીધો, તમારૂં ઐશ્વર્ય, ધન અને સૌન્દર્ય જે કાંઈ ન કરી શક્યા તે આ તમારી સેવાએ કરી દેખાડ્યું. તમે મને તમારા પ્રેમમાં આસક્ત કરી લીધો. હવે તમારો દાસ છું. બોલો તમે મારી પાસેથી શું ચાહો છો? તમારા એક સંકેત ઉપર હું હવે મારો યોગ અને વૈરાગ્ય સર્વ કાંઈ ન્યોછાવર કરી દેવા તૈયાર છું.

"સ્વામીજી! મને હવે કાંઈ ઇચ્છા નથી. હું કેવળ સેવાની આજ્ઞા ચાહું છું.'

સાધુ બોલ્યો–'હું બતાવીશ કે યોગ સાધીને પણ મનુષ્યનું હૃદય નિર્જીવ નથી હોતું. હું ભ્રમરની પેઠે તમારા સૌન્દર્ય ઉપર મુગ્ધ થઈ જઈશ. પપૈયાની પેઠે તમારા પ્રેમનું ગાન ગાઈશ. આપણે બન્ને પ્રેમની નૌકા ઉપર આરૂઢ થઈ ઐશ્વર્ય તથા વૈભવની નદીની સહેર કરીશું. પ્રેમ કુંજોમાં બેસી પ્રેમ ચર્ચા કરીશું અને આનંદના મનોહર રાગ ગાઈશું.'

તારાએ કહ્યું–'સ્વામીજી! સેવા–માર્ગ ઉપર ચાલવાથી મારી સર્વ અભિલાષાઓ હવે પૂરી થઈ ગઈ છે, હૃદયમાં કાંઈ ઇચ્છા બાકી રહી નથી.'

સાધુએ એ શબ્દ સાંભળ્યા. તારાના ચરણો ઉપર માથું નમાવ્યું અને તે ગંગા તરફ ચાલ્યો ગયો.

---

# વિવિધ–જ્ઞાન–વિસ્તાર.

## જાહેર ખબરની મહત્તા.

અંગ્રેજી માલની જાહેર ખબર આખી દુનીઆમાં આપવાના ઉદ્દેશથી લંડનમાં એક આગેવાન વેપારીઓની એક કંપની સ્થાપન થઈ છે. કંપનીએ એક એવું વહાણ બનાવવા માંડ્યું છે કે જેમાં સર્વ જાતના અંગ્રેજી માલના નમુના પ્રદર્શનના સ્વરૂપમાં રાખવામાં આવશે. આ વહાણ આખી દુનીઆના બંદરોમાં સદૈવ ફરતું રહેશે, અને પ્રત્યેક દેશના રહેવાસીઓને અંગ્રેજી માલના નમૂનાઓ બતાવશે. આ ઉદ્યોગમાં લગભગ કરોડ રૂપીઆનો ખર્ચ થશે પરંતુ અંગ્રેજી માલનો ઉપાડ એથી વધારે પામશે, એમાં સંદેહ નથી. પાશ્ચાત્ય ધંધાદારીઓ પોતાના વ્યાપારને ખીલાવવા કેવા કેવા પ્રયત્નો કરે છે, તથા જાહેરખબરને કેટલી બધી મહત્તા આપે છે, તે આથી જણાઈ આવે છે.

## ટિબેટની વિચિત્ર લગ્નપ્રથા.

ઇંડિયા ઓફિસના લાયબ્રેરિયન મિ. એફ. ડબલ્યુ ટોમસ હીમાલયના ભેદ ભરેલા મુલકની મુસાફરીથી હમણાં પાછા ફર્યા છે. તેઓ જણાવે છે કે ટિબેટના ચોક્કસ ભાગમાં કે જ્યાં કોઈ બહારનો જઈ શકે છે ત્યાં સ્ત્રીઓને ઘણા ધણી હોય છે. સ્ત્રી પ્રથમ લગ્નની માગણી કરે છે. એક ટિબેટન સ્ત્રી ૧૦ કે ૯ ભાઈઓમાંથી એકને ચહાતી હોય તેને પરણે તો ત્યાં કાયદો એવો છે કે તેણે સઘળાઓ સાથે તેજ વખતે અથવા ધટતે વખતે પરણવું જ જોઈએ. આસરૂઆત કુટુંબોમાં એવી ખાસ સાવચેતી રખાય છે કે એવે વખતે બધા ભાઈઓ ઘેર હોય નહિ. લગ્નની ક્રિયા પણ વિચિત્ર છે. દેવદૂતોની ધમકી આપવાની મતલબથી કન્યા તરફ એક નકલી તરવાર,

કરવામા આવે છે

મર્દ અને સ્ત્રીઓ ખેતરમા સાથે કામ કરે છે, પણ જનતેબીર પીતા સારૂ અડધે અડધે લોકો ગામ છોડે છે રિમેગના મ'ગતી મુલાકાતથી જણાય છે કે ત્યાનુ સાહિત્ય વિદ્વાના જેવુ રાજુજ અધરૂ ગુચવણ નરી ટિનમુશ્કેગોથી બરતુ છે મઠમાના ચોગીઓ પોતાની ગહૂક તથા તનવાર પોતાની જાતેજ બનાવે છે

## સ્ત્રીઓનુ આરોગ્ય અને અમેરિકા

પરમેશ્વરે કૃપા કરીને આપેલા શરીરના આરોગ્યની કીમત આપણને તેમા મોટે ભાગે સ્ત્રીઓને જરા પણ નથી **શરીરમાદ્ય ખલુ ધર્મસાધનમ્** આ કવિવચનની પાશ્ચાત્ય પ્રજાને ખરેખરી કીમત છે અને તેથી જાત જાતની સસ્થાઓ સ્થાપી શરીર ઉત્તમ સ્થિતિમા રહે તેવી યોજનાઓ કરે છે હાલમા અમેરિકાના ન્યુયોર્ક શહેરમા સ્ત્રીઓના શરીર-આરોગ્યની ઉન્નતિ માટે એક સસ્થા સ્થાપન કરવામા આવી છે એ વિશેષ ધ્યાનમા લેવા જેવુ તો એ છે કે તે સસ્થા પણ સ્ત્રીઓએ સ્થાપન કરી છે આ સસ્થાએ સીનમેટોગ્રાફની મદદથી પોતાની દેશભગિનીઓને આરોગ્ય સબધી શિક્ષણ આપવા યોજના કરી છે સીનેમામા જે જે ચિત્રો બતાવવામા આવશે તે ખાઇ વાના કે ધ્યાનાજ હશે પણ તેમાજ આરોગ્ય રક્ષણની કેવી વાતો અને દેખાવો બતાવાશે કે જે જોતા જોનારના મનમા અસર થયા વિના રહે નહિ આ યોજનાનુ મૂળ પરિણામ આવશે એવી તે યોજનાના કર્તાકાની માન્યતા છે આ સિવાય બીજી પણ ઘણી યોજનાઓ તેમણે ઘડી કાઢી છે આપણા દેશની સ્ત્રીઓ પણ જગ પોતાના ઘરની ઉન્નતિથી આગળ વધી પોતાની બહેનોની ઉન્નતિ માટે ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરતી થાય તેવો સુદિન પ્રભુ જલદી બતાવે!

## સ્ત્રી પ્રોફેસર.

કેમ્બ્રિજનુ વિશ્વવિદ્યાલય ઇગ્લેંડના નામાકિત વિશ્વવિદ્યાલય પૈકી એક છે તેમા ગણિત શીખવવા માટે **મિસ રેચ** નામની વિદ્વાન બાઇની હમણાજ નીમણૂક થઇ છે ૨૧ પહેલા આ બાઇ ગાર્ટન કોલેજમાની એમ વખણાયેલ વિદ્યાર્થિની હતી આવુ ઉત્તમ માન સ્ત્રીઓમા એ બાઇનેજ પ્રથમ મળ્યુ છે શાસ્ત્રીય શોધ કરવા સારૂ વાર્ષિક રૂ ૪૫૦૦ રૂપીઆની ત્રણ વરસ ચાલનારી સ્કોલરશીપ એને મળેલી હોઇ લડન યુનિવર્સિટિની **એમ. એસ. સી ની** પરીક્ષામા તે માન સાથે પાસ થએલ છે **રોયલ એસ્ટ્રોનોમિકલ સોસાયટીમા મિસ** રેચને ફેલો તરીકે ચૂટી કાઢવામા આવી છે

## કેળવાયેલા અધ સ્ત્રી.

હૈદ્રાબાદ (સીધ)મા એક ઘણીજ હુશીયાર બાઇ રહે છે એ બાઇની આખ અઢાર મહીનાની નાની વયે જતી રહી હતી પણ તેના બાપે તેનાથી બને તેવી ઉત્તમ કેળવણી તેને આપી હતી થોડા વરસ પર તેને બ્રેલલિપિ શીખવવામા આવી હતી ત્યાર બાદ તેણે ગીતા અને એવા બીજા ધાર્મિક પુસ્તકાના ભાષાતર પરસીયન, ગુજરાતી સીધી સસ્કૃત અગ્રેજી, અને બ્રેલ લિપિમા કીધા છે, જે ચાર ભાષા તે સારી રીતે જાણે છે મીસીસ ફ્રુઝીનની એ શહેરની મુલાકાત વખતે થએલી સભાનુ પ્રમુખસ્થાન એ અધ સ્ત્રીએ લીધુ હતુ અને તેમા તેણે પ્રસગાનુસાર ભાષણ અગ્રેજીમા આપ્યુ હતુ જ્ઞાન મેળવવાની ઉત્કટ આશા જ હોય તો માણસ શુ ન કરી શકે? તેનુ આ સમર્થ ઉદાહરણ છે અધાપો મળેલો છતા આ બાઇએ પોતાની જીદગીને બરબાદ ન જવા દેતા જગત આગળ દાખલો રજુ કર્યો છે શુ આ દાખલો જોઇ આપણાઓના જીવનને ઉપયોગી બનાવવા પ્રયત્ન નહિ થઇ શકે કે?

# 'સત્સંગ' માસિકની વ્યવસ્થાને

## અંગે જરૂરી નિયમો.

૧ 'સત્સંગ' માસિક શ્રી દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રેમી અને નીતિવર્ધક મંડળ તરફથી પ્રગટ થયેલું હોવાથી માસિકમાં મુખ્યત્વે કરીને જીવદયા દુર્વ્યસન નિષેધ તથા નીતિ વિષયક વિષયોનો સમાવેશ થશે, પરંતુ તે સાથે વાચકોની રૂચિને અનુસરી સામાન્ય જ્ઞાન સમજણની અનિષ્ટ રૂઢિયો, આરોગ્ય પરિસ્થિતિ તથા સુપ્રજોત્પત્તિને અનુકુળ વિવિધ જ્ઞાન આદિ આપતા લેખો. વાર્તાઓ પણ પ્રગટ કરવામાં આવશે માટે લેખકોને આવા સર્વ પ્રકારના લેખો પૂરા પાડવા વિનંતિ છે.

૨ માસિકમાં પ્રગટ થતાં લખાણો માટે તેના લખનાર જવાબદાર છે. તેમજ દરેક લેખ માટે તંત્રી સંમત છે. એમ સમજી લેવું નહિ.

૩ અંગત આક્ષેપોવાળાં લખાણો પ્રગટ થશે નહિ.

૪ આવેલા લેખો પૈકી પ્રગટ કરવા યોગ્ય ન જણાય તે લખાણો પાછાં મોકલવા અમે બંધાતા નથી. માટે કૃપા કરી નકલ રાખીનેજ લેખો મોકલવા વ્યવસ્થા કરવી.

૫ લેખો કાગળની એક બાજુએજ લખવા.

૬ નનામાં લખાણો પ્રગટ થશે નહિ.

૭ 'સત્સંગ'નું વર્ષ દરેક ગ્રાહકનું કાર્તિક માસથીજ શરૂ ગણાશે. વર્ષ દરમ્યાન ગ્રાહક થનારને પાછલા અંકો મોકલવાની વ્યવસ્થા કરીશું. અથવા જેટલા અંકો મોકલી શકીશું. તેટલાં અંકો પૂરતુંજ લવાજમ વસુલ કરીશું.

૮ માસિક દરેક માસની પૂર્ણિમાએ નિયમિત પ્રગટ થશે.

માસિકનો આધાર લવાજમ વસૂલ આવવા ઉપર છે. માટે તે અગાઉથી વસૂલ આપી માસિકના ખર્ચને પહોંચી વળવાની ચિંતામાંથી અમને મુક્ત કરવા દરેક ગ્રાહક બંધુને આગ્રહપૂર્વક વિનતિ છે.

---

આ માસિક, સુરત [illegible] પુરી [illegible] આવેલા શ્રી [illegible] પ્રિન્ટીંગ પ્રેસમાં [illegible] છાપ્યું અને સુરત [illegible] 'સત્સંગ' [illegible] પ્રસિદ્ધ કર્યું.
[illegible]

પુસ્તક ૧૩ મું.
અંક ૩ જો.

# સત્સંગ.

પોષ
સં. ૧૯૯૮



धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥



## "કયમ શર્ણ પછી તુજ પામી શકું ?"

—(૦)—

તોટક વૃત્ત.

(૧)

ક્રમ કુદરતનો સમજાય નહિ,
નિજ ફિરમાન કોથી કળાય નહિ.
પ્રભુતા પ્રભુની પરખાય નહિ,
શુદ્ધ પ્રેમની પાખ પમાય નહિ.
ઉકલાય નહિ,
વિસરાય નહિ.
મનુ જીવન સાર્થક થાય નહિ.

(૨)

હજુ અંતરદ્વાર પૂર્યા અધુના,
હજુ લોચનિયાં ઉઘડ્યાં અધુના.
પછી દુર્લભ પારખની પ્રભુતા,
અતિ દુર્ગમ પાખ વિના જડતા.
પ્રભુ ! શું કરવું ?
પ્રભુ ! શું કથવું ?
ધરી જન્મ વૃથા જીવવું મરવું.

× × ×

નહીં અંતરદ્વાર ઉઘાડી શકું,
"કયમ શર્ણ પછી તુજ પામી શકું ?"

રેશકુંજ
જુનાગઢ }

નલિનીકાન્ત.

# સુખાભિલાષા.

( અનુષ્ટુપ )

મિથ્યા છે સર્વ સુખો ત્યાં, મનુજ્જો મૂર્ખતા ધરે,
'હું'ને 'મ્હારૂં' વદિ એવુ, મિથ્યા ગર્વ કર્યા કરે !

( મન્દાક્રાંતા )

(૧)

છે સુખો આ ક્ષણિક સહુને આશ આપે અનેરિ !
ભોળાં ઉરો ભ્રમિત કરીને બાંધી લે પાશ માંહી !!
'હું' ને 'મ્હારૂં' વદિ સહુ જનો વ્યર્થ દુઃખી બને છે,
ઇર્ષ્યા કેરા પ્રબળ અનળે કુમળાં ઉર બાળે !

(૨)

આશા કેરા નગ-શિખરમા સુખનો ભાસ થાએ,
માર્ગે ઈર્ષ્યા પ્રબળ ગતિએ પ્રાણીને ડુબવે છે !
જાતાં ત્હેમાં ડુબકી દઇને ઉગ્રતા જીવ ધારે,
ત્હેના સ્પર્શે લડી લડી મરે, દુઃખના ઓઘ વાળે !

(૩)

ઇર્ષ્યા કેરા ઉદધિ વમળે જીવનું નાવ ડોલે,
મોજાં મ્હોટાં ક્રુર-પ્રબળ તે ચોદિશે આથડે છે !
શી રીતે એ ઉગરી શકશે વિશ્વઅબ્ધિ વિપેથી ?
શી રીત એ સુખમય બને ક્રુર મોજાં વિપેથી ?

(૪)

છે સુખો આ મૃગજળ સમા એમ જાણે જનો સૌ,
ત્હોયે આશા અધિક ધરીને થાય દુઃખી જનો સૌ !
ધારે ના કે સુખ ક્ષણિક છે કાળની બાજી માત્ર !
આકર્ષીને અતિ ક્ષુભિતતાં ભાંગતાં સર્વ માત્ર !!

(૫)

રે ! રે !! જીવો દિપક લઇને શીદ કુવે પડો છો ?
મિથ્યાભાસી સકળ સુખને માટ શાને લડો છો ?
સંપી શાન્તિ ધરી હૃદયમાં સ્નેહને સ્થાન આપો;
હર્ષે ઉર્મિ અભિનવ ધરી સુખમાં દિન ગાળો.

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ.

# તે મ્હને સ્હમજાવને.

અતિવ આડંબર ભર્યો આ જગતના વ્યવહાર કાં !
ને તું વખાણે તે બધું તેવું દીસે મુજને ન કાં ?
તુજ કાવ્યમાં આલેખતો તું નારી વિશ્વવિમોહિની,
હેમ વલ્લરી ને અલૌકિક તેવી તે દીસે ન કાં ?

તું તો કહે. કનક કળશો કુચ પણ સોચા બધા
ને સ્નાયુ જાંઘો–અતિવ મોહક તું કહે દીસે ન કાં ?
ચન્દ્રમા શું વદે આનન તોય મારી હાડ કાં ?
નવ કૈં ઉગ્નસ મુખે સુવાસ વદે છતાં નવ પાચ કાં ?

મોહન લખે તું વર્ણનો પણ સર્વ દીસે શુષ્ક કાં ?
સ્વર્ગદાયિની કહે પ્રિયા તું તેવું કંઇ ભાસે ન કાં !
શું દૃષ્ટિદોષ થતો મ્હને ? ના, ન તુજ બુદ્ધિ દોષ કાં ?
તું રસ બધે ભાળે છતાં નિરસ હૃદય મ્હારૂંજ કાં ?

પ્રિય ઓ વયસ્ય ! કહે મ્હને કા માર્ગ ભિન્ન તું દાખવે ?
ને એકતા આવી જતાં કહે ક્યાંથી મૈત્રી સંભવે ?
ના, ના, સખે ! એવું થશે ના કહે મ્હને તું આવીને
સ્હમજાવ શું સૌન્દર્ય ને શું રસ બધે તું નીરખે !

આવા વિચાર હજાર આવી હૃદય નિરસ થાય છે.
ને લાગતું કાં વિશ્વ આખું માર્ગ ઉંધે જાય છે ?
સર્વે જતાં આ બાજુએ પણ પંથ મ્હારો તે જુદો,
ને હું પછી સહુથી વિખુટો તેહ મારગ કાં વળ્યો ?

સંસાર માયા જાળ ભાસે નારી પણ રસહીન કાં ?
બંધન બધાં આ લાગતાં તેથી ન મુક્ત હું થાઉં કાં ?
કંઇ સ્પર્શથી, જો દંભથી, સ્ત્રી, ફરી આવી ભજે.
ને ખાય ડોશી કંઇ વળી કંઇ બોલતી શાને સુમે ?

જાવા ન દેતાં છોડીને શાને પછીથી એકલો ?
તે માર્ગથી કોણે ઉગારીને આ સ્થળે મુજને મુક્યો ?
શાને સહુ આ બંધ સમા, સ્વાર્થ આદિના મ્હને ?
કંઇએ નહિ સ્હમજાય જાણું ! તે મ્હને સ્હમજાવને.

નાગરદાસ ઈ. પંડ્યા

# પ્રાસંગિક નોંધ

**ખેતી અન્ય દેશો સાથે તુલના.**

હિંદુસ્થાન દેશના મોટા ભાગના જીવનનો આધાર ખેતી છે. વળી દિવસે દિવસે ખેતી કરનારાઓની સંખ્યા વધતી જાય છે. ઇ. સ. ૧૮૮૧ ની વસ્તી ગણતરી વખતે સેંકડે ૬૨ ટકા લોકો ખેતીના ધંધામાં રોકાયેલા હતા. ૧૯૦૧માં તે વધી ૬૮ થઇ. અને ૧૯૨૧ માં ૭૨ પર પહોંચી છે. બીજા દેશો તરફ જોઇશું તો ત્યાં ઉલટી પ્રગતિ ચાલુ છે. ખેતી કરનારાની સંખ્યા દિન પર દિન ઘટે છે. યુનાઇટેડસ્ટેટ્સમાં ઇ. સ. ૧૭૯૦ માં ૮૮ ટકા ભાગ ખેતી કરનાર હતો. પરંતુ ૧૯૦૦ માં તેની સંખ્યા ફક્ત ૩૫ ટકાજ હતી જર્મનીમાં ૧૮૮૨ માં સેંકડે ૪૨ ટકા ખેડુત હતા. ૧૯૦૭ માં તેની સખ્યા ૨૮ રહી ગઇ. ઇંગ્લંડમાં પણ આજ સ્થિતિ છે. ત્યાં ૧૮૪૧ માં સેંકડે ૩૦ ખેડુત હતા; ૧૮૭૭ માં ૧૩ થયા. અને ૧૯૦૧ માં ફક્ત ૮ ટકાજ રહ્યા. આ પ્રમાણે હિંદમાં ખેતીના ધંધામાં સખ્યા વધવાનું ખરૂં કારણ હિંદુસ્થાનના બીજા પ્રાચીન ઉદ્યોગોનો નાશ છે. જીવન ભોગવવાનાં બીજાં સાધનો ઓછાં થતા ફરજિયાત રીતે લોકોનું લક્ષ ખેતીનાં ઢેફાં તરફ દોરાય છે.

**ખેતીની પેદાશ.**

એક તરફ ઉપર પ્રમાણે ખેતીના ધંધામાં લોકોની સંખ્યા વધતી જાય છે, ત્યારે બીજી બાજુ ખેતીની પેદાશ બીજા દેશો સાથે સરખાવતાં ઘણી ઘટતી જાય છે. ઇંગ્લંડમાં એક એકરે ૧૯૧૯ રતલ ઘઉં પાકે છે, ત્યારે હિંદુસ્થાનમાં ફક્ત ૮૪૧ રતલ. યુનાઇટેડ સ્ટેટસમા એકરે ૨૦૦ રતલ (કાંતેલું) રૂ પાકે છે, મિસરમાં તે ૪૫૦ રતલ પાકે છે, ત્યારે આપણે ત્યાં ફક્ત ૯૦ રતલ. ખેતી ઉપરજ જે દેશનો નિર્વાહ છે, ત્યાં ખેતીની આવી હીન દશા છે, તે જોતાં હિંદની આંતરિક સ્થિતિનું ભાન આપણને થાય છે; આપણી ખેતીના અવનતિના કારણ પણ આપણે જાણવા જોઇએ છે અવનતિનાં મુખ્ય કારણ ત્રણ છે. પ્રથમ સરકાર જે કર વસુલ લેછે, તે વધુ પ્રમાણમાં છે. હિંદુ શાસન કાળમાં ઉપજનો ૧/૬ ભાગ હતો, જ્યારે મુસલમાની રાજ્યકાળમાં ૧/૩ વસુલ થતો હતો. આજે તો શ્રીયુત રમેશચંદ્રદત્તના કથનાનુસાર સંયુક્ત પ્રાંતોમાં સંવત ૧૯૫૫ ની વ્યવસ્થા પ્રમાણે ૫૦ ટકા, મધ્યપ્રાંતમાં ૫૦ થી ૬૦ ટકા, મલબારમાં ૫૫ થી ૮૫ ટકા, જ્યારે મદ્રાસના કેટલાક ભાગમાં ૧૦૦ ટકા સુધી થઇ જાય છે. બીજું કારણ ખેડુતોની અશિક્ષિતતા છે. જ્ઞાનના અભાવે તેઓ ખેતીની પરાપૂર્વથી ચાલતી આવેલી પદ્ધતિથી આગળ વધી શકતા નથી. નવી શોધો, નવી જાતનાં ખાતરો વિગેરેનો ઉપયોગ કરવા તેઓ ઇચ્છતા નથી. ત્રીજું કારણ ખેતી ઉપયોગી પશુ, ગાયો, બળદો વગેરેનો સંખ્યાબંધ થતો વધ છે.

હિંદુસ્થાન જેવો દેશ, જ્યાંની વસ્તીના મોટા ભાગના જીવનનો આધાર ખેતી ઉપર છે, ત્યાં

**ગોરક્ષા.** ગોવધ થવો ખરેખર પોતાના હાથે પોતાના પગ પર કુહાડો મારવા સરખું છે. એક બાજુએ જ્યારે ખેડુતો અજ્ઞાનતાવશ હોઇ નવી શોધોનો તથા સાધનોનો લાભ લઇ શકતા નથી. ત્યારે બીજી બાજુથી ખેતીને ઉપયોગી ખાતર આપનારાં, ખેતીના આધાર રૂપ પશુ સંપત્તિ ઘટતી જતી એ દેશનું દુર્ભાગ્ય છે. પાશ્ચાત્ય દેશોમાં જેમ બને તેમ ખેતી ઉપયોગી ઢોરોની સ્થિતિ સુધારવા રાજ્ય તથા પ્રજા તરફથી ઉપાયો લેવાય છે. ત્યારે આપણે ત્યાં દિન પર દિન ગોવંશનો નાશ થતો જાય છે હિંદુસ્થાનમાં પ્રાચીન કાળથી ગોરક્ષાનું મહાત્મ્ય સમજાવવામાં આવ્યું છે. હિંદુઓ ગાયને પોતાની માતા-જનેતા જેવી ગણે છે અને પૂજે છે, તેનું કારણ તેની ઉપયોગિતાની કરેલી કદર છે. હાલના ચાલુ સંજોગોમાં રાજકીય પ્રશ્નો ભેગો ગોરક્ષાનો સવાલ પણ સર્વત્ર ચર્ચાનો થઇ પડ્યો છે. એક વખતે વિરોધી ગણાતા મુસલમાન ભાઇઓ પણ હિંદુઓ સાથે મળી ગાયોનું રક્ષણ માટે શુદ્ધ અંતઃકરણથી પ્રયત્ન કરવા લાગ્યા છે. મુસલમાનોના આગેવાન ઉલ્માઓ, મૌલાનાઓ, નેતાઓ મુસલમાનોને ગોવધથી દૂર રહેવા આજ્ઞા કરવા લાગ્યા છે. આ પ્રસંગનો લાભ લઇ ગોવંશની ઉન્નતિની નમૂનેદાર યોજનાઓ ઘડી તેનો અમલ કરવો જોઇએ. અને દેશની આબાદાનીનાં તથા જીવનનાં સાચાં અંગને હણાતું અટકાવવા પ્રયત્નો કરવા જોઇએ.

**દારૂનો સવાલ.** દારૂની બદીનો સવાલ હિંદના હાલના વાતાવરણમાં ચર્ચાનો મુખ્ય વિષય થઇ પડ્યો છે. પ્રજાની ચળવળને પરિણામે સરકારને પણ એ બાબતમાં વિચાર કરવાની ફરજ પડી છે. એ ગઇ તા. ૮ મીએ સુરતમાં મુંબાઇ ઇલાકાના એક પ્રધાન મિ. ચુનીલાલ વિ. મહેતાના વ્યાખ્યાનથી જણાઇ આવે છે. વાચકની જાણ માટે દારૂના સવાલ સબંધી તેમણે રજુ કરેલા વિચારોનો સાર નીચે રજુ કર્યો છે.

"આ પ્રશ્ન ઘણો વિકટ છે. એમાં બે સવાલો ઉભા થાય છે. એક તો એ કે દારૂનો તદન પ્રતિબંધ શકય છે કે કેમ, અને બીજો જો શકય હોય તો શી રીતે બની શકે ?

આ ઉપરાંત ગયા ફેબ્રુઆરીમા આ પ્રશ્ન મેં ચર્ચવા માંડ્યો, ત્યારે કોઇએ જરા પણ એ બાબતમાં રસ લીધો નહોતો. આ જાગૃતિ માત્ર છેલ્લા થોડા મહીનાથીજ આવી છે અને જો લોકોને સુધારવાને બદલે સરકારને નુકસાન કરવાની એ ચળવળની નેમ વધારે છે એમ કહીશું તો ખોટું નહીં ગણાય.

એ બધા વિચાર મુકીને શકયતાનોજ વિચાર કરીએ તો નીચે મુજબ અડચણ છે.

(૧) દેશી દારૂના પ્રતિબંધ સાથે વિલાયતી દારૂનો પણ પ્રતિબંધ થવો જોઇએ, અને તેનો વિચાર કરતાં જકાત ખાતાનો પ્રશ્ન જે હીંદી સરકારને હસ્તક છે, તેની ગુંચવણ ઉભી થાય છે.

(૨) સુરત જીલ્લો અને પંચમહાલ જીલ્લો કે જ્યાં જીલ્લો જ્યાં પીનાર વર્ગ અજ્ઞાન છે ત્યાં એકદમ પ્રતિબંધ થવાથી પરિણામે તોફાન થવાનો પણ ભય રહે છે.

(૩) આબકારી આવક મુંબઇ ઇલાકાની આવકનો લગભગ ૧ ૪ થી વધારે છે અને જે કે રૈયતના સુખને માટે નાણાંનો વિચાર કરવો ન જોઇએ. પણ સરકારની નાણાં સંબંધીની હાલની સ્થિતિ જોતાં આ અડચણ પણ છેક હસી કહાડવા જેવી નથી

(૪) અમેરિકાના દારૂની આવક મહેસુલ ૧/૨૦ હતી અહીંયાં ૧/૪ છે, અને અમેરિકા જેવા ધનાઢય દેશમાં ૧/૨૦ આપણા ૧/૪ કરતાં બહુ નજીવુંજ ગણાય.

(૫) મુંબઇ ઇલાકાની આસપાસ દેશી રાજ્યોમાં પ્રતિબંધ ન થાય ત્યાં સુધી ઇલાકામા કરવાથી દરેક ઠેકાણે જકાતનો પહેરો ગણવો પડે, અને તેને લીધે થતી હાડમારી તો નીરમાળ

૩. અમેરિકા

" ગયે વર્ષે યુનાઈટેડ સ્ટેટ્સમાં ૧૩૦૦૦ દરદીઓ ઝેરી 'એક્યુટ પ્રોમેઇન'ના પંજામાં સપડાયા હતા. માંસાહારને લઈનેજ તેઓ એ રોગના ભોગ થઈ પડયા હતા. ઝેર પસરી જવાથી લગભગ ૩૦૦૦ દરદીઓ ફક્ત ૨૪ કલાકમાંજ મરણને શરણ થયા. પરંતુ યાદ રાખવું કે જ્યારે 'એક્યુટ પ્રોમેઇન'ના ઝેરથી એક મરણ થાય છે ત્યારે 'ક્રોનીક પ્રોમેઇન'ના ઝેરથી હજાર મરણ થાય છે. "

પ્રાણીઓમાં ચાલતો રોગ એ ખોરાક તરિકે માંસનો ત્યાગ કરવાનું બીજું કારણ છે. 'આપણા દેશમાં વેચાતાં માંસનો અર્ધોઅર્ધ ભાગ રોગી પ્રાણીઓનું માંસ છે. એમ કહેવામાં કશો વાંધો નથી.'

માંસાહારી મનુષ્ય રોગી જાનવરોના માંસમાં રહેલાં જંતુઓથી થતા રોગનો ભોગ થઈ પડે છે. જ્યારે ફળાહારી મનુષ્યની બાબતમાં એવું કશું નથી. ડો. ડી. એમ. ફેસ, એમ. ડી. ('સાઈન્સ ઑફ ટાઈમ્સ', ઓક્ટોબર, ૧૯૧૮. ઇન્ટર નૅશનલ ટ્રેક્ટ સોસાયટી તરફથી પ્રગટ થતું પત્ર, લખનૌ.)

૪. માંસાહારથી થતા રોગો.

"વૈદકશાસ્ત્ર સાક્ષી પૂરે છે કે માંસાહાર અજીર્ણ, અંતર્ગોઠી અને એપેન્ડીસીટીસ વિગેરે રોગોનો ઉત્પાદક છે. ટાઇફોઇડ જેવા ભયંકર તાવ અને આમ જેવા રોગને સહાનુભૂતિ આપે છે અને ક્ષય તથા કૅન્સર જેવા ભયંકર દર્દના જંતુઓને માટે માર્ગ ખુલ્લો કરી આપે છે." (ડૉ. પૉલ કાર્ટન)

૫. શું કરવું જોઇએ ?

"જો કસાઇઓ તંદુરસ્ત પ્રાણીઓનો સંહાર કરે તો તેઓને હજારો રૂપીઆની ખોટ જાય, ઓ નાશ પામે અને તેમના કુટુંબને ભૂખે મરવું પડે. આથી તેઓ મનુષ્યના ખોરાકને માટે જેમ તે તેમ રોગી જાનવરોનેજ હલાલ કરશે. આ ભયંકર દુઃખમાંથી બચવાનો ફક્ત એકજ ઉપાય ને અને તે એ કે કસાઇઓને સમજાવવા તથા માંસ ઉપર દેખરેખ રાખવા ઇન્સ્પેક્ટરો નીમી મને રક્ષણકર્તા બનાવવા કરતાં ડાહ્યા અને જીંદગીને ચાહનારા માંસાહારી મનુષ્યોએ-કૉલેરા તથા ક્ષય જેવા ભયંકર રોગના ભોગ પોતે તથા પોતાના પ્રિય બંધુઓ ન થાય તેમાંથી બચવાને ફળાહારી થવું જોઇએ. "

૬. મનુષ્યનો મહાન શાપ

આજકાલ દુનીઆમાં દારૂનો કાયદેસર નિષેધ કરવાની ફુરકી પ્રસરી રહી છે. પરંતુ જો માંસાહાર સંબંધી અભ્યાસ કરે તો પ્રત્યેક વ્યક્તિને લાગશે કે માંસાહાર એ મનુષ્યનો મહાન શાપ છે."

૭. પ્રાર્થના.

"હું પ્રાર્થના કરૂં છું કે દુનીઆપર રાજ્યકર્તાઓ પોતાના દેશમાં પ્રવર્તતાં કતલખાનાં (પૃથ્વી પર અસ્તિત્વ ધરાવતાં નર્કો) બંધ કરે અને એથી ઓચીંતાં મરણ પામતાં તથા ક્ષય, કૉલેરા, કૅન્સર અને એવાં બીજા અનેક ગંભીર દર્દોના ભોગ થઇ પડતાં હજારો મનુષ્યનો શુભાશિષ મેળવવા ભાગ્યશાળી થાય."

જુનાગઢ [૧૯-૮-૨૧ ] લાભશંકર લક્ષ્મીદાસ.

# તુરકે કુરબાનીએ ગાવ.

## ( ગૌવધ નિષેધ. )

અસલ ઉર્દુમાં લખનાર.
મુસવ્વીરે ફિતરત હઝરત મવલાના ખ્વાજા હસન નિઝામી સાહેબ દેહેલવી
અનુવાદક.
નિઝામુદ્દીન કુરેશી અહમદાબાદી.

( ગતાંકથી ચાલુ. )

હવે મવલાનાની કિતાબનો બધો સાર એક જગાએ લખી તેમના વાંધાઓના જવાબ આપું છું.

વાંધાઓ નીચે મુજબ છે.

(૧) મુસલમાનોએ મહાત્મા ગાંધીના સત્કાર પ્રસગે પોતાના કપાળ પર ચાંલ્લા અને તિલક કરાવ્યાં.

(૨) મુસલમાનોએ હિન્દુઓના જનાજા સાથે "રામ રામ સત હૈ" ના પોકાર કર્યા.

(૩) મસજિદના રૂપીઆથી હિંદુઓની મુર્તિઓ ઉપર ભેટો ચઢાવવામાં આવી.

(૪) 'હરદ્વારની ઝ્યારત' આ કહેવું લગભગ કુફર છે.

(૫) કાબુલના અમીરના મુસલમાન વઝીરે ગંગા ઉપર ફુલ અને પતાસાં ચઢાવ્યાં.

આ વાંધામાં બીકને લીધે જનાબ મવલાનાએ કાબુલના અમીરના વઝીરનું નામ કે કાબુ શબ્દ નહિ લખતાં માત્ર ઇસ્લામી રાજ્યના મોટા વઝીર એમ લખવાનું પસંદ કર્યું છે.

(૬) ખ્વાજા હસન નિઝામીએ મહાત્મા ગાંધીની છબી એક પુસ્તકમાં છપાવી પ્રસિદ્ધ કરી છે.

(૭) ખ્વાજા હસન નિઝામીએ મહાત્મા ગાંધીને સત્યાવતાર જણાવ્યો છે.

(૮) મવલાના અબ્દુલ બારીએ મહાત્મા ગાંધીને પોતાના આગેવાન વર્ણવી એમ લખ્યું કે જે વય મેં આયતો અને હદીસોમાં ગુજારી હતી, તે મેં એક મુર્તિપુજક ઉપર કુરબાન કરી દીધી. મજકૂર વાંધામાં રિસાલાનો મોટો ભાગ રોકાએલો છે.

ઉત્તર.

(૧) પહેલા વાંધાના ઉત્તરમાં જણાવવાનું કે તિલક અને ચાંલ્લા કોઇ મુર્તિ પુજાર્થે કરવામાં આવ્યા ન હતા, પણ તે હિંદુઓમાં ચાલતા રિવાજ પ્રમાણે મિત્ર મેળાપની ખુશાલી દર્શાવવા અર્થે કરવામાં આવ્યા હતા. જરા હિંદુ રિવાજનો અભ્યાસ કરો, અને પછી વાંધા ઉઠાવો, શરીઅત તો સાફ કહે છે, કે હર કોઇ કૃત્યનો આધાર ઇરાદા ઉપર છે. અહીં તો ચાંલ્લા કે મુર્તિપુજાનો અંશ પણ ન હતો; તો પછી વાંધોજ શા આધારે લઇ શકાય.

(૨) બીજા વાંધાના સંબંધમાં જણાવવાનું કે હિંદુઓમાં રામ શબ્દ ખુદાના અને રાજા રામચંદ્રજીના એમ બે અર્થમાં વપરાય છે જેવી રીતે મુસલમાનોમાં અલી શબ્દ ખુદા અને એક

સ્મૃત્વના (સ) સહાબીના નામ તરીકે વપરાય છે. જનાજા સાથે એમ પોકારવું કે ખુદાનું નામ સાચું છે. રામ રામ સત્ હૈ નો એજ અર્થ છે, કે ખુદાનું નામ સાચું છે. ગમે તે હિંદુને પૂછશો તો તે પણ એજ કહેશે, કે જનાજાની સાથે રામ રામ ખુદાના નામ તરીકેજ વપરાય છે. તો પછી કોઈ અન્ય ભાષામાં ખુદાનું નામ લેવામાં અપરાધ શો?

(૩) ત્રીજા વાંધાના ઉત્તરમાં કહેવું પડશે, કે મરહુમનાનું કહેવું સત્યથી દૂર છે. કોઇ મસજીદના રૂપીઆથી કોઈ મંદિર ઉપર ભેટ ચઢાવવામાં આવી નથી. જો આ વાતમાં સત્યતા હોય, તો દાખલા સહિત લખવું જોઈતું હતું.

(૪) ચોથા વાંધાનો જવાબ એવો છે, કે જિયારતનો અર્થ જોવું અને મુલાકાત કરવી એવો થાય છે. તો પછી કોઈએ હરદ્વારની મુલાકાત ને જિયારત કહી. ત્યાં કુફર સાથે એનો શો સબંધ?

(૫) પાંચમા વાંધાનો ઉત્તર એવો છે, કે જનાબ સરદાર મહમૂદ તરફથી અફગાનિસ્તાનના વજીર સાહેબે ગંગામાં ફુલ અને પતાસાં ચઢાવ્યા ન હતા, બલ્કે કાબુલના એક હિંદુ દિવાન રંજનદાસે પોતાની શ્રદ્ધા મુજબ આ કાર્ય કર્યું હતું. સરદાર સાહેબે તો ફક્ત બ્રાહ્મણોને ઇનામ વગેરે આપ્યાં હતા. કારણ કે આ બધા સાહેબો સાથેજ હરદ્વાર જોવા ગયા હતા. તેથી એક હિંદુ દિવાનના કૃત્યને પેપરવાળાઓએ સરદાર સાહેબનું કાર્ય લખી કાઢયું. કારણ કે તેઓ એ પાર્ટીના મુખ્ય હતા. મરહુમનાની કોઇ મોમીન મુસલમાન પ્રત્યે તોહમત મૂકતાં પહેલાં મૂળ બનાવની ખતરી કરી લેવાની ફરજ હતી. પણ તેઓ એમ શા માટે કરે! કારણ કે તેમને તો મુસલમાન રાજકર્તાઓ સાથે ખાસ દુશ્મની છે.

(૬) છઠ્ઠા વાંધાનો જવાબ એ છે, કે છબી કોઇ ઇમારતના સંબંધમાં હોય તો પછી વાસ્તવિક છબી ગણાતી નથી, અને મે જે રિસાલામાં મહાત્મા ગાંધીની છબી પ્રગટ કરી હતી. ત્યાં તેનો સંબંધ ઇમારતનો ચિતાર આપવા માટે છબી બનાવવાનો હતો. એ ચોપાનીઉં મારી પાસે છે. જેઓને મંગાવવા ખાતરી કરવાની જરૂર હોય તેમણે પોસ્ટખર્ચ મોકલી મંગાવી લેવું. એટલે તેમને ચોક્ખુ જણાઇ આવશે કે છબી શા હેતુથી મુકવામાં આવી છે. જો કે મરહુમના અખબારમાંથી સાહેબ પોતાને ચાહનાર દિલ્હીના ફોટોગ્રાફર જનાબ એથ, એમ મીરજા સાહેબને ફતવો આપી જણાવે છે, કે તમો યુરોપના બનેલા તસવીરવાળા પોસ્ટકાર્ડ વેચો છો જેમાં ઘણે ભાગે ચુંબન દર્શક છબી હોય છે, તેમાં છબી એ મૂળ હેતુ નથી, બલ્કે મૂળ હેતુ તો પોસ્ટકાર્ડ વેચવાનો છે. જે માણસ આવા ફતવા આપી શકે એમ ન હોય, તેને બીજાનો દોષ કાઢવાનો શો હક છે? વળી જેનો પીરપાત્રથી એચ એમ મિરજાં સાહેબે નો લીનેનો ફોટુ પાડી ફોટો વેચાય છે તે માણસ કયા મોંથી વાંધો લઇ શકે? તે છબીઓ અંગ્રેજી સિક્કા ગજવામાં રાખી ખુદાની બંદગી કરતા હોય, તે શા આધારે બીજાને દોષ દઇ શકે? અંગ્રેજી સિક્કામાં માણસને હાથીની તસવીર આવેલી છે, તેમાં હાથાની તસ્વીરને સોદા સમશેરવાળા જુંડની તસ્વીર પણ હોય છે. જ્યારે આવા સિક્કાની નમાઝમાં સાથે રાખવાની રજા છે, તો પછી મહાત્મા ગાંધીની તસ્વીર માટેનો વાંધો પણ નકામો છે

હતો. હવે તે એક મૂર્તિપૂજકને અર્પણ કરૂં છું. અર્થાત્ કવિની ઉમર કુરઆન થઇ, નહિ કે આયનો અને હદીસો. મવલાનાની આ ભૂલના પ્રતાપે નાનાકડ મુસલમાનો ઉપર જુદુંજ અસર થવા પામી હશે.

કવિતામાં વપરાતા ઇશ્ક અને મહોબ્બતની પરિભાષામાં જનાબ અમીર ખુશરૂ ફરમાવે છે,

ખલ્ક મી ગોયદ કે ખુશરૂ બુત પરસ્તી મી કુનદ
આરે આરે મી કુનમ બાખલ્કે આલમ કારનીસ્ત

દુનિયા કહે છે, કે ખુશરૂ મૂર્તિપૂજા કરે છે. હા હા હું કરૂં છું દુનિયાદારોથી મને કંઇ (સરોકાર) વાસ્તો નથી.

બાપડા મવલાના તસવ્વુફના બારીક ભેદોની પરિભાષા શું સમજે? જો કે કેટલાક લોકોના પીર પોતે બનેલા છે. પણ ઇશ્કની ગલીકુચીથી માઇલો દૂર છે. જો તેમને આ માર્ગની કંઇ પણ માહીતી હોત તો મવલાના અબ્દુલ બારીની આ બેત ઉપર વાંધો લેત નહિ.

એમને પોતાના માર્ગ દર્શક પીર હજરત હાજી ઇમદાદુલ્લા સાહેબ મુહાજિર મક્કી (ર. અ) ના રસ્તાની પણ માહિતી નથી, જો કે તેમનું કહેવું એવું છે, કે હું મજકુર સાહેબનો મુરીદ અને ખલીફા છું. જો એ તેમના મુરીદ અને ખલીફા હોત તો તેમના રસ્તા ઉપર અમલ કરત. કેમકે હિંદના મશાયખોમાં સૌથી વડા મુહાજિર હતા પણ જનાબ મવલાના અશરફઅલી સાહેબ તો હિજરતના નામથી પણ સુગાય છે. જો મવલાના પોતાના પીરનાં ખરા અનુયાયી હોત તો તે હજરત શરમદની બેતના બારીક ભેદો સ્વાભાવિક રીતે જાણી શકત, અને કદી પણ તેનાથી વિરૂદ્ધ વર્તન કરવાનો વખત ન આવત.

મવલાના સાહેબના રિસાલામાં હજરત મવલાના અન્સારીની વિદ્યા ઉપર પણ ટકો લગાવ્યો છે. ને જણાવે છે, કે તેઓ પોતે વિદ્વાન નથી. પણ વિદ્વાન ઘરાણાના છે મવલાના અ૦ બારીસાહેબને આ ટકોરથી ખોટું નહિ લાગે; કારણ કે મવલાના બારીસાહેબ અને તેમનું ઘર ઇશ્કનું ઘર છે, અને ત્યાં ઇલ્મે જાહિરી નાબુદ થઇ જાય છે.

મવલાના થાનવીની વિદ્વાની કોને શક છે, કે બીજા ઉલમાઓ ઉપર હુમલા કરી વિદ્વતા બતાવવાનો પ્રયત્ન કરે છે અમે તો આ સંસારમાં આરંભથી અંત સુધી વિદ્યા પ્રાપ્તિમાં માન સમજીએ છીએ. જો આપ જીન્નાત, માણસ, ઝાડ,-પથ્થર, અને ફરિસ્તાના શિક્ષક થવાનો દાવો કરતા હો, તો તેમાં અમારે કાંઇ વાંધો નથી.

( આ લેખનો બીજો મનન કરવા જોગ ભાગ આવતા અંકમાં. )

# ભારત અને ઉદ્યોગ.

સને ૧૭૮૮ થી ઇસ્ટઇંડિયા કંપનીના ડાયરેક્ટર હિંદુસ્થાનમાં રૂ પેદા કરવાની કોશીશમાં લાગ્યા હતા, પણ તે કોશીશ હિંદુસ્થાનનો વેપાર વધારવા માટે નહિ, પણ કાચો માલ વિદેશ લઇ જવાની અને ત્યાંથી તૈયાર થયેલો માલ અહીં લાવી ખપાવવા માટે હતી.

સને ૧૮૭૦ પછી, બીજા દેશોના ઉદ્યોગધંધા અને કારીગરીમાં બહુ ચડતી થઇ. વિશેષે કરીને જર્મની, ઓસ્ટ્રીઆ, યુનાઇટેડ સ્ટેટ્સ, તથા જાપાનની ચડતીએ હિંદુસ્થાન ઉપર વધારે અસર કરી છે. એ ઉન્નતિ એ દેશોમાં આપોઆપ થઇ નથી, પણ ત્યાંની સરકારે એવા કાયદા કાનુન બનાવ્યા કે, જેથી પ્રજાને એ હુન્નર ઉદ્યોગ ફરજયાત શીખવોજ પડે પણ આપણી સરકારે સઘળું ઉલટુંજ કામ કર્યું. અહીંની નીતિ કાચો માલ વિદેશ મોકલવાની અને અહીંનાં કળ કારખાનાંની સામે ભારી રોકાણ ઉભું કરવાની છે. એથી દશા એ થઇ કે બીજા દેશનો વ્યાપાર હિંદુસ્થાનમાં ખૂબ વધ્યો હિંદુસ્થાન એની સામે કોઇ પણ પ્રકારે ટક્કર ઝીલે તેમ નથી. કેમકે દીવાસળી અને સોપ જેવી વસ્તુ પણ એની પાસે નથી.

આપણા દેશના ઉદ્યોગ ધંધા અને વેપાર સામે એવું રોકાણ છે કે આપણું કળાકૌશલ્ય આગળ ચાલી શકતું નથી. મીલોવાળાનું કહેવું છે કેઃ-અમારા ઉદ્યોગ ધંધા સામે કાયદાઓની એવી દીવાલ ચણી છે કે અમે અમારા ધંધાની ઉન્નતિ કરી શકતા નથી. હિંદુસ્તાનના અર્થ શાસ્ત્રના જાણકાર દરેક હિંદવાસીઓ અને પરદેશીઓ જાણે છે કે આપણા દેશમાં ધનનો અભાવ છે, હિંદુસ્થાનના અખૂટ ખજાનાની વાત આજ સ્વપ્ન સમાન થઇ ગઇ છે. જ્યારે સર્વ દેશમાં મધ્યમ સ્થિતિવાળા આદમી દેશની પુંજી ગણાય છે, ત્યારે હિંદુસ્થાનની મધ્યમ અવસ્થાવાળા માણસો, આજે દેવાળીઆની હાલતમાં છે. થોડા હિંદુઓજ એવા છે કે જેઓ ધનવાન ગણાય છે. પણ ગરીબ હિંદુઓની કરોડોની સંખ્યા આગળ એમની સંખ્યા કાંઇ નથી.

ઇંગ્લાંડમાં લક્ષાધિપતિ અને ગરીબ સાથે રહી શકે છે; એવી રીતે હિંદુસ્થાનમાં પણ થોડા ધનવાન ૨૩ કરોડ ગરીબોની સાથે રહે છે, પણ ઇંગ્લાંડમાં જેમ માલદારોની સંખ્યા વધારે છે તેમ આપણા હિંદુસ્થાનમાં ભુખે મરનારની સંખ્યા વધારે છે. હિંદવાસીઓ પોતાનો હુન્નર ઉદ્યોગ કેમ વધારી શકતા નથી એનો ઉત્તર મી. ડીગ્બીએ બહુ સારી રીતે આપ્યો છે.

એવો સવાલ કરવામાં આવે છે કે પોતાના હુન્નર ઉદ્યોગની વૃદ્ધિ માટે હિંદુસ્થાન વાસીઓ નવી જાતના સુતર કાંતવાના સચા અને જેમ્સવૉટના નવી પદ્ધતિનાં મશીનોથી કામ લેત તો આટલા બધા પાછળ કેમ રહેત? તેનો ઉત્તર એ છે કે-(૧) જ્યારે એ નવા મશીનોથી કામ લેવાનો જમાનો આવ્યો. ત્યારે બંગાળા અને મદ્રાસ ઇલાકાની અખૂટ દોલત ઇંગ્લાંડ જઇ પહોંચી હતી. તેથી હિંદુસ્થાનવાસીઓ તે નવી પદ્ધતિથી ફાયદો મેળવી શકે તેમ નહતુ. (૨) હિંદુસ્થાનની સરકાર, અહીંની માબાપ તો બની, પણ એણે પોતાની ફરજ જરા પણ અદા કરી નથી. જ્યારે ફોજ મોકલવાની જરૂર જણાઇ, ત્યારે ખર્ચને માટે હિંદુસ્થાનવાસીઓનો અભિપ્રાય પૂછ્યો; પણ ઉદ્યોગ ધંધા માટે કાંઇ પણ કોઇ દિવસ પૂછવામાં આવ્યું નહિ; એટલુંજ નહિ પણ અહીંના વેપારને, એવો તો ઢીલો અને ઢંગધડા વગરનો કરી દીધો, કે જેથી પરદેશી વેપારીઓને આ દેશમાં વેપાર કરવાની હિંમત થઇ. તેથી આ દેશ કેવળ રાજ્યની બાબતમાં નહિ, પણ વેપારની બાબતમાંએ પરાધીન બની ગયો.

(૩) બંગાળાનું ધન ખેંચીલેવા માટે જે સાધન કામમાં લેવાયું હતું તે સઘળું ધન ખેંચવાના પ્રત્યક્ષ સાધનોમાંથી બનાવ્યું છે. ધીરે ધીરે ધન બહાર જવાથી, બંગાળ અને મદ્રાસની

એવી દશા થઈ ગઈ, કે પુંજીના અભાવથી નવી જાતના મશીનો ન લાવી શક્યા, અને દિન પર દિન એઓ વેપાર ધંધામાં દબાતા ગયા.

આ દેશમાં ઉદ્યોગ ધંધા માટે પૈસાની સૌથી વધારે જરૂર છે. અને તેનોજ અભાવ છે એ કહેવાની જરૂર નથી. હિંદુસ્થાનીઓ પાસે જેટલી પુંજી હતી અને તેનાથી જેટલો ઉદ્યોગ ધંધો ખીલવી શકાય, તેટલો ખીલવી બતાવ્યો એ ઉપરથી એટલું તો સાબીત થાય છે કે હિંદુસ્થાનીઓમાં ઉદ્યોગ ધંધા કરવા માટે યોગ્યતા તો છેજ. એના પૂરાવા તરીકે, કપાસનાં જીન, ટાટાનાં લોખંડના કારખાનાં, હાઇડ્રોઇલેક્ટ્રીક કંપની વગેરે છે.

હિંદુસ્થાનની લોઢાની ખાણના ઇતિહાસ વાંચવાથી અંગ્રેજી વેપારની નીતિનું આપણને સારી રીતે ભાન થાય છે. જ્યારે વેપારની જાળ હિંદુસ્થાન પર પાથરવા માટે લોર્ડ ડેલહાઉસી હિંદુસ્થાનમાં રેલ્વે લાઇનો પાથરી રહ્યા હતા ત્યારે જગાએ જગાએ એટલું તો લોઢું આ દેશમાં મળતું હતું કે, જો તે કામમાં લેવાયું હોત તો રેલ્વે કંપની માટે પરદેશથી જરાપણ લોઢું મંગાવવાની જરૂર ન પડત જો એ વખતે હિંદુસ્થાનમાં લોઢાનું કામ શરૂ કરવામાં આવત તો અહીંથી લોઢાની ચીજો પરદેશમા મોકલવાની શરૂ થઇ જાત અને વેપાર આજે ઉન્નતિના શિખર ઉપર હોત. પણ સરકારે એવું કાંઇ કરી જોયું નહિ. ઇંગ્લાંડ લોખંડના વેપારમાં સૌથી વધારે ચઢિઆતું છે એના મુકાબલામાં હિંદુસ્થાનને ઉભા રહેવાનો પણ અધિકાર નહિ આપવા તે ચાહે છે. વળી લોખંડના અંગ્રેજ વેપારી હિંદુસ્થાનને પોતાનુ બજાર બનાવવા માગે છે, તેથી હિંદુસ્થાનનો લોઢાનો વેપાર વધેલો એ જોઈ શકતા નથી. ટાટા આપણા દેશમાં સૌથી પહેલા વેપારી છે. જેમણે આ દેશવાસીઓને જગાડ્યા અને લોઢાનાં કારખાનાંની સ્થાપના કરી. ટાટા કંપનીનું કામ દિનપરદિન વધતું જાય છે. એ સૌ હિંદુસ્થાનના વેપારની કહાણી છે.

હિંદુસ્થાનના ઉદ્યોગની ચઢતી થતી નથી અને ખેતી દિનપર દિન નબળી પડતી જાય છે. એનું કારણ આ દેશમાંથી ધન પરદેશ ચાલી ગયું તે અને બીજું કારણ ખેતી વેપાર ઉપર ભારે વેરા નાંખવામા આવ્યા એ છે. હિંદુસ્થાન એવો દેશ છે કે જેમા ભારેમાં ભારે વેરા નાંખવામાં આવ્યો છે. એ સત્ય છે કે હિંદુસ્થાનમાંથી જે વેરા લેવાય છે તેના આંકડા જોવાથી ખ્યાલ નહિ આવે પણ સાથે સાથે એ પણ જોવું જોઇએ કે જેની પાસેથી એ વેરા લેવાય છે, તેની વાર્ષિક પેદાશ શું છે? હિંદુસ્થાનની વાર્ષિક આવક દુનિઆના સૌ દેશ કરતાં ઓછી છે પણ વેરા સૌથી વધારે છે. હિંદુસ્થાનમાં જે હિસાબે વેરો લેવાય છે તે બહુજ ભારે છે. અને એની અસર હિંદવાસીઓ ઉપર બહુ ખરાબ થાય છે. અફસોસની વાત તો એ છે કે તમામ દુનિઆને માલદાર બનાવવા માટે આ દેશ સૌને માટે ખુલ્લો મુકાયો. તે છતાં વળી આ ભારે વેરા વસુલ કરવામાં આવે છે, એ વળી વધુ દિલગીરીની વાત છે. આ દેશના અગાઉના રાજા પણ વેરા ઓછા નહિ લેતા પણ તે પેદાશનો ભાગ લેતા હતા એટલે રૂપીઆ આપવાની જરૂર નહોતી પડતી. વળી એક પાઇ પણ વેરા તરીકે બહાર નહોતી જતી; પણ આજે તો સઘળા રૂપીઆ સાત સમુદ્રની પાર ચાલ્યા જાય છે.

નિરંતર ધન ચાલ્યું જવાથી અને વેપારનાં સાધનો મંદ પડવાથી ૧૫૦ વરસમાં દેશની આ હાલત થઇ ગઇ છે. આજે દેશ દરિદ્ર છે અને દિનપરદિન ભુખે મરનારાઓની સંખ્યા વધતી જાય છે.*

મ. વિ. ભટ.

---

* ઇન્ડસ્ટ્રીયલ કમીશનના સભાસદની રૂએ પંડિત મદનમોહન માલવીઆજીએ કરેલી જુદી નોંધ ઉપરથી.

# સાધુ સંપ્રદાય.

એક વખતે એક શિષ્યે સાધુનાં લક્ષણ સંબંધી રામકૃષ્ણ પરમહંસને પ્રશ્ન કર્યો, ત્યારે તેમણે કહ્યું હતુ કે—"જેનો અંતરાત્મા ઇશ્વર સાથે એકયતા કરી રહ્યો છે, જેણે કામિની અને કાંચનનો ત્યાગ કર્યો છે, જે પરસ્ત્રીને માતૃતુલ્ય ગણી તેની પૂજા કરે છે, જે લોક કલ્યાણ માટે આત્મત્યાગ કરે છે, જે હમ્મેશ ઇશ્વરનુંજ ચિંતન કરે છે, જે દેવોની વાતો વાંચી નાહક ગપ્પાં મારતો નથી, એવાં લક્ષણો જેનામાં હોય તેને 'સાધુ' કહેવાને હરકત નથી."

સંસારનો ત્યાગ કરી ઇશ્વર ઉપર પ્રેમ કરનાર માણસને આપણે સાધુ કહીએ છીએ. સંયુકત પ્રાન્તમાં એક ધર્મ મંડળી છે તેને સર્વ લોકો સાધુના નામથી ઓળખે છે. તેઓ ઇશ્વર-પ્રેમી છે પણ સંસારી છે. તેઓનું મૂળસ્થાન પંજાબ છે, પરંતુ સામ્પ્રત સમયમાં તેની વધુ સંખ્યા સંયુકત પ્રાતમાં માલુમ પડે છે.

ઇ. સ ૧૫૪૩ માં 'સતનામી' સંપ્રદાયના પ્રવર્તક રાઇદાસના શિષ્ય ઉધોદાસની પાસેથી બિજેશ્વરનો વીરભાનને ગુપ્ત આદેશ મળ્યો અને તેણે આ 'સાધુ' સંપ્રદાય કાઢ્યો, અને તેથી તેનેજ એ સંપ્રદાયનો પ્રવર્તક માનવામાં આવે છે. વીરભાનને આપણે આગળ ઓળખી શકીએ એવા પ્રકારનો વિશેષ ઉપદેશ ઉધોદાસે તેને આપ્યો હતો.

સાધુ લોક ઉમ્મરે પહોંચે એટલે તેમને શ્વેત વસ્ત્રો પરિધાન કરવાં પડે છે. અલંકાર અગર ટાપટીપનો પોષાક તેઓ નિષેધ ગણે છે. ટોપીને બદલે તેઓ એક પ્રકારની પાઘડી પહેરે છે. તેઓ કદી પણ અસત્ય બોલતા નથી, કે કોઇ પણ પ્રકારના કસમ ખાતા નથી. તેમજ કોઇ પણ પ્રકારનાં માદક દ્રવ્ય અગર ભોગવિલાસ સંબંધીની કોઇ પણ વસ્તુનો ઉપયોગ કરતા નથી. કારણ કે તેનો પરિત્યાગ કરવો જોઇએ એવુ તેઓને તેનો ધર્મજ કહે છે. મદ્ય, અફીણ, ગાંજો, સોપારી અને તમ્બાકુને તેઓ અસ્પર્શીય અને તિરસ્કારણીય માને છે. તેઓ ગમે તેવા ન્હાનામાં ન્હાનાં પ્રાણીની પણ કદી હિંસા કરતા નથી. ઇશ્વરને તેઓ 'સત્' એટલે સત્યજ માને છે. કોઇ પણ યુરોપિયન વ્યક્તિને મળવાનો પ્રસંગ આવે તો તે પોતાનો હાથ છાતીએ લગાડી તેને નમન કરે છે. તેમને મૂર્તિપૂજન અને ધર્મના બાહ્યાડંબરયુકત કર્મ ઉપર વિશ્વાસ નથી. કોઇ પણ પૂછે તો મૌનજ રહે છે તેમના સંગીતનું નામ "વાણી" અને ધર્મ ગ્રંથનું નામ "પોથી" છે એ તેમનો ધર્મગ્રન્થ હિન્દી ભાષામાં લખેલો છે. નાનક અને કબીરના સદુપદેશમાંથી ઘણાં ખરાં પદો અને દોહરાઓ લઇને તે ધર્મસંગીતને પ્રસિદ્ધ કરેલાં છે. તેમના ધર્માલયનું નામ 'જુમ્લાખાર' અથવા 'ચોકી' છે. એ ચોકીમાં તેઓ પોતાના ધર્મગ્રંથનું હમ્મેશ વાચન કરે છે. વાંચનનો સમય સન્ધ્યાકાળનો હોય છે અને તે સાંભળવાને

સ્ત્રી પુરૂષોનો ઘણો સમુદાય ત્યાં એકત્ર થાય છે. તેઓને પોતાના ધર્મ અને ધર્મગ્રંથ ઉપર પૂર્ણ શ્રધ્ધા હોય છે.

સાધુ લોકોનાં મુખ્ય સ્થળો દિલ્હી, આગ્રા, જયપુર, અને ફરૂકાબાદ છે. મિરજાપુરમાં તેઓની સંખ્યા બહુ થોડી છે. તેઓ પોતાનામાં કોઇને પણ ઉચ્ચ નીચ માનતા નથી. તેઓ પોતાનો સામાજિક દરજ્જો એકજ પ્રકારનો માને છે. **મિરજાપુરમાં તેઓને વાપરવા લાયક કાપડ, અને કપડાં તૈયાર થાય છે.**

પાપજનક કાર્યો કરી તેઓ પોતાનો ઉદર નિર્વાહ કરતા ન હોવાથી, માત્ર તે સંપ્રદાયમાં કોઇ પણ દાખલ થાય એટલે સાધુ થઇ શકે છે, તેઓ સર્વ એકત્ર બેસીને ભોજન કરે છે. પોતાના સંપ્રદાયમાં દ્વેષ અને નિન્દાનું અસ્તિત્વ હોય તેને તેઓ અત્યંત લજ્જાસ્પદ માને છે. તેઓ એકજ સ્થળે પરસ્પર હળીમળીને રહે છે અને એક બીજાને સહાય કરવા સદા તત્પર હોય છે. વિધવા, અનાથ, અને માતા પિતા વિનાનાં બાળકોનું પ્રતિપાલન કરવું, એ તેઓ પોતાનું મુખ્ય કર્તવ્ય સમજે છે. તેઓમાં નજીકના આપ્તજનોમાં વિવાહ સંબંધ થતો નથી, તેમજ વિવાહ સંબંધ થયા બાદ વયમાં થોડો સમય વીત્યા સિવાય વરવધૂનો સંબંધ જોડાતો નથી. તેઓ કળાકૌશલ્ય અને શ્રમથી ઉદ્યમ કરનારા હોવાથી, સ્વાલંબન એ તેઓની રહેણીનું શ્રેષ્ઠ તત્ત્વ ઠરેલું છે. તેઓ પોતાના ઉદર નિર્વાહ માટે અન્યપર વિશ્વાસ રાખવો તદ્દન નિંદ્ય સમજે છે.

બાલ્યાવસ્થામાંજ વરવધૂનું વાગ્દાન થાય છે, પણ બાર, ચૌદ, અગર સોળ વર્ષ સિવાય લગ્ન થતાં નથી. પુત્રી માટે કાંઇ પણ આપવાનો રિવાજ નથી પણ વધુને કાંઇક આપવું પડે છે. બહુ વિવાહનો ચાલ તેઓમાં નથી. વરનો બાપ જ્યારે કોઇ પણ કન્યાને પોતાની પુત્રવધૂ બનાવવાની ઇચ્છા ધરાવતો હોય, તો તે કન્યાના પિતા તરફ, કોઇ સ્ત્રીને અથવા પુરૂષને દૂતી કે દૂત તરીકે મોકલે છે, અને તેની મારફત વિવાહ સંબંધ બન્ધાય છે. કન્યાનો પિતા અગર પાલક, વરના બાપ તરફથી આવેલા દૂતનું કહેવું માન્ય રાખવાનો હોય તો સમ્મતિ સૂચક મિષ્ટાન્ન ભોજન, અને દુધપાન કરાવે છે. એ પ્રકાર થયો એટલે વિવાહ નક્કી થયા એવું વરનો બાપ સમજી જાય છે, તેઓમાં પત્રિકા લખવાનો તથા જોવાનો રિવાજ પ્રચલિત નથી.

વર વધુ ઉમ્મરે પહોંચે ત્યારે લગ્ન દિવસ ઠેરવવામાં આવે છે, અને તે દિવસ વધુના પિતા તરફથી નક્કી કરી વરના બાપને કહેવડાવવામાં આવે છે. ત્યાર બાદ વરનો બાપ પોતાના સ્નેહી સંબંધીઓને બોલાવી 'અમુકની કન્યા સાથે અમુક દિવસે મારા પુત્રનાં લગ્ન થવાનાં છે' એવું કહે છે, ત્યાર પછી સર્વ જનો ઠેરવેલા દિવસે કન્યાના ગામે જાય છે. કન્યાનો પિતા સર્વને ભોજન કરાવે છે અને દરેકને એક પાઘડી અને એક ચાદર ભેટ આપે છે; તે વખતથીજ મંગળ ગીત ગાવાની શરૂઆત થાય છે

વિવાહને દિવસે કન્યાનો બાપ પોતાના તરફની મંડળીને ભોજન કરાવે છે. સન્ધ્યાકાળે પોતાના ઉતારેથી વર, વરનો બાપ, અને તેની સાથે આવેલા સર્વ વર્ગ કન્યાના ગૃહે આવી ત્યાં પાથરેલી એક મોટી ચાદર ઉપર બેસે છે, અને તેની સામે ગોઠવેલાં આસન ઉપર વરવધુ બેસે છે. ત્યાર બાદ ઉભયનાં વસ્ત્રોને ગાંઠ મારવામાં આવે છે. તે બન્નેને તે આસનની ચાર પ્રદક્ષિણા ફેરવે છે. તે વખતે કેટલાક લોકો મંગલાષ્ટક બોલે છે. એ પ્રદર પૂર્ણ થતાં વર-વધૂમંડ

પોતાને ઘેર આવે છે. વંધ્ય કેટલાક દિવસ શ્વશુર પક્ષમાં રહી અન્તુ માથે પીયરમાં આવે છે અને ત્યાર બાદ સાસરે જઇ જાયુક રહેવા માટે છે.

જાતિ બહિષ્કૃત થાય એવો એકાદ અગાધ કર્મ સ્ત્રી કરે, તો તે સ્ત્રીનો ત્યાગ કરવો એ તેનો પતિ પોતાનું કર્તવ્ય સમજે છે, અને તેનો અવશ્ય ત્યાગ કરવોજ પડે છે. માત્ર તે સ્ત્રીનો ત્યાગ કરતી વખતે સાંપ્રદાયિક વ્યક્તિ વર્ગને એકત્ર કરી બધી સર્વ હકીકત કહેવી પડે છે. તે લોકો કોઇ પણ બાબત માટે કોઇ ઠરાવ અગર નિકાલ કરવા માટે પોતાના સંપ્રદાયને એકત્ર કરે છે. તે બાબત માટે તેઓ કદી પણ કોર્ટમાં જતા નથી.

## ધર્મ.

સાધુ લોક એકેશ્વરવાદી છે. તે એકજ દેવની ઉપાસના કરે છે, અને તેજ જગતની ઉત્પત્તિ કરનાર છે એવું માને છે તે ઇશ્વરને 'સદ્ગુરૂ' અથવા 'સતનામ' એ નામથી સંબોધે છે. તેઓનો એવો વિશ્વાસ હોય છે કે 'ઇશ્વરના ચિંતન અને સત્કર્મથી આપણે તેની સાથે મળી જઇએ છીએ, ને આપણે તેમાંજ લય થવાનો છે ' તેનું ખાસ એવો ઉપદેશ કરે છે કે "દ્રવ્ય પ્રાપ્તિ અગર તેના સંચય માટે કદી પણ પ્રયત્ન કરવો નહિ" એટલે **જીવવા માટે ખાવું, પણ ખાવા માટે જીવવું નહિ.** કારણ કે તે લોકો હમ્મેશ શ્રમ કરીને પેટ ભરે છે. અર્થાત્ તે પોતાના ધર્મ પ્રમાણે વર્તે છે

## ઉપદેશનાં તત્ત્વો.

(૧) એકજ દેવની ઉપાસના કરો. તેનામાંજ સર્વ જગતને ઉત્પન્ન કરવાનું, અને સંહારવાનું સામર્થ્ય છે મનુષ્યે નિષ્કારણ પત્થર, ધાતુ કાષ્ઠ, વૃક્ષ અને ભિન્ન ભિન્ન સૃષ્ટિપદાર્થની ઉપાસના કરવી યોગ્ય નથી. સન્માન અને પ્રણામ કરવાને યોગ્ય કેવળ ઇશ્વર તે ઇશ્વરજ. જે મનુષ્ય ઇશ્વર સિવાય કોઇ પણ વસ્તુનું ચિંતન કરે છે તે અનિષ્ટ છે એમ સમજવું જે પાપ કરે છે તે નરકમાં જાય છે.

(૨) સર્વદા શાંત અને નમ્ર રહેવું સંસારમાંના કોઇ પણ પદાર્થથી તમારા મનને આકર્ષિત થવા દેશો નહીં. પોતાના ધાર્મિક નિયમનું પ્રત્યુત્તરે પાલન કરવું ધર્મ વિરૂદ્ધ એક પણ કામ કરવું નહીં

(૩) કદી પણ અસત્ય બોલવું નહીં, અને પૃથ્વી પાણી વૃક્ષ કિંવા પશુ પક્ષીને શ્રાપ આપવો નહીં. પોતાની જિવ્હાને કેવળ ઇશ્વર સ્તુતિ કરવા નીજ રાખવી, અને કોઇ પણ વખતે કોઇ પણ વ્યક્તિનાં જમીન, દ્રવ્ય, અથવા જાનવરો મંગાવી લેવા નહીં કોઇને પણ સંકટમાં નાંખવું નહીં, તેમજ કોઇને પણ ન્યાયઅધિકારથી વંચિત કરવું નહીં. જે કાંઇ આપણને મળે તેમાંજ સન્તોષ માનવો, ત્યાજ્ય વિષયનું કદી પણ ચિંતન કરવું નહીં નિર્લજ્જપણાનું અને નિયમ વિરૂદ્ધનું નૃત્ય-પછી તે સ્ત્રીનું હોય વા પુરૂષનું હોય-અગર લીલા કદી પણ જોવા નહીં

(૪) ખરાબ બાબતોનું ચિંતન કરવું નહીં ઇશ્વરનું ભજન અને ધર્મગૌરવના વર્ણનમાંજ પોતાની જિવ્હાને હમ્મેશ કામે લગાડવી વાતો ગાયન તાન અને ગપથી મનમાં વિકાર ઉત્પન્ન ન થવા દેતાં ઇશ્વરના ભજનમાંજ આનંદ કરવો.

(૫) દ્રવ્ય કે સૌન્દર્યનો અત્યંત લોભ કરવો નહીં. સર્વને દ્રવ્ય આપનારો પ્રભુ છે. તમે ઇશ્વર ઉપર જેવો વિશ્વાસ રાખશો તેવું તમને તે ફળ આપશે

(૬) 'તમે કોણ છો ?' એવો જો કોઇ તમને પ્રશ્ન પૂછે તો 'હું સાધુ (સાધ) છું' એવો તેને ઉત્તર આપજો. જાતિનો ઉલ્લેખ કરશો નહી, કિંવા વાદવિવાદમાં પ્રવૃત્ત થશો નહીં. પોતાના ધર્મ પર દૃઢ વિશ્વાસ રાખવો. મનુષ્ય પાસેથી કાંઇ પણ મળવાની આશા રાખશો નહીં, અને મનુષ્ય આગળ તમારી કદી પણ બડાઇ મારશો નહીં.

(૭) હમ્મેશ શ્વેત વસ્ત્રો પરિધાન કરવાં. રસાંજનનો ઉપયોગ કરશો નહીં, અને દેહ પર અથવા ભાલપ્રદેશમાં કોણ પણ જાતિનિદર્શક તિલક અગર ચિન્હ ધારણ કરવું નહીં. માળા, ઉપવિત કિંવા કોઇ પણ પ્રકારના અલંકાર અંગ પર ધારણ કરવાં નહીં.

(૮) **શાકાહારી રહો મત્સ, માંસનો આહારમાં ઉપયોગ કરવો નહીં. બીડી પીવી નહીં, સૌગન્ધ્યપૂર્ણ પદાર્થની વાસ લેવી નહીં. ધુમ્રપાન કરવું નહીં અને અફીણ પણ ખાવું નહીં.** કોઇ પણ મનુષ્યને, અથવા મૂર્તિને, પ્રણામ કરવા સારૂ કપાળ નજીક હાથ લઇ જવો નહી અગર શરીર પણ નમ્ર કરવું નહીં.

(૯) **જીવ હત્યા કદી પણ કરવી નહીં.** અને કોઇ પણ બાબતમાં અત્યાચારી બનવું નહીં. કસમ ખાવાનું અને સાક્ષી આપવાનું કામ કદી પણ કરવું નહીં. બળજોરીથી દ્રવ્ય લેવું એ સર્વદા નિષિદ્ધ છે.

(૧૦) દરેક પુરૂષને એકજ, સ્ત્રી, અને પ્રત્યેક સ્ત્રીને એકજ પતિ હોવો જોઇએ. વિવાહિત પુરૂષે સ્ત્રીનું ઉચ્છિષ્ટ ભક્ષણ કરવું નહીં, પણ સ્ત્રી જો પુરૂષનું ઉચ્છિષ્ટ ભક્ષણ કરે તો તેમાં બાધ નથી. પત્નીએ હમ્મેશ પતિઆજ્ઞા પ્રમાણે વર્તવું.

(૧૧) ફકીરનો વેષ ધારણ કરી કદી પણ ભિક્ષા માગવી નહીં. અને દાન પણ લેવું નહીં. આશ્ચર્યકારક પ્રકાર જોવામાં આવે તો તેનાથી ડરવું નહી. પ્રથમ આપણી ખાત્રી થયા સિવાય કોઇ પણ બાબત ઉપર વિશ્વાસ મૂકવો નહીં. સજ્જન લોકોનો સમાગમ એજ આપણું તીર્થ છે એમ માનવું. માત્ર તેની સાથે સમાગમ કરતાં પહેલાં તે સજ્જન છે કે નહિં તેની ખાત્રી કરવી.

(૧૨) સાધુ લોકોને કોઇ પણ પર્વનો દિવસ નથી. **પશુપક્ષીને સંતાપવા નહીં.**, અને ઇશ્વરનું ચિંતન કરવામાં સદા સન્તુષ્ટ રહેવુ.

## વિવાહ સંગીત.

૧ "दरशन दे गुरु परम सनेही । तुम् बिना दुख पावो मरि देही ॥
निंद् ना आवे अन् ना भावेई । बार बार मोहिन् बिरह सतावोई ॥
घर अंगिन मोहिन् कछुना सुहाई । फजर् भई परुं बिरह ना जाई—
नैनान् छुटाई सलहाल धारा । निशदिन पंथ निहारुं तुमहारा ॥
जैसे मीन् मरइ बिनु नीरा । ऐसी तुम बिना दुखत शरीरा ॥"

**અર્થ:**—"હે પરમ પ્રિય ગુરૂ ! દર્શન આપો, તમારા વિના મને અત્યંત દુઃખ થાય છે, નિદ્રા આવતી નથી, અને અન્ન ભાવતું નથી. ઘર આગળ મને ગમતું નથી, પ્રભાત થયું તો પણ તમારા વિરહનો અંત આવ્યો નહીં. આંખમાથી હમેશ અશ્રુધારા વહ્યા કરે છે. રાત્રિ દિવસ હું તમારી રાહ જોયા કરૂં છું. જે પ્રમાણે પાણી વિના માછલું તરફડે છે, તેમ હું તમારા વિના દુખી થાઉં છું."

૨ " दुखत तुन् विना, रोढत दुयारे, परगट दरशन दिजिये ।
विनति करुं मेंरे सानिया चलिआउ, विलाम ना किजिये ॥
बिविद् घिविद् कर् मायामू व्याकुल विना देखेन चित् ना रहय।
अवगुण अपरोधी दया कियाजाय अवगुण कारू, मिचारीओ ॥
पतित पौन् राम पति अब् पल छिन् ना बिसारिओ।
दया किजो दरश दिजो अवकियदिको, छोडीओ ।
भर् भर् नयन निरखि देखोन् निज् सनेह ना तोरिओ ॥ "

અર્થ:—તમારા વિરહથી મને દુઃખ થાય છે, તારા દ્વારમાં બેસીને હું રડું છું, તો મને તું પ્રત્યક્ષ દર્શન આપ! પ્રિય! હું વિનતિ કરૂ છુ કે વિલંબ કરીશ નહીં. ભિન્ન ભિન્ન પ્રકારથી હું વ્યાકુળ થયેલો હોવાથી મારૂ મન અસ્થિર બનેલું છે, તે તારાં દર્શન વિના સ્થિર થવાતું નથી. હૃદયમાં જ્વાળા ભભૂકી રહી છે મારૂં એવું કઠીણુ દુઃખ કોણ નિવારશે ? હું પાપી કે અપરાધી હઉશ ગમે તે હઉશ પણ તું મારો ત્યાગ કરીશ નહીં પતિત પાવન મારૂં રક્ષણ કર! એક પળ પણ મને વીસારીશ નહીં. દયાળુ બની દર્શન આપ અને અપરાધોની ક્ષમા કર. મારા ઉપર તારી પૂર્ણ દૃષ્ટિ પડવા દે અને મને તારા પ્રેમથી અળગો કરીશ નહીં.

મૃત્યુ-સંગીત.

" तुझे विनान् किया पडी तु अपना निवेर।
विजय ताल बाजत रे मन बौरा सुतारिना छेड ॥
पर हक्क छाडो, हक पिछाडो, समजवाला फेर।
छुरा वाजि जगत्का मन बौरे! शुय साधकी टेर ॥
काया तो नगरीं सकल ममरी पच जमे मेरे।
गुरु ज्ञान खड्ग सतलले बौरे! यम करै ना जेर ॥
तेरा जीयन छिल पल पक. जगमें फिरना पेशी फेर॥
तेर पड जहाज समुद्रमें मन बौरे! फिर सकाई फेर ॥
सभि मसाफिर राहाके सब् खाडे कोमर कवे।
लेना होय सो लिजिये, विती जाते आबेर।
कर समरण सद्गुरू, छांडो द्वद्व दुहेत।
तिजे, भाम मिलेन सतनामसें,
मन बौरे, मन बौरे जगत् किना जेर। "

અર્થ:—" તને હું વિનતિ કરૂં છું કે, આવનાર સંકટનું નિવારણ કર. હે ભોળા મન! વિજય તાલ વાગે છે. નિદ્રામાંથી જાગૃત કરવાનો શો અર્થ! બીજાના હકનું હોય તે છોડી દે. ભૂલેલા મન! તારૂં વ્હાણ હવે સમુદ્રમાં પડેલું છે. તો તું સાધુની ઓળખ કર! કાયા નગરીમાં

પાચ સિંહ છે. તો ગુરૂજ્ઞાન રૂપી ખડ્ગ સજાગીને લે. યમરાજાને પ્રશ્ન કરવાનો અધિકાર રહેવાનો નથી." તારૂં જીવન એક પળભર જગતનો આશીર્વાદ લેવા માટે આવશે. ભોળાં મન ! તારૂં વ્હાણ ક્યારનું ચે સમુદ્રમા પડેલું છે, તેનાથી તું સાવધ રહીશ નહીં તો તે પેલે કિનારે સુખરૂપ શી રીતે પહોંચશે ? સઘળા પ્રવાસી લોકો કમ્મર કસીને ઉભા છે. તારે જે લેવું હોય તે જલદીથી લઇ લે. સમય વહી જાય છે. હે મન ! સદ્ગુરૂનુ સ્મરણ કર, અંતે ઝગડા તથા સંકટની સ્હામે થઇને આગળ વધ મદ્ગુરૂનુ મિલન થયું એટલે સંસારમાં કોઇ પણ પ્રકારનો ક્લેશ તને નડશે નહીં. "

સુજ્ઞ વાંચકો આ ઉપરથી પોતાના આચાર વિચાર માટે કાંઇ પણ બોધ ગ્રહણ કરશે તો આ લેખકનો અલ્પ શ્રમ સફળ થયેલો ગણાશે

અંબેલાલ સવરામભાઈ દેશાઈ.

---

# સુમતિ અને સુશીલાનો બોધદાયક ધર્મ સંવાદ.

લેખક-સદ્ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂરવિજયજી (વઢવાણ કેમ્પ)

**સુમતિ**—બ્હેન સુશીલા ! સીતા, દ્રૌપદી અને મયણા સુંદરી જેવી વ્યાવહારિક નૈતિક અને ધાર્મિક કેળવણી આપણી બધી બ્હેનો બચપણથીજ મેળવી, તેમા પ્રતિદિન વધારો કરતાં રહી, વિવેકપૂર્વક સ્વકર્તવ્યપરાયણ બની, સ્વપરહિતમા અભિવૃદ્ધિ કરવા તે ભાગ્યશાળી થાય, એવો સુંદર સમય ફરી આવી મળે તો કેવું સારૂં ? સમયાનુકૂળ સુંદર અને સુખદાયક કેળવણી મેળવી લેવા તેમનામા એવો ભારે ઉત્સાહ પ્રગટે અને તેના મીઠા-મધુરા ફળ પોતે પામી, તેનો લાભ પોતાની વ્હાલી પ્રજાને પણ આપે તે માટે કંઈ સારો ઉપાય બતાવશો ?

**સુશીલા**—હા બ્હેન ! પ્રથમ બાળવયમાંજ બચ્ચાંઓને રૂડા બીજ સરકાર પડયા હોય તો તે આગળ જતા અનુકૂળ સંયોગો મળતા સફળ થઇ શકે છે પરંતુ પ્રથમ તેવા બીજ-સંસ્કાર પાડનાર માતા પિતાઓજ ખરી કેળવણીથી બેનસીબ રહેલા હોય છે. તેથી પોતાની ભારે જોખમ ભરી ફરજનું તેમને ભાગ્યેજ ભાન હોય છે તેઓ જડયંત્રવત્ સંતતિને પેદા કરે છે, પરંતુ તેને સારી કેળવણી આપીને ઝળહળતા રત્ન જેવા બનાવતા તેમને આવડતું નથી, તેથી સ્વસંતતિને સુખી અને સદ્ગુણી બનાવવાની પવિત્ર ફરજ તેઓ બજાવી શકતા નથી. લગ્નાદિક પ્રસંગે તેઓ છૂટથી નાણાં ખર્ચે છે, પરંતુ કેળવણી પાછળ નાણાં ખર્ચતા સંકોચાય છે, તેથીજ તેનાં મીઠાં-મધુરાં ફળ તે મેળવી શકતા નથી જો ખરી કેળવણી પ્રત્યે તેમને ખરો પ્રેમજ હોય તો અવશ્ય તેઓ સ્વસંતતિને કેવળ સ્વાર્થ અંધ બની તેથી બેનસીબ નજ રાખે.

**સુમતિ**—આજ કાલ માતપિતાદિક વડીલો જેટલું લક્ષ પુત્રોને કેળવવામાં આપે છે તેટલું લક્ષ કન્યાઓને કેળવવામા શા માટે આપતા નથી ? તેમા તેમનો કંઇ અંગત સ્વાર્થ હશે ? નહિ જ.

સુશીલા—હા. કન્યા મોટી થઇ સાસરે જઇ રહેવાની છે એટલે એ પારકી મૂડી છે અને છોકરો હુશિયાર થઇને કમાણી કરતો રહી, આખા કુટુંબનું પાલન કરશે, એવી ભૂલભરેલી કલ્પિત માન્યતાને લીધે એક બીજાની કેળવણીમાં ભારે તફાવત જોવામાં આવે છે, અને તે ટુંકા-સાંકડા મનનુંજ પરિણામ છે. ઉદાર દીલ થયા વગર ઉદાર વિચાર અને ઉદાર વર્તન હોઇ ન શકે. વળી ઉદાર દીલ હોવું એ ઉમદા કેળવણીનીજ નિશાની છે. કેવળ સ્વાર્થ ભરી કેળવણીથી ઉદાર દીલવાળા થવાતું નથી, એવો કલ્પિત સ્વાર્થનો ત્યાગ કરી નિઃસ્વાર્થ વૃત્તિ પ્રગટાવે એવી સરસ-સાત્વિક કેળવણીના પરિણામેજ ઉદાર દીલવાળાં થવાય છે.

સુમતિ—ત્યારે તો નિસ્વાર્થ વૃત્તિ વગર સ્વપુત્રને પણ ખરી ઉત્તમ કેળવણી આપી શકાય નહીજ એમ સાબીત થાય છે ને ?

સુશીલા—બ્હેન ! એ ત્હારી વાત સાવ સાચી છે. આજ કાલ સ્વપુત્રાદિકને જે કંઇ કેળવણી અપાય છે તે બહુધા સ્વાર્થ પૂરતી અપાતી હોવાથી તેમાંથી અલૌકિક ફળની આશા રાખી નજ શકાય. જે કેળવણી વડે આપણા વિચાર, વાણી અને આચાર સુંદરને શુદ્ધ-સાત્વિક બને, જેના વડે આપણે ઉત્તમ પ્રકારની ક્ષમા, મૃદુતા-નમ્રતા સરલતા અને સંતોષાદિક સદ્ગુણરત્નોને પામી, તેનો યથાસ્થાને ઉપયોગ કરી, સ્વપરહિતની રક્ષાને પુષ્ટિ કરી શકીએ, જેનાં વડે અહિંસાદિક ભાવ અમૃતનું યથેચ્છ પાન કરી હિંસાદિક વિષમ ભાવને સર્વથા તજી દઇએ. અને અતિચપળ મનઇંદ્રિયો રૂપ ઉદ્ધત ઘોડાઓને દમી સ્વવશ કરી લહીએ એજ ખરી તાત્વિક ઉમદા કેળવણી આપણા સહુને ભારે જરૂરની છે એ પવિત્ર કેળવણી વડેજ બીજી બધી કળા-કુશળતા સાર્થક છે. તે વગર બીજી બધી કળાઓ અફળ છે, આવું શાસ્ત્ર રહસ્ય સમજનારા શાણા માતપિતાદિક વડીલો તુચ્છ સ્વાર્થ વૃત્તિને જીતી લઇ, સ્વપરને એકાન્ત હિતકારક ધર્મકેળવણીનો પ્રચાર અધિક ઉત્સાહથી કરતાં રહેશે અને તેનાં મીઠાં-મધુરાં ફળ ચાખશે એમ આપણે ઇચ્છીશું.

સાર બોધ—શાણી માતાએ ઘરમાં એવી સુઘડતા, સ્વચ્છતા અને વ્યવસ્થા સાચવવી જોઇએ કે જેથી ત્યાં આવનાર તથા રહેનારનું દીલ પ્રસન્ન થાય એટલુંજ નહીં પણ તેનું અવલોકન કરનાર તેમ કરવા લલચાય. દરેક શાણી માતાએ પૂર્ણ પ્રેમથી પોતાની વ્હાલી પ્રજામાં રૂડા બીજ સંસ્કારો બચપણથીજ પડે એવી ચીવટ રાખી પોતાની પવિત્ર ફરજ બજાવવી ઘટે. પોતાના પવિત્ર વિચાર વાણી અને વર્તનની ઉંડી છાપ બાળકો ઉપર સચોટ પડે એવી પૂર્ણ સાવધાનતા રાખવી. તેમાં લેશ પણ બેદરકારી કરવી નહીં. ગર્ભાધાન પહેલાં અને પછી પણ શાણી માતા સતત સદ્ભાવનાનુંજ સેવન કરી સ્વપરહિતમાં સદાય અભિવૃદ્ધિ કરે. સ્વસમાન સ્થિતિના સજ્જનો પ્રત્યે સાચી મૈત્રી રાખે. સ્વસ્થિતિ કરતાં ન્યૂન સ્થિતિવાળા પ્રત્યે ખરી કરૂણા-અનુકંપા રાખે, સ્વસ્થિતિ કરતાં ઉચ્ચ સ્થિતિવાળા પ્રત્યે હર્ષ-પ્રમોદ દાખવે, અને સર્વથા નિકૃષ્ટ સ્થિતિવાળાનું પણ હિત હૈયે ધરી તેને સુધારવા પ્રવર્તન કરેલો અફળ જણાય તો છેવટે તેને કર્મવશ જાણી ઉદાસીનતા ધારે. આવી શાણી માતા અન્ય અનેક માતાઓને ઉત્તમ દ્રષ્ટાન્ત રૂપ થઇ શકે. ઇતિશમ્



# સ્વપ્ન.

— લખનાર.—ધીરજ.

તેનુ નામ ગોવિંદલાલ હતું. તે મોટો ભદ્ર પુરૂષ હતો. તેની સંગતિમાં મનને શાંતિ અને ચિત્તને સુખ મળતું હતું. તે સત્પુરૂષોનો મિત્ર હતો; પરંતુ તેની પાસે તે પદાર્થ નહોતો કે જે સુખ અને આનંદ સિવાય સર્વ પદાર્થ ખરીદી શકે છે. અને જેની પ્રાપ્તિને માટે અર્ધો સંસાર રડીને તથા અર્ધો સંસાર હસીને રાત દિવસ તેમાં મગ્ન રહે છે.

તે અત્યંત નિર્ધન હતો અને લેખિનીની શિર ઉપર પોતાની નિર્ધનાવસ્થામાં જીવનના દિવસો વ્યતિત કરી રહ્યો હતો. તે વર્તમાનપત્રોમાં લેખો લખતો હતો, ગ્રંથવિક્રેતાઓ-બુકસેલરોને માટે નાનાં નાનાં પુસ્તકો રચતો હતો, પ્રુફો તપાસતો હતો અને એ રીતે જે કાંઇ તેને મળતું હતું, તેમાં તે પોતાનું જીવન નિભાવતો હતો.

આનંદ તેના મસ્તક ઉપર પ્રેમનાં પુષ્પ વરસાવી રહ્યો હતો; પરંતુ લક્ષ્મી એનાથી હજારો ગાઉ દૂર જતી હતી. એક દિવસ તેના ભાગ્યના આકાશમાં પૂર્ણ દુર્ભાગ્યના સૂર્યનો ઉદય થયો અને તેની પત્નીએ દુઃસાધ્ય રોગને લીધે નિરાશ થઇ કહ્યું-'નાથ! હવે મારૂં બચવું અસંભવિત છે.'-

ગોવિંદલાલને તેના ઉપર બહુજ પ્રેમ હતો. પત્નીના ઉપરોક્ત શબ્દો સાંભળી તે ગભરાઇ ગયો અને તેનો હાથ પોતાના હાથમા લઈ બોલ્યો. 'હજુ તારી મરવાની અવસ્થા નથી. તેં સંસારમાં આવીને શું જોયું છે?'

પત્નીએ ધીમેથી કહ્યું—'મૃત્યુના દૂત આંધળા અને બહેરા હોય છે. જો તેમને નેત્ર અને કાન હોત તો જગતમા જે ઘણુંએક વિનાશના હૃદયવેધક દૃશ્ય જણાય છે તે ન જણાત!'

ગોવિંદલાલ રડતો રડતો બોલ્યો-'પ્રેમવતી!'

પ્રેમવતીએ કહ્યું-'જુઓ, મૃત્યુના શીતળ હાથ મારા મસ્તકને સ્પર્શ કરી રહ્યા છે અને સંસારના પદાર્થો મને અંતિમ વિદાય આપવાને માટે તૈયાર જણાય છે. તમારી પાસે કાંઇ હોય તો હું અંતકાળે દાન કરવા ઇચ્છુ છુ.'

એલ્ફિન્સ્ટન ગીલ્લેરી, ખાડી, સ્ટ્રી. રે. ક્રેડર, સરૂપેટ પુસ્તકસેલરે આજ અને વીસ રૂપિયા આપવાનું વચન આપ્યું હતુ. મુંબઇના વર્તમાનપત્રોવાળામાંથી પણ બે જણાએ આજ રૂપિયા રવાના કરવાનું લખ્યું છે. બાર વાગ્યા સુધીમા તો હું બહુજ ધનવાન થઇ જઇશ.'

'અને આ વખતે?'

'આ વખતે હું બુકસેલરની પાસે જાઉં છું. વીસ રૂપિયા લઇ આવીશ.'

'મળશે?'

'અવશ્ય મળશે. શુ મે પરિશ્રમ નથી કર્યો? શું મારા પુસ્તકથી એને રૂપિયા કમાવાની આશા નથી? શુ મેં પુસ્તક સારૂં નથી લખ્યુ?'

પ્રેમવતી અત્યંત બુદ્ધિમતિ અને દીર્ઘદર્શિકા હતી, તે હસીને બોલી–' સંસાર પ્રત્યેક પરિશ્રમનું ફળ નથી આપતો અને પ્રત્યેક સારી વાતનો સહજમાં સ્વીકાર નથી કરતો.'

' બહુ બોલીશ નહિ, ડાકટરે મના કરી છે.'

' ઠીક.'

તે ચુપ થઈ ગઈ.

( ૨ )

ગોવિંદલાલ તૃષિત નેત્રોથી તેને જોતા જોતા બહાર નીકળ્યો અને શ્યામનારાયણ પબ્લિશર્સની દુકાન પર પહોંચ્યો. અચકાતાં અચકાતાં અંદર પગ મૂકયો અને બોલ્યા વિના ખુરસી પર બેસી શ્યામનારાયણના મોઢા તરફ જોવા લાગ્યો. શ્યામનારાયણે કહ્યું–' તમે આવ્યા ?'

'જી હા; મારી સ્ત્રી સખ્ત બીમાર છે. એના બચવાની આશા થોડી છે.'

'તે શું છે ?'

'આપ કૃપા કરો તો અંત વખતે તેની ઇચ્છા પૂરી થઇ જાય અને તે પોતાની દાન આપવાની લાલસાને તૃપ્ત કરી લે. મૃત્યુ વખતે કાંઇક દાન આપવું એ તેની અંતિમ કામના છે.'

'હું દીલગીર છું કે આપની માંગણી હું સ્વીકારી શકતો નથી.'

'કેમ ?'

'કેમકે મારા માણસોએ તમારા સંબંધમાં સારી સલાહ આપી નથી. તેઓ કહે છે કે બજારમાં આવાં પુસ્તકોનો ઉઠાવ થવો બહુ કઠીન છે.'

ગોવિંદલાલની આંખો આગળ અંધારૂં છવાઇ ગયું, અને તેણે પોતે પોતાને નીચે પડતો બચાવવા માટે ખુરસીને જોરથી પકડી લીધી.

એ વખતે તેના પુસ્તકનું લખાણ તેના હાથમાં સોંપવામાં આવ્યું, કે જેની આશા ઉપર તેણે કલ્પિત મહેલ બનાવ્યા હતા. હવે ગોવિંદલાલની દૃષ્ટિમાં સમગ્ર બ્રહ્માંડ ફરતું જણાયું, અને સંસારનાં સઘળાં માણસો દુઃખની સાથે હાથ મિલાવતાં દેખાવા લાગ્યાં. તેણે જોયું કે પોસ્ટ ઓફિસની વિશાળ ઇમારતમાંથી પોસ્ટમેન નીકળે છે કે જે કાગળોના રૂપમાં લોકો ઉપર દુઃખ, સુખ, સહાનુભૂતિ અને જીવનનાં કિરણો ફેંકવાને માટે પ્રસિદ્ધ છે. ગોવિંદલાલ વ્યાકુળ થઇ જોવા લાગ્યો કે તેના ભાગ્યનો તારો કઇ તરફ ચમકે છે. તે તત્કાળ પોસ્ટમેનની પાસે જઇ બોલ્યો–'મારો કોઇ મનિઓર્ડર છે ?'

'ના.'

'બરાબર જુઓ.'

પોસ્ટમેને બધાં કાગળીયાં ફરી તપાસી જોયાં અને માથું ધુણાવી તે ચાલતો થયો. ગોવિંદલાલના માથા ઉપર દુઃખનો પહાડ તૂટી પડયો અને આંખો આગળ ચારે તરફ અંધકાર છવાઇ ગયો. તેણે વિચાર કર્યો કે સુહૃદ–મિત્રોની પાસે સહાયના માગવી જોઇએ. આ એમની પરીક્ષા કરવાનો સમય છે. તે એકે એકે દરેકને ઘેર જઇ આવ્યો; પરંતુ કયાંઇ પણ તેની કામના સફળ થઇ નહિ. લોકોના સહાનુભૂતિના શબ્દો હતા, શોકનાં આંસુ હતાં; પરંતુ વાસ્તવિક સહાયતાની વાત નહોતી. ગોવિંદલાલ સર્વથા નિરાશ થઇ ગયો અને પાછો ફર્યો.

( ૩ )

'આવ્યા ?'

'હા.'

'કાંઈ મગ્યું ?'

'ના

પ્રેમવતી ચુપ થઈ ગઈ તેણે ધીરે ધીરે ગોવિંદલાલને સંકેતથી પોતાની પાસે બોલાવ્યો અને બન્ને હાથ તેના ગળામાં નાખી કહ્યું–'મેં આપને બહુજ દુખ દીધું છે !'

ગોવિંદલાલ રોતો રોતો બોલ્યો–'પ્રેમવતી ! મેં તને કાંઇ સુખ નથી દીધું પરમાત્માના દરબારમાં હું પાપી ઠરીશ'

'છટ્ છટ્ એવું ન બોલો આપે મારા માટે સર્વ કાંઈ કર્યું છે, પરંતુ જ્યારે ભાગ્યમાંજ કાંઈ ન હોય ત્યારે સોનું પણ માટી બની જાય છે

'પરંતુ શું ભાગ્ય મારા માટેજ ભૂરૂં થયું છે !'

પ્રેમવતી હસીને બોલી–ના, એ મારાં કર્મોનું ફળ છે

પ્રેમવતીની અવસ્થા આગળ કરતા કાંઈક સારી હતી, એ જોઈ ગોવિંદલાલ બોલ્યો પ્રિય ને હવે તો આરામ જણાય છે.'

'ના

'કેમ ?'

'દીપક બુઝાતા પહેલા જોરથી ઉંચો થાય છે દીપકની શિખા બુઝાતાં પહેલા હાસ્ય કરે હવે મૃત્યુ સમીપ આવ્યું છે, તેથી રોગીને રોગ છોડી ગયો છે મારા બચવાની કોઈ આશા નથી'

કેવું હૃદયવેધક દૃશ્ય હતું ? મૃત્યુના દૂત પત્નીની પાછળ તલપી રહ્યા હતા અને પતિની સે તેના ઔષધને માટે ચાર પૈસા પણ નહોતા !!

પતિ પત્ની થોડી વાર સ્થિર બેસી રહ્યા આખરે પ્રેમવતીની દશા બગડવા લાગી અને ારે અર્ધ રાત્રિ વ્યતીત થઈ ચૂકી ત્યારે પ્રેમવતીએ પોતાના સ્વામીના પગ નીચેથી ધૂળની ળી લઈ માથા ઉપર નાખી ગોવિંદલાલ બોલ્યા ચાલ્યા વિના રડવા લાગ્યો પ્રેમવતી નિર્નિમેષ નોથી તેના તરફ જોવા લાગી અને થોડી વારમાજ તે આલોકમાંથી ચાલી ગઈ ગોવિંદલાલે રથી ચીસ નાખી અને તે મુર્છિત થઈ ગયો

જ્યારે તેને ભાન આવ્યું ત્યારે ઘર આડોશી પાડોશીઓથી ભરાઈ ગયેલું હતું અને દરે જીભ ઉપર સહાનુભૂતિના શબ્દો હતા ગોવિંદલાલને એ જોઈ બહુજ ક્રોધ ચઢી આવ્યો તેણે તે જોઈ કહ્યું–કાલે આ દેહ ઉપર અગ્નિના અંગારાઓનો અધિકાર થશે પરંતુ આજની રાત ઉપર મારો અધિકાર છે, માટે આજની રાત હું વ્યર્થ ગુમાવવાનો નથી તમે સૌ આ ાંથી ચાલ્યાં જાઓ અને મને એની પાસે બેસવા દો'

એક બે માણસોએ ગોવિંદલાલને સમજાવવાની મહેનત કરી, પરંતુ તેણે કોઈનું માન્યું થોડીવારમાં મકાન ખાલી થઈ ગયું અને રાત્રિની નિઃશબ્દતામાં ગોવિંદલાલ પોતાની સ્ત્રીની પાસે એકલો બેસી રહ્યો એક દીવો ખૂણામાં બળતો હતો અને તેનો પ્રકાશ પ્રેમવતીના ા ઉપર પડતો હતો

ગોવિંદલાલ પ્રેમવતીને બાઝી પડયો અને ગાંડાની પેઠે તેની સાથે વાત કરવા લાગ્યો. ા હસીને ઘડીમાં રડીને, ઘડીમાં હાથ જોડીને ઘડીમાં ક્રોધ કરીને તેને બોલાવતો હતો વાતચીત કરવા વિનવતો હતો, પરંતુ તે સર્વ વ્યર્થ હતું. રાત્રિ વીતી ગઈ. દિવસ ચડ્યો મગીઆર વાગવાનો સમય થઈ ગયો એટલામાં કોઈએ બારણા ખડખડાવ્યા

(૪)

ગોવિંદલાલ બહાર નીકળ્યો. જુએ છે તો પોષ્ટમેન ઉભો છે અને કહે છે કે–' બાઇ, તમારો સો રૂપિયાનો મનિઓર્ડર છે.' ગોવિંદલાલને મનિઓર્ડરના આગમનની સૂચના સાંભળી શોક થયો. એ રૂપિયાઓમાંથી પંદર–વીસ રૂપિયા કાલે આવી ગયા હોત તો દિલની હોંસ પૂરી થાત, અને કદાચ સ્ત્રી પણ બચી જાત; પરંતુ હવે તો એ પૈસા અને માટીનાં ઢેફાં બન્ને બરાબર હતા. ગોવિંદલાલની દૃષ્ટિમાં એ વસ્તુઓનો તફાવત નહોતો.

ગોવિંદલાલે સહી કરી રૂપિયા લીધા અને મૃતપત્નીના ચરણમાં મૂકયા. પોષ્ટમેન એ જોઇ સ્તબ્ધ થઇ ગયો અને ત્રણ પત્રો જે ગોવિંદલાલના નામનાં હતાં, તે તેના હાથમાં આપી એ ઉતાવળે પગલે ચાલ્યો ગયો.

ગોવિંદલાલે ઘણી ઉતાવળથી પત્રોને ખોલ્યા. પહેલો કાગળ તે પબ્લિશરની તરફથી હતો કે જેણે રૂપિયા મોકલ્યા હતા. તેમાં લખ્યુ હતુ કે–' તમારું કાવ્યનું પુસ્તક મને બહુ પસંદ પડયું છે. હું આ વખતે એ પુસ્તકના બદલામા રૂપિયા ૨૦૦) આપી શકું છું. આશા છે કે આપ તેનો સ્વીકાર કરશો. સો રૂપિયા હાલ મોકલું છુ; બાકીના સો રૂપિયા બે ચાર દિવસમાં મોકલી દઇશ.'

ગોવિંદલાલે ઘૃણાથી પત્રને ફેંકી દીધો અને કહ્યું–' કાલે પચાસ નહિ, પચ્ચીસજ મોકલ્યા હોત તો પણ હું બહુ આભારી થાત; પરંતુ આજ તેની આવશ્યકતા નથી. યોગ્ય સમયે વરસાદના ચાર છાંટા થાય તો પણ ખેડુતનું મન પ્રસન્ન થઇ જાય છે; પરંતુ કટાણે મુશળધાર વરસાદ વરસે તે કાંઇ ઉપયોગી થતો નથી.

તેણે બીજો કાગળ ઉઘાડયો. તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો. તેણે ખાત્રી કરવા સારૂ વારંવાર કાગળ વાંચ્યો; પરંતુ કાગળ તો એજ હતો.—

" તમારા સંબંધી રામકૃષ્ણ ગતરાત્રિએ કાળવશ થઇ ગયા છે. તેઓ મરતી વખતે પોતાની સંપૂર્ણ સંપત્તિ તમારા નામ ઉપર લખી ગયા છે; માટે તમો જલદી આવો અને સઘળી વ્યવસ્થા કરી લો."

કાગળ રામકૃષ્ણના વકીલ તરફથી આવ્યો હતો. આ રામકૃષ્ણને ગોવિંદલાલે સહાયતા માટે ખુબ લખ્યું હતું; ત્યારે રામકૃષ્ણે જવાબ આપ્યો હતો કે–' મારી પાસે તારા માટે કાંઇ નથી ' આજ તેજ રામકૃષ્ણ સઘળી સંપત્તિ ગોવિંદલાલના નામ ઉપર કરી ગયો છે.

રામકૃષ્ણ ધનાઢય મનુષ્ય હતો. લગભગ ત્રણ ચાર લાખ રૂપિયા તો તેના બેંકમાં જમા હતા. તેનો વ્યવહાર ઘણો સુંદર રીતે ચાલતો હતો. તે રાત દિવસ રૂપિયાઓમાંજ રમતો હતો.

ગોવિંદલાલની દશા બદલાઇ ગઇ. હવે તેણે વિચાર્યું કે એક કલાક પહેલાં જે હું ગોવિંદલાલ હતો, તે અત્યારે નથી. અત્યારે હું લક્ષાધિપતિ છું અને રૂપિયા મારા નેત્રોના ઇશારાં ઉપર નાચી રહ્યા છે. સ્ત્રી મરી ગઇ છે મનમાં વિચાર હતો કે સંસાર છોડીને સંન્યાસી થઇ જાઇશ; હવે ઇચ્છા થાય છે કે ચાર દિવસ ઐશ્વર્યના પણ ભોગવી લઉં. નિર્ધનતામાં સંસાર નથી છોડયો, હવે લક્ષ્મીએ દયાદૃષ્ટિ કરી છે, તો એને શા માટે છોડું ? અંધારી રાતમાં આંખો ફાડી ફાડીને પ્રકાશને ખોળ્યા કરતો હતો, હવે અજવાળી રાતમાં આંખો શા માટે બંધ કરૂં ?

માયાના આવવા-જવાના સમાચાર બહુજ જલદી પ્રસિદ્ધ થઇ જાય છે. દૈનિક સમાચાર પત્રોમાં રામકૃષ્ણના મૃત્યુનું વર્ણન હતું, અને એ પણ લખ્યું હતું કે સઘળી સંપત્તિ મરતી

વખતે પોતાના દૂરના સંબંધી ગોવિંદલાલના નામ ઉપર ને લખી ગયો છે. આ સમાચાર વાંચીને ઘણુએક માણસો ગોવિંદલાલની પાસે આવી ગયા હતા.

ગોવિન્દલાલ પણ હવે પહેલાંનો ગોવિંદલાલ નહોતો. જો કે પ્રેમવતીના મરણનો શોક હતો; પરંતુ ધન મળવાની પ્રસન્નતા મોઢા ઉપર ઝળકી રહી હતી. સેઠોમાં છાની છાની વાતો થવા લાગી એક બે માણસો ગોવિંદલાલની પાસે આવી ગયા. ધીમે ધીમે કાંઇક વાતચિત થઇ. પાછળથી ઠરાવ પાકો થયો, અને પ્રેમવતીની લાશ બળતાં પહેલાંજ ગોવિંદલાલની માંગણી થઇ ગઇ. આ સર્વ લક્ષ્મીનો ચમત્કાર હતો.

(૫)

નિર્ધન મનુષ્યને રૂપિયાની ઇચ્છા થાય છે. ધનવાનને તે વધારવાની કામના હોય છે. ગોવિંદલાલ રાત દિવસ એ વિચારમાં મગ્ન રહેવા લગ્યો. અમદાવાદના પ્રસિદ્ધ વ્યાપારીઓમા તેનું નામ હતું. પરંતુ તેના મનને સંતોષ નહોતો. રાત દિવસ તૃષ્ણાની ભઠ્ઠીમાં તે બળ્યા કરતો હતો અને લોભની ગર્ત્તામાં ઉતરતો જતો હતો.

તેની સ્ત્રી લાજવંતી હતી, તે બહુ સચ્ચરિત્રા અને બહુ રૂપવંતી હતી. ગોવિંદલાલને તેના ઉપર ઘણો પ્રેમ હતો તે કહ્યા કરતી હતી કે-'હું તમારી સાથે છું. જ્યાં સુધી તમે છો, ત્યાં સુધી હું છું. જો તમને કાંઇ થયું તો હુ સંસારમાં રહેવાની નથી.'

ગોવિંદલાલ એ સાંભળીને હસ્યા કરતો હતો.

લગ્નના પ્રથમ વર્ષની અંદરજ લાજવંતીનો પિતા કાળવશ થઇ ગયો અને એક ચાર વર્ષનો ન્હોનો અનાથ બાળક તરફડવાને માટે છોડી ગયો. લાજવંતીની માતા પહેલાંજ મરી ગઇ હતી; એટલે હવે એ બાળક ગોવિંદલાલને આધારે હતો. એના નામ ઉપર સાઠ-સીત્તેર હજાર રૂપિયા હતા. ગોવિંદલાલ તેનો સંરક્ષક હતો. માયાને જોઇ તેની આંખો ચકિત થઇ ગઇ અને મનમાં કપટનો સંચાર થયો.

પ્રપંચની શરૂઆત થઇ. લોભે હૃદયમાં ઘર કર્યું. બિચારો બાળક રોગી હતો. તેને સાચવનારી બાઇદ્વારા વિષ પીવરાવવામાં આવ્યું. લાજવંતીએ એ જોયું અને નિષ્ઠુર પતિને બુરા માર્ગથી દૂર કરવા ધાર્યું; પરંતુ ગોવિંદલાલ કોઇનું પણ સાંભળતો નહોતો.

અનાથ બાળક મરી ગયો અને તેની બ્હેન દુઃખથી પીડાઇને ક્ષયરોગનો શિકાર બની ગઇ પરંતુ ગોવિંદલાલની આંખો ઉઘડી નહિં

મુન્શી બાળમુકુંદ તેના મિત્રોમાંનો એક ખાસ મિત્ર હતો. તે શુદ્ધ હૃદયનો અને સ્પષ્ટવક્તા હતો એક વાર તેણે ગોવિંદલાલને સમજાવવા ધાર્યું. ગોવિંદલાલ તેથી વધારે બગડયો. એક સાધારણ સ્થિતિનો માણસ થઇને તે મારી સામે આંખું ઉઠાવે છે અને મને ઉપદેશ આપે છે ? આ ઘણી ખરાબ વાત છે. ધારો કે હું સુમાર્ગથી થોડો દૂર જાઉં છું; પરંતુ લક્ષ્મીદેવીમાં એટલી પણ શક્તિ નથી કે તે જરા જેટલી ભૂલને પણ ન છુપાવી શકે ? સંસાર એને માટે ભલો નથી કે જે ભલો બનવાનું પસંદ કરે છે. ધન મેળવીને પણ બે દિવસ આનંદ ન ઉડાવાય તો જીવનને ધિક્કાર છે!

મુન્શી બાળમુકુંદે એક વાર ફરીને પ્રાર્થના કરી અને જોઇ વિચારીને ચાલવા કહ્યું; પણ ગોવિંદલાલે મોં ફેરવી લીધું અને નોકરને ગાડી તૈયાર કરવાની આજ્ઞા આપી; ગાડી તૈયાર થઇ.

એટલે તે તેમાં જઇ બેઠો, અને નોકરને હંટર લગાવવાનો સંકેત કર્યો. બાલમુકુંદ એ જોઇને ઘણો લજ્જિત થયો; પરંતુ તે બુદ્ધિમાન્ મનુષ્ય હતો; જેથી ચુપ થઇ રહ્યો.

તે દિવસથી મનમાં ને મનમાં ગોવિંદલાલ બાલમુકુંદનો શત્રુ થઇ ગયો. શહેરના સભ્યોની ચુંટણીનો દિવસ નજીક આવ્યો. ગોવિંદલાલ અને બાલમુકુંદ પ્રત્યક્ષ હરિફ થયા. ગોવિંદલાલ ધનાઢ્ય પુરુષ હતો. તેણે થેલીનું મોઢું ખોલી દીધું. રાત દિવસ અનિતિઓ આવ્યા કરતા હતા. ગોવિંદલાલ ન્હાનામાં ન્હાના માણસની સાથે પણ હસીને હસીને વાતો કરવા લાગ્યો; પરંતુ એ શિષ્ટાચાર અને સત્કારની નીચે સ્વાર્થનો રંગ ઝળકતો હતો.

પૈસાનો પ્રવાહ વહેવા લાગ્યો અને કેટલાએ ગરીબ માણસોના માઠા દિવસો આરામથી વીતવા લાગ્યા. ગોવિંદલાલ સભ્ય તરીકે ચુંટાવા માટે ખૂબ યત્ન કરી રહ્યો હતો. તેણે પૈસાને પાણીની પેઠે વાપરવા શરૂ કરી દીધા, પરંતુ બાલમુકુંદ તરફથી તો એવો કોઇ યત્ન થતો નહોતો તે પોતાના પક્ષમાં ભાગ્યેજ કરતો હતો. સારગર્ભિત વ્યાખ્યાનો આપતો હતો અને સર્વ સાધારણની સામે વાસ્તવિક સ્થિતિ રાખતો હતો. આખરે સંગ્રામનો દિવસ વ્યતીત થઇ ગયો અને ચુંટણીનો દિવસ નજીક આવ્યો.

ગોવિંદલાલ અને બાળમુકુંદ બન્ને ઘણા અધીર હતા. મહેનતુ વિદ્યાર્થી પરીક્ષાના પરિણામને માટે જે રીતે વ્યાકુળ રહે છે; એવીજ અવસ્થા આ સભ્યપણાના અભિલાષીઓની હતી. પરિણામ બહાર પડયું તો ગોવિંદલાલના ચ્હેરાનો રંગ ઉડી ગયો. બાળમુકુન્દના મુખમંડલ ઉપર આનંદ ઉલ્લાસ વરસવા લાગ્યો, અને લોકોએ હર્ષથી ટોપીઓ ઉછાળી દીધી. સાચી જાતિસેવા ધનને પરાજિત કરી ગઇ, અને લૌકિક ખ્યાતિમાં ગોવિંદલાલ બાલમુકુન્દની પાછળ રહી ગયો.

ચાર પાંચ દિવસ પછી મુન્શી બાલમુકુન્દના ઘરને આગ લાગી અને તેની સોળ વર્ષની કન્યા ગુમ થઇ ગઇ. ગોવિંદલાલે કપટ ભરેલી દૃષ્ટિથી અને પ્રપંચ ભરેલાં વાક્યોથી મુન્શી બાલમુકુન્દની પાસે શોક પ્રકટ કર્યો; પરંતુ એ સર્વ નીચતા ગોવિંદલાલનીજ હતી.

( ૬ )

સંસાર સુનો હતો; પરંતુ આકાશવાસીઓની સભા ઝગઝગી રહી હતી. ગોવિંદલાલ બેઠકમાં બેઠો બેઠો પોતાના ભૂતકાળના જીવનનું સ્મરણ કરી રહ્યો હતો અને વિચાર કરતો હતો કે શું હતું અને શું થઇ ગયું. એટલામાં જાગતી સ્મૃતિએ પ્રેમદેવીની મૂર્તિ સામે ખડી કરી દીધી. ગોવિંદલાલ બોલ્યો–પ્રેમવતી!'

પ્રેમવતીનો ચહેરો પ્રફુલ્લિત થયો. તેણે કહ્યું–'તમે મને બોલાવવાના અધિકારી નથી.'

'કેમ?'

'કેમ કે તમે પ્રેમના સૂત્રમાં બાંધેલી પ્રતિજ્ઞાઓ તોડી દીધી છે, અને એક સ્ત્રીના મરણ પછી બીજો વિવાહ કરી લીધો છે. હું તમારી હતી; પરંતુ તમે મારા ન રહ્યા! હું મરી નહોતી, જીવિત હતી. તમારી પરીક્ષા કરવાને માટે એ સર્વ સ્વાંગ રચ્યો હતો.'

ગોવિંદલાલ રોતો રોતો બોલ્યો–'પ્રેમવતી–! તું હવે પાછી નહિ આવે?'

'કદી નહિ.'

અને તે એકદમ અદૃશ્ય થઇ ગઇ. તેની સાથેજ લાજવંતી ઉભી દેખાઇ. ગોવિંદલાલને તેણે કહ્યું–'મારો ન્હાનો ભાઇ નથી માનતો. હું તેને બોલું છું.'

ક્યાં ગયો છે ?'

'પત્તો નથી.'

એટલામાં ન્હાનો બાળક એક તરફથી આવીને કહેવા લાગ્યો-'બ્હેન! હું મરી ગયો છું.'

લાજવંતીએ ભાઈને ગોદમાં લઇ કહ્યું-'શી રીતે ?'

બાળકે ગોવિંદલાલની તરફ આંગળી કરી કહ્યું-'એ સર્વ આ પુરૂષની કૃપા છે.'

ચારે તરફ કોલાહલ મચી ગયો, અને 'હિંસક, હિંસક, ઘાતક, ઘાતક' શબ્દોથી આકાશના તારાઓ પણ સ્તબ્ધ થઇ ગયા. ગોવિંદલાલ ગભરાઇ ગયો અને કહેવા લાગ્યો-'આ સર્વ ખોટું છે.'

લાજવંતીએ સળગતાં નેત્રોથી ગોવિંદલાલની તરફ જોઇ કહ્યું-'મારાં મૃત્યુનું કારણ પણ તમેજ છો.'

ગોવિંદલાલ વધારે સાંભળી શકયો નહિ. તેણે એકદમ આંખો બંધ કરી લીધી, અને કહ્યું 'આ સર્વ ખોટો આરોપ છે' આંખો ઉઘાડી તો મુન્શી બાલમુકુન્દની કન્યા વીખરાએલા વાળે સામે દૃષ્ટિએ પડી. તેના મોઢા ઉપર તીક્ષ્ણતા છાઇ રહી હતી અને તે ક્રોધથી ગોવિંદલાલની તરફ જોઇ હોઠ દબાવી રહી હતી. એકાએક બાલમુકુન્દ લા સિપાઇઓને સાથે લઇ ઓરડાની અંદર આવ્યો અને બોલ્યો-'તે નીચ, દુરાચારી મનુષ્ય આ છે.'

ગોવિંદલાલ ન્હાસવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ સિપાઇઓએ તેને ફાવવા દીધો નહિ. ધનવાનના હાથમા હાથકડીઓ નાંખી દીધી અને કોમળ પગ બેડીઓથી જકડી લીધા.

એક સિપાઇએ તેને ધક્કો મારી કહ્યું-'ચાલ, કર્મનો દંડ ભોગવ.'

ગોવિંદલાલ દીન થઇ બોલ્યો-'શું મને કોઇ રીતે ક્ષમા નહિ આપી શકાય ?'

'બિલકુલ નહિ. પ્રકૃતિ ક્ષમાનું નામ નથી જાણતી. શયતાનના હથિયાર' તારૂં કરેલું તુ ભોગવી લે.'

બીજો સિપાઇ દયાળુ હતો. તે બોલ્યો-'શયતાનનું હથિયાર આ પુરૂષ નથી; પણ માયા લક્ષ્મીના આગમન સાથે તે પોતાના ચિત્તનું સમતોલપણું સાચવી શકયો નહિ, અને પડી ગો; એજ એનો દોષ છે.'

ગોવિંદલાલ સિપાઇના ચરણમાં પડયો અને બોલ્યો-'મને બચાવી લો.'

સિપાઇએ જોરથી ઠોકર લગાવી તેને દૂર કર્યો. હવે તેને માલમ પડયું કે જ્યારે કંગાલ મનુષ્ય પોતાની પાસે કાંઇ યાચના કરવા આવતો અને પોતે તેને કઠોર વાણીથી નિરાશ કરી દેતો, ત્યારે તેને કેટલું દુઃખ થતું હશે !

સિપાઇએ એક સોટી લગાવી. સહસા તેના મોઢામાંથી ચીસ નીકળી પડી તેણે જોયું×××

( ૭ )

આ સર્વ સ્વપ્ન હતું. પ્રેમવતીનું શબ સામે પડયું હતું, અને તેના ચરણોમાં સો રૂપિયાની નોટ પડેલી હતી. તેની પાસેજ શેઠ રામકૃષ્ણના મૃત્યુની અને વસીયતની પત્રિકા પણ પડેલી હતી.

ગોવિંદલાલનું સારૂં શરીર કંપી રહ્યું હતું. તે શીઘ્રતાથી ઉઠયો અને તેણે નોટને દીવાસળી સળગાવી બાળી મૂકી.

એ વખતે એક મનુષ્ય ઘરની અંદર આવ્યો અને બોલ્યો-'આ શું છે ?'

ગોવિંદલાલે જવાબ દીધો-'સ્વપ્ન' અને પછી વસીયતનામાના ટુકડે ટુકડા કરી પોતે સંન્યાસી બનવાના દૃઢ નિશ્ચય સાથે તે ઘરની બહાર નીકળી ગયો.

# સામયિક માસિકોમાંથી—

[જુદાં જુદાં માસિકોમાં ઘણીવાર ઉપયોગી વિષયો પ્રકટ થાય છે, જેની માહિતી જેમ બને તેમ વધુ પ્રચારમાં આવે તે વધુ લાભ તેમ હોય છે. આવાં લખાણો અમારી નજરમાં આવશે. તે ઉપરનાં મથાળાં નીચે આપવા ઠરાવ્યું છે. તંત્રી.]

["ધનવંતરિ" માસિકના અધિપતિ ઉપર તેમના ચિ. ડૉ. મહાદેવ પ્રસાદ જેઓ નેચરોપથી (દવા વિના રોગ મટાડવાની વિદ્યા)ના અભ્યાસ માટે અમેરિકા ગએલા છે, તેમણે કેટલાક પત્રો લખ્યા છે. જે જાણવા જેવા હોવાથી 'ધન્વંતરિ'માં પ્રકટ કરવામાં આવ્યા છે. સદરહુ પત્રો પૈકી અકટોબર-નવેમ્બરના અંકમાં આવેલા પત્રમાંથી અમારા વાંચકોની જાણ સારૂ કેટલાક ફકરા નીચે રજુ કર્યા છે. તંત્રી.]

એક ગાંડો શસ્ત્ર વૈદ્ય.

પૂરતા અભ્યાસ, આવડત, અને અનુભવ વગર વૈદ ડાકટરનો ધંધો કરવા લાગવું તે એક ગાંડા માણસને રેલ્વે ટ્રેન ચલાવવાનુ સોંપવા બરાબર છે. બન્નેના વર્તનથી સેંકડો કે હજારો મનુષ્યના જાન માલને નુકસાન પહોંચવાનો ઘણો સંભવ છે. પાગલ માણસની વાત કરતા ગયા વર્ષમાં બનેલો એક દુ:ખદ દાખલો મને અત્યારે સાંભરી આવે છે, જેની વિગત નીચે પ્રમાણે છે:—

"ડેઇલી એક્સપ્રેસ." નામના દૈનિક પત્રમા તા. ૧ લી ડિસેંબર ૧૯૨૦ ના રોજ બર્લિન શહેરમાંના લંડન ટાઇમ્સના ખબર પત્રીએ મોકલેલી બીના પ્રકટ થઇ હતી. તેમાં એમ જણાવવામાં આવ્યું હતું કે શ્વેરિન, મેકલેનબર્ગનો રહીશ હેર ગેબહર્ડ નામનો જાણીતો સરજન એક દિવસ કોઇ દરદીના ઉપર વાઢ કાપની શસ્ત્રક્રિયા ( ઑપરેશન ) કરતો હતો, અને તે કામ તેણે એટલી હદ સુધી ચાલુ રાખ્યું કે દરદી મરણ પામ્યો. તે સરજનના હાથ નીચે કામ કરતી નર્સે ડાકટરનું ધ્યાન ખેંચી જણાવ્યુ કે દરદી સ્ત્રી મરણ પામી છે અને તેમ છતાં યે તે સરજને તો તે મડદાને ચીરવાનું કામ ચાલુ જ રાખ્યું. છેવટે પોલીસને ખબર આપી સરજનને પકડવામાં આવ્યો. વધુ તપાસ કરતા માલુમ પડયું કે તેની માલીકીની હસ્પીતાલમા કેટલાક વખતથી રોગીઓના મરણોની સખ્યા ઘણી જ વધી ગયેલી હતી અને કેટલાંક વિચિત્ર, અસાધારણ, અને બિન જરૂરી ઓપરેશનો આ સરજને કર્યાં હતા. દાખલા તરીકે એક સોલ્જરનો હાથ જે સહેલાઇથી સુધારી શકાય તેવો હતો તે વિના કારણ કાપી નાંખવામાં આવ્યો હતો; અને એક સ્ત્રીનો કાન સુજી આવેલો હતો તેનો અન્ય ઉપચાર કરવાને બદલે આ સરજને તે કાન મૂળમાંથી જ કાપી નાંખ્યો હતો. આવા આવા ઘણા દાખલા બન્યા હતા. પરન્તુ આ સરજનની આવડત હુંશીયારીની કીર્તિ એટલી હતી કે સર્વ કોઇ એમ જ માનતું કે દરેક દાખલામા તેવાં ઓપરેશનની જરૂર જ હોવી જોઇએ, નહિ તો સરજન તેમ કરે જ નહિ આ સરજનને તપાસી જોતા તેનું મગજ ચસકી ગયેલું માલુમ પડયું, અને તેથી તેને ગાંડાની હસ્પીતાલમાં મોકલી દેવામાં આવ્યો હતો."

પરંતુ આમ પાગલ બની જતા સરજનો કે ડાકટરોના દાખલા જવલ્લેજ જડી આવે છે, જ્યારે જીવનભરના પરિશ્રમ વડે હજારો મનુષ્યોની જીંદગીઓ લંબાવનાર અને તેમાં દરદો દૂર કરનાર ડાકટરો, વૈદો, અને હકીમોની સખ્યા લાખોથી ગણી શકાય તેમ છે. માત્ર ઉપચાર કરીને જ નહિ, પણ રોગો થવાના કારણો શોધી કાઢીને, તથા વ્યાધિઓનો અટકાવ કરવાના સારામાં સારા માર્ગો ખોળી કાઢીને, તે જ્ઞાનનો પ્રજામા બને તેટલો બહોળો પ્રચાર-ફેલાવો કરવામાં ઘણાએ તબીબોએ પોતાની જીંદગીઓ ન્યોછાવર કરી છે.

## અતિ-આહાર

પરંતુ તમાકુ, ભાંગ, ગાંજો, અફીણ, દારૂ વગેરે ઝેરી વ્યસનોની માફક જરૂર કરતાં વધારે ખોરાક ખાવો-અત્યાહાર કરવો એ પણ એક પાપ છે, એમ મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રો કહે છે, અને વૈદકગ્રંથો તેને ઘણા રોગોનું મૂળ ગણે છે. આ વાત ધ્યાનમાં રાખીને "હીરૂટ" ના માસિક પત્રમાં થોડાક મહિના ઉપર એક લેખ મીસ્ટર ડબલ્યુ એંથરટન ડયુ પી ( Du Puy ) નામના ગૃહસ્થે લખી છપાવ્યો હતો, જે લેખનું મથાળું

### હદ ઉપરાંતની ચરબી વધારી જાડા થવું એ શિક્ષાપાત્ર ગુન્હો

છે એમ સરકાર કાયદો કરે તો તેથી દેશને ઘણોજ લાભ થાય એવું આપવામાં આવ્યું હતું. દારૂ કે અફીણના વ્યસનીઓની માફક અત્યાહારના-ખાઉધરાપણાંના-ગુલામ બનેલાઓ પણ પોતાના વર્તનમાં સમાયલું જોખમ વખતસર સમજી પોતાનું વર્તન સુધારે તે માટે તેમને મદદગાર થઇ પડે તેવા પ્રકારની શિક્ષા રીતસર થતી રહે એવી યોજના થવી જોઇએ અને આવી શિક્ષા તે ફરજિયાત ઉપવાસ કરાવવાની છે, એમ આ લેખક જણાવે છે. તે લેખક વળી હદ ઉપરાંત જાડાં મનુષ્યો શા માટે શિક્ષાને પાત્ર છે તેનાં વધારે કારણો પણ આપે છે. પ્રથમ અને દેખીતું કારણ એ છે કે મનુષ્ય જાતને માટે ઇશ્વર જેટલો ખોરાક પેદા કરે છે તેમાંથી તેને ભાગે ખરી રીતે જેટલો ખોરાક આપવો જોઇએ તેના કરતા વધારે ખાઇ જઇને બીજા મનુષ્યોને તેટલા પ્રમાણમાં ભૂખે મારે છે રેલ્વે ટ્રેનમાં બેસવા માટે ભાડું બીજા ઉતારૂઓના જેટલું જ ભરવા છતાં જાડાં મનુષ્યો બીજાઓનાં કરતાં જગ્યા વધારે રોકી બેસે છે; સભાસ્થાનો ( જાહેર મેળાવડાઓ ભરાયા હોય ત્યા) અને સર્વ જાહેર જગ્યાઓમાં બીજાઓનાં કરતાં ઘણી વધારે જગ્યા રોકીને તેઓ અન્ય મનુષ્યોના હક્ક ઉપર તરાપ મારે છે! સાંકડે રસ્તે થઇને જતાં જાડાં મનુષ્યો એવાં તો ધીમે ધીમે ચાલે છે, કે જેથી દુનિયાના ત્વરિત વ્યવહારના પ્રવાહને રોકાણ કે ડખલ કરે છે! ત્રીજું કારણ એ છે કે અત્યાહાર કરીને-ખાઉધરા બનીને જે મનુષ્યો જાડા થઇ જાય છે તેઓ એક પ્રકારનો ધીમો અને ગુપ્ત આપઘાત કરી વહેલાં મરી જાય છે, અને આપઘાત કરવો એ દરેક દેશના કાયદામાં ગુન્હો ગણાયલો છે; અને શિક્ષાપાત્ર ગણાય છે.

જે દિવસે રાજસત્તા જાડા બનવું, ચરબી વધારવી, એને ગુન્હા તરિકે જાહેર કરશે તે દિવસે એક નમનેદાર ગુન્હાને ઘટતું અગત્યનું સ્થાન મળેલું ગણાશે. બીજા બધા ગુન્હા એવા છે કે અમુક મનુષ્યે ગુન્હો કર્યો છે એ સાબીત કરવાને માટે સાક્ષીઓ અને પુરાવાની લાંબી પંચાતમા ઉતરવું પડે છે, પરંતુ મેદવૃદ્ધિનો ગુન્હો અમુક મનુષ્યે કર્યો છે એ સાબીત કરવાનું કામ તો કેટલું બધું સહેલું છે, એ સહજ સમજાય તેવી વાત છે. કારણ કે આવો ગુન્હો કરનાર માણસ ન્યાયાધિશ અને "જ્યુરી" સમક્ષ આવીને ખડો થાય, તેજ ક્ષણે વગર બોલેજ તે પોતાના ગુન્હાનો એકરાર કરી દે છે. અને તેના ગુન્હાનુ તોલ કરવા માટે સૂક્ષ્મ બુદ્ધિની નહિ પણ એક સાદા અને સરળ ત્રાજવા કાટલાનીજ અગત્ય રહે છે સામાસામી દલીલો કરનારા વકીલોની જરૂરજ નહિ પડે, મૂઢ માર મારી કે ધમકાવી ફોસલાવી ગુન્હો કબુલ કરાવવાની પોલીસ ખાતાને મહેનત કરવી નહિ પડે, ક્રોશ એકઝામિનેશનોમાં (ઉલટ તપાસમાં) કોર્ટનો વખત નહિ રોકાય. શરીરનુ વજન જોખનાર કાંટા ઉપર અને લંબાઇ માપનારી ફૂટપટી આગળ દરદી ઉભો રહીને દરદી પોતાનું જજમેંટ પોતેજ પ્રકટ કરી દેશે. એમ ગુન્હો અને તેનુ પ્રમાણ ઠરાવવાનું કામ અત્યંત સરળ અને ચોક્કસ બનશે.

તેજ રીતે શિક્ષાનું પ્રમાણ પણ હમેશાં બરાબર બંધબેસતું અને વાજબીજ સહેલાઇથી નક્કી કરી શકાશે. કારણ કે પ્રયોગો અને અજમાયશોને આધારે માલુમ પડ્યું છે કે માણસને મુદલ ખોરાક આપ્યા વગર ભૂખ્યો રાખવામાં આવે તો એક દિવસમાં તેના શરીરનું વજન અશેર ઘટે છે. તેથી તેથી જો કોઇ ગુન્હેગારને જોણી જોતાં તેના શરીરમાં વીશ રતલ વધારે પડતી ચરબી હોવાનું માલુમ પડે તો તેને કેટલાં દિવસના ઉપવાસની સજા કરવી તેનો હિસાબ નાનો નિશાળીઓ પણ કરી શકે, અર્થાત્ કે દશ દિવસના ઉપવાસની સજા વાજબી રીતે ફરમાવી શકાય. અમુક ઉંચાઇના માણસને સજા કરતી વખતે ન્યાયાધિશનું જજમેંટ સ્પષ્ટ અને ટુંકમાં આ પ્રકારનું લખાશે."

"આ ગુન્હેગારનું વજન ૧૫૦ રતલ થાય ત્યારે તેને છોડી મૂકવો." જે રીતે ગુન્હો સાબીત કરવાનું અને ઘટતી શિક્ષા ઠરાવવાનું કામ સરળ થઇ જાય છે, તેજ રીતે આવા કેદીઓને રાખવાની જેલનો વહીવટ કરવાનું કાર્ય પણ સોંઘુ અને સરળ થઇ પડશે, દાખલા તરીકે એક મહિના સુધી આવા કેદીને માટે કરવું પડતું રસોડા ખર્ચ એક બેડા પાણીની કિંમત જેટલુંજ થશે!!

---

# વિવિધ-જ્ઞાન-વિસ્તાર.

## સ્ત્રીઓ શું ન કરી શકે?

સ્ત્રીઓએ ફક્ત ઘરના કાર્યમાંજ મશગુલ રહેવું. એવી આપણી માન્યતા છે, તે ખોટી પણ નથી. છતા પ્રતિભાશાળી સ્ત્રીઓ માટે સંસારક્ષેત્ર ખુલ્લું મૂકવાને ના કહેવું, એ પણ તેટલુંજ બલ્કે તેથી વધુ ખોટું છે. સ્ત્રીઓ શું ન કરી શકે? તે જણાવવા ખાતર તથા સંસારમાં સ્ત્રીઓ પોતાના મનુષ્યના અડધા હક્ક પ્રાપ્ત કરવા કેવા ભગીરથ શ્રમ કરી રહી છે તે નીચેની યાદીથી જાહેર થશે.

**શ્રીમતી માર્ગરેટ** બ્રિટિશ હાઉસ ઓફ કોમન્સમાં લેંકેશાયરના દક્ષિણના બ્રિનટ્રિંગહામ પરગણા તરફથી સ્વતંત્ર લીબરલલીગના તરફથી સભાસદ ચૂંટી કહાડ્યાં છે. એઓ સ્ત્રીઓના સમાન હક માટે સખત ચળવળ કરનારાં છે. એમનું જીવન ઘણે ભાગે પરોપકારમાંજ વીત્યું છે.

સ્વીડનમાં પહેલવહેલી શ્રીમતી ડુર્સાદિન હૈએલથેનની ચુંટણી થઇ હતી. હવે તો ઘણી સ્ત્રીઓ પ્રજા તરફથી ચુંટાય છે.

ઓસ્ટ્રેલિયાના ન્યુસાઉથ વેલ્સ પરગણામાં ૬૧ સ્ત્રીઓએ ન્યાયાલયમા જજ તરીકે હોદ્દો ભોગવ્યો છે.

બેલ્જીયમમાં શ્રીમતી હીગનાયર્ડસ પહેલી સ્ત્રી કોતવાળના પર કાયમ થઇ છે. શ્રીમતી જેનબિગાડ મેજીસ્ટ્રેટ છે.

ઇટાલીમાં હાલમાં આખી દુનીઆની મજુર સ્ત્રીઓની મહાસભા મળી હતી. જેમાં દશ દેશો તરફથી પ્રતિનિધિ સ્ત્રીઓ આવી હતી જાપાન, ચીન વગેરે દેશોની પ્રતિનિધિ હતી.

યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકાની મતદાર સ્ત્રીઓની મહાસભાએ હાલમાં વોશીંગટન ખાતે મળેલી નિઃશસ્ત્રી કરણ પરિષદમાં ભાગ લેવા સારૂ પ્રેસિડેંટ હાર્ડિંગ પાસે ડેપ્યુટેશન મોકલ્યુ હતું. પ્રેસિડેંટે સહર્ષ તેમનું નિવેદન સ્વીકાર્યું હતું.

યુનાઇટેડ સ્ટેટસમાં હાલમાં નીમાએલમા સિવિલ સર્વિસ કમીશનમાં શ્રીમતી હેલેન એચ. ગાર્ડનર એક કમિશનર છે. આ પદ સ્ત્રીઓ એકલાંજ આખી દુનીઆમા મળ્યું છે.

દશ જાપાની સ્ત્રીઓને ટોકિયાના મંદિરોમાં ગુરૂ બનાવવામાં આવી છે.

જિનીવામાં મળનારી સ્ત્રીઓની સર્વ દેશોની મહાસભામાં ચીનથી શ્રીમતી સગજ મને પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યાં છે.

મિસ કોનેલી સોરાબજીને અલ્લાહાબાદ હાઇકોર્ટમાં વકીલ તરીકે કામ કરવા પરવાનગી મળી છે. હિંદમાં વકીલાત કરનારું એ પ્રથમ સ્ત્રી છે.

## પૃથ્વીની ઉંમર

આ પૃથ્વીનો ગોળો કેટલા વર્ષનો જૂનો છે, એ જાણવા માટે ઘણા ભુસ્તરવેત્તાઓએ અખતરા કર્યા છે. પરંતુ ઉત્તર હિંદુસ્થાનનો ગંગાના વિશાળ પ્રદેશ અર્થાત્ સંયુક્ત પ્રાંત, બિહાર અને બંગાળાની જમીનની પરીક્ષાના આધારે હાલમાં મિ. વાડિયાએ જે કાંઇ કહ્યું છે, તે પર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. મિ. વાડિયા હિંદી સરકારના ભૂસ્તર વિભાગના અધ્યક્ષ છે. એમણે પોતાના વ્યાખ્યાનમાં કહ્યું, કે પૃથ્વીની ઉંમર જાણવા માટે ખાસ કરીને ગંગા અને નીલ આદિ મોટી મોટી નદીઓના મુખ આગળ એકઠી થતી માટી ઉપરથી હિસાબ ગણાય છે. એવું અનુમાન કરવામા આવ્યું છે કે નીલ નદીના મુખ આગળ પ્રત્યેક સો વર્ષે ત્રણ ઇંચ માટી એકઠી થાય છે. પણ એ અનુમાન ગલત છે. કેમકે જો એ આધારને સત્ય માનીએ તો પૃથ્વીની આજ સુધીની ઉમર ૧૦-૨૦ હજાર વર્ષથી વિશેષ નહિ નીકળે.

બીજો આધાર કોયલાની ખાણુનો છે. કોયલાની ખાણમાં જેટલા કોયલા એક હાથની ઉંડાઇમાં નીકળે છે, એટલા કોયલા બનવા માટે ૫૦૦ વર્ષની જરૂર છે. કોયલાની ખાણુની વધારેમા વધારે ઉંડાઇ ૧૨૦૦૦ ફૂટ હોય છે. એ હિસાબે પૃથ્વીની આજસુધીની ઉંમર ૬૦ લાખ વર્ષની ગણાય પરંતુ એ હિસાબ પણ વાજબી નથી. કેમકે એક ખાણુની અંદર કોયલા ગમે તેટલી ઉંડાઇ સુધી હોય ... તે, અગાઉ મેઘ યુગના જંગલના દબાઇ જવાથી બનેલા છે.

વળી એક બીજો આધાર ખડકનો લેવામાં આવે છે. છીપની ઝીણી ભૂકી સમુદ્રને કિનારે એકઠી થતાં થતાં ખડક બને છે, તે ૧૦૦ વર્ષમાં અર્ધો ઇંચ જેટલાં બને છે. યુરોપના સમુદ્રમાં જેટલાં ખડક જોવામાં આવે છે, તે ઉપરથી હિસાબ કાઢતાં જણાય છે કે એ ખડક બનવાને ૭૦ લાખ વર્ષની જરૂર છે. એથી અન્ય કોઇ આધારથી વૈજ્ઞાનિકની એવી માન્યતા થઇ કે પૃથ્વીનો ગોળો બનવાને ૧૦ કરોડ વર્ષ થયાં. પરંતુ પ્રસિદ્ધ વૈજ્ઞાનિક લોર્ડ કેલવિને સૂર્યની શક્તિ દિનપર દિન ઓછી થવાને હિસાબે કહ્યું, કે પૃથ્વી દોઢ બે કરોડ વર્ષ કરતાં વધારે જૂની નથી. પરંતુ જ્યારે રેડીયમ નામની ધાતુ મળી આવી, ત્યારે તેનાં અને સૂર્યના સંબંધનો ખ્યાલ કરીને લોર્ડ કેલવિનને પણ ચૂપ થવું પડયુ.

આ તો વૈજ્ઞાનિકોના અખતરાની વાત થઇ, પરંતુ આજકાલ ભુસ્તરવેત્તાઓનાં અનુમાન એ કરતાં અધિક વિશ્વાસપાત્ર છે. એમણે સમુદ્રમાં મીઠાનો જે જથ્થો એકઠો થાય છે, તેનો આધાર લઇ અનુમાન કર્યું છે. એ તો સૌના જાણવામાં છે, કે જ્યારથી પૃથ્વી બની ત્યારથી આજ સુધી સૌ નદી વહેતી રહી છે. અને પોતાના પ્રવાહની સાથે પૃથ્વી ઉપરનો ખાર લાવી સમુદ્રમાં એકઠો કર્યા કરે છે. આપણે જાણીએ છીએ કે આખી પૃથ્વી ઉપરના સમુદ્રોમાં બધું મળીને ૧૨ અબજ ટન અર્થાત્ ૩ ખર્વ ૨૬ અબજ મણ મીઠું સિલકે છે. દરેક નદી એક વર્ષમાં કેટલું મીઠું સમુદ્રમાં ખેંચી લાવે છે, તે આપણે જાણીએ છીએ. એ આધારથી એવું માલમ પડયું કે પૃથ્વીને બન્યાને આજસુધીમાં ૯ કરોડ વર્ષ થયાં છે. ગંગા નદી બંગાળી ઉપસાગરમાં પ્રત્યેક વર્ષે ૧ કરોડ ૧૨ લાખ મણ મીઠું ખેંચી લાવે છે. એ નદીના માગથી ... પણ

# વિષયાનુક્રમ.




આ માસિક, સુરત બરાનપુરી ભાગળને નાકે આવેલા શ્રી બનાવિત પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ
નાયકે છાપ્યું, અને સુરત સોનીફળીઆમાં આવેલી સતસંગની ઓફીસમાંથી
[illegible]

પુસ્તક ૧૩ મું. અંક ૪-૫.

# સત્સંગ.

માઘ-ફાગણ સં. ૧૯૯૮



धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥



## અંતરના ઉઘાડીદ્યોને આગળા.

( "ઓધવજી' સન્દેશો કહેજો શ્યામને"—એ રાગ )

(૧)

અંતરના ઉઘાડીદ્યોને આગળા
બંધ કર્યા ના પાલવશે બહુ વારજો!
ઝુર્યાં, દુઃખ્યાં આવી ઉભાં આંગણે,
વેગે વ્હાલા! અંતર દ્વાર ઉઘાડજો!
અંતરના ઉઘાડી દ્યોને આગળા.

(૨)

દઝાડે તપનાં દિલ અમારાં કંપતાં,
રાતલડી અન્ધારાં ઘોર અપારજો!
મુંઝવણો ના ઊભાં રાખી આંગણે,
મુંઝાયાં દિલ દોડી દેજો પ્રાણજો!
અંતરના ઉઘાડી દ્યોને આગળા.

(૩)

વ્હાલીડો! આવ્યાં વિશ્વાસે આંગણે,
રીઝાવી લો! સ્નેહીનાં સહચારજો!
નહીં ભગાડે! નહીં ભગાડે! વ્હાલા! આપને,
સ્વરૂપ દેનારો ઉઠો આ દુઃખ ભારજો!
અંતરના ઉઘાડી દ્યોને આગળા.

— નલિનીકાન્ત

# સાર શો જીવિત મહીં ?

(૧)

પદપૂજતાં પ્રિયતમ તણા,
 નિજ જિંદગાની ગાળવી;
દિલદારના સહચારમાં,
 પ્રેમે પ્રભુતા ભાળવી.

(૨)

નિત્યે વિલસવું સ્નેહીની,
 તત્પર વિમલ સેવા વિષે;
નહિ દિલ દુભવવું યારનું,
 આ વિશ્વમાં કોઇ મિષે.

(૩)

મનુજીવનની લાખેણી લ્હાણી,
 નવ ફરી ફરી સાંપડે;
સ્વસુખે સકળના સમજતા,
 પામર જીવો બહુ આથડે.

(૪)

અંતર ઉમળકે જીવનભર,
 સ્નેહી જનો સેવ્યા નહિ;
રાચ્યા નહિ જો એક રાગે,
 સાર શો જીવિત મહીં ?

ધ્રાંગધ્રા ] ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

---

# વાંસલડી રસકુંજમાં રે!

જોને બેની ! વાજે વાંસલડી
 રસકુંજમાં રે !
એને નાદે ભેદી છાનલડી
 આનંદમાં રે !—જોને બેની !૦
નટવર નાગર વેણી હરતી
હરી હૈયું મુજ બ્હેન ! નચવતા,
 લઇને ચાલ હવે તું
 જ્યાં વૃંદાવનચંદ—જોને બેની !
સુખ પામું હરિ રહેજે મળતાં
આનંદપૂર્ણ મુજ "હૈમડી' રંગમાં,

ઝટપટ ગોવિંદ મુજને
નન્દહૃદય આનન્દ—જોને ઘેલી!
યમુનાતટ આનન્દે ફરતાં
સ્વર્ગસુખ મુજ બ્હેની! મળતાં—
મળતાં ફરતાં ઘેલડી
ચકોરીકેરો ચન્દ—
જોને ઘેલી! વાગે વાંસલડી
રસકુંજમાં રે!

નાગરદાસ ઈ. પટેલ.

---

# અંતરના ઉઘાડા રાખો બારણા.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ )

અંતરનાં ઉઘાડાં રાખો બારણાં,
સ્નેહી પામે આવી જ્યાં વિરામજો.
નાકારો ના મુખથી કહેશો તમે,
નાકારેથી ઉડી જશે આરામજો. અંતરનાં

(૨)

લુણ વિનાનું ભોજન સર્વે તુચ્છ છે;
સ્નેહ વિનાનું માનવ જીવન એમજો.
ચંદ્રતણા ઉદ્યોતે સાગર ઉછળે,
સ્નેહી દેખી સ્નેહીનાં ઉર તેમજો. અંતરનાં

(૩)

નંદનવનશાં સ્નેહીનાં ઉર આંગણાં,
ઉગ્યાં તેમાં કુસુમો કૈં રસદારજો;
પ્રેમપરાગે મધુકર કૈં ત્યાં ગુંજતા,
ભૂલી દુઃખો પામે શાન્તિ અપારજો. અંતરનાં

(૪)

મારગ ભૂલ્યા આવ્યા કંઇ તુજ આંગણે
લેવા શાન્તિ-પ્રભુનો કંઇ પરસાદજો;
લોકિકસુખના લોભે જેને ત્યાગીયા
આદરજો જગ ટાળી ભય અપવાદજો. અંતરનાં

(૫)

પૂજા પાઠો તપ જપ વ્રત બહુ આદરો;
સ્નેહ વિનાના જાણો સઘળા ફોકજો;
શિવસ્વરૂપે કરવા જો ઇચ્છા કરો,
લઘુ થઇ સેવો જગના દુઃખીયા લોકજો. અંતરનાં

મુનિશ્રી [illegible].

# સુખ અને દુઃખ.

सुखस्य दुःखस्य न कोपि दाता।
परोददातीति कुबुद्धिरेषाः ॥

આ દુનીઆનાં સુખદુઃખનું કારણ શું છે? પોતાનાં પૂર્વજન્મનાં કર્મ સિવાય બીજું કોઈજ નહિ. પૂર્વજન્મનાં કર્મજ સુખદુઃખનું કારણ છે. સુખદુઃખનો દાતા કોઈ નથી. સુખ વા દુઃખ અન્ય તરફથી મળે છે એમ સમજવું એ કુબુદ્ધિ છે. સર્વ પ્રાણી પોતાના કર્મની દોરથી બંધાયેલ છે. એટલે પૂર્વના જન્માંતરમાં એકઠું કરેલું કર્મજ મનુષ્યને સુખ વા દુઃખ આપે છે. ઇશ્વર તો કર્મનું ફળ માત્ર આપે છે એ વાત પણ સત્ય છે. પરંતુ મનુષ્યનાં કેવળ પૂર્વજન્મનાં કર્મજ મનુષ્યની સાથે નથી. પરંતુ ઇશ્વર પણ તેની સાથે છે. દુઃખના સમયમાં પણ જો મનુષ્ય ઇશ્વરપરાયણ રહી પોતાનાં કર્મફળને ભોગવે, તો તે દુઃખથી દબાઇ જતો નથી. ઇશ્વરનું શરણ લેવાથી ઇશ્વર પણ મનુષ્યની સર્વ જગાએ રક્ષા કરે છે.

સુહૃદ, મિત્ર, શત્રુ, બંધુ, સગાંવહાલાં એ સર્વ જેમ કર્માનુસાર આવી મળે છે તેવીજ રીતે સુખદુઃખ પણ કર્માનુસાર આવી મળે છે. જેમણે બીજાને સુખી કરવાનાં કર્મ કર્યાં છે, તેમને સુખ મળે છે. અને બીજાને દુઃખી કરવાનાં કર્મ કર્યાં છે, તેને દુઃખ મળે છે. જે કાંઇ પણ સુખ કે દુઃખ આપણને થાય છે તેનું મુખ્ય કારણ આપણું પોતાનું કર્મ છે, આપણું વાવેલુંજ આપણે લણીએ છીએ. એમા બીજા કોઇનો ઉપાય ચાલતો નથી.

પોતાના કર્માનુસાર મનુષ્ય સુખ કે દુઃખ પામે છે, એ ભોગવી રહ્યા પછી તે સ્વસ્થ બને છે. અર્થાત્ જ્યાં સુધી સુખ અને દુઃખ ભોગવાઇ રહેતું નથી, ત્યાં સુધી સુખ પર પ્રીતિ અને દુઃખ ઉપર દ્વેષ રહે છે, અને સુખદુઃખને ભોગવવા થઈ રહ્યા પછી રાગદ્વેષથી રહિત થઇ અંતઃકરણ શુદ્ધ બને છે. સંસારથી વિરક્ત મહાપુરુષોને સંસાર સુખની ઇચ્છા પણ થતી નથી, અને દુઃખથી છૂટવાની પણ ઇચ્છા થતી નથી. પ્રારબ્ધવશાત્ સુખની પ્રાપ્તિ હો અગર દુઃખની પ્રાપ્તિ હો પરંતુ કાઇ પણ પ્રકારે કર્મ તેને દબાવી શકતાં નથી. મનુષ્ય ઇશ્વરપરાયણ રહેવાથી કોઇ પણ કર્મમા લેપાતો નથી. કેમકે સુખ દુઃખ જીવને ભોગવવાનાં છે. ઇશ્વરને ભોગવવાના નથી એ માટે શુભાશુભ કર્મના ફળ આપવાને પ્રારબ્ધ તત્પર થયું હોય ત્યારે, અર્થાત્ સુખદુઃખ ભોગવતી વેળા હર્ષશોક માનવો એ ઠીક નથી. કેમકે ઇશ્વર જે કાંઈ કરે છે, તેને દેવ કે દાનવ કોઇ ફેરવી શકતા નથી એ માટે હરસમય મનુષ્યને સુખ કે દુઃખ કોઇ એક દશાના આશરા રહેવું તો પડશેજ. કેમકે મનુષ્યનું શરીર પુણ્ય અને પાપ બંનેથી ઉત્પન્ન થયું છે. તેથી પ્રતીત થાય છે કે આ શરીર સદા સુખ દુઃખ વાળુંજ રહેવાનું છે. એટલે રાત્રીની પાછળ દિવસ અને દિવસની પાછળ રાત આવે છે, તેમ દુઃખની પાછળ સુખ અને સુખની પાછળ દુઃખ અવશ્ય આવવાનું છે. એ ક્રમને કાંઈ અટકાવી શકે એમ નથી. ગાડીના પૈડાની માફક પ્રારબ્ધ હંમેશાં ફરતું રહે છે.

વળી ભગવાન પતંજલિએ યોગ સૂત્રમા કહ્યું છે કે

**परिणामतापसंस्कार दुःखैर्गुणवृत्तिविरोधाच्च सर्वमेव दुःखं विवेकिनः ।**

અર્થાત્ જે વિષયને અજ્ઞાનીજન સુખરૂપ માને છે, તે પણ વિવેકીની દૃષ્ટિમાં દુઃખ રૂપ જણાય છે. જે સુખ આજે ભોગવાય છે, તેનો અવશ્ય એક દિવસ અંત આવનાર છે, એ અંતમાં જે દુઃખ થાય છે, એ પરિણામદુઃખ છે. જે અનુચિત આચરણ કરી વિષય સુખ ભોગવે છે, તેને ભોગકાળમાં તો સુખ પ્રતીત થાય છે, પરંતુ અંતે રોગ કે રાજદંડ આદિથી જે દુઃખ થાય છે, તે સુખના બદલાનું પરિણામદુઃખ છે. સુખ ભોગના સમયમા ઇચ્છા વિરૂદ્ધ પદાર્થમાં દ્વેષ કે સંતાપ થાય છે, અને ક્રોધવશ મનુષ્ય એના નાશ માટે અનુચિત આચરણ કરી બેસે છે, ત્યારે તેને ક્લેશરૂપ ફળ પ્રાપ્ત થાય છે. એ તાપદુઃખ છે. અગાઉ ભોગવેલાં સુખદુઃખને યાદ કરીને ફરી એ સુખદુઃખ આપનારા પદાર્થમા રાગ કે દ્વેષ ઉત્પન્ન થવાના કારણે તેને મેળવવામાં કે નષ્ટ કરવાના ઉદ્યોગમાં પ્રાણી જે પુણ્યપાપરૂપ કર્મ કરે છે, તે કર્મથી જન્મ મરણ, સુખદુઃખ વગેરે ફળ મળે છે. એ પ્રકારે સંસ્કારથી જે દુઃખના પ્રવાહ ચાલે છે, તેને સંસ્કારદુઃખ કહેવામાં આવે છે,

ઉપર જણાવેલા એ ત્રણે દુઃખ યોગીઓને પ્રત્યક્ષ જણાય છે. જેવી રીતે જરા જેટલી રજકણ આંખમાં જવાથી આંખમાં ઘણું અસહ્ય દરદ થાય છે, પણ તે રજકણ પગની એડી જેવા કઠણ ભાગમાં લાગવાથી કાંઈ અસર પણ જણાતી નથી. તેમ જેનું ચિત્ત વિચારની કોમળતાથી રહિત–કઠોર છે એવા વિષયાસક્ત પ્રાણીઓને એ દુઃખનું જ્ઞાન પણ હોતું નથી. પરંતુ જેનું ચિત્ત યોગાભ્યાસથી નિર્મળ અને કોમળ થઇ જાય છે, તેવા યોગીઓને અનુભવ થાય છે, કે સર્વ વિષય ભોગનાં સુખ વિષયુક્ત સાકર જેવાં છે. કે જે ખાવાને (ભોગવવાને) સમયે સારી લાગે છે, પરંતુ અંતમાં એનું ફળ દુઃખ અને મૃત્યુ છે. એવી રીતે ગુણવૃત્તિઓના વિરોધથી પણ દુઃખ થાય છે. સત્વ રજ અને તમો ગુણથી બનેલાં સુખદુઃખ અને મોહની પત્તીઓથી પ્રતીતિ એ સત્વાદિ ગુણોની વૃત્તિઓ છે તથા જ્ઞાન, ધર્મ, વૈરાગ્ય, ઐશ્વર્ય અને અજ્ઞાન, અધર્મ, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય, એ સત્વાદિ ગુણના રૂપ ભેદ છે. એ ગુણવૃત્તિઓમા વિરોધ હોવાથી દુઃખ થાય છે. કેમકે ગુણવૃત્તિઓ ચંચળ છે. એ માટે ચિત્તની વૃત્તિ કદિ અધર્મમાં જાય છે અને કદી અધર્મથી વિમુખ થઇ ધર્મમાં જાય છે. એ વિરોધથી ચિત્તમાં પશ્ચાતાપ અને ગ્લાની આદિથી દુઃખ થાય છે. અથવા સ્ત્રીપુત્રાદિ જેમાં પ્રીતિ થાય છે, અને મનુષ્ય જેને સુખ પ્રાપ્તિનું સાધન સમજે છે, તેની સાથે પોતાની ગુણવૃત્તિઓમાં વિરોધ હોવાથી દુઃખ થાય છે. જેની બુદ્ધિમાં એવો વિવેક હોય છે, તેને પરિણામી દુઃખોથી મળેલા સર્વ સાંસારિક સુખ દુઃખ પ્રતીત થાય છે. એ કારણથી જ્ઞાની પુરૂષ ઇષ્ટવસ્તુ મળવાથી હર્ષ અને અનિષ્ટવસ્તુ મળવાથી શોક પામતા નથી. કેમકે વિચારદ્વારા એમનો એ નિશ્ચય થયો હોય છે, કે આ સર્વ ઇશ્વરની માયા છે. દુઃખની એક બીજી પણ દશા છે.

"હું મારા કર્મદોષથી દુઃખ પામું છું" એવું માનીને ઘણાએ મનુષ્ય હતાશ થઇ બેસે છે, એવા દુઃખના ઉપાય કરવા માટે શાસ્ત્રે જે ઉપદેશ કર્યો છે, તેને અહીં દર્શાવવો ઉચિત લેખાશે.

આજકાલ કેટલાક લોકો દુઃખમાં પડી જીવનના દિવસ ગણ્યા કરે છે. તેની ગણતરી કરવી કઠણ છે ઓઓમાં તો એવી સંખ્યા વિશેષ છે. "આવા જીવનમાં શો લાભ છે? એમ કહેતી કહેતી એ મહાકષ્ટથી દિવસ કાઢે છે. કોઈ કામમાં એનો ઉત્સાહ રહેતો નથી એને કાંઇ આશા નથી હોતી. અને મહાકષ્ટમાં ને કષ્ટમાં ઉદાસ રહે છે. વાસ્તવિક રીતે એ જીવન દુઃખમય છે. એને માટે કોઇ મૃતસંજીવની છે? હા અવશ્ય છે. શાસ્ત્રમાં એને માટે બહુ સુંદર રસ્તા બતાવ્યા છે. શાસ્ત્રનો ઉપદેશ બતાવવા માટે સંક્ષેપમાં કહેવાનું કે આપણા ઉપર હાલ જે દુઃખ આવી પડયું છે. એ નિઃસંદેહ આપણા પૂર્વજન્મના કર્મનું ફળ છે. અનાદિ સંચિત કર્મ સંસ્કારને ભોગવવાને માટે જીવને દેહ ધારણ કરવો પડે છે.

અનાદિ કર્મસંસ્કારજ પ્રકૃતિ છે, તો શું કેવળ પ્રકૃતિજ મનુષ્યની સાથે છે? શું અન્ય કોઇ મનુષ્યની સાથે નથી? શું પતિતોના કોઇ આશ્રયદાતા જ નથી? જેવી રીતે પ્રકૃતિ મનુષ્યની સાથે છે, તેવી રીતે પરમાત્મા પણ મનુષ્યની સાથે છે. આપણે સર્વમાં પ્રભુભાવથી જોતાં શીખો, કે જેથી હતાશના અંધકારમાં આશાની વિજળીનો ચમકાર આપણને દેખાશે. જો હરવખત આપણે ઇશ્વરભાવથી જોવાનો અભ્યાસ પાડી દઇએ, તો વર્ષાઋતુમાં જેમ શાન્તિથી જળધારા સહન કરે છે, તેમ આપણે પણ મોટા ભારે દુઃખો પડવા છતાં ગભરાઇશું નહિ અને સુખમય ભગવાનની બાજુમાં રહી વિપત્કાળ સહેજમાં પસાર કરી જઇશું. પરમાત્મા જેવા ક્ષમા કરવાવાળા કોણ છે? નિર્બળોનું ધન બીજું કોણ છે? આપણા સર્વ અપરાધોની ક્ષમા કરનાર અને આશ્રયદાતા અન્ય કોઇ નથી. વિશ્વાસ રાખો કે આપણા સર્વ દુઃખો જોનાર તે દયાળુ છે. આપણે એ દયાળુ પ્રભુને પોકારતા શીખીશું ત્યારે આપણને માલમ પડશે કે દુઃખે આપણા ઉપર બહુ ઉપકાર કર્યા છે. દુઃખ આપણને આપણા ખરેખરા હિતકરતાનો પત્તો મેળવી આપે છે. કે જેના વિના આપણે ભોતના દિવસ ગણતા હતા. તે દયાળુ આજે પોતાની અનુપમ શક્તિવડે આપણને ધીરજ આપી રહ્યા છે.

અહા! જેને હરસમય કાંઇને કાંઇ સુકર્તવ્ય કરવાનું છે તે કેટલા સુખી છે? જે દરેક જીવમાં એક પ્રભુની ભાવના કરીને સર્વની સેવામા પ્રભુની સેવાનો સુખાનુભવ કરે છે એ કેટલા સુખી છે? જે દુઃખ આવ્યાથી એવો વિચાર કરે છે, કે હે ભગવાન! તમે મારૂં સર્વસ્વ છો મારી જેટલી અભિલાષાઓ છે એ સર્વનું કેંદ્ર તમેજ છો, આપના હાથથી મને જે કાંઇ મળશે તે સંપૂર્ણ સુખરૂપજ હશે. એવી ભાવનાવાળાને કષ્ટનું સુખ હોય છે! હે ભગવાન્! મારા કલ્યાણને માટે મારા અપરાધરૂપી ફોલ્લાને ચીરવાના શસ્ત્ર બનીને મારા દેહ તથા મનના દૂષિત ભાગને દૂર કરી મને નિર્મળ બનાવી ગોદમાં લેવા માટે તમે દુઃખ રૂપે આવ્યા છો એવા વિચાર કરીને મનુષ્ય દુઃખને પણ તમારા પ્રેમના દાન રૂપ માને છે, અને સર્વ દુઃખને સહન કરી આપનાં યશોગાન કરે છે જેમને તમે મળ્યા છો, તેઓ જાણે છે કે તમે દુઃખમાંજ મળો છો. હસતા રમવામાં કે મોજમઝા અને વ્યવહારના માની લીધેલા સુખાનંદમાં આપનાં દર્શન અસંભવિત અને કહેવા માત્ર છે.

ભક્તરાજ કબીરજી કહે છે કેઃ—

"હસે પિયા નહિ પાઇએ, જીન પાયા તીન રોય;
હાંસી ખેલમેં પિયા મીલે તો, કૌન વિગોગીની હોય?

હાંસી ખેલમેં પિયા મીલે તો કોન સહે ખુરસાન;
કામ ક્રોધ તૃષ્ણા તજે તાહિ મીલે ભગવાન."

હસવા રમવામાં કે સંસારના વૈભવો ભોગવવાથી સ્વામી મળતા નથી. જેમણે ભગવાનને મેળવ્યા છે તેમણે રડીને-દુઃખમાં પ્રભુને પોકારીને મેળવ્યા છે. જો વૈભવોથી પ્રભુ પ્રાપ્ત થાય તો કોઇ વિયોગી રહેત નહિ. અને જો તેમ પ્રભુ મળી જતા હોય તો તરવારની ધાર પર ચાલવા સમાન મહાન્ તપશ્ચર્યા અને યોગાદિ સાધનો કોણ કરે? કામ ક્રોધ અને તૃષ્ણાનો ત્યાગ કરવાથીજ ભગવાન મળે છે.

"હોંસ કરે હરિ મિલનકી, ઔર સુખ ચાહે અંગ,
પીડ સહ્યા વિણુ પદ્મિની. પૂત ન લેત ઉછંગ."

ભગવાનને મેળવવાની અભિલાષા પણ રાખે, અને સંસારનાં શરીર સંબંધી સઘળાં સુખો પણ મેળવવા ચાહે એ બે શી રીતે બની શકે? શેરડી અને રોટલી એ બે સાથે ખાઇ શકાયે ખરી? સ્ત્રીઓ ગર્ભની પીડા સહન કરે છે, ત્યારેજ બાળકને ખોળામાં રમાડવાનો લ્હાવો લઇ શકે છે.

જેટલા પ્રકારનું દુઃખ છે, તે સર્વનું કારણ આ શરીર છે. અર્થાત્ દેહમાં અભિમાન કરવું એ સર્વ દુઃખનું મૂળ છે. આ દેહ કર્મથી ઉત્પન્ન થાય છે, અને કર્મજ પ્રાણીની અહંબુદ્ધિને ઉત્પન્ન કરે છે. અહંકાર ક્યારે ઉત્પન્ન થયો એ કોઇ જાણતું નથી એટલે એ અનાદિ છે. અહંકાર અવિદ્યાથી ઉત્પન્ન થાય છે, અને તે જડ છે. જેવી રીતે અગ્નિથી તપીને લાલચોળ થએલા લોઢાના ગોળામાંથી અગ્નિ જૂદો કાઢી શકાતો નથી, તેમ ચૈતન્યથી અહંકાર જુદો પાડી શકાતો નથી. એ અહંકાર દેહની સાથે તદાકાર બની ગયો છે તેથી દેહ પણ ચૈતન્યયુક્ત જણાય છે. એ અહંકારના બળથી આત્માને "હું દેહ છું" એમ મિથ્યાબુદ્ધિ ઉત્પન્ન થાય છે. અનાદિ સંચિત કર્મ સંસ્કારની પ્રત્યક્ષ મૂર્તિજ આ સંસાર છે, કર્મથી સુખ કે દુઃખ સંસારમાંજ ઉત્પન્ન થાય છે. પરંતુ આત્મા નિર્વિકાર છે. એ નિર્વિકાર આત્માને અહંકારાદિ સાથે મિથ્યા સંબંધ હોવાથી "હું કર્મનો કર્તા છું" એવી મિથ્યાબુદ્ધિ ઉપજે છે. અથવા નિર્વિકાર આત્મા અહંકારાદિ સાથે તાદાત્મ્ય બની "હું દેહ છું" "હું કર્મ કરું છું" એવી બે પ્રકારની બુદ્ધિવાળો બને છે. કોઇનું ભારે પુણ્ય હોય તો તેની 'હું દેહ છું' એ બુદ્ધિ દૂર થવા છતાં પણ "હું કર્તા છું" એ બુદ્ધિ જ્ઞાનના અભાવે દૂર થતી નથી. જીવ એ બુદ્ધિથી પુણ્યપાપાદિ કર્મ કરે છે. અને એ કર્મના ફળ રૂપ સુખદુઃખના બંધનમાં પરવશ બની બંધાઇ જાય છે. એ પ્રકારે પુણ્ય અને પાપ કરવાવાળા જીવ ઉપર અને નીચે ચક્કર ખાયા કરે છે.

મેં બહુ દાનાદિ બહુ પુણ્ય કર્મ કર્યાં છે એટલે હું સ્વર્ગમાં જઇ સુખ ભોગવીશ એવો સંકલ્પ જીવ કરે છે. મેં પુણ્ય કર્યું છે એવા અભિમાનના કારણથી ઘણા દિવસો સુધી સ્વર્ગ સુખ ભોગવી પુણ્ય પુરું થતાં અને ઇચ્છા ન હોવા છતાં કર્મની પ્રેરણાથી સ્વર્ગમાંથી જીવને નીચે પડવું પડે છે.

સ્વર્ગમાંથી સૂક્ષ્મ શરીરી જીવ ચંદ્રમંડળમાં આવે છે, ને ત્યાંથી ચંદ્રકિરણો દ્વારા પૃથ્વી ઉપર પડે છે, ત્યાંથી અન્નમાં આવી કેટલીક મુદત સુધી રહે છે એ અન્ન પ્રાણીઓ ખાય છે, એટલે એ વીર્ય રૂપ બની જાય છે, અને ઋતુકાળમાં સ્ત્રીના ગર્ભસ્થાનમાં પહોંચી જાય છે.

અરે! જોયું! અહંકારી વિમૂઢ જીવની કેવી દુર્ગતિ! ગર્ભમાં ગયા બાદ ક્રમેક્રમે એનું આખું શરીર તૈયાર થાય છે. નવ મહીના બાદ જ્યારે એ જીવને જ્ઞાન થાય છે, ત્યારે "તેિ

દેત, પણ તેમણે તો તેમ ન કરતાં હિંદુઓ સાથે સહકાર, ચાલુ રાખ્યો. તમે તમારા વડીલો આગેવાનો. અને સુરશદોનું અનુકરણ શા કારણથી છોડી બેઠા છો, તે અમારી સમજમાં આવતું નથી.

જે તુર્કો સાથે તમને આજે આટલી બધી અદાવત છે તેજ તુર્કોએ ૧૮૫૭ ના બળવા પ્રસંગે તમારા પીર, મુહાજિરેમક્કી અને મવલાના રહમેતુલ્લાહ સાહેબને આશ્રય આપ્યો હતો, અને ખાસ કરીને છેલ્લા એક સાહેબને તો સારૂં વર્ષાસન બાંધી આપ્યું હતું. શયખુલ હિંદ મવલાના મેહમેદ હસન સાહેબ મવલાના રશિદ એહમદ સાહેબ મુહદ્દિસના મુરીદ છે, અને તેઓ મવલાના હાજી ઇમદાદુલ્લાહ સાહેબના મુરીદ અને ખલીફા હતા. જમકુર સાહેબોએ તો આપની પેઠે હિંદુઓથી અસહકાર કરવાનો તથા ગૌવધની હિમાયત કરવાનો આગ્રહ કર્યો નહતો. તેથી ઉલટું તેઓએ તો તમારી વહાલી સરકાર સાથે અસહકાર કરવાનો ફતવો પ્રકટ કર્યો હતો. તો શું તેઓ પણ મવલાના અબ્દુલબારીની પેઠે અજ્ઞાન અને મૂર્ખ હતા ? કોણ જાણે આપના મગજમાં કયા પર્વતમાંથી વિદ્યાનો પ્રવાહ ઉતરી આવ્યો છે, કે તમો કોઇને કંઇ લેખવતાજ નથી. મતલબ કે તમોએ તમારા પુસ્તકના છેલ્લા પાનાઓમાં ગાયની કુરબાની માટે આગ્રહ કરી મુસલમાનોને ભુલાવામાં નાખવાનો પ્રયત્ન કર્યો છે, અને ગાયની કુરબાની કરવાની સિખામણ આપી છે. પણ દિલગીરી માત્ર એટલીજ છે, કે આ અઘટિત શિક્ષણના ટેકામાં કોઇ પણ જાતનો મજબુત પુરાવો રજુ કરી ગાયની કુરબાની કરવી એ ઇસલામી કૃત્ય છે એમ સાબીત કરી શકયા નથી.

મજહબ મુસલમાનોને હઠીલા બનાવવા, ઉશ્કેરવા એ તદન અઘટિત કૃત્ય છે. કારણ કે કુરાને શરીફમાં ફસાદ જગાડવાની સખત મનાઇ છે. "લાતુફસદુ ફિલ અર્દે બઅદ ઇસલાહેહા" (શાંતિ થયા બાદ દુનીઆમાં ફસાદ ન ફેલાઓ) જ્યારે કજીઆનું મૂળ નાશ પામ્યું છે, મુસલમાનોની મોટી સંખ્યાએ ગૌવધનો નિષેધ સ્વીકાર્યો છે, તો હવે તમારે માટે જનમંડળથી વિરૂદ્ધ પડી દોઝખના અઝાબમાં ફસાવું સારૂં નથી. જનાબ મવલાના ઝફર એહમદ અથવા અમરદઅલી સાહેબ થાનવીના રિસાલાના જવાબો તો અપાઇ ચુકયા. ખુદા ચાહશે તો હવે પછી બેહમામી સાહેબનો રિસાલો કે જે ગાંધીજીને સંબોધીને ખુલ્લા પત્ર રૂપે લખવામાં આવ્યો છે, અને તેના લખાણ ઉપર પોતે મગરૂર છે, એટલુંજ નહિ, પણ એમ કહેવામાં આવે છે, કે આ રિસાલાનો જવાબ કોઇથી થઇ શકનો નથી. તેનો જવાબ આપી સિદ્ધ કરી આપીશ કે તેમાં જવાબ ન આપી શકાય એવું કશું છેજ નહિ.

બીજો ભાગ કે જે પહેલા ભાગથી જાદુ મોટો છે, તે પણ જલદીથી તૈયાર થશે અને તેમાં સામાજિક અને રાજદ્વારી વગેરે અનેક દૃષ્ટિથી વિવેચન કરવામાં આવશે.

## હિન્દુઓ પ્રત્યે વિજ્ઞપ્તિ.

પ્રસ્તાવના સમાપ્ત કરતા પહેલાં હું હિંદુ ભાઇઓને એક નમ્ર વિનંતી કરૂં છું કે ગાયની કુરબાનીના સંબંધમાં તેઓએ ધીરજ અને શાંતિથી કામ લેવું જોઇએ મહાત્મા ગાંધી પણ એવીજ સુચના કરે છે કે જ્યારે મુસલમાનો પોતેજ ગૌવધનિષેધનો પ્રયત્ન કરે છે તો પછી ઉતાવળ કરવાથી પરિણામ ઉપર માઠી અસર થવા સંભવ છે.

ગઇ બકરી ઇદના પ્રસંગે ગયા વગેરે સ્થળોએથી એવા સમાચાર મળ્યા છે, કે હિંદુઓએ બળાત્કારે ગાયની કુરબાની બંધ કરાવવાની કોશીશ કરી હતી. જો હવે પછી આવોજ પ્રસંગ થતો જોવામા આવશે તો પરિણામ નઠારૂં આવશે કારણ કે પોતાના કાનુના પ્રશ્નમાં કોઇ ગેર મુસ્લીમ તરફથી શત્રુતા અને જુલમથી કોઇ જાતની અડચણ નાખવામાં આવે, તો પછી આવી બાબતમા સંભાળ લેવાની ફરજ દરેક મુસલમાન ઉપર આવી પડે છે.

આજ કાલ મુસલમાનો પોતેજ ગાયની કુરબાની બંધ કરવાની કોશીશ કરે છે. કારણ કે ગાયની કુરબાની ચાલુ રાખવી કે બંધ કરવી એ તેમના અખત્યારમાં છે. પણ આ બાબતમાં સખ્તાઇથી વર્તવામા આવે તો પછી ગૌવધનિષેધના હિમાયતી મુસલમાનોની પણ એ ફરજ થઇ પડશે કે તેઓ હિંદુઓથી ડરી ગાયની કુરબાની બંધ ન કરતાં ગાયની કુરબાની અવસ્ય ચાલુ રાખશે

હિંદુ લીડરોને આ સમાચાર તાકીદે પહોચાડી દેવો જોઇએ કે તેઓ દરેક હિંદુને ચેતવણી આપે કે ગૌવધ નિષેધના સંબંધમા મુસલમાનો પર કોઇ પણ જાતનું દબાણ થાય નહિ. નહિ તો જેઓ તે બંધ કરવા પ્રયાસ કરી રહ્યા છે, તેઓને પણ કુરબાની ચાલુ રાખવાની ફરજ પડશે કારણ કે ઇસલામી ફરમાન છે, કે ધર્મના અખત્યારી પ્રશ્નમા જો કોઇ તરફથી દબાણ કરવામા આવે તો તેઓની સાથે લડો અને તમારાં તન, મન અને ધન તેની હિમાયતમા કુરબાન કરો.

હિંદુઓની પણ ફરજ છે કે તેઓએ આ બાબત મુસલમાનોની મુનસફી ઉપર છોડવી જોઇએ. આનીજ અસર એવી થવા પામશે કે મુસલમાનો ગૌવધ કરતા અટકશે તેથી ઉલટું કદાચ તેઓ બળાત્કારે રોકાણ કરવાની કોશીશ કરશે તો બધી મહેનત નકામી જશે.

જે હિંદુઓ આ બીના વાંચે તેમની ફરજ છે કે તેમણે બીજાઓને વાકેફ કરવાની કોશીશ કરવી, કે ગાયની કુરબાની વિષે મુસલમાનોને કંઇ પણ કહેવું નહી એટલે કે જોરથી દબાણથી કે ધમકીથી આ કાર્ય સુધરવાને બદલે બગડશે બલ્કે બધા મુસલમાનો મુકાબલો કરવાને એક સાથે જોડાઇ વિરૂદ્ધ પડી જશે પરિણામમા ગાયની કુરબાની વધારે પ્રમાણમાં થવા માંડશે. હવે હું આશા રાખુ છુ કે મારા હિંદુ ભાઇઓ સખ્તાઇ અને બળાત્કારથી કામ લેવાને બદલે શાંતિ અને ધીરજ રાખી એ સવાલ મુસલમાનોની મુનસફી ઉપર છોડી દેશે.

## મવલાના થાનવી સાહેબની સેવામાં બે બોલ.

આપ સાહેબે કાબુલના વજીર સરદાર તરઝી સાહેબ વિરૂદ્ધ મુસલમાનોમા મજકુર રિસાલા દ્વારા તેઓ તરફ તિરસ્કાર ઉપજે એવી કોશીશ કરી છે, એ ઘણુંજ અનુચિત પગલું ગણી શકાય. તેમના ઉપર મુકેલુ તહોમત તદ્દન જુઠું છે, કારણ કે તેમણે ફુલ અને પતાસા વડે ગંગા જમનાનું પૂજન કર્યુંજ નથી. બ્રિટિશ ગવર્નમેન્ટ અને અફગાન રાજ્ય વચ્ચે ગાઢી મિત્રાચારી છે અને બ્રિટિશ ગવર્નમેન્ટના એક મિત્રને આવી રીતે બદનામ કરવામા મોટો ગુનો છે.

વળી અફગાનો કે જે મુસલમાન દીનદાર છે તેમને ફક્ત વર્તમાન પત્રની ખોટી ખબર ઉપરથી કાફર બનાવવાને મવલાનાએ ઘણીજ અયોગ્ય હિંમત કરી છે, તો આશા છે કે મવલાના હવે આવા કૃત્ય કરતાં અટકશે.

'દિલ્હીના અમીન્યા મદ્રેસાના પ્રેસિડેન્ટ જનાબ કિફાયતુલ્લાહ સાહેબ ઉપર પણ મજકુર રિસાલામાં ચોટ કરવામાં આવી છે. તેઓનો અપરાધ એટલોજ છે, કે તેઓ ખિલાફતની ચળવળમાં ભાગ લે છે.

એ તો સૌ કોઇ જાણે છે કે મવલા કિફાયતુલ્લાહ સાહેબ એક એવા પુરૂષ છે કે જેઓની પેરવી કરવામાં દરેક આલિમે માન સમજવું જોઇએ.

મેં આ જવાબો આપતાં જે કંઇ લખ્યું છે, તે પુરી દિલસોઝી અને નેક નીયતથી લખ્યું છે. હું નથી ઇચ્છતો કે મુસલમાનોની શકિત અને કિંમતી સમયનો આવા નકામા સવાલ જવાબોના ઝગડામાં ઉપયોગ થાય. હું આશા રાખું છું કે મવલાના સાહેબ આવી અઘટિત કોશીશ કરતાં અટકશે નહિ તો મને તેમનો દરેક પ્રશ્નનો મોઢું તોડી નાખે એવો જવાબ આપવાની જરૂર પડશે.

આવી રીતે ગાયની કુરબાની કરવાની ઉશ્કેરણીનું પરિણામ એ આવશે કે હિંદુ મુસલમાનોમાં ઝગડા ફેલાશે અને સરકારને બંદોબસ્ત કરવાની મુશ્કેલીમાં ઉતરવું પડશે. શાંતિ-પસંદ મુસલમાનોની ફરજ છે કે અધિકારીઓની મુશ્કેલીમાં વધારો ન કરવો. હું એટલા માટે આગ્રહ પૂર્વક જણાવું છું કે આવા ફસાદ ફેલાવનારા રિસાલાઓની રમતનો ત્યાગ કરી રાજ્યના બંદોબસ્તમાં ખલલ પહોંચાડવાની કોશીશ કરતાં અટકશે. પછી તો તેમની મરજી.

## તર્કે કુરબાનીએ ગાવ ( ગૌવધ નિષેધ )

બિસ્મિલ્લાહ હિર રેહેમાં નિર રહીમ.

... ઇશ્વરની સ્તુતિ અને પેગમ્બર સાહેબની તારીફ કર્યા પછી દિલ્હીનો હસન નિઝામી પોતાના મુસલમાન ભાઇઓની સેવામાં ગૌવધના સબંધમાં વિનંતી કરવા ઇચ્છે છે. સેંકડો વર્ષથી આપણે હિંદુસ્તાનમાં વસીએ છીએ, સેંકડો વર્ષ રાજ્યસત્તા ભોગવી છે, તે દરમ્યાન હંમેશાં આપણે હિંદુઓથી સાંભળતા આવ્યા છીએ કે ગૌવધથી તેમની ધાર્મિક લાગણી દુખાય છે. અને તેજ કારણસર કેટલાક મુસલમાન રાજ્ય કર્તાઓએ હિંદુઓને ખુશ કરવાની ખાતર ગૌવધના સંબંધમાં ફિકરથી કામ લીધું હતું. તો કેટલાક બેપરવા રહ્યા હતા. પણ એતો સિદ્ધજ છે કે હિંદુઓ હમેશાં ગૌવધને માટે નારાજ રહેતા આવ્યા છે. જ્યારે જ્યારે હિંદુ મુસલમાનોમાં ઐક્યની જરૂર જણાઇ છે ત્યારે ત્યારે ગૌવધનો સવાલ આગળ આવતાં તેનો નિષેધ થતો રહ્યો છે. દાખલા તરીકે ૧૮૫૭ના બળવા પ્રસંગે એવું બન્યુંજ હતું, અને પરિણામે હિંદુઓ ઉપર તેની ઘણી સારી અસર થવા પામી હતી.

આજ કાલ પાછો ઐક્યનો સમય આવી લાગ્યો છે, અને મુસલમાનો ગૌવધનિષેધ માટે તૈયાર થએલા જણાય છે. મારા વિચાર પ્રમાણે આવા જરૂરના પ્રસંગે ગૌવધ બંધ કરી વખત જતાં પાછો તે ચાલુ થાય તે ઇચ્છવા યોગ્ય નથી.

મહાત્મા ગાંધીએ મુસલમાનો પર અનેક ઉપકારો કર્યા છે. અને તેઓ ગૌરક્ષાના હિમાયતી છે છતાં તેઓ હિંદુઓને હાંકે પોકારે કહેતા આવ્યા છે, કે ગૌવધનો સવાલ મુસલમાનોની મુનસફી ઉપર છોડવો જોઇએ. તેમાં આગ્રહ કરવાની જરૂર નથી. કારણ કે કદાચ તમો આગ્રહ કરશો તો ખિલાફતના સંબંધમાં આપણે જે મદદ કરીએ છીએ તે મદદનો સવાલ મટી જઇ એક જાતનો

સ્વાર્થી વ્યાપાર થઇ જશે. બલ્કે હિંદુઓની ફરજ છે કે બદલાની આશા રાખ્યા વગર તેઓને પોતાના દેશી ભાઈ સમજી ખિલાફતના સંબંધમાં તેમનો સાથ આપવો જોઇએ, પછી ભલે મુસલમાનો ગૌવધ બંધ કરે અગર ન કરે.

એવીજ રીતે મુસલમાન લીડરોએ પણ ગૌવધ વિષે પોતાના મુસલમાન ભાઇઓને જણાવવું જોઇએ, કે હિંદુઓ ખિલાફતના સવાલમાં આપણી સાથે સામેલ થાય છે, તે માટે ગૌવધ બંધ કરવામાં આવતો નથી, પણ કોઇ જાતના બદલાની આશા રાખ્યા વગર હિંદુઓ આપણા પાડોશીઓ છે અને ગૌવધથી તેમની લાગણી દુખાય છે, તેટલા માટે પાડોશીઓને ખૂશ રાખવા માટે ગૌવધ કરતાં અટકવું જોઇએ. અને કુરબાની માટે ગાય સિવાય બીજા જાનવરનો ઉપયોગ કરવો જોઇએ. પછી ભલે હિંદુઓ આપણને ખિલાફતના પ્રશ્નમાં મદદ કરે અગર ન કરે. આપણે બતાવી આપવું જોઇએ કે મુસલમાન કોમ ઉપકારનો વેપાર કરતી નથી. બલ્કે કોઇ પણ જાતના સ્વાર્થ વગર પાડોશીઓના દુઃખમાં ભાગ લેવા ઇચ્છે છે. અર્થાત્ મુસલમાન લીડરોએ સમજાવવું જોઇએ કે હિંદુઓ અમારી સાથે ખિલાફતની ચળવળમાં ભાગ લે અગર ન લે પણ અમારે દરેક સ્થિતિમાં ગૌવધથી હંમેશને માટે દૂર રહેવું જોઇએ.

## વિરૂદ્ધતાના ચિન્હો.

જો કે હજુ પુરેપુરી ઐક્યતા થઇ પણ નહોતી તેવામાં વિરૂદ્ધતાનાં ચિન્હો જણાવા લાગ્યાં ખિલાફતના ત્રીજા દિવસની હડતાલમાં કેટલીક જગાના હિંદુઓએ સામેલ ન થતાં દુકાનો બંધ કરી નહિ. તેવીજ રીતે તિલક મહારાજના શોકની હડતાલમાં કેટલાક મુસલમાનો પણ સામેલ થયા નહિ. આ વિરૂદ્ધતાના પરિણામે કેટલાક ભાગના મુસલમાનોમાં એવી ચર્ચા થવા લાગી કે હવે બકરી ઇદના પ્રસંગે ગાયની કુરબાની બંધ કરવાની શી જરૂર છે? જ્યારે હિંદુઓ અમારું મન રાખતા નથી તો પછી અમારે તેમના મનનું સમાધાન કરવા શા માટે પ્રયત્ન કરવો જોઇએ?

બરેલી, અલીગઢ અને સુરતથી એવા રિસાલા છપાઇને બહાર પડયા છે. જેમાં લખ્યું છે કે હિંદુઓની ખાતર ગાયની કુરબાની બંધ કરવી એ યોગ્ય નથી. કદાચ આજે ગૌવધ બંધ થશે તો કાલે હિંદુઓ કહેશે કે અઝાન બંધ કરો, અને પરમ દહાડે બીજું કંઇ બંધ કરવાનું કહેશે અને એમ ધીમે ધીમે ઇસલામના બધા અરકાનો બંધ કરવાનું કહેશે મારા વિચાર પ્રમાણે આમ થવાનું કારણ એ છે કે મુસલમાનો અરસપરસ બદલા બદલી કરવાની ઇચ્છા રાખે છે. મારા વિચાર પ્રમાણે એ કામમાં બદલા બદલાનો પ્રશ્ન વચ્ચે નહિં લાવતાં, કોઇ પણ જાતનો બદલો મેળવવાની ઇચ્છા રાખ્યા વગર જ મહાત્મા ગાંધી સાહેબની પેંઠ માત્ર પાડોશી તરીકેની ફરજ અદા કરવા તૈયાર થવું જોઇએ.

જે મુસલમાનો અઝાન વગેરે બંધ થવાનો ભય બતાવે છે તેઓ પોતાની ઇસલામી તાકાદથી નાવાકેફ હોય એમ જણાય છે. હિંદુઓના તમામ પંથો ગાયને પવિત્ર માને છે અને પૂજ્ય ગણે છે, તેથીજ દરેક હિંદુ ગાયનું રક્ષણ કરવાનું ઇચ્છે છે. પણ આ સિવાય ઇસલામના બીજા કોઇ અરકાન સાથે હિંદુઓને કંઇ લેવાદેવા નથી, તો પછી શા માટે મુસલમાનોને તેમની ધર્મ-ક્રિયા કરતાં અટકાવશે. શું તેઓનું માથું ફરી ગયું છે કે ગાંડા થઇ ગયા છે? એમ છતાં

દલીલની ખાતર માની લઈએ તો શું મુસલમાનો હિંદુઓથી જાય તેવા છે? કે તેઓથી ડરી જઈ પોતાના ધર્મના અરકાનો તજી દેશે? જો કે સંખ્યામાં અમો હિંદુઓથી ઓછા છીએ તો પણ ધર્મ અને આત્મબળમાં તેઓથી ઘણાજ આગળ વધેલા છીએ. સેંકડો વર્ષથી આજ દિન સુધી કોઈ પણ હિંદુએ ગૌવધ સિવાય બીજી કોઈ પણ ધાર્મિક બાબતમાં અડચણ કરી નથી. જો કે મુસલમાની રાજ્યને હિંદમાંથી ગયાને આજે ૧૦૦ વરસનો અરસો થઈ ગયો છે. મરાઠી રાજ્ય જોર પર આવી અસ્ત થઈ ગયું છે, છતાં કોઈ પણ હિંદુએ નમાજ રોઝા વગેરેથી રોકાણ કર્યાનું સાંભળવામાં આવ્યું નથી, અલબત્ત શીખ કોમમાંથી કેટલાક લોકોએ કેટલેક સ્થળે અઝાન બાબત અડચણ નાખી હતી, અને હજુ પણ કોઈ કોઈ સ્થળે એ પ્રમાણે થાય છે. પણ આ અપવાદનો દોષ તમામ હિંદુઓ કે બધા શીખો પર લાગુ પડી શકાતો નથી. વળી શીખો હિંદુઓથી એક જુદી કોમ હોવાનો દાવો કરે છે.

અઝાનની મનાઈ કેળવાએલા શીખો તરફથી થતી નથી પણ અજ્ઞાન શીખો તરફથી થાય છે અને તે એટલા માટે કે ઝટકાની બાબતમાં મુસલમાનો પણ હઠધર્મી કરે છે. જોકે જાનવરને ઝટકાથી મારીને ખાવાની તેમના ધર્મની આજ્ઞા છે. આવી બાબતમાં દરમ્યાનગીરી કરવાનો મુસલમાનોને શો હક છે? જોકે એવી રીતથી મારેલા જાનવરનું માંસ ઇસલામમાં હરામ છે અને તે તેમણે ન ખાવું જોઇએ. પણ બીજાને વચ્ચે આવવાની જરૂર નથી. આ પ્રસંગે મારે શીખોને પણ કહેવું જોઇએ કે જે વાસણો ઝટકાથી મારેલા જાનવરના માંસ અને લોહીથી ખરડાએલાં હોય તે મુસલમાનો જે કુવાનું પાણી પીતા હોય તેમાં ન નાખવાં જોઇએ કારણકે એ પ્રમાણે કરવાથી ઇસલામી માન્યતા પ્રમાણે એવા કુવાનું પાણી ગંદુ થઈ જાય છે. અર્થાત્ હઠ એ કુસંપ અને કજીઆનું મૂળ છે, તો દરેક કોમ આવા કૃત્યથી દૂર રહે તો બિગાડનું કારણ રહેશે નહિ.

મારી ખાતરી છે કે ગૌવધનો નિષેધ થયા પછી હિંદુભાઇઓ મુસલમાનોની ધાર્મિક ક્રિયાઓની વચ્ચે આવશે નહિ, અને તેમ કરવાનું કારણ પણ નથી, જે મુસલમાનોએ હઠધર્મી કરી એવો ભય બતાવ્યો છે તે નિરર્થક છે. કદાચ તેવું બનશે તો મુસલમાનો પણ તુર્કી બતુર્કી જવાબ દેવામાં પાછા હઠે એવા નથી. મુસલમાનો કંઇ એટલા બધા ઢીલા થઇ ગયા નથી કે હિંદુઓના દમાણથી ડરી જઇ પોતાના ધાર્મિક તત્વોનો નાશ થવા દેશે. ગૌવધ એ કોઇ ઇસલામનો સકુન નથી, પણ એક પથ્ય (હલાલ) વસ્તુ છે. તો પછી એમ શા માટે કહેવામાં આવે છે કે આજે ગૌવધ બંધ કરવાનું ને કાલે બીજું ધાર્મિક કામ બંધ કરવાનું હિંદુઓ તરફથી કહેવામાં આવશે આ ઉપરથી તો એમ સમજાય છે કે ગૌવધ પણ એક ઇસલામી સકુન છે જોકે આ તદન ખોટું છે, જે હું હવે પછી જણાવીશ.

જો હિંદુઓ રાજકીય અને સામાજિક બાબતમાં મુસલમાનો સાથે મળીને રહેવા ઇચ્છશે તો મુસલમાનો પણ તેમજ કરશે. તેથી ઉલટું જો તેઓ મુસલમાનોના ધર્મ અને મિત્રતાને ધિક્કારશે તો પછી મુસલમાનોને તેમને આજીજી કરવાની પણ જરૂર નથી. અમે પોતે અમારા જાતિબળ વડે સ્વતંત્ર પણે આ દેશમાં રહી શકીએ છીએ. ગૌવધનિષેધનો હેતુ માત્ર હિંદુઓ સાથેની પાડોશી તરીકેની ફરજ બજાવવાનોજ નથી બલ્કે તેમાં અમારો પોતાનો જાતિ

ફાયદો પણ છે. કદાચ હિંદુઓ સાથે આપણને ગમે તેવી વિરૂદ્ધતા થઈ જાય, તોપણ ગૌવધ બંધ કરીને આપણે ફાયદામાંજ રહીશું. કારણકે ગાયની સલામતીથી ગુજરાનના સાધનોમાં વધારો થશે, પણ તેનો વધ કરવાથી તો નુકસાનજ થશે. ગાયનું માંસ ખાવામાં જેટલો ફાયદો છે તે કરતાં પ્રમાણમાં નુકસાન વધારે છે.

## મુસલમાનો ગાયના રક્ષક.

જો કે હિંદુઓ ગાયનું રક્ષણ સામાજિક અને ધાર્મિક દૃષ્ટિથી કરે છે, તો મુસલમાનોએ પણ સામાજીક દૃષ્ટિથી તેનું રક્ષણ કરવું અગત્યનું છે. વળી ગાયનું રક્ષણ કરવાનો પ્રશ્ન આપણા પોતાના ફાયદા માટે છે. હિંદુસ્તાન કંઈ હિંદુઓનો એકલાનોજ દેશ નથી પણ તેમાં તેઓ અને આપણે આગળ પાછળ પરદેશથી આવીને વસેલા છીએ. હિંદુઓને પોતાનું ગુજરાન ચલાવી ઇજ્જત આબરૂથી રહેવાને જે જે વસ્તુઓની જરૂર છે, તે તે વસ્તુઓની આપણને પણ તેટલીજ જરૂર છે, એટલે કે જે જે વસ્તુઓનો નાશ કરવાથી ગુજરાનના સાધનોમાં અડચણ આવતી હોય તેનું રક્ષણ કરવું એ હિંદુઓની અને આપણી બંનેની ફરજ છે. ગાય દૂધ અને ઘી પુરૂં પાડે છે એટલુંજ નહિ પણ તેનાં વાછરડાં અમારી ખેતીને માટે ઘણીજ અગત્યતા ધરાવે છે. અર્થાત્ ગાય ખરેખર અમારી જીંદગીનું રક્ષણ કરવામાં સહાયભૂત છે, તો પછી અમારે પણ તેની જીંદગીનું રક્ષણ કરવાથી બેપરવાહ રહેવું જોઇએ નહિ. ગાયના રક્ષણથી આપણું પોતાનુંજ રક્ષણ થશે. ગાયોને વધ કરવાનું કામ આપણે બંધ કરીશું તો ગાયોપર કે હિંદુઓ ઉપર આપણે ઉપકાર કરીશું નહિ પણ તે ઉપકાર તો આપણા પોતાનાં બચ્ચાં અને આપણી ખેતી ઉપર થશે.

## અમે ગાયનું પૂજન કરીશું નહિ.

ગાયને અમો ધર્મની દૃષ્ટિથી પવિત્ર અગર પૂજ્ય ગણીશું નહિ. તેમ તેના છાણ અને મુત્રને પવિત્ર માનીશું નહિ. અગર કોઇ બીજી રીતે તેનો સત્કાર કરીશું નહિ, કારણ કે અમે મુસલમાન હોવાથી ખુદા સિવાય બીજા કોઇને પૂજ્ય ગણી શકતા નથી. અમોને અમારા ધર્મ તરફથી ગાયનું રક્ષણ કરવાની મનાઇ નથી એટલે કે અમને ખાસ ગાયનીજ કુરબાની કરવાનુ ફરમાન થયેલું નથી, બલ્કે કુરબાની માટે જે જે જાનવરો મુકરર કરેલાં છે. તેઓમાં ગાય પણ એક છે. વળી જે જે જાનવરોની કુરબાની કરવાનું ફરમાવેલું છે તેની પસંદગી કરવાનું કામ અમારી મુનસફી ઉપર રાખવવામાં આવ્યું છે એટલે કે એ જાનવરો પૈકી કોઇનો પણ ઉપયોગ ન કરવાથી અમો ખુદાના ગુનેગાર થતા નથી, તેમ અમુક જાનવરની પસંદગી કરવાથી વધારે સવાબ પણ મળતો નથી, આથી સિદ્ધ થાય છે કે ગાયની કુરબાની ન કરવાથી કંઈ ધાર્મિક ગુન્હો થતો નથી. અને તેના બદલામાં બીજા જાનવરની કુરબાની કરવાથી સવાબમાં કંઇ ઉણપ રહેતી નથી, પણ તે એવી શરતે કે આવી રીતે તર્ક કરી દીધેલ જાનવરને અમે હરામ ગણીએ નહિ. અને જો તેવું ગણીએ તો ફક્ત અમો ગુનેગાર થઇએ છીએ એમ નથી, બલ્કે અમારા ઇમાનમાં ખલલ આવે છે. ગાયનો વધ અટકાવવાનો હેતુ ગાયને હરામ ગણીને થવો જોઇએ નહિ. પણ ઘી, દૂધ ખેતી વગેરેના ફાયદા તેજ પાડોશી હિંદુ ભાઇઓની દુખાતી લાગણીને માટે ગૌવધ બંધ કરવામાં કોઇ જાતની અડચણ નથી.

## કુરાને શરીફ અને ગૌવધ.

હવે હું મારા મુસલમાન ભાઇઓને ગૌવધના સંબંધમા કુરાને શરીફમાં શું ફરમાવ્યું છે, તે બતાવવા ઇચ્છુ છું, કુરાને શરીફમાં ચોકખી રીતે ગાયનીજ કુરબાની કરવાની કોઇ પણ આજ્ઞા નથી કુરાને શરીફની આરંભનીજ સુરા બકરમાં યાહુદીઓના સંબંધમાં એક કિસ્સો (આખ્યાયીકા) વર્ણવેલો છે તેમાં જણાવ્યું છે, કે તેમને ત્યાં એક ખૂન થયું હતુ તેના ખુનીની તપાસ માટે કેટલાક માણસો મુસા (સ૦) પાસે ગયા તે ઉપરથી મુસા (સ૦) એ ખુદાતઆલાની વહીને આધારે ફરમાવ્યું કે તમો એક ગાયને કતલ કરી તેના માસનો એક કકડો મરનારના મોં ઉપર મૂકો. આમ કરવાથી ખૂનીનું નામ નિશાન વગેરે સ્પષ્ટ જણાઇ આવશે આ સિવાય માત્ર ગાયની કુરબાની વિષે આજ સુરામાં કંઇ પણ ફરમાવામા આવ્યુ નથી. કુરાને શરીફમાં એકલી ગાયનું વર્ણન ત્રણ સ્થળે, વાછરડાનું બે સ્થળે અને ખાવાના હલાલ જાનવરની ટીપમાં ૧૧ સ્થળે ગાયનું વર્ણન માંસ ખાવાના સંબંધમાં આવેલું છે. નહિ તો અનેક સ્થળે તેમનાં નામો આવેલા છે. મતલબ કે જ્યાં માંસ ખાવાના સંબંધમાં લખ્યું છે ત્યા ખાસ ગાયનુજ માંસ ખાવાની તાકીદ આપવામાં આવી નથી. પણ માત્ર હલાલ જાનવરોના નામની ટીપમા ગાયનું નામ પણ છે. જ્યાં જ્યાં કુરબાનીનું વર્ણન છે ત્યાં ત્યાં હજની સાથેજ તેનો સંબંધ છે. અર્થાત્ હજ પ્રસંગે કુરબાની કરવા માટે જે જાનવરોના નામ જણાવેલાં છે તેમની સાથે ગાયનુ નામ પણ છે, પણ હજના પ્રસંગે ગાયનીજ કુરબાની કરવાનો ખાસ હુકમ નથી.

સુરાહજમાંઃ—"વકુલ્લે ઉમ્મતિન જઅલના મન સકન લિયુઝકુરુસ્ત મ'સ્માહે અલામા રઝ-ઝુમ મિન બહિમતિલ અન્આમ"

તરજુમો-અને દરેક ફિરકાને માટે કુરબાની મુકરર કરી છે કે જેથી ખુદાને તે રિઝક સાથે યાદ કરે કે જે રિઝક તમને જે ખુદાએ મવેશીઓથી (ઢોરોથી) આપેલું છે.

( આ લેખનો ઘણો મનન કરવા જોગ ભાગ આવતા અંકમાં. )

# શરીરનું આરોગ્ય સાચવવા બ્રહ્મચર્ય પાળવાની ભારે અગત્ય.

લેખક સદ્ગુણાનુરાગી કર્પૂરવિજયજી ( મુ. સનૌ ).

(૧) લોહી માંસાદિક શરીરની સાત ધાતુઓમા વીર્ય એ સહુથી ચઢીઆતીને ઉપયોગી ધાતુ શરીરના આરોગ્યને ખાસકરીને ટકાવી રાખનારી તથા પુષ્ટિ આપનારી છે.

(૨) વીર્યને શરીરના રાજા તરીકે વ્યવહરવામાં આવે છે. તેની અનહદ કિંમત છતાં તેને પૂરી કાળજીથી સાચવી રાખવાની અને તેનો સાગમાં સારો ઉપયોગ કરવાનું બહુ વિરલાનેજ સાંપડે છે. એવું સદ્ભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય કે થાય તેઓનો જન્મ સાર્થક સફળ લેખાય.

(૩) સ્વ વીર્ય સંરક્ષણની કિંમત જે સારી રીતે સમજતા હોય તેમણે તેના ખરા ઉપાય રૂપ બ્રહ્મચર્ય પાળવામાં કસર રાખવી ન ઘટે. મન અને ઇન્દ્રિયોને લગામમાં રાખવાના સતત અભ્યાસથી તેનો લાભ મળી શકે છે. સ્વ વીર્ય સંરક્ષણથી અનેક ઉત્તમ લાભ મેળવી શકાય છે. અને અણમોલા વીર્યનો નાહક વિનાશ કરી દેવાથી, તેવી કુટેવથી અનેક ઉત્તમ લાભ ગુમાવાય છે. અનુભવ કરી જોતાંથીજ એ વાત હસ્તામલકની જેમ સુપ્રતીત થઈ શકે એમ છે.

(૪) બેહદ વિષય ભોગની લાલસાથી પાશવ વૃત્તિનું સતત સેવન કરનારના જે હાલહવાલ થાય છે, તે જોઇ જાણીને પણ સુજ્ઞ જનોએ સત્વેળા ચેતીને ચાલવું ઘટે છે. સહૃદય જનોને એથી વધારે શું કહેવું ?

(૫) પાશવ વૃત્તિનું કાયમ સેવન કરનારા અનેક આકરા ક્ષયાદિક રોગોને જાતેજ વ્હોરી લે છે. તેવા મૂઢ જનોને જવલ્લેજ સંતતિ થવા પામે છે. અને જો કદાચ થાય છે તો તે સાવ તકલાદી સત્ત્વ વગરની નમાલી હોઇને બહુધા બીજાને ઉપયોગી થવાને બદલે બોજા રૂપ થાય છે. અને વળી વારસામા માતપિતાને લાગુ થયેલ ક્ષયાદિક રોગથી પણ પ્રાયઃ બચવા પામતા નથી. આવી ભારે હાનિ સ્વચ્છંદતાથી વીર્યવિનાશ કરવાવડે થાય છે.

(૬) સામાન્ય રીતે પુત્રના શરીરનો બાંધો ૨૫ વર્ષે અને પુત્રીનો ૧૬ વર્ષે જ બંધાઇ રહે છે તે પહેલાં તેમની કાચી વયે કેવળ મોહવશ લગ્ન કરી દેવાં એ સુજ્ઞ અને હિતચ્છુ માબાપોને લાજમ નથીજ.

(૭) કાચી વયે કાચા બાંધા છતા લગ્ન થવાથી અનેક પુત્ર પુત્રીઓ અકાળે મૃત્યુ વશ થાય છે. ત્યારે માતા પિતા પસ્તાય છે ખરા, પણ તેવો નકામો પસ્તાવો કરવાથી વળે શું ? બગડી કંઇ સુધરી શકે ખરી ? નહિજ. પાણી પીધા પછી ઘર પુછવાથી શું વળે ?

(૮) આટ આટલું વીતવા છતા મૂઢ જનોની આંખો ઉઘડતી નથીજ; પકડેલું ગધાપુચ્છ તેઓ તજતા નથી. અને અજ્ઞાનવશ કઇંક પ્રજાની જીંદગી ધુળધાણી કરી નાખે છે વળી તેમા બહાદુરી સમજે છે. શરમની વાત છે.

(૯) મજબુત, નિરોગી, સુખી, પ્રતાપી, ને સદ્ગુણી પ્રજા પેદા કરવા ઇચ્છતા દરેક માત પિતાએ જો તેજ બ્રહ્મચર્યના અગણિત લાભ વિચારી, જેમ બને તેમ ટેક રાખી, કડકાઇથી તેનું લાંબો વખત પાલન કરી, સ્વ વીર્યનું સંરક્ષણ કરવા પ્રથમથીજ ચેતવું જોઇએ.

(૧૦) બ્રહ્મચર્યના ઉત્તમ નિયમોનું પરિપાલન કરવાથી શરીર સ્વાસ્થ્ય ચિત્તની પ્રસન્નતા, શૌર્ય ઉત્સાહાદિક અનેક ઉત્તમ લાભ અહીંજ સાંપડે છે. અને અનેક રીતે પરમાર્થ માર્ગે સ્વ વીર્યનો સદુપયોગ કરવાથી ઉત્તમ ગતિ યા સદ્ગુણ પ્રાપ્તિવડે આત્મ ઉન્નતિ સાધી સ્વપર ઉપકારક બની આ દુર્લભ માનવભવ લેખે કરી શકાય છે. ઇતિશમ્.

# દેહ–મનઈન્દ્રિયદમનથી થતા અનેક લાભ.

લેખક સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી (મુ સંઘ)

૧—શુદ્ધ હવા પાણી અને અન્ન લેવા સાથે સ્વ આરોગ્ય ટકાવી રાખવા માટે સહુ કોઇએ પોતાને ફાવે એટલે બની શકે તેવી જાતમહેનત કરીને કે જરૂર પ્રસંગે પગે ચાલીને શરીરને કસવાની ભારે જરૂર છે.

૨—દિવસો સુધી અંગ કસરત કર્યા વગર કદાચ ચાલે છે શરીર નભી શકે ખરૂ, પણ નીરોગી રહી શકતુ નથી તેથીજ પ્રકૃતિને માફક આવે એવી ગમે તે જાતની અંગમહેનતની આરોગ્ય સાચવવા માટે ખાસ આવશ્યકતા રહે છે ખરી અંગ મહેનત કરવાથી મન પણ પ્રસન્ન રહે છે એટલે મગજનુ કામ પણ સારૂ થઇ શકે છે તે વગર મગજ ઠીક કામ કરી નથી શકતુ

૩—જેમ લોહ–લોઢુ પડ્યુ પડ્યુ કટાઇ–ખવાઇ જાય છે, તેમ શરીર પણ જાતમહેનત વગર અંગ કસરત કર્યા વગર અનેક જાતના રોગનુ સ્થાન બની વિનાશ પામે છે અંગ કસરત–જાત મહેનત એક અરજી પૌષ્ટિક ખોરાક જેવી ગરજ સારનાર નીવડે છે

૪—શુદ્ધ અન્ન જળ સાથે ખુલ્લી હવા–ચોખ્ખી હવામાં કસરત કરનારનુ આરોગ્ય આબાદ ટકી રહે છે

૫—જાતમહેનતથી પાચનશક્તિ ઠીક ઠીક બની રહે છે

૬—ખુલ્લા પગે ખુલ્લી હવામા અનેક વ્યાવહારિક પ્રસંગે જાતે જવા આવવાની ટેવ રાખવાથી સહેજે અંગ કસરતનો લાભ મળી શકે છે. તેથીજ શૌચાદિક અર્થ જેમ બને તેમ બહાર ખુલ્લી હવામા જવાનો અભ્યાસ રાખવો સહુને માટે સુખાકારી લેખાવો જોઇએ

૭—પાયખાનાદિ અશુચિ સ્થાનોમા કાયરતાથી શૌચ અર્થે જનારની તબીયત બગડવાનો વધારે સંભવ છે

૮—બીજા પણ આવશ્યક (જરૂરના) કામ બને ત્યા સુધી બીજાના આધારે નહી છોડતા જાતેજ કરવાની ટેવ પાડવાથી શરીરમા સારી સ્ફૂર્તિ–જાગૃતિ રહે છે અને કામ પણ ધારેલા વખતે નિયમિત બની શકે છે બીજાઓ તો અણછૂટકેજ કામ બતાવવા જોઇએ બીજાને આધારે જ રહેનારા કેટલાક કામ અધુરા રહેવાથી કે અનિયમિત થવાથી પોતાને ઠીક સંતોષ મળતો નથી

૯—શ્રીમંતાદિક જેઓ હર કોઇ કામ પરના આશ્રયથીજ કરાવવાનુ બને છે તેઓના શરીર સાવ નાજુક–માંદલા જેવા રહે છે તેમને ઘણે ભાગે પાચનક્રિયા મંદ રહેતી હોવાથી અનેક જાતની ઉત્તેજક દવાઓ લેવી પડે છે તેમા પુષ્કળ દ્રવ્યનો વ્યય કરવા છતા તેમની તબીયત ઠીક રહી શકતી નથી બંધકોષની ફરીયાદ તેઓની કાયમ રહ્યા કરે છે જાતમહેનત કરવાની ટેવ પાડવાથી તેમની એ બધી ફરીયાદોનો નાશ અંત આવી જાય છે જાતિ અનુભવથી તેવી ખાત્રી કરી શકાય છે

૧૦—દરેક ધાર્મિક કરણી યથાવિધિ સાવધાનતાથી કરવાવડે સહુ ભાઇ બ્હેનો ધારે તો અંગ કસરતનો અપૂર્વ લાભ સહેજે મેળવી, શરીરઆરોગ્ય સાચવી શકે છે.

૧૧—પદ્માસનાદિક ધ્યાનમાં આસનોનો અભ્યાસ-મહાવરો રાખવાથી અને શુદ્ધ દેવ ગુરૂના ઉત્તમ ગુણોનું ધ્યાન એકાગ્રતાથી ચિન્તવન કરવાથી મન ને પવનનો જય થવાથી તન મનની શુદ્ધિ થતાં પ્રસન્નતા વધે છે.

૧૨—ચિત્તની પ્રસન્નતા બની રહેવાથી અનેક લાભ થાય છે રોગો ટળે છે, નવા રોગો થતા નથી અને આત્માનું સહજ સ્વાભાવિક સુખ અનુભવાય છે. નકામા સંકલ્પ વિકલ્પો શુભ ધ્યાન બળથી શમાવી દેવાથી એ અપૂર્વ ફળ મળે છે

૧૩—શુભ ધ્યાનની પુષ્ટિ માટે ઉપવાસાદિક બાહ્ય તપની પણ જરૂર છે ખોટી લાલચો તજવાથી એ સહેજે બને છે. ઇતિશમ.

---

# જીવનસાર્થકતા કેમ સાધી શકાય ?

૧—આત્મોન્નતિ કોને પ્રિય નથી ! આ જગતમા ભૂતમાત્ર આત્મશ્રેયને માટે અનેક વિધ પ્રયત્નો કરે છે, અને તેમ કરવામાં માર્ગમાં આવતી મુસ્કેલીઓને પણ શાંતિથી સહન કરે છે. મનુષ્ય જીવનની અગત્ય અને અમૂલ્યતા સંપૂર્ણતાથી અને બુદ્ધિપૂર્વક સમજવી એ પ્રત્યેક વિચારશીલ મનુષ્યનું આદ્ય અને આવશ્યક કર્તવ્ય છે. જીંદગી કોઇ પણ પ્રકારે ગાળવામાંજ વ્યક્તિ તરીકેનું જીવન ગાળ્યું કહેવાય નહિ. અજ્ઞાનતાપૂર્વક અને શ્વાનવત્ જીવન ગાળવામાં અને માનવ જીવનની યથાર્થતા સમજી ગાળવામા આવતી જીંદગી વચ્ચે મહાપવર્ત અને પરમાણુના જેટલો તફાવત છે. કોઇ વ્યક્તિ ધારે તો પોતાના જીવિતને ઉન્નત દશાએ પહોંચાડી શકે અને તેને આદર્શ બનાવી શકે. અને ધારે તો અધોગતિની અન્તિમ પરાકાષ્ઠાએ લઇ જાય. પ્રથમ વિધનું જીવન ગુજારનાર વિરલ મનુષ્યોજ હોય છે અને પોતાના વિશુદ્ધ અને પવિત્ર જીવનથી માનવોદ્ધારના કાર્યમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. તે પોતાને માટે અથવા સ્વાર્થસિદ્ધિ માટે જીવતો નથી, પણ પોતાના જાતિબંધુઓના ઉદ્ધાર અને દુઃખ નિવારણ અર્થેજ પોતાનું જીવન અર્પણ કરે છે. વિશ્વનો ઇતિહાસ આપણી સમક્ષ ટંકનાથી સાક્ષી પૂરી રહ્યો છે, કે સ્વાર્થ સાધનાના પૂજકો-ભલે પછી તે અતિ દીન ભિક્ષુક હોય, યાતો મહાન્ અને સર્વોપરિ સામ્રાજ્યના શાસક હોય-કાળના અનન્તવાહી પ્રવાહમા ચિરકાલને માટે તણાઇ દૃષ્ટિમાંથી અદૃશ્ય થઇ ગયા છે, જ્યારે સાધુચરિત અને પરાર્થ જીવનનો ભોગ આપનારી વ્યક્તિઓ માનવહૃદયમા અને સારી જગતના અન્તર્પટ વિષે શાશ્વતકાલ સુધી આલેખાઇ રહી છે. વિશ્વના મહાન્ વિજેતાઓ અને નીતિવિશારદ અનેક પુરુષો અનાદ્યનન્ત કાલની ગહન ગુહામાં સદાને માટે દટાઇ ગયેલા આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. ક્યાં માનવહિતસાધક પુણ્યાત્માની ચિત્તશુદ્ધિ અને ક્યા આત્મગૌરવની વૃદ્ધિ કરવા માટે યુક્તિ અનેક પ્રયુક્તિઓનો આશ્રય કરનાર મનુષ્યની અધમવૃત્તિ ! ક્યા નિષ્કામ જીવન ગાળનાર મનુષ્યનું તપોબળ અને ક્યાં અર્થ પ્રાપ્તિ માટે આત્મબંધુઓના ગળા રેંસનારની પિશાચવૃત્તિ ! વાચક ! મને સંપૂર્ણ પ્રતીતિ છે કે તું આવા નીચ અને અમર આત્માની અવનતિ કરનાર જીવનને ખીલકુલ પસંદ કરશે નહિ. એ સત્ય છે કે આપણી ચિત્તવૃત્તિ અધમ કાર્યો કરવા તરફ વધુ વળે છે, પણ ખરો પુરુષાર્થ તો તેના પર સંયમ મેળવવો એમાંજ રહેલો છે. એ ગુણ જે સાધી ન શકે તેને નિઃશંક નરપશુની ઉપમા આપ[illegible]

૨—જનસમાજ સત્પુરુષો અને દુષ્ચરિત મનુષ્યો એમ બે ભાગમાં વિભક્ત થઇ ગયેલો આપણે પ્રાચીન સમયમાં અને સામ્પ્રત સમયમાં જોઇ રહ્યા છીએ. વિશ્વસૃષ્ટિનો-સંસારચક્રનું અટલ અખંડ અને નિત્ય ગતિમાન્ રહે એ હેતુથી યોજાયેલો એ એક પ્રયોગ છે. રામાવતારમાં રાવણ પેદા થયો, અનેક અમાનુષી કૃત્યો આચર્યાં, માનવહત્યાકાંડની અવધિનો પાર ન રહ્યો, જનકાત્મજાને હરી લઈ જવાની નાલાયકી અને દુષ્ટબુદ્ધિ અંતરમાં પ્રાદુર્ભૂત થઇ; અને એ સર્વ પાપી કૃત્યોનું ઉદર્ક તેના આત્મનાશમાં પરિણત થયું. કૃષ્ણાવતારમાં પણ અનેક દુર્ગ્રહિતનામ મનુષ્યો જન્મ્યા, અને પોતાની પાછળ બદનામ અને અપકીર્તિનો વારસો પોતાના ઉત્તરાધિકારીઓ માટે મૂકતા ગયા કંસ, શિશુપાલ અને સુયોધન જેવા પાર્થિવોએ પોતાની આશ્રિત પ્રજાઓને હાયહાય પોકારવી નિષ્ઠુરતા અને નિર્દયતાની હદ ઓળંગી સ્વેચ્છાનુચારી વર્તન ચલાવ્યું. પણ દરેક વસ્તુને હદ હોય છે. તેમના નાશે દુનિયાને દુષ્કૃત્યોનું કેવું પારિતોષિક લભ્ય થાય છે, તેની પિછાન કરાવી

૩ આપણે અનેકવાર જોઇએ છીએ કે કેટલાક મનુષ્યો પોતે ઉચ્ચકુળ વિષે જન્મવાથી કૃતાર્થ થઇ ગયા હોય એમ માની જીવન ગુજારે છે. પણ આ ધારણાને સેવવામાં તેઓ મહાન્ ભૂલ કરે છે. ઉચ્ચકુળમાં જન્મ્યા એટલેજ જીવનની સાર્થકતા થઇ ગઇ એમ માનવાનું નથી, પણ ઇશ્વરે તમને વધારે ઉચ્ચ જીવન ગાળવાની તક આપી છે, એમ સમજી વધારે ને વધારે ચારિત્રશીલ બનવું જોઇએ. કેટલાંક જનો એવાં પણ છે કે જેઓ નિમ્ન કુલ વિષે અવતરવાથી પોતાની જાતને તેમજ દૈવને ધિક્કારે છે આ પ્રકારનું વર્તન સર્વથા નિંદ્ય છે. આ વિષય પરત્વે જગત્ નિયંતાનો કાંઈ અગોચર હેતુ હોવોજ જોઇએ અને છેજ, કિન્તુ મર્ત્યો માયાના આવરણથી ઘેરાઇ વાસ્તવિકતા અને તથ્ય શું છે, તેનો કિંચિત્ અંશે પણ ખ્યાલ કરતાં નથી, એ નિશ્ચિત સિદ્ધાન્ત છે કે આપણી આજુબાજુનું વાતાવરણ આપણા સસ્કારો અને હૃદયના ભાવો પર ઘણી મોટી અસર કરે છે, અને તેથી આપણા જીવનમાં સુમહાન્ પરિવર્તન થાય છે. આપણા પ્રત્યેક કાર્યમાં આપણા મનની ભાવનાઓ અને વૃત્તિઓ પ્રતિબિમ્બિત થાય છે, એટલે સંસ્કારી માણસોનો સંસર્ગ પ્રાપ્ત થવો એ મહાભાગ્ય છે. પણ એથી જેઓને એ પ્રાપ્ત થયું નહિ હોય, તેઓએ લવલેશ પણ નિરાશ થવું ન ઘટે. જગતના સુવિખ્યાત સુધારકો, મહાન્ રાજનીતિજ્ઞો, યુદ્ધવિશારદ સૈનિકો, આશ્ચર્યાવહ શોધોના કર્તાઓ. એ સર્વે ગરીબ તથા નીચ માબાપના ઉદર માંથી જ જન્મ્યા હતા. નેપોલીયન, લોઇડ જ્યોર્જ, રણજીતસિંહ, જ્યોર્જ સ્ટીવનસન એ બધા ઉપર્યુક્ત પ્રકારનાજ મનુષ્યો છે. પણ તેમનાં કામોએ આખી દુનિયાને આશ્ચર્યના સમુદ્રમાં ગરકાવ કરી દીધા છે. મોટાઇ પ્રાપ્ત કરવી એ આપણા હાથમાં છે. આંગ્લકવિ શિરોમણિ અને અનુપમ કવિત્વશક્તિના અગાધ ભંડાર શેક્સપીયર કહે છે કેઃ—

"Some are born great, some achieve greatness, and some have greatness thrust upon them".

આમાં દ્વિતીય પ્રકારની મહત્તાજ સર્વથા અપેક્ષ્ય છે, અને તેની પ્રાપ્તિમાંજ ખરો પુરૂષાર્થ રહેલો નીકળે છે. વિશાળ દૃષ્ટિથી વિચાર કરતાં અન્તિમ તાત્પર્ય એટલુંજ નીકળી શકે કે પાર્થિવ સુખોની પ્રાપ્તિ માટે નિષ્પ્રયોજન પ્રયાસો કરવા કરતાં આત્માની ઉચ્ચતા અને પારલૌકિક શ્રેય માટે પ્રયત્નો કરવા સર્વથા શ્રેયસ્કર છે. તત્ત્વજ્ઞાનનો એ સ્થાપિત સિદ્ધાંત છે, કે આત્મા પાસે આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતી સત્ય વસ્તુઓ નાશવંત છે, અને જે આયુષ્ય આ સત્યને

જાણતો હોવા છતાં ઐહિક સુખોમાટે ફાંફા મારે છે, તેના સર્વ પ્રયત્નો–વ્યર્થાન્તિ વિપ્રકલ્પના– જેવાજ છે.

૪. આપણા પૂર્વજો જીંદગીની ઉપયોગિતા ચોક્કસપણે સમજતા હતા. તેઓ તેની અસ્થિરતા તથા અચિરવિનાશપણાથી પૂર્ણ વાકેફગાર હોઇ તેનો સર્વોત્તમ ઉપયોગ કરવાનું ચૂકતા નહિઃ આમરણાન્ત તેમના પ્રયત્નો એકજ હેતુની પ્રાપ્ત્યર્થે હતા અને તે મોક્ષ પ્રાપ્તિ અગર તો પોતાના આત્માની મુક્તિ. હવે જો આપણે આધુનિક કાલ તરફ દષ્ટિપાત કરીશું તો માલમ પડશે કે આપણે તેમનાથી સાવ પ્રતિકૂળ જીવનજ ગાળી રહ્યા છીએ આપણું લક્ષ્ય ધનસંચય છે. આપણે અનેક પ્રકારનાં સુખો ભોગવવાને લાલસા રાખીએ છીએ, અને જીવનનો જે પરમ હેતુ છે, તેને કોરે મૂકી દઇએ છીએ. દુનીઆં અધ્યાત્મવાદ–Spiritualism–ને બદલે જડવાદ materialism ના સિદ્ધાંતમાં માનવા લાગી છે, અને એનાં માઠાં પરિણામો છેલ્લા યુરોપી વિગ્રહે જગતને પ્રત્યક્ષીકૃત કર્યાં છેઃ લોકોની વૃત્તિ બદલાઇ છે ભારતવર્ષ પણ પોતાની પ્રાચીન સંસ્કૃતિ અને મહત્તાની પુનઃપ્રાપ્તિ માટે પ્રયત્નો આદરી રહ્યો છે. જો આપણે યથાવસર જાગૃત થઇશું નહિ તો ભાવિ શું શું વિટંબણાઓ લાવશે, એ કહેવું તદન અશક્ય છે. છતા પણ સ્થિતિને બદલવી એ આપણાં હાથમાં છે. પ્રાચીન સમયમાં ધર્મ સર્વ વિષયોમાં પ્રાધાન્ય predominance ભોગવતો અને અન્ય સર્વ વસ્તુઓ ગૌણ મનાતી ધર્મ તેમને પ્રાણાધિક પ્રિય હતો, અને ધાર્મિક જીવનદ્વારા સ્વર સુખ પ્રાપ્તિનો અદ્વિતીય લાભ સંપાદન કરતા. પશ્ચિમની સંસ્કૃતિને યોગે આપણામાથી ધાર્મિક જીવન સર્વતઃ નષ્ટપ્રાય થયુ છે. ભલે અપવાદ રૂપે કેટલાક હોય, છતાં પણ સખેદ જણાવવું પડે છે કે હીંદીજનતાની વધુમતિમાં ધર્મનો અભાવજ છે. આ ટીકા વાચકને વધુ પડતી લાગશે પણ એ સત્ય વાત છે, અને આપણા કૃત્યો એ વાત પ્રતિપાદિત કરે છે. ચિરકાલથી ગળામા પડેલી ગુલામગીરીની બેડી અને તદ્જન્ય અધમવૃત્તિઓનેજ આભારી ગણી શકાય. પણ હિંદના સુભાગ્યે એ ગહન અન્ધકારના પ્રદેશમાં ઘસડી જતો પ્રવાહ અટકયો છે. હિંદીઓ–સ્ત્રી અને પુરૂષ–ધાર્મિક અને સત્યમય જીવનનો ઉદ્દેશ વસ્તુત.સમજી ગયા છે.

૫ પ્રાચીન હિંદની સંસ્કૃતિને યોગ્ય એવા ગુણો–જેવા કે, દયા, કર્તવ્યપરાયણતા, પરોપકારવૃત્તિ, ધર્મરતતા–આપણામાંથી અદશ્યપ્રાય થયા છે. તો એમનો પુનરૂધ્ધાર કરવો એ પ્રત્યેક હિંદનિવાસીનો ધર્મ છે. દયાનું મહત્વ વર્ણવતા કલાપી કહે છેઃ—

" દર્યામાં પ્રભુ,પ્રીતિનું કાંઇ ભાન જનો કરે. "

ઉપરોક્ત ગુણોના અભાવને લઇનેજ આપણું અધઃપતન થયુ છે. એમ કહેવામા કાંઇ પણ તરેહની અત્યુક્તિ થવાનો સંભવ હું લેખતો નથી.

૬. આટલું કહ્યા પછી અંતમા કહેવાનું એટલુંજ કે ઇશ્વરે આપણને જે બક્ષિસ આપી હોય. ભલે પછી તે બુધ્ધિ વિચક્ષણતા હોય યાતો પ્રેમવૃત્તિ હોય યાતો પ્રમાણિકતા હોય–તેનો યથાર્થતા પૂર્વક ઉપયોગ કરી પોતાના જીવનને અત્યુત્તમ બનાવવું. પ્રભુ ! સૌંને એ સદબુધ્ધિ પ્રેરે !

છોટુભાઇ નારણજી જોશી.

---

# દવાઓ માટે કરોડો રૂપીઆનો ખરચ તથા લાખો જીવોની નિર્દય હિંસા તે સામે અમેરીકામાં ફતેહમંદ હીલચાલ.

**૧ દવાઓ માટે કરોડો રૂપીઆનો ખરચ.**

આખી દુનીઆમાં જુદી જુદી દવાઓ માટે દર વરસે કરોડો રૂપિયાનો ખરચ થાય છે માણસ જાતનો મોટો ભાગ ઘણો ગરીબ છે, અને લાખો માણસો દરરોજ થોડાં ઘણાં ભુખ્યાં રહે છે. આવા અતિશય ગરીબ માણસ મોંઘી દવાઓ ખરીદી શકે નહીં એ કુદરતી છે.

**૨ દવાઓ માટે લાખો જીવોની નિર્દય હિંસા.**

શીતળાની રસી તેમજ બીજી જાતની રસીઓ, તેમજ કેટલીક જાતની દવાઓ બનાવવા માટે લાખો બીચારાં જનાવરોની નિર્દય હિંસા કરવામાં આવે છે. એવી જાતની દવાઓ શરીરમાં દાખલ કરવાથી હજારો માણસોનું લોહી ઝેરી બને છે, તેઓ ભયંકર દરદોના ભોગ બને છે. અને નીરાશ થઈ આખરે મરણ પામે છે. તે સંબંધી સત્તાવાર દાખલા પ્રસિધ્ધ કરવા માટે ઈંગ્લંડ તથા અમેરીકામાં ખાસ મંડળીઓ છે. ( Anti Vivisection Societies. )

**૩ અમેરીકામાં શોધ.**

અમેરીકન ડાકટરોએ Chiropractic (કાઈરો પ્રેક્ટીક) નામના દરદો મટાડનારી વિદ્યા શોધી છે. માણસની બરડાની કરોડનાં હાડકામાં (the bones in the spinal column) કાંઈ ગેરવ્યવસ્થા થવાથી જુદી જુદી જાતના દરદો થાય છે, અને તેથી બરડાની કરોડના ખામીવાળા ભાગને દાબીને સરખા કરવાથી જુદી જુદી જાતનાં દરદો મટે છે અને તે વિદ્યાને Chiropractic તરીકે ઓળખવામાં આવે છે.

સદરહુ વિદ્યાનો ઉપયોગ કરીને જે ડાકટરો દરદો મટાડે છે તેમને Chiropractors કહે છે.

જે ભયંકર દરદો સાધારણ ડાકટરી વિદ્યાના જ્ઞાનથી મટતાં નથી તે Chiropractic ના જ્ઞાનથી મટે છે. તેના હેરત પમાડનારા દાખલા પ્રસિધ્ધ થયા છે.

**૪ અભિપ્રાયો.**

"Chiropractic removes the cause of disease more promptly, radically and permanently than any other known method"—G. M. Patchen, M. D. (*The Open Door*, New York, January, 1921.)

Chiropractors heal "cases that allopaths, homeopaths, and osteopaths fail to cure. There are thousands of such cases right in this state to-day."—J. S. Wilson, former Mayor of Berkaley, California (*The Open Door* New York October, 1921)

**૫ અમેરીકામાં ખાસ કોલેજ.**

Chiropractic શીખવવા માટે અમેરીકામાં ખાસ કોલેજ છે.

The 'Mecca' College of Chiropractic, 123, Roseville Avenue, Newark, New Jersey.

આવી કોલેજમાં ભણીને પાસ થયેલા સેંકડો ડાકટરો (Chiropractors) લાખો અમેરીકનોને કાંઈપણ દવા આપ્યા વિના કે ઓપરેશન કર્યા વિના ભયંકર દરદોમાંથી સાજા કરે છે.

### ૬. પ્રાર્થના

Chiropractic સંબંધી વીગતવાર માહીતી મેળવવા માટે નીચેને શીરનામે પત્ર વહેવાર ચલાવવા તથા તે વિદ્યા શીખવા માટે ખાસ યુવકોને અમેરીકા મોકલવાની આ દેશના સત્તાવાળાઓ તથા શ્રીમંતો મહેરબાની કરે અને તેને પરિણામે દવા વિના થોડા ખરચે લાખો પુરૂષો, સ્ત્રીઓ તથા બાળકોને ત્રાસદાયક બીમારીઓથી બચાવવાનું મહાપુણ્ય તેઓ કમાય એવી મારી પ્રાર્થના છે —

1 The Editor *The Open Door*, 400 Fourth Avenue, New York. U. S. A.

2 The Editor, *The Truth Teller*, Battle creek, Michigan, U. S. A.

3 The Secretary, The American Medical Liberty League F Van Buren Street, Chicago, U. S. A.

ટપાલ ગેરવલ્લે જાય નહીં માટે રજીસ્ટર્ડ પત્ર લખવાનું ધ્યાનમાં રાખશો.

**લાભશંકર લક્ષ્મીદાસ.**
જુનાગઢ

---

# શ્રી ચંદ્રાપીડ ને કાદંબરીની કથા

### અધ્યાય ૧૫ મો.

## ચંદ્રાપીડને શુકનાસનો ઉપદેશ

દોહરા

વૈશંપાયન શુક કહે, સુગુરુને શુદ્રક રાય
ને ઋષિમંડળને કહે, જાબાલી મુનિ રાય. ૧
એ રીતે દિન કેટલા, વીત્યા કરતા રાજ,
ત્યારે ચંદ્રાપીડને, બનાવવા યુવરાજ ૨
ઇચ્છા તારાપીડને, થઇ તેથી ન વાર
સાવન સામગ્રી સઘી, કરાવી શુભ તૈયાર ૩
યૌવરાજ્યાભિષેકનો, નિરધાર્યો શુભ વાર,[૧]
તે દિન આવ્યો પાસ જ્યાં તેવામાં એકવાર ૪
મળવા શુકનાસનેં કને, આવ્યો ચંદ્રાપીડ,
ત્યારે શુકનાસે દીધી, શીખામણ ધરી ધીર ૫
નમ્ર હતો ગુણથી છતાં કરવા વિનયી વિશેષ
નૃપસુતને વિસ્તારથી દીધો શુભ ઉપદેશ ૬
જે જે જાણવું જોઇએ, જાણો છો સૌ તેહ,
ને સૌ શાસ્ત્ર ભણ્યાજ છો, પૂરા નિસદેહ ૭
તેથી તમને છે નહીં, દેવાનો ઉપદેશ,
પણ કહું છુ તે સાંભળો, હિતમય તાત[૨] અશેષ ૮

---

૧ શુભ મુહૂર્ત. ૨ હે તાત–હે બાપ, બાળક વિગેરેને વહાલથી કહેવામાં એ શબ્દ વપરાય છે.

## ચોપાઇ.

યૌવનનું અંધારું[1] જેહ, રવિ પણ ભેદી ન શકતો તેહ;
રત્નો[2] પણ છેદી ના શકે, પ્રકાશ મોટો પણ નવ ટકે. ૧
અંધારું જુવાની તણું. એનું રાય ગહનછે ઘણું;
લક્ષ્મીમદ દારૂણ અપાર, પરિણામે ય ન શાંત થનાર. ૨
અંધાપો જે અધિકારનો, તે તો દુઃખદાયક છે ઘણો;
અંજન વર્તિથી[3] ના મટે, ઉપનેત્રે[4] વાધે નવ ઘટે. ૩
ગર્વ રૂપી ઉષ્ણજ્વર તણી, ગરમી ઉપજે છે અતિ ઘણી;
(તેને) શીતળ ઉપચારો પણ હરી શકતા નથી નમસુન હે જરી. ૪
વિષય રૂપી વિષના સ્વાદનો, મોહ વિષમ દીસે છે ઘણો;
તે તો મંત્ર[5] અને મૂળથી,[6] પણ કદિ લેશ ઉતરતો નથી. ૫
રાજ્ય સુખની નિદ્રા ઘોર, એવી તો આવે કરી જોર;
કે ગુરૂ અંતે તેહથી, કદિએ લેશ જગાતું નથી. ૬
માટે કહું વિસ્તારે કરી, તમને રાજા સુણજો વળી;
વંશે પરંપરાનું રાજ, નવયૌવન રૂડુ સુખસાજ. ૭
રૂપ અસાધારણ વળી હોય, તેમજ શક્તિ અલૌકિક જોય;
આકેકું એમાંનું ખરૂં, છે મદ કરનારૂં અતિ ઘણું. ૮
તો પછી ચારે ભેગાં હોય, તો શું બાકી અનર્થે જોય;
શાસ્ત્ર જળે ધી[7] ધોઇ હોય, યૌવન–આરંભે કદિ તોય. ૯
ઘણું કરી મેલી થાય છે, શાસ્ત્ર બધાં ભૂલઇ જાય છે;
નેત્ર ધવળ યુવકનાં રહે, થાય સરાગજ[8] પણ તે ખરે. ૧૦
યૌવન પ્રકૃતિ પવન સમાન, રજે ભ્રાન્તિ[9] ઉપજાવે જાણ;
શુષ્ક પત્ર[10]સમ જનને દૂર, સ્વેચ્છાયે લઇ જાય જરૂર. ૧૧
ઉપભોગની મૃગ તૃષ્ણા[11]થકી ઇંદ્રિય મૃગ[12] ખેંચાયે નકી;
વિષયા સક્તિ દિગભ્રમ[13] પેઠ, અવળે માર્ગે લઇ જઇ હેઠ. ૧૨

---

૧ મદરૂપ–અજ્ઞાનરૂપ અંધકાર. ૨ તેજસ્વી રત્નો. ૩ આંખમાં દવા આંજવાની સળીથી સાધારણ અંધત્વ–આંધળાપણું આંખમાં ઔષધની સળી આંજવાથી મટી જાય છે, પરંતુ અધિકારના મદ રૂપી અંધત્વ તેમ કરવાથી મટતું નથી. ૪ ચશ્માંથી. સાધારણ અંધત્વ ચશ્માં ઘાલવાથી મટે છે, પણ અધિકાર મદથી થએલું અંધત્વ તો ચશ્માંથી મટતું નથી. ચશ્મા ઘાલે છે કે ચશ્માં ફરી જાય છે. ૫ વિષ ઉતારવાના મંત્રોથી. ૬ વિષ દૂર કરનારાં વનસ્પતિનાં મૂળો સાધારણ વિષ મંત્ર મૂળથી ઉતરે છે, પણ વિષય રૂપી વિષ ઉતરતું નથી. ૭ બુદ્ધિ. ૮ પ્રેમયુક્ત બીજે અર્થે લાલરંગ યુક્ત. ૯ રજો ગુણથી થતી ભ્રાન્તિ ભ્રમ. બીજે અર્થે ધુળનું ઉડવું ૧૦ પવન જેમ સુકાં પાંદડાંને પોતાની સાથે દૂર લઇ જાય છે, તેમ યૌવન પ્રકૃતિ પણ માણસ સ્વેચ્છા પ્રમાણે લઇ જાય છે. ૧૧ મૃગજળ ૧૨ ઇંદ્રિયો રૂપી હરણ. ૧૩ દિશાઓની ભ્રાન્તિ, ખરો રસ્તો સૂઝે નહિ તે.

પુરૂષ તણો કરતીજ વિનાશ, પણ તમ સરખા ઉપરે ખાસ;
ચંદ્ર કિરણ સ્ફાટિકમાં જેમ, ઝટ પ્રવેશ કરી રે' તેમ. ૧૩
નિર્મળ મનમાં હોંજ ઉપદેશ, કરી રહે છે તુર્ત પ્રવેશ;
ગુરૂ વચનો નિર્મળ શુભ છતાં, મૂર્ખતણા કાને પેસતાં. ૧૪
જળ સમ[1] ઉપજાવે છે દુઃખ, તેથી તજે છે થાવા સુખ;
પણ તે ગુરૂવચનો નિર્મળાં, સુજ્ઞ પુરૂષ કાને જાય ભલાં. ૧૫
શંખાભરણ[2] કરીને[3] જેમ, તે સુધિમુખ[4] શોભાવે તેમ;
સંધ્યાના શશિ જેવો બેશ, શાન્તિકારક ગુરૂ ઉપદેશ. ૧૬
સાયં તિમિર[5] સમા દોષને, હરિ લે સુખ દેતો સંતને.
શ્વેત કરી શિર કચને[6] જેમ, જરા[7] કરે છે નિર્મળ તેમ;
દોષોને ગુણરૂપમાં ધરે, એવોછે ગુરૂ શોધજ ખરે. ૧૭

**દોહરા.**

તમે હજુ ચાખ્યો નથી, વિષયસ્વાદને રાજ;
માટે બોધ પ્રજ્ઞાતણો, યોગ્ય સમય છે આજ. ૧
કુસુમાયુધના[8] બાણથી, જો ઉર કાણું થાય;
તો તેમાથી જળ પરે, બોધ બધો વહી જાય. ૨
દુષ્ટ પ્રકૃતિવાનનાં, વ્યર્થ[9] સુકુળને જ્ઞાન;
અગ્નિ ચંદન કાષ્ટને, દહે ન શું રાજાન ? ૩
ગુરૂઉપદેશ પુરુષને, છે જળ વિણ શુભ સ્નાન;
મનના સૌ મળ ધોઇને, કરતો નિર્મળ વાન. ૪
ગુરૂઉપદેશ પુરુષને, અજર[10] વૃદ્ધ કરનાર,
પલિત વલિત[11] ન કરી જરા ગંભીરતા દેનાર. ૫
ગુરૂઉપદેશ પુરૂષને, ભારે[12] કરતો રાય;
પણ તન જાડું નવ થતાં, વિરૂપતા નવ થાય. ૬
ગુરૂઉપદેશ પુરૂષને, કર્ણાભુષણ[13] ગણાય;
પણ તે કંચન વગરનું, અપ્રડ ધડેલ જણાય. ૭
ગુરૂઉપદેશ પુરૂષને, વિચિત્ર દેવીપ્રકાશ;

૧ જળ નિર્મળ છતાં કાનમાં પેસે છે તો દુઃખ કરે છે તેમ ગુરૂ વચનો પણ નિર્મળ છતાં મૂર્ખને કર્ણકઠોર લાગે છે. ૨. શંખનાં આભરણ ૩ હાથીને. ૪ ડાહ્યા પુરૂષના મુખને. ૫ સંધ્યાકાળના અંધકારને શીતળ ચંદ્ર જેમ દૂર કરે છે તેમ ગુરૂનો શીતળ ઉપદેશ સુજ્ઞના દોષને-અજ્ઞાનને દૂર કરે છે ૬ માથાના વાળને ૭. વૃદ્ધાવસ્થા ૮ કામદેવના. ૯ દુષ્ટ પ્રકૃતિ વાળાને સારૂં કુળ અને જ્ઞાન વિનયી કરી શકતાં નથી, પણ ઉલટાં બીજાને ચંદનના લાકડાના અગ્નિની પેઠે દુઃખ કારક બને છે. માટે તે સુકુળાદિ નકામા છે. ૧૦ વૃધ્ધાવસ્થા આવ્યા વિનાજ વૃદ્ધના જેવો ગંભીર કરે છે. ૧૧ પલિત-પળીઆં વાળો, ને વલિત એટલે ચામડીની કરચલીઓ રૂપી વળાં વાળો. ૧૨ મોટાઇ વાળો ૧૩ કાનના આભુષણ-અલંકાર રૂપ.

જાગૃતિ આપે એવી કે, ઉજાગરાની ન આશ, ૮
નૃપને તો આ વારતા, વિશેષ લાગુ થાય;
કારણ નૃપને બોધ દે, એવો કોક જણાય. ૯
ભયથી સર્વે માણસો, માન્ય કરે નૃપવેણ;
સાચું, જૂઠું કોણ કે', લાગે જે દુઃખદેણ. ૧૦
મળે કદી કે'નાર તો, સુણે ન તે નરનાથ,
સુણે તો આખો મીંચી, વ્યર્થ બને સૌ ગાથ- ૧૧
અહંકાર રૂપ તાવની, મૂર્છાથી નૃપચિત્ત,
રે' છે ગભરાયેલ બહુ, જાણે હિત ન ખચીત. ૧૨
વળી રાજલક્ષ્મી ખરે, રાજ્ય રૂપી વિષ પાઈ,
રાજાને ઉપજાવતી, જડતા ને નબળાઈ.[1] ૧૩
સ્વરૂપ એ લક્ષ્મીતણું, જુઓ ભૂપસુત આપ,
ઇચ્છો છો હિતનેજ તો, દર્શાવી દઉં સાફ. ૧૪
યોદ્ધાનાં ખડગો રૂપી. કમળોમાં રે'નાર.
ભમરી રૂપી જાણજો, લક્ષ્મીને નિર્ધાર; ૧૫

છપ્પય.

ક્ષીર સાગરથી બહાર, આવી એ લક્ષ્મી જ્યારે,
વિનોદ માટે પ્રિય—બાંધુ પામેથી ત્યારે;
નિશાનીઓ લાવી છે, બતાવું દષ્ટે તમને;
પારિજાતથી રાગ[2] ચંદ્રથી વક્રત્વજને[3];
ચંચળતા[4] ઉચ્ચૈઃશ્રવા થકી, વિષથી મોહનશક્તિ[5] ને,
મદ[6] મદિરાથી, કઠિનતા[7] લીધી કૌસ્તુભની કને. ૧
ન એ ચાનાર્યો સમુ, જગતમાં દીઠડ કોયે,
દુઃખે મેળવી હોય, રહે મહા દુઃખથી તોયે;
ગુણ[8] બંધનથી મજબ, કરીને રાખી હોયે,
તો પણ નાશી જાય. શકાય ન ખાળી કોયે,
અતિ ગર્વી હજારો યોધ મહા, ખડગો ઉંચાં રાખીને;
ખાળી રાખે રોકી પણ, જતી રહે બળ નાખીને. ૨
મદ ઝરતા ધન ગજોવિશેષી લાગી જાયે,
પરિચય તો એ ક્રોધ-તણો રાખે ન જરાયે;

૧ વિષના ગુણ શરીરની જડતા ને નબળાઇ. રાજ્યલક્ષ્મીના સંબંધમાં; મનની જડતા ને નબળાઇ. ૨ રક્તતા,—પ્રેમ. ૩ વક્રતા, બીજે અર્થે આડાઇ. ૪ ચપળતા, બીજે અર્થે અસ્થિરતા. ૫ મૂર્છા પમાડવાની શક્તિ, મોહ પમાડવાની શક્તિ ૬ કેફ, ગર્વ ૭ કઠણાશ. શરીરની, ને મનની ૮ ગુણ રૂપી બંધનથી, બીજે અર્થે દોરીના બંધનથી.

જુએ ન ઊંચું કુળ, રૂપને પણ નવ પેખે,
શીલપર નજર ન કરે, ચતુરાઈને નવ લેખે;
ધર્મ ન માને સંગે ન શ્રુતિને, ન ઉદારતા ગણકારતી;
જુએ ન અતિશે જ્ઞાન પણું, સદાચાર નવ પાળતી.
સંભારે ના સત્ય, સુલક્ષણને પણ ન લહે, ૩
ગાંધર્વપુર[1] સમ થાય, લોપ જોતામાં સુત હે:
ભમતી રહે સદાય, રહે સ્થિર કંઈ ના જરીએ,
ખડ્ગયૂથમાં વસી, થાય છે કઠિન ઘણીએ;
નારાયણના સંગી વસે, વિશ્વરૂપ[2] થવાજ એ;
સાંજે પંકજને તજે, ત્યમ તજતી નૃપનેજ એ. ૪
લતા પેઠ એ વિટપ[3]-સાથ જોડાઈ જાયે,
જળ તરંગતા સમી, ધરે અતિ ચંચળતા એ,
રવિ બદલે શશિઓ, તેમ બદલે જનને એ,
મોટી ગૂહા સમી, ભરી છે અતિ તમસે[4] એ;
વળી એનું હૃદય હરાય છે. મ્હા ભયંકર સાહસવડે,
ને વર્ષા ઋતુસમ ક્ષણિક-જ્યોતિને[5] ઉત્પન્ન કરે. ૫
પિશાચિણી સમ ઘણા પુરૂષની ઉન્નતિ[6] જણવે,
દીસે કુશળ અતિ અલ્પ-જનોને ઉન્મત કરવે.
સરસ્વતીની શોક, બની તજ્જે વિદ્વાનોને,
અશુધ્ધસમ ગણી ગ્રહે નહીં એ ગુણવાનોને,
વળી માન્ય કરે ન ઉદારને હોય અમંગળ ત્યમ લહી,
સુજન, કુલીન, શૂર, દાતને, અગુણી ગણી તજ્જે સહી. ૬
વિનીત[8]ને પાતકી ગણી પાસે નવ જાયે,
મનસ્વીને ઉન્મત્ત ગણી હસી કાઢે રાયે,
પરસ્પરે કુસંપ દરવી જગમાં બળ જણવે,
કરે ઉષ્ણતા છતાં, ગુરી એ જાડ્ય[9]જ અણવે,
ઉપજી છે જલધિ[10]થી છતાં, તૃષ્ણા[11] ઘણી વધારતી,
અમૃતની ભગિની છતાં, અંતે કડવી લાગતી. ૭

---

૧ આકાશમાં દેખાતું એક કલ્પિત નગર, જે ક્ષણમાં દેખાય છે ને ક્ષણમાં દેખાતું બંધ થઈ જાય છે. ૨ વિષ્ણુનું નામ છે. ૩ લતા વિટપ-વૃક્ષને જોડાય છે, તે લક્ષ્મી વિટપ-લંપટ પુરૂષની સાથે પણ જોડાય છે. ૪ અંધકારે, તમો ગુણે. ૫ ક્ષણવાર રહે તેવો પ્રકાશ-શોભા. વર્ષા ઋતુના સંબંધમાં વીજળી, ૬ ઘણા જનોની મોટાઈ, પિશાચિણિના સંબંધમાં ઘણા પુરૂષ જેટલી-ઘણાં માથાં જેટલી ઊંચાઈ. પિશાચો વખતે માયાના પ્રભાવથી પોતાની ઊંચાઈ ઘણીજ વધારે છે એમ કહેવાય છે. ૭ વિદ્વાનો ૮ વિનયી. ૯ શીતળતા. મૂર્ખતા. ૧૦ પાણીના ભંડાર માંથી. ૧૧ તરસ, આશાતૃષ્ણા.

વિગ્રહ[1] વાળા છતા, નથી દેખાતી સ્પષ્ટે,
પુરૂષોત્તમ[2]પ્રિય છતા, પ્રીતિ બાધે છે દુષ્ટે.
હોય ધૂલિમય તેમ, સર્વને મલિન કરે છે,
જયમ જયમ વાધે તેમ, કર્મ કૂડાંજ બને છે.
( કેમકે ) તૃષ્ણારૂપ વિષવલ્લિને, જળધારા સમછે જ એ,
ને ઇંદ્રિય રૂપ હરણને, પારધીગાન સમી ખરે. ૮
સચ્ચરિત ચિત્રને, ભૂસતી ધુમ્ર[3] સમાને,
શય્યાસમ છે એહ, મોહ રૂપી નિદ્રાને;
મદપિશાચને એહ, જીર્ણગૃહ[4] જેવી જાણો,
શાસ્ત્ર દૃષ્ટિને પડળ સમી એ નિશ્ચય માનો.
છે ધ્વજા અવિનયની મહા. ક્રોધ મગરની સરિત છે,
વિષય મદ્ય પીવાની એ, પાનભૂમિ[5] મહાન છે, ૯
દોષ રૂપી સર્પનો રાફડો જાણો એને.
એવો કો જન નથી, ઠગ્યો નહિ હોયે એણે,
ચિત્રી રાખી હોય, ત્યાંથી પણ નાશી જાયે,
પુસ્તક આલેખીય, દગો કરી જાયજ રાયે.
કોતરી, રાખી હોય પણ, ઠગી જાય છે એ ખરે,
સંભાળતાં પણ છેતરે, ચિતકનું વંચન[6] કરે. ૧૦

## ચોપાઈ.

એવી દુરાચરણી છે ઘણી, તોપણ એથી મોહિત બની;
ભૂપતિ અણુવિનયી થાય છે, સમજણ સર્વ તણાઇ જાય છે, ૧
નૃપને અભિષેકજ થાય છે, કે દુર્જન સૌ ગુણ જાય છે;
ઉદારતા જાણે ધોવાય, જળ અભિષેકતણાથીજ રાય. ૨
અગ્નિ ધુમથી[7] જાણે બને, હૃદય મલિન નૃપનાં તે ક્ષણે,
ગેર તણા દર્ભાગ્રજ વડે, જાણે દૂર ક્ષમા થઇ પડે. ૩
મસ્તક મુગટ ધરાતાં વાર, જગગમનસ્મૃતિ[8] રે'ન લગાર,
સાધુવાદ, સૌ ગુણ. સત્યતા, સર્વે તેજ ક્ષણે ભુસતા. ૪
થાય ગર્વ ધન મળતાં અતિ, ગતિ-ક્રોધની વધતી જતી,
વિષય રસો ચાખી વાધીને, ઇંદ્રિયો અતિ દુઃખદ બને. ૫
ગ્રહ ઘેરે પજવે છે ભૂત, મંત્ર જંત્ર ચાલે અદ્ભુત;
મુખવિકાર[9] કરે છે ઘણા, કામશરે જયમ ઘાયલ બન્યા, ૬
વિવિધ કરે ચેષ્ટાઓ ઘણી, આશે પક્ષગતિ ડગ[10] ગણી;

૧ શરીર કલહ ૨ ઉત્તમ પુરૂષ, નાગચણ-૩ ધુમાડો. ૪ જૂનું ઘર-ખંડેર. ૫ દારૂ પીવાનું સ્થાન. દારૂનું પીઠું. ૬ છેતર પંડી. ૭ અગ્નિ કાર્યના-વેદીના અગ્નિના ધુમાડાથી. ૮ જન્માન્તર આવવાનું સ્મરણ ૯ મુખના ચાળા. ૧૦ ડગલાં.

પર પુરૂષોથી દોરાય છે, મહા કષ્ટથી બોલાય છે. ૭
ન બંધુજનને પણુ ઓળખે, તેજસ્વીને નવ પારખે,
મહા મંત્રિયોને નવ ગણે, અતિશે ઇર્ષાવાળા બને. ૮
સમાન[1] પણુ ઉપદેશ ન ગ્રહે, સર્વેને કંચનમય લહે,
ક્રોધ કરી કોને મારતા, મોટાં કુળ તોડી પાડતા, ૯
અદૂરદર્શી તે થાય છે, નીચ જનોને વશ થાય છે,
ફુલી જાય શરીરે વળી, પાસ મોત પણુ ન લહે જરી. ૧૦
વૈશંપાયન શુક તે કાળ, કહે સુણો શુદ્રક ભૂપાળ,
જાબાલીએ મુનિને કહ્યું, તે સર્વે મેં હૃદયે લહ્યું. ૧૧
ચંદ્રાપીડને કે' શુકનાસ, ધનમદની સ્થિતિનો આભાસ,
સ્વાર્થી લોભી ને ઠગ જનો, નૃપને શુ કે'છે તે સુણો. ૧૨
" વિનોદ દ્યુત રમણુ કે'વાય,[2] વ્યભિચાર ચતુરાઇ ગણાય,[3]
મૃગયા એ કેવળ શ્રમ દીસે, વિલાસ તો મધુપાનજ વિષે. ૧૩
પ્રમત્ત તે કે'વાયજ શૂર,[4] વશ મન પત્નીત્યાગ[5] જરૂર,
ન કરો ગુરૂ વચનાદર[6] રાય (એ) સ્વતંત્રતાનુ ચિન્હ જણાય. ૧૪
સેવક જન ફાવે ત્યમ કરે, તેજ સુપની સેવા કરે,
નૃત્ય ગાન વાદિત્રો વિષે, વેશ્યાઓમા પણુ હરનિશે. ૧૫
કરવી અતિ આસક્તી એજ, રસિક પુરૂષનું લક્ષણુ છેજ,
અવગણુના દેવની કરાય, મહાવીરતા એજ ગણુાય. ૧૬
બંદિજનો જે કરે વખાણુ, તેજ ખરૂ જાણો યશગાન,
સાચ જૂઠ સરખી સમજાય, અપક્ષતા તો એજ ગણાય." ૧૭
એ રીતે ધૂતાગ જનો, દોષોને કરવી શુભ ગુણો,
મનમાં તો તે હસતા જાય, કે કેવા આ ભૂપ ઠગાય. ૧૮
ધનમદથી તે નૃપને રૂજે, વિચાર સાગ ના ઊપજે,
મિથ્યા ગર્વ ધરી બનીં દેવ, મોટા પાસ કરાવે સેવ. ૧૯
એવાં હાંસી લાયક કામ, કરતા હાસી કરે તમામ,
તો પણુ અહ્ નૃપો તે સમે, નિજને દેવ ગણે છે ભ્રમે. ૨૦

દોહરા.

એ ભુજા કર બે બીજા, મુજને ગુપ્ત હશેજ;
તેમ નયન ત્રીજું હશે, છાનું ભાલ વિષેજ. ૧
એમજ દેવ બની ખરા, ધારી અતિ અભિમાન;
કોને દર્શન આપતા, અનુગ્રહ ગણે મહાન. ૨

૧ માનસહિત. ૨ ધુત-જુગટું રમવું એજ વિનોદ કહેવાય. ૩ વ્યભિચાર કરવામાંજ ચતુરાઇ છે. ૪ જે પ્રમત્ત-મસ્ત રહે તેજ શૂરો કહેવાય. ૫ સ્વપત્નીનો ત્યાગ કરવો એનેજ મન વશ કર્યું કહેવાય ૬ ગુરૂના વચનોનો આદર.

આજ્ઞા કરતા કોઇને, કે વદતા કો સાથ;
તો તેને વરદાન દઇ, જાણે કરી સનાથ. ૩
પગે ન લાગે દેવને, પૂજે નહિ ભૂદેવ;[1]
વડીલને નવ માન દે, સેવ્યની ન કરે સેવ. ૪
નમે ન નમવા યોગ્યને, કરે ન ગુરસત્કાર;
હાંસી કરે વિદ્વાનની, સુણે ન વૃધ્ધવિચાર. ૫
પ્રધાનના ઉપદેશને, માને શાનો લેશ?
હિતવાદી હિતનું કહે, તો કોપે જ વિશેષ. ૬
પણ બીજાં કામો તજી, નિશ દિન જોડી પાણ;[2]
જેહ કરે સ્તુતિ તેમની, તેજ બને સુખપાન. ૭
તેજ સદા પાસે રહે, દાન મળે તેનેજ,
ખરા મિત્ર તે થાય ને, માન મળે તેનેજ. ૮
સુણે વચન તેનુંજ ને, ધરતો[3] તેહજ થાય;
નૃપ રૂપ દેવોના બને, તેજ પુજારા રાય. ૯
ગણે પ્રમાણ કુશાસ્ત્રને, કુરને ગુરૂ કરનાર;
ઠગ મંત્રિયો તેમના, વેસ્યા લક્ષ્મી યાર.[4] ૧૦
હિંસા બોધક શાસ્ત્રનો, જેહ કરે અભ્યાસ;
સ્નેહી ભાઇઓને હણે, તેનો શો વિશ્વાસ. ૧૧
તેને યોગ્યાયોગ્યનો, વિચાર શાનો હોય,
માટે ચંદ્રાપીડ હે, દીલ વિચારી જોય. ૧૨
છે અતિ કુટિલ અને મહા, દુઃખદ રાજ્યનો ખેલ,
મહા મોહકારી વળી, યૌવન છે સાગેલ. ૧૩
તેમાં સાવધ રહી તમો, વર્તો કેવી રીત,
તે તમને કહું છું હવે. સુણજો રાખી ચિત્ત. ૧૪
હાંસી ન કરે મનુષ્ય ને, નિંદા ન કરે સાધ[5];
ગુરૂ ધિક્કાર નહિ અને, થાય ન પ્રિયને બોધ. ૧૫
વિદ્વાનો તમ કારણે, થાયજ ન શોકાતુર,
તેમ વળી લંપટ જનો, ઠગી ન જાય જરૂર. ૧૬
ડાહ્યા હાસી નવ કરે, કામીં ન ખાટી[6] જાય;
સેવક બાઝી નવ પડે; ધૂર્ત ન ધુતી જાય. ૧૭
લવના લલચાવે નહીં, લક્ષ્મી ન પજવે લેશ,
મદ ન નચાવે મદન પણ, બેંકાવે ન વિશેષ. ૧૮

---

૧ બ્રાહ્મણ (પૃથ્વી ઉપરના દેવ) ૨ પાણિ-હાથ. ૩ ધરતો બાનગી બાણમ. ૪ વેશ્યા ને ધનની આસક્તિવાળા ૫ સાધુજનો. ૬ લાભ લઇ જાય.

વિષય પદમાં નવ ફસો, રાગ કરે ન વિહાર,
ને સુખમાં ન તણાઈ જશો, વર્તો એમજ સાર ૧૯
ધૈર્યવાન અતિ આપ છો એ છે સત્ય જ વાત,
ને તાતે મહાયત્નથી, દીધ વિદ્યા ભર્યો ભાન. ૨૦
પણ લક્ષ્મીથી માત્ર જે, ચંચળ ને અજ્ઞાન,
હોય જ તેને મદ ચઢે, તમમનને ન મુઝાણ. ૨૧
આપ તણા સદ્‌ગુણ વડે, પામી અતિ સંતોષ,
બોલ્યો છું હું આ બધું, ઉર ન ધરશો રોષ. ૨૨
પણ આ તો કહું છું જ હું તમને વારવાર,
ખળ લક્ષ્મી ખરા સર્વને બનાવી દે નિર્ધાર. ૨૩
હોય ભલે વિદ્વાન ને, કુલીન ધીર ને શૂર,
હોય પ્રયત્ન જ વાન પણ પામે મોહ જરૂર. ૨૪
પિતા તમોને જે કરે, યૌવરાજ્યે અભિષેક,
હિતમય સુખ તેનુ તમે, ભોગવજો સવિવેક. ૨૫
રાજ કર્યું જેવી રીતે, વડીલોએ તે રીત,
તમે કરો, ને શત્રુશિર નમાવો રોજ ખચીત. ૨૬
પછી ઉન્નતિ કરી બંધુની, પછી દિગ્વિજયે જાઓ,
સપ્તદ્વીપ વાળી બધી, પૃથ્વીને જિતી આવો. ૨૭
તાતે તો જીતી જ છે, પણ ફરી જીતો આપ,
આપતણો પણ સૌ લહે, આ સમયે જ પ્રતાપ. ૨૮
હોય અભીષ્ટ પ્રતાપ તો, આજ્ઞા સિધ્ધ જ થાય,
એમ કહી શુકનાસ તે, શાન્ત થયો હે રાય ૨૯
આવા નિર્મળ વચનથી, ચંદ્રાપીડ તે વાર,
જાણે નાહ્યો હોય સમ, સ્વચ્છ[1] થયો નિર્ધાર. ૩૦
મનમાં અતિ હર્ષિત થઇ, બેસી થોડી વાર,
પોતાને મંદિર ગયો. માનીને ઉપકાર ૩૧

ઇતિ શ્રી ચંદ્રાપીડ કાદંબર્યો. કથાયા શુકનાસસ્યોપદેશ નામ પંચદશોધ્યાયઃ ૧૫

ક. ન. વ્યાસ.

---

૧ જળથી સ્નાન કરવાથી શરીરે સ્વચ્છ થાય તેમ બોધ રૂપી જળથી સ્નાન કરવાથી નિર્મળ મનવાળો.

# આદર્શ પત્ની.

ફ્રાન્સ દેશના એક પ્રોફેસર લુશિયન બોપે પોતાની પત્ની હયાત હોવા છતાં એક નવયૌવન મુગ્ધા સાથે પ્રેમ બાંધ્યો. બીજા લોકોએ તેને તેમ નહિ કરવાને સમજાવ્યો. પરંતુ તે સ્ત્રી તરફના પ્રેમ-પ્રવાહને પ્રોફેસર અટકાવી શકયો નહિ. તે સ્ત્રી પણ પ્રોફેસર માટે તેટલોજ સ્નેહ રાખતી હતી. પણ એટલામાં યુરોપમાં મહા યુધ્ધ શરૂ થયું. તે યુધ્ધમાં પ્રોફેસરને જવું પડયું. પાછળ તે સ્ત્રી પણ ત્યાં ગઇ. પ્રોફેસરે નિશ્ચય કર્યો કે પોતાની વિવાહીતા સ્ત્રીનો નાશ કરી આ સ્ત્રી સાથે નિશ્ચિંત પણે રહેવું.

પછી કેટલાક દિવસની રજા લઇ પ્રોફેસર ઘર તરફ આવ્યો, અને પોતાની પત્ની તરફ સ્નેહ વધારવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે પ્રિયા ! લડાઇના મેદાનમાં મને તું બહુ યાદ આવ્યા કરતી હતી વગેરે વગેરે પ્રેમાલાપમાં પ્રોફેસરે પોતાની પત્ની પાસે પ્રતિજ્ઞા કરાવી કે મારા ચાલ્યા જવા બાદ બીજે દિવસે સવારે જ્યારે ચાહ પીએ ત્યારે જરૂર મને યાદ કરવો. હું પણ જ્યાં હોઇશ ત્યાં ચાહ પીતી વખતે તને યાદ કરીશ. એથી મને ઘણું સુખ મળશે. એ કાંઇ બહુ મુશ્કેલ કામ નથી, એમ ધારી પત્નીએ પ્રતિજ્ઞા કરી.

એ દંપતિને બે બાળક છે. પતિ વિદાય થયા પછી બીજે દિવસે જ્યારે પત્ની ચાહ પીવા લાગી તો એણે જોયું કે બાળકો ચાહના પ્યાલાને અડકતાં પણ નથી. કારણ પૂછતાં બાળકે કહ્યું, અમે નહિ પીએ. પિતાજી મના કરી ગયા છે, કે જ્યાં સુધી હું પાછો ન આવું ત્યાં સુધી ચાહ પીશો નહિ.

એ સાંભળતાં પત્નીને મોટો ધ્રાશકો પડયો. તરતજ ઘરમાંની ચાહની રસાયણીક પરીક્ષા કરાવી તો માલૂમ પડયું કે કોઇ એક પ્રકારનું પ્રબળ ઝેર તેમાં નાખવામાં આવ્યું છે. સ્ત્રી સ્તબ્ધ થઇ ગઇ, પણ કોઇને કાંઇ કહ્યું નહિ. કેવો પત્ની ધર્મનો પરમ ઉચ્ચ આદર્શ ! ! પરંતુ કઠણ કાળજાના પ્રોફેસર ઉપર કાંઇ અસર થઇ નહિ. પોતાનો આ ક્રૂર વાર ખાલી જવાથી ક્રોધની સીમા ન રહી. ફરી પાછો ઘેર આવ્યો અને ઘરમાં સુતેલી પોતાની પત્ની ઉપર બે ગોળી બાર કર્યા. પણ " જેને રામ રાખે તેને કોણ મારી શકે " "કોઇના માર્યા કેમ મરશે પ્રભુ જેના બેલી" એ ગોળીમારથી પણ એ સ્ત્રી બચી ગઇ. ધન્ય છે એ સ્ત્રીને ! કે જેણે પતિના આ અમાનુષી કૃત્ય અને ભયંકર અપરાધની વાત કોઇના આગળ પ્રકટ નકરી. અને યુક્તિપ્રયુક્તિ વાપરી પોલીસનાં માણસને પાછા વાળ્યા.

લડાઇમાંથી પાછા આવી અગાઉની માફક પ્રોફેસર ઘરમાં રહેવા લાગ્યો. છેવટ પત્નીને ખબર પડી કે પ્રોફેસર પોતાની સઘળી મિલ્કત વેચી સાટી પોતાની વહાલી પેલી મુગ્ધા સ્ત્રી સાથે કોઇ વિદેશમા નાશી જવા ધારે છે. ત્યારે તો તે પત્નીથી રહી શકાયું નહિ. એણે પોલીસને બોલાવી સઘળી હકીકત કહી. અહીં પ્રોફેસર પલાયન કરી ગયો. પોલીસ પાછળ દોડી. પ્રોફેસર બેલ્જી યમના રાજ્યમાં નાસી જવા ચાહતો હતો પણ સરહદ ઉપરજ તેમને પકડી લેવામાં આવ્યો.

# રૂશીઆની વીર મહિલા ઓલગા ગેરોકાફ.

વિલાયતના 'એન્સર' પત્રમાં રૂશીઅન મહિલા ઓલગા ગેરોકાફનું સંક્ષિપ્ત વૃત્તાંત પ્રકટ થયું છે. એ મહિલાનો પરિચય લોકો જુદી જુદી દૃષ્ટિથી કરાવે છે. કોઇ એને રૂશીઆની નેપોલીયન મહિલા કહે છે, કોઇ એને રૂશીઆની જોન આર્ક (ફ્રાન્સની મહિલા જેણે અંગ્રેજોને ફ્રાન્સમાંથી કાઢી મૂકયા હતા) કહે છે, કોઇ એને રૂશ રાજ્યની સંસ્થાપિકા કહે છે, વળી કોઇ એને અદ્‌ભૂત શકિતશાળી મહિલા કહે છે. પરંતુ વાસ્તવિક રીતે એનામાં એવું કશું નથી. એ સ્ત્રી નાની ઉંમરની છે, પરંતુ બોલ્શેવિક મતના આચાર્ય લેનીનની માફક રૂશીઆની વાસ્તવિક રાજદ્વારી બાઇ છે. એણે પોતાના હાથમાં રૂશીઆની એટલી તો અધિક સત્તા લઇ લીધી છે કે જેટલી અગાઉના સમ્રાટ ઝારે પણ નહોતી લીધી.

એને બહુજ થોડા માણસો ઓળખે છે. એના એક જાણકારે લખ્યું છે કે જેઓ પહેલીવાર એ સ્ત્રીને જુએ છે, તેઓ ચકિત થઇ જાય છે. પરંતુ જ્યાં એની સાથે એકવાર વાતચીત થઇ ગઇ કે એનો પૂરો પરિચય થઇ જાય છે.

ઓલગા ગેરોકાફ એક મોટી ઉગ્ર બોલ્શેવિક છે. જ્યારે એ બોલ્શેવિક સિદ્ધાંત ઉપર એના મતવાળાઓ સાથે વાત કરે છે, ત્યારે એનો ચ્હેરો બહુ તેજસ્વી દેખાય છે, અને પાગલની માફક પોતાના હાથ ઉંચા કરી નાચવા લાગે છે.

બોલ્શેવિક સિદ્ધાંતથી જુદા વિષય ઉપર એ બોલતી નથી. બોલ્શેવિક ધર્મના આચાર્ય લેનીન સાથે તો એ વધારે બોલે છે. પણ બીજી વ્યકિતઓ સાથે બહુ થોડું બોલે છે. લેનીન એના ઉપર બહુ હેત રાખે છે, અને એ પણ લેનીન સાથે બહુ સ્નેહ ભાવથી વર્તે છે. એ બે વ્યકિતના હાથમાં રૂશીઆની આખી સત્તા છે. અને એ બેમાં પણ ઓલગાના હાથમાં વિશેષ સત્તા છે.

ઓલગાનું જીવન દુઃખમાં વ્યતિત થયું છે. એનો જન્મ રૂશીઆના એક ખેડુતના ઘરમાં થયો હતો. એના માતા પિતાની સ્થિતિ બહુજ સાધારણ હતી. રૂશીઆમાં જ્યારે પહેલી ક્રાંતિ થઇ ત્યારે રૂશીઆની અગાઉની ઝાર સરકારે એમને ઘરમાંથી કાઢી મૂકયાં. એ બીચારાં ટાઢમાં રૂશીઆના જંગલમાં મરણ પામ્યાં. ઓલગા એ વાત કદી નથી ભૂલતી, કે પોતાના માતાપિતાના મૃત્યુના જવાબદાર સમ્રાટ ઝારની સેનાના સિપાઇ છે. ત્યારથી એનું જીવન રૂશીઆના રાજ્યદ્વારી લોકો કે જે પોતાના પ્રજાસત્તાત્મક વિચારોની વિરૂધ્ધ છે તેના વિચારો બદલવામાં વ્યતિત થયું.

યુધ્ધના સમયમાં એ સૈનિક વિભાગમાં દાખલ થઇ. અને સ્ત્રીઓની સેનામાં એ કર્નલ સુધીના પદ ઉપર પહોંચી હતી. એ સમયે એના અધિકારમાં જે સ્ત્રીઓ હતી તેના ઉપર એ પોતાની શક્તિનો પ્રભાવ પાડતી હતી.

પોતાના સિપાઇઓને એ સામ્યવાદી વિચારોનો ઉપદેશ કરતી હતી. જ્યારે લેનીનના હાથમાં રૂશીઆની રાજ્ય સત્તા આવી ગઇ, ત્યારે એ પોતાની સેના સાથે તેની પાસે ગઇ અને બોલી કે હું અને મારી સેના આપની સેવામાં હાજર છીએ. ત્યારથી એ અને લેનીન બોલ્શેવિક તંત્રનું કાર્ય કરે છે.

લેનીને ધાર્યું કે એ સ્ત્રી પોતાનું લગ્ન કરી લે તો સારૂં. પરંતુ એ વાતનો ઘણીવાર ઓલગાએ ઇનકાર કર્યો. અને એણે કહ્યું કે બોલ્શેવિક તંત્રનું કામ કરવા માટે મને પૂર્ણ સ્વતંત્રતા જોઇએ. ગૃહસ્થ ધર્મ મારા માર્ગમાં અડચણરૂપ છે. એ પ્રકારે લેનીન અને ઓલગા

સંસાર દૃષ્ટિમાં મિત્ર રૂપે રહે છે. એક બીજા ઉપર અધિક સ્નેહ રાખે છે. દુનીઆમાં એકજ એવી મહિલા છે, કે જે લેનિનની ઇચ્છા વિરૂધ્ધ પોતાની ઇચ્છા ચલાવી શકે છે. કેટલીકવાર એવું પણ બન્યું છે, કે ભવિષ્યના વિચાર કરવામાં લેનિનની વિરૂધ્ધ એની ધારણા સરળ થઇ છે. અને છેવટે લેનિનને એના વિચાર સ્વીકારવા પડયા છે.

હાલમાં લેનિન તથા રૂશીઆના સેનાધિપતિ તથા લેનીનના જમણા હાથરૂપ ટ્રોસ્કીમાં મન ભેદ પડયો છે. ટ્રોસ્કી લેનિનને રૂશીઆના મોટા દેશ્જાજ ઉપરથી બળાત્કારે દૂર કરવા ચાહતો હતો. ટ્રોસ્કીએ એ લેનિનની ચાવી ઓલગાને મોસ્કો નગરમાં પોતાની સામે મંગાવી હાજર કરી. ટ્રોસ્કીએ ક્રોધયુક્ત દૃષ્ટિથી તેના સામું જોઇ કહ્યું. "ઓલગા ! તું શું ચાહે છે ? હું તો તને ભૂત ધારતો હતો અને તું અહીં કયાંથી આવી ?" ઓલગા કે જેણે કેટલીએકવાર સૈનિકો ઉપર વિજય મેળવ્યો હતો. તેણે ટ્રોસ્કી તરફ જોયું. પછી ધીમેથી પોતાના જભ્ભાના ખીસ્સામાંથી પિસ્તોલ કાઢી ટેબલપર મૂકીને બોલી:—

"સહયોગી ! હું તમારી બધી યોજના સમજી ગઇ છું. જેવી રીતે હું સરળતા પૂર્વક તમારા દફતરે ચઢી છું તેવી રીતે હું તમારી સઘળી યોજના સમજી ચુકી છું, અને હું તમને આ પિસ્તોલ ભેટ કરૂં છું. એના વડે તમે તમારૂં ધાર્યું કામ કરીલો અથવા સારી વર્તણુક માટે પ્રતિજ્ઞા કરો."

એવું કહી ઓલગા બહાર આવી અને પીસ્તોલના અવાજની રાહ જોતી ઉભી. પાંચ મિનિટ સુધી તે બહાર ઉભી રહી. બાદ લેનિનની પાસે આવી કહ્યું, કે ટ્રોસ્કી હવે સતાવશે નહિ. ઓલગાનું એ અનુમાન ખરૂં હતુ. ટ્રોસ્કીએ આત્મહત્યા નહિ કરી અને ઓલગાથી ડરી ગયો.

હજી પણ ઓલગા એક રૂપવતી સ્ત્રી છે. પરંતુ એ પોતાના શત્રુઓને પોતાના રૂપના જાદુથી વશ નથી કરતી. પોતાના તથા લેનિનના શત્રુઓ સાથે એ બીલકુલ નિષ્ઠુરતાનું વર્તન ચલાવે છે.

જ્યારે જ્યારે રૂશીઆનુ સૈન્ય કમજોર જણાતું હતું, ત્યારે ત્યારે સેનામાં જુસ્સો વધારવાને ઓલગાને મોકલવામા આવતી હતી.

લેનિને જ્યારથી એ જુવાન સ્ત્રીને જોઇ છે. ત્યારથી એ એના પ્રશંસક બની ગયા છે. અને સદા એ સ્ત્રીની પ્રશસા કર્યા કરે છે એ સ્ત્રી, એક માતા બાળક ઉપર જેવો કાબુ રાખે છે તેવો કાબુ લેનિન ઉપર રાખે છે. જે કેઇને લેનિન અને ઓલગાને જોવાનું સુભાગ્ય મળ્યું છે, તે જાણે છે કે જ્યારે ઓલગા લેનિનના ઘરમાં જાય છે, ત્યારે લેનિન ચાહે તેટલા ગુસ્સામાં હોય તોપણ એને દેખીને ભક્તિ પૂર્વક એની સાથે વાત કરવા લાગે છે. ઓલગાનો સાથ છોકરાઓ લેનિનને ઘણુ લાગીઆવે છે.

બોલ્શેવિક સેનાના ૪ અધિકારીઓએ ઓલગા ઉપર પ્રેમની દૃષ્ટિ નાખી હતી. બસ, એ કારણથી એનાઉપર રાજદ્રોહનું તોહમત-મૂકી લેનિને એમને ફાંસીએ ચઢાવ્યા હતા. ઓલગાની એ રહસ્ય પૂર્ણ સત્તા રૂશીઆઉપર કયાં સુધી રહેશે ? એ પ્રશ્નના વિષયમાં રૂશીઆના રાજ્યપ્રકરણી વિષયના જ્ઞાનવાળા મોટા મોટા વિચારવાન પુરૂષોનો અભિપ્રાય છે કે, જ્યાં સુધી લેનિન રૂશીઆના માલિક છે ત્યાં સુધી એની સત્તા રહેશે. એ પછી એ પોતે લેનિનને દૂર કરી રૂશીઆની માલિક બનેશે. કેમકે લેનિનથી અધિક જો એને કોઇપર પ્રેમ હોય તો તે સત્તા ઉપર છે. અને એનો ઉદ્દેશ રૂશીઆના લોકોની સેવા કરવાનો છે. દુનીઆમાં આજે એ એકજ સ્ત્રી છે, કે, જે એકરાષ્ટ્ર ઉપર સત્તા ચલાવે છે. હાલ એની ઉમર માત્ર ૩૦ વર્ષની છે.

D.



# બે ચિત્ર.

લેખક.—અમ્બેલાલ સવરામભાઈ દેશાઈ.

## ચિત્ર પહેલું.

ધનસુખલાલની પત્ની રૂકિમણી પોતાની પાછળ બે સંતાનો-એક પુત્ર અને એક પુત્રી-મુકી સ્વર્ગે સંચરી હતી. તે વખતે તેને દુઃખ થયું નહોતું, એમ કહેવું એ સત્યને ઢાંકવા જેવું છે; પરન્તુ ધનસુખલાલે મોટા મોટા ઘાટાથી રૂદન કરી, કિંવા માસિકોમાં શોકકાવ્ય પ્રસિધ્ધ કરાવી, અગર ગદ્ય કાવ્ય છપાવી તેની નકલો પોતાના સ્નેહી સંબંધીઓમાં મફત વ્હેંચી જગતની આગળ અત્યંત શોક રજુ કર્યો નહોતો એ ખરૂં, તો પણ પત્નીના મરણથી તેને અત્યંત દુખ થયું એ વાત કાંઇ અસત્ય નહોતી. ધનસુખલાલ જરા હુકમ બજાવનારો માણસ હોવાથી તેણે પુન લગ્ન કરવાનો નિશ્ચય કર્યો, અને એ નિશ્ચય પોતાના સગા તેમજ મિત્ર મંડળમા જાહેર કર્યો પછી પૂછવું શું ? પોતાની પુત્રીનાં લગ્ન કરી એ જવાબદારીમાંથી મુક્ત થવા ઇચ્છનારા પિતાઓની ધનસુખલાલ ઉપર દ્દષ્ટિ ઠરવા માંડી ! ધનસુખલાલે અનેક કન્યાઓ જોઇ તેમાંથી એક ચૌદ વર્ષની કન્યા સાથે પ્રથમ પત્નીનાં મરણ પછી ત્રણ ચાર માસમાજ એનાં લગ્ન થયાં અને તે પુનરપિ સંસારી બન્યો.

લગ્ન તો થયાં પણ એ લગ્ન એકંદર રીતે સુખપૂર્ણ નીવડયા નહીં ધનસુખલાલનો સ્વભાવ કાંઇક રૂક્ષ અને ગંભીર હતો. તેને કોઇ પણ વખતે કેઇ હસ્તાં જોતું નહીં, એવું તેના સહવાસમાં આવનારાં મનુષ્યો કહેતાં. તેનો એવો સ્વભાવ હોવાથી તરૂણ સ્ત્રીયો પ્રસન્ન રહેવાથી ગૃહ સંસાર સુખ રૂપે ચાલી દંપતી આનંદમાં રહી શકે છે, એ શાસ્ત્રનું તેને લેશ પણ જ્ઞાન નહોતું. પોતાની પત્નીને આનંદમાં રાખી સુખી કરવી એ પતિનું આવસ્યક કર્તવ્ય છે, એ સાદી વાત પણ ધનસુખલાલના સ્વપ્નમાં કદી પણ આવી નહોતી. પતિપત્નીના સંબંધ વિષે તેની માત્ર એટલીજ કલ્પના હતી કે સ્ત્રીએ રસોઇ કરવી અને પુરૂષે તે જમવી ! પત્નીએ સેવા કરવી, અને પતિએ તે ગ્રહણ કરવી. ધનસુખલાલની આવી વિચિત્ર કલ્પનાથી તેની પ્રથમ પત્ની જીવતી હતી ત્યારે પણ તેઓ સંસારમાં કાંઈ પણ સુખ મેળવી શક્યાં નહોતાં.

રૂકિમણીના પરલોક પ્રયાણ પછી ત્રણ માસમાજ ધનસુખલાલે રૂકિમણીની જગ્યાએ નિર્મળાને આણી. એ વખતે નિર્મળાની વય ચૌદ વર્ષની હતી, અને ધનસુખલાલની વય ચાળીશ લગભગ પહોંચેલી હતી, અર્થાત્ ઉભયના સ્વભાવમા તેમજ ઉમ્મરમાં ઘણી ભિન્નતા હતી, પરન્તુ એ બાબત કદી પણ ધનસુખલાલના લક્ષમા આવતી નહોતી.

લગ્નને એક માસ થયો ન થયો એટલામાં તો ધનસુખલાલે ગૃહસંસારનો સર્વ ભાર નિર્મળા ઉપર નાંખ્યો. તે ચોકખું કહેતોજ હતો કે ' મેં જે આ લગ્ન કર્યાં છે, તે કાંઇ મારા પોતાના સુખને માટે કરેલાં નથી, પણ પ્રથમ પત્નીના જે બે બાળકો છે તેના યોગ્ય પ્રતિપાલન માટે, અને ગૃહ સંસારનું ઉત્તમ પ્રકારે રક્ષણ થાય એ હેતુથીજ આવડી પ્રૌઢ વયે મેં મારા

પગમાં આ સ્ત્રી રૂપી બેડી પહેરી છે !" રૂક્મિણીનો મોટો પુત્ર રમણ એ વખતે બાર વર્ષનો હતો અને પુત્રી શાન્તિ આઠ વર્ષની હતી. બન્ને બાળકો પિતાને પુષ્કળ લાડકાં હોવાથી ધનસુખલાલનો જીવ તેના ઉપરજ રહેતો.

ધનસુખલાલને એક અંગ્રેજ કંપનીમાં નોકરી હતી. ઉતાવળથી જમીને ધનસુખલાલ દરરોજ સ્હાડાનવ વાગે ઑફિસમાં જતો. અને રમણ દશ સવાદશ વાગે નિશાળે જતો. શાન્તિને રમવા સિવાય અન્ય કાંઇ કામ નહોતું. ઘરમાં માત્ર ચૌદ વર્ષની નિર્મળા આખો દહાડો ઘરમાં બેસી રહેતી. તેને કોઇની સાથે વાત ચીત કરવાની ન હોવાથી તેની પાંજરામાંના પક્ષી જેવી સ્થિતિ હતી; પોતાની આવી સ્થિતિ બદલ તેને ઘણું દુ:ખ થતું અને દિવસનો ઘણો ખરો ભાગ તે અશ્રુ ગાળવામાંજ ગાળતી. સ્હાડાચાર વાગે રમણ નિશાળેથી આવતો અને કાંઇક ખાઇને તે પણ બહાર રમવા જતો રહેતો. આખો દિવસ એક મજુર પ્રમાણે ઓફિસમાં કામ કરીને છ વાગવાના સુમારે જ્યારે ધનસુખલાલ ઘેર આવે ત્યારે તેના મગજનું કાંઇ પણ ઠેકાણું રહેતું નહીં. એ વખત કોઇ મહાન સંકટનો હોય એમ નિર્મળાને સદા ભીતિ રહેતી, તે ડરથી કાંપતી કાંપતી અતિશય કાળજીપૂર્વક પગ ધોવાનું પાણી, નાસ્તો, તથા ચાહ ધનસુખલાલ આગળ લાવીને રજુ કરતી. નાસ્તાને ઇન્સાફ આપ્યા બાદ પતિરાજ કાંઇક શાંત બનીને વર્તમાનપત્ર વાંચવાની શરૂઆત કરે, અને નિર્મળા રસોઇ કરવા જાય. ત્યાર બાદ રાત્રે નવ વાગે બધાં ખાઇપીને પરવારે અને ત્યાર પછી સર્વ કામકાજ કરીને નિર્મળા બરાબર અગીયાર વાગે સુએ, આ પ્રમાણે તે દંપતીનો જીવનક્રમ ચાલતો હતો.

ધનસુખલાલને એંશી રૂપિઆ પગાર મળતો હતો. તે કૃપણ અને એકલપેટો હોવાથી કોઇની સાથે તે કદી પણ ખુલ્લા દિલથી વાત કરતો નહીં, તેથી તેને કોઇ પણ આડોશી પાડોશી સાથે વિશેષ સ્નેહ નહોતો. ધનસુખલાલના મનમાં તો એમજ હતું કે આખું જગત ચોર, અસત્ય બોલનાર, કપટી, દાંભિક, દ્વેષી અને ખરાબ છે. નિર્મળાનો સ્વભાવ એથી ઉલટો હતો; તે શાંત, સ્નેહપરાયણ કાંઇક અભિમાની અને પ્રેમની ભૂખી હતી. તેની માતા ન્હાનપણમાંજ મરણ પામેલી હોવાથી તેનો પિતાજ તેની માને ઠેકાણે હતો. પૈસાની બાબતમાં તેમની સ્થિતિ ગરીબ હોવાથી વડિલોપાર્જિત જમીન ઉપર અને બીજો કોઇક પરચુરણ ધન્ધો હતો તે ઉપર તેમનો નિર્વાહ ચાલતો. પુત્રી મોટી થયેલી હોવાથી નિર્મળાના પિતાને તે બાબત ચિન્તા થયા કરતી હતી. એટલામાં ધનસુખલાલ વિધુર થયાની તેને ખબર પડી. વર અને કન્યાની ઉમ્મરમાં ફેર તો ખરો, પણ વરની સ્થિતિ સારી હોવાથી અને પહેરામણીમાં કાંઇ પણ આપવાનું ન હોવાથી, થોડીક લુચ્ચાઇથી અને થોડીક અતિશયતાથી નિર્મળાના પિતાએ નિર્મળાને ધનસુખલાલને અર્પણ કરી અને છ માસની અંદર તો તે પરલોકમાં ચાલતો થયો.

મહિના પાછળ મહિના ધીમે ધીમે જવા લાગ્યા, પરંતુ ધનસુખલાલના સંસાર ક્રમમાં ઝાઝી વ્યવસ્થા આવી શકી નહીં, તેના સ્વભાવમાં પરિવર્તન થવું અશક્ય હોવાથી બિચારી નિર્મળાને સુખનો જરા પણ લાભ મળ્યો નહિ. રૂક્ષ સ્વભાવના પતિને સંતુષ્ટ કરવા તે બનતા તેટલા પ્રયત્નો કરતી, પરંતુ ધનસુખલાલ જરા પણ સંતુષ્ટ થયા નહીં. નિર્મળાના તૃષાતુર હૃદયને પ્રેમનું એક પણ બિન્દુ મળ્યું નહીં. તેથી તેના મનમાં થનારી યાતના હમ્મેશ અશ્રુ રૂપે બહાર નીકળ્યા કરતી.

શુક્રવારનો દિવસ હતો. આજે વિલાયતની મેલ આવવાનો દિવસ હતો તેથી ધનસુખલાલને આજે ઓફીસમાં જરા વ્હેલા જવાનું હતું. દુર્ભાગ્યવશાત્ એ વાત કાંઇ નિર્મળાના ધ્યાનમાં રહી નહીં, એટલે તેણે જલદી રસોઇ બનાવવા માંડી નહીં. તે દરરોજના વખત પ્રમાણેજ રસોઇ કરવા લાગી. ધનસુખલાલ સાડાઆઠ વાગે રસોડામાં આવીને જુએ છે તો રસોઇ થવાને હજુ ઘણી વાર છે, એમ તેને માલમ પડ્યું ! પછી પુછવાનુંજ શું ! સાહેબનો ચ્હેરો એકદમ રકતવર્ણો થઇ ગયો. એ જોઇને નિર્મળા ભયથી કંપી ઉઠી. ધનસુખલાલે ગઇ કાલેજ આણેલા લાકડાં સ્હેજ લીલાં હોવાથી તે ચૂલામાં બરાબર બળતાં નહોતાં ! નિર્મળા પોતાના ક્ષીણ દેહમાંની સર્વ શકિત એકત્ર કરી ફુંક મારી મારીને થાકી ગઇ. પણ અગ્નિદેવને તેની જરા પણ દયા આવી નહીં. ઘડીઆળનો કાંટો ધીરે ધીરે આગળ વધતો હતો, વાદળ પહેલાં જેવી શાંતતા હોય છે તેવી શાંતતા ધારણ કરીને ધનસુખલાલ જમવા માટે પાટલા ઉપર આવીને બેઠા. ઉતાવળથી નિર્મળાએ પીરસ્યું. બે બાળકો અને ધનસુખલાલ ત્રણે જણા જમવા બેઠાં. ભાત એટલો ગરમ હતો કે ધનસુખલાલે ફુંક મારી મારીને એક ગ્રાસ મુખમાં મૂક્યો. ભાતનો ગ્રાસ મુખમા જતાંજ તે તદ્દન કાચો લાગ્યો, અને દાળ એવી તીખી લાગી કે પ્રથમ ઝટકેજ ધનસુખલાલના પગની આગ શિર સુધી પહોંચી ગઇ. એટલામાં દુર્ભાગ્યે શાક લઇને નિર્મળા પતિને મુકવા આવી. આવી બેદરકારી અને આળસુ સ્ત્રી ધનસુખલાલની દ્રષ્ટિએ પડતાંજ તેના ક્રોધનો પારો ધીમે ધીમે ઉંચે ચઢવા લાગ્યો, અને પોતાના આગળ પીરસેલી થાળી ઉંચકીને એકદમ નિર્મળાને મારી. થાળી જરા બાજુએ થઇને જતી રહી. નહી તો નિર્મળાનું માથું ફુટી ગયું હોત. આખા રસોડામાં ભાત ભાત થઇ રહ્યો. ધનસુખલાલ હાથ ધોઇ કપડાં પહેરીને ઓફીસ તરફ ચાલતો થયો. પતિના આ નિષ્ઠુર આચરણથી અને અન્યાયી અવિચારથી નિર્મળા મરવા જેવી થઇ ગઇ ! પણ કરે શું ? અબળાનું જોર આંસું એ કહેવત પ્રમાણે અશ્રુ સારવા લાગી. બાળકો થોડું ઘણું ખાઇને ઉઠી ગયાં એટલે વાસણ માંજી રસોડું સાફ કરી તે ઘરમાં આવી અને જમીન ઉપર પડી રહી.

સુક્ષ્મ દ્રષ્ટિથી જોતાં નિર્મળાનો ઝાઝો અપરાધ નહોતો. રસોઇ બનાવતાં પન્દર વીશ મિનિટ મોડું થયું એ ખરૂં, પરન્તુ લાકડાં લીલાં ન હોત તો એ પન્દર મિનિટનો તફાવત નીકળી જાત. જો અન્યાય સાંભળનાર કોઇ માણસ હોતું નથી તો તે અન્યાય બહુ ભારી લાગે છે. નિર્મળાએ તે દિવસે મુખમાં પાણી સુદ્ધાં મુકયું નહીં. જમીનપર પડી પડી તે રૂદન કર્યા કરતી હતી પણ તેનું સાન્તવન કરનાર કોઇ નહોતું.

નિર્મળાને આજે કોઇ પણ પ્રકારનું ભાન નહોતું. રડવામાં કેટલો સમય ગયો, પાંચ કયારે વાગ્યા, એ એ બિચારીના ધ્યાનમાંજ રહ્યું નહીં. પાંચ વાગે રમણ નિશાળેથી આવ્યો અને આવતાની સાથે ખાવાનું માગ્યું.

અરે રે ! સર્વનાશ ! તેના ખાવાનાં માટે કોઇ પણ પ્રકારની તૈયારી કરવાંમાં આવી નહોતી. નિર્મળા ઉઠી અને તેની પાસે એક આની હતી તે લાવી રમણના હાથમાં આપી તેણે મિષ્ટ સ્વરે કહ્યું "ભાઇ, મારૂં માથું દુખે છે તેથી તારે માટે મેં કાંઇ ખાવાનું કરેલું નથી, માટે લે આ ચાર પૈસાનું કાંઇ લઇને ખાજે."

પરંતુ રમણ ધન સુખલાલનો પુત્ર હતો. તેણે ગુસ્સે થઇને કહ્યું 'ચાર પૈસાનું શું ખાવાનું આવે ? બીજા ચાર આપ."

નિર્મળાએ નમ્રતાથી કહ્યું "રમણ ! મારી પાસે હવે બીજી એક પાઇ પણ નથી આજનો દહાડો આ ચાર પૈસા લઇજા, કાલે હું તને જરૂર બીજા પૈસા આપીશ."

રમણે રોપમાંજ જણાવ્યું "મારે તારા એ ચાર પૈસા નથી જોઇતા. બાપુજીને આવવા તો દે પછી તારી વાત!" એમ કહી ને હાથમાંની આની ફેંકી દઇને તે ત્યાંથી દોડતો ચાલ્યો ગયો.

નિર્મળાનો બિચારીનો રૂદન સિવાય ક્યો ઇલાજ હતો? આ માયાથી ભરેલાં જગતમાં આપણું કોઇ નથી, એવી આજે તેના મનને સમ્પૂર્ણ ખાત્રી થઇ.

આખો દિવસ ઑફીસ રૂપી પિંજરામાં પૂરેલાં કારકુન પક્ષીઓ સાંજના છ વાગતાં પોતપોતાના ઘર તરફ જવા નીકળ્યાં આપણા ધનસુખલાલ પણ ઘેર આવ્યા. આજે તે મુદ્દલ જમ્યો નહતો બપોરની રજામાં થોડોક નાસ્તો કરેલો હતો. ઘરમાં આવતાંની સાથેજ ધામધુમ કરીને તેણે કપડાં ઉતારવા માંડયાં. બાપ આવ્યાની ખબર પડતાં રમણ પિતાના ઓરડાના દ્વારમાં ઉભો રહીને રડવા લાગ્યો. મા વિનાનાં છોકરાં પર ધનસુખલાલનો પૂર્ણ પ્રેમ હતો. છોકરાને રડતો જોઇને તેને પાસે બોલાવીને પ્રેમાળ સ્વરે પૂછ્યું "કેમ રમણ ! રડે છે કેમ ?"

કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં છોકરો વધારે જોરથી રડવા લાગ્યો. તેની પીઠ હાથ ફેરવતાં પુનઃ પિતાએ પૂછ્યું "શું થયું ? ભાઇ શું કરવા રડે છે ?"

રડતાં રડતાં રમણે કહ્યું "બાએ મને આજે કાંઇ પણ ખાવાનું આપ્યું નહીં બાપુજી ! સવારે હું પેટ ભરીને જમેલો નહોતો ને નિશાળેથી આવ્યો ત્યારે કાંઈ પણ ખાવાનું ઘરમાં નહોતું ! મને બહુ ભુખ લાગી છે બાપુજી !"

રમણની હકીકત સાંભળીને સવારની સર્વ બાત ધનસુખલાલને યાદ આવી. મા વિનાના છોકરાને તેની અપરમાતા તેની ઉપર જુલમ ગુજારતી દ્વેષભાવે ભૂખે મારે છે ! કેમ શાથી એટલી બધી એ ફાટી ગઇ છે ? એમ તેના મનમાં તુરંત થયું.

ધનસુખલાલનું મસ્તક ક્રોધથી ફરી ગયું. "રાંડ ડાકિની તારો આટલો બધો મીજાસ !" એવા બરાડા પાડતો મોટી મોટી ફલંગો ભરતો તે રસોડામાં આવીને ઉભો રહ્યો. પતિરાજની ગર્જના નિર્મળાએ સાંભળેલી હોવાથી તેને આખું રસોડું ફરતું દેખાયું અને પગ પાસેની જમીન આગળ ચાલતી હોય એમ તેને લાગ્યું.

રસોડાનાં દ્વાર પાસે ઉભા રહીને આંખો કાઢીને ધનસુખલાલે બરાડો પાડીને કહ્યું "સાંભળે છે કે ચાંડાળણી ! મારા આ ઘરમાં તારો આ સ્વેચ્છાચાર ચાલવાનો નથી, સમજી ? આટલો બધો મીજાસ તારામાં ક્યાંથી આવ્યો ? ભિખારીની છોકરી છે ને તારો આટલો બધો રોપ ! મનમાં દ્વેષ રાખીને તું છોકરાંને ભૂખે મારે છે ! મારે ઑફિસે જવાનું મોડું થાય અને સાહેબ મારા પર ગુસ્સે થાય તેટલા માટે તું જાણી જોઇને રસોઇ મોડી કરે છે. કેમ ખરૂં ને ? પણ તારી એ મસ્તી હું કાંઇ ચાલવા દેવાનો નથી. તું ચોક્કસ ધ્યાનમાં રાખજે કે "રમણ અને શાન્તિની સેવા ચાકરી કરવા સારૂજ મેં તને ઘરમાં આણેલી છે. બોલ આજે તેં રમણને ભૂખો કેમ રાખ્યો ? સાવકો છોકરો માટે આટલો દ્વેષ ? મારી સાથે તારી એ ચાલાકી ચાલવાની નથી. સારૂં સારૂં ખાવાનું મળ્યું એટલે મગજમા પાવર આવી ગયો કેમ ચાંડાળણી ? ભિખારી પિતાને ત્યાં ટૂકડા ખાતી હતી તે ભૂલી ગઇ કે ? તારો આ છોકરાપરનો દ્વેષ હું ચાલવા દેવાનો નથી. તારે કૂવે ને કર. તારે માટે ચારે રસ્તા ખુલ્લા છે !"

હૃદયને વીંધનારા આ અપમાનનાં કડવાં વાક્યો સાંભળી બિચારી નિર્મળાના મનમાં એમ થયું, કે ધરતી માતા માર્ગ આપે તો હમણાં અંદર સમાઇ જાઉં. તેના મસ્તક પર લુહારના ઘોંણના ઘા પડતા હોય અને સમસ્ત જગત ચકર ચકર ફરતું હોય એમ તેને લાગ્યું. પતિ સિવાય બીજી ગતિ કઇ ! ક્ષમાની આશાએ નિર્મળાએ પતિના ચરણો પકડી અશ્રુવરસાદ વરસાવવાનો શરૂ કર્યો. પરંતુ તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહોતો. કોઇએ જાણે મારૂં ગળું જોરથી પકડી રાખ્યું હોય એમ તેને થયું. પોતાની સર્વ શક્તિ એકત્ર કરી તે પતિને એવું કહેવા પ્રયત્ન કરતી હતી કે "હું તમને ખરૂં કહું છું. તમારી સમજવામાં ભુલ થઇ છે. તમારી ઇચ્છા હોય તો મારૂં હૃદય ચીરીને જુઓ. સાવકાં છોકરાં માટે અને તમારે માટે દ્વેષનું એક બિન્દુ પણ ત્યાં છે ! ક્ષમા કરો. મારા પર ગમે તેવો આરોપ મૂકી, અવિચાર કરી મને તમારા ચરણ આગળથી દૂર ખસેડશો નહીં. મારા ઉપર દયા કરો !' પરન્તુ એક શબ્દ પણ તેના મુખમાંથી બહાર નીકળી શક્યો નહીં. માત્ર અશ્રુઓથી તેણે પોતાના પતિના પગ ભીંજવી દીધા.

"ચાંડાળણી ! રડીને ઢોંગ કરીને મારી આગળ નાટક કરી બતાવે છે ?" એમ કહીને નિર્મળાના માથામાં જોરથી એક લાત મારી મોટી ફલંગો ભરતો ધનસુખલાલ રસોડાના દ્વારમાંથી ઘરમાં ચાલી ગયો. ધનસુખલાલની લાત નિર્મળાના માથામાં વાગવાથી તેનું માથું ભીંત સાથે અથડાયું અને એક ન્હાનો ઘા પડી માથામાંથી રક્ત વ્હેવા માંડ્યું ! પરંતુ તે બિચારીએ તેના ઉપર ઝાઝું લક્ષ આપ્યું નહીં.

આજે બરાબર થયું ! અપમાનની, છળની જે કાંઇ બક્ષિસ મળવાની હતી તે નિર્મળાને પૂરેપૂરી મળી ગઇ. આ જન્મમાં પતિ તરફથી જે કાંઇ પત્નીને મળવું જોઇએ તે બધું મળી ગયું. હવે શાની રાહ જોવાની !

સર્વ જમ્યા. અન્નનો એક પણ દાણો ખાધા સિવાય તે રસોડામાંજ સઇ રહી. પ્રભાત થતાં તો તેના અંગમાં પુષ્કળ તાવ ભરાઇ આવ્યો, પણ તેણે કોઇને પણ એ વાત કહી નહીં. તાવથી શરીર ફફડતું હતું છતાં પણ તે ઉઠી અને સ્નાન વિગેરેથી પરવારી રસોઇ કરી સર્વને જમાડ્યાં. તેની સાથે એક શબ્દ પણ ન બોલતાં ધનસુખલાલ ઓફીસમાં ચાલ્યો ગયો. નિર્મળા કાંઇ પણ ખાધા વિના જમીનપરજ પડી રહી. ચાર વાગે ઓફિસમાંથી આવીને ધનસુખલાલ જુએ છે તો નિર્મળા બેશુદ્ધ થઇને પડેલી છે અને તેના અંગમાં હાથ પણ ન અડકાડાય એવો તાવ ભરેલો છે.

ધનસુખલાલનું હૃદય ધડકવા લાગ્યું. પત્નીને ઉંચકીને બિછાનાપર સુવાડી અને ડોક્ટરને બોલાવવા ગયો. ડોક્ટરે આવી મ્હો કડવું કરીને ઔષધ લખી આપ્યું.

ઔષધનો એક ભાગ નિર્મળાએ લીધો. "હું શું તેના ઉપર દ્વેષ કરૂં છું ?" એવું તે બબડવા લાગી. મળસ્કે ચાર વાગ્યાના સુમારે આ દુઃખપૂર્ણ જગતનો ત્યાગ કરી બિચારી નિર્મળા નિર્મળા સ્વર્ગમાં ચાલી ગઇ.

---

## ચિત્ર ત્રીજું.

નિર્મળા સ્વર્ગે સંચરી! લગ્ન થયા પછી આઠ દશ મહીનામાંજ તેની જીવનલીલા સમાપ્ત થઇ! તેણે સંસારનો ત્યાગ કર્યો. પણ ધનસુખલાલે હજુ સંસાર છોડ્યો નહોતો ને સંસાર ટકાવવા ખાતર ગૃહસંસારમાં સ્ત્રીતો હોવીજ જોઇએ. ધનસુખલાલને બાળકોની સંભાળ માટે તથા ગૃહકાર્ય માટે પુનઃ એક વાર લગ્ન કરવાનું આવશ્યક લાગ્યું. ગત લગ્ન વખતના કરતાં આ વખતે એની ઉમ્મર આઠ દશ માસ વધેલી હતી, પરન્તુ, એ સમય દરમ્યાન તેનો પગાર પણ વધેલો હતો, એટલે કન્યા મેળવવામાં તેને ઝાઝી અડચણ પડી નહી. આ વખતે આપણા ધનસુખલાલને સોળ વર્ષની પત્ની મળી. એટલે નિર્મળાના મરણ પછી ચાર માસમાંજ પાછો તે ચતુર્ભુજ બન્યો. મુબાઇની હાઇકોર્ટના એક સુપ્રસિધ્ધ વકીલના કારકુન અનંતરાયનો તે જમાઇરાજ બન્યો. પત્નીનું નામ રાધા હતું.

રાધાને જ્યારે તેને સાસરે મોકલવામાં આવી ત્યારે અનંતરાયે જમાઇરાજને ચોક્ખું કહી દીધું કે "મારી પુત્રી રસોઇ કરવા ચુલા પાસે જઇને બેસે કે તુરત તેને હીસ્ટિરીઆ થઇ આવે છે અને એવું આઠ દશ વખત બન્યું છે! માટે ગમે તેમ થાય તોપણ છોકરીને રસોઇ કરવાનું કહેશો નહિ." થયું. બાઇ સાહેબ પ્રથમ ઘરમાં આવતાંજ પ્રથમ ધનસુખલાલને રસોઇયો રાખવાની જરૂર પડી. કૃપણ ધનસુખલાલને મરણ જેટલું દુઃખ થયું પણ શું કરે? ઉપાય નહોતો. કારણ કે એ બાબત મુખમાંથી એક શબ્દ પણ કહાડી શકાય તેમ હતુંજ નહીં. ઘરમા આવતાંની સાથેજ રાધાએ પોતાના ગૃહિણી તરીકેના અધિકારની બજાવણી જ્યાં ત્યાં શરૂ કરી દીધી. ધનસુખલાલે રાખેલા રસોયાને રજા આપી પોતે પસંદ કરેલો રસોયો રાખ્યો, અને વાસણ માજનારી પણ પોતે પસન્દ કરીને રાખી. શોકયનો પુત્ર રમણ એજ આપણા માર્ગમાં મુખ્ય કાંટો છે એમ તેને જણાયું, અને તેની સાથે તેજ પ્રમાણે વર્તવા લાગી. બિચારી ન્હાની સરખી છોકરી શાન્તિ તે પણ બાઇ સાહેબની આંખમાં ખટકવા લાગી. એ બન્ને કાંટાને શી રીતે ખસેડાય તેનો તે વિચાર કરવા લાગી. અધિકારના અમલની શરૂઆત પ્રથમ તે બાળકો ઉપરજ થઇ.

રાધાને પરણ્યાને પાંચ છ મહિના થયા હતા. રવિવારનો દિવસ હતો. રસોયો રાંધીને કાંઇ કામ નિમિત્તે બાઇ સાહેબની રજા લઇને બહાર ગયો હતો. બરાબર રહાડા અગીઆર વાગ્યા હતા. તોપણ રાધા છોકરાંઓને જમાડતી નહોતી શાન્તિ ભુખથી વ્યાકુળ બનીને એકાદ બે વખત ખાવાનું માગી તે ન મળવાથી રડવા લાગી.

રાધા તેના ઉપર ગુસ્સે થઇને બોલી ઉઠી "શાન્તિ! તું તો એક રાજતીજ પુત્રી છે. તારાથી તો પ્રભુ તોબા!"

રાધાના આ શબ્દો ધનસુખલાલને કાને ગયા. તે પણ કોઇ કારણ સર આજે જરા જરા ગુસ્સે થયેલો હતો. શાન્તિનું રડવું અને રાધાનું બોલવું સાંભળી તુર્તજ તે રસોડામાં ગયો અને પૂચ્યું "કેમ શું છે? શું થયું?"

"થવાનું શું છે? હું આ પાન સુધારતી હતી તે જરા વાર લાગી એટલામાં આ તમારી રાજકન્યા ભુખથી પ્રાણ ત્યાગ કરવા તૈયાર થઇ ગઇ. ને આંખમાંથી સમુદ્ર રેલાવતી રહી છે.

જાઉં ? જોઉં તો ખરી કે તમે મને શી રીતે ઘરની બહાર કાઢો છો ! અહીં રહીને હું તમારો અને તમારાં કારસ્થાની ગાલફોના પ્રાણ લઈશ !'

હવે ધનસુખલાલનો મીજાજ હાથ પર રહ્યો નહીં તેણે રાધાના ગાલ પર જોરથી એક તમાચો ચોઢી કાઢ્યો અને ગર્જના કરીને બોલ્યો "શું તું અમારા પ્રાણ લેનાર ? અને અહીં રહેનાર ? લાત મારીને ઘરમાંથી બહાર કાઢીશ સન્ધ્યાકાળ થતાં સુધીમાં ઘરમાંથી ચાલી ગઈ તો ઠીક છે નહીં તો પછી પોલિસને બોલાવીને તને ઘરમાંથી હાંકી કઢાવીશ. એમ કહીને ધનસુખલાલ કપડાં પહેરીને ઘરમાંથી બહાર ચાલતો થયો. આ બાજુ બાઈસાહેબ રાધા ભાડાની ગાડી બોલાવી પીયર તરફ ચાલતાં થયાં.

ત્રીજે દિવસે ધનસુખલાલ જમીને ઓફીસમાં જવા સારૂ કપડાં પહેરતો હતો, એટલામાં પોસ્ટમેને આવીને તેના હાથમાં એક રજીસ્ટર્ડ પત્ર મુક્યું. તે પત્ર ઉઘાડીને જોયું તો તે વકીલની નોટીસ હતી ' અને તે નોટીસ ધનસુખલાલની પત્ની રાધાએ વકીલ મારફતે .પોતાની 'ખોરાકી' ના પૈસા મેળવવા માટે પહોંચાડી હતી.

નોટીસ પહોંચતાંજ ધનસુખલાલભાઈ એકદમ ચમકી ઉઠ્યા. તેનો હમણાંજ પગાર વધીને નેવું રૂપીઆ થયો હતો કોર્ટ ઠેરવે તે રકમ પત્નીને આપવી પડે તો તો આપણો અરધો અરધ પગાર એમાંજ ચાલ્યો જાય. એમ તેના મનમાં વિચાર આવ્યો સ્ત્રી એ હાલતી ચાલતી પુરૂષની ગુલામડી, પગ આગળ તેનું સ્થાન, તેને આપણે આપીએ તે તે લે, અને કહીએ તે કરે, એ તેનું કર્તવ્ય એવી સ્ત્રી આપણી સ્હામી થઈને આપણને દંડ કરાવવા સ્હામી ઉભી રહે, એ નવીન કલ્પનાથી ધનસુખલાલના શરીરમાં નખથી શિખા પર્યંત કંપ વ્યાપી ગયો, તેનું મસ્તક ફરવા લાગ્યું. સ્ત્રી આગળ પુરૂષે મસ્તક નીચું નમાવવું એ તદ્દન અશક્ય છે. ગમે તેમ થાય તો પણ હવે પત્નીને ઘેર લાવવી નહીં, તેનાં ભરણપોષણ માટે એક કોડી પણ આપવી નહીં, એવો તેણે પકો ઠરાવ કર્યો જોઉં તો ખરો કે હવે તે શું કરે છે ? એમ વિચાર કરતો કરતો તે ઓફિસમાં ગયો

મંગતરાય એક પ્રખ્યાત વકીલના હોશીયાર કારકુન હતા. તેણે જમાઈરાજને સારી રીતે હાથ બતાવવાનો વિચાર કર્યો ને ત્યાં વેગમાં રાધાના નામથી ખોરાકી માટે ધનસુખલાલ ઉપર કોર્ટમાં દાવો માંડ્યો કોર્ટે એવો ઇન્સાફ આપ્યો કે ' રાધા ધનસુખલાલ સાથે રહે તો તે ઠીક; નહીં તો દર માસે તેના ખરચના ત્રીસ રૂપીઆ ધનસુખલાલે આપવા અને તે પણ પગારમાંથી કપાઈ દર માસે રાધાને બારોબાર મળે. '

દારૂણ અપમાનનો બોજો માથા પર લઈને જ્યારે ધનસુખલાલ પોતાને ઘેર આવ્યો ત્યાં સન્ધ્યાકાળ થઈ હતી. અત્યંત દુઃખી મને ઘરમાં આવતાંજ તેની દૃષ્ટિ રસોડાનાં દ્વાર પર પડી અને તેનાં હૃદયમાં કોઈ વિલક્ષણ પ્રકારની ધડભાંજ થવા લાગી નિર્મળાના આયુષ્યનો છેવટનો ને કરૂણાજનક દેખાવ એકાએક તેના ચક્ષુ સમક્ષ આવીને ખડો થયો તેનાં અંગનાં રોમાંચ ખડાં થયા નિર્મળાની કરૂણ મૂર્તિ તેને દૃષ્ટિગોચર થવા લાગી, અને તેનાં હૃદયમાં દારૂણ યાતના થવા લાગી. ગરીબ બિચારી નિર્મળાને મે અસહ્ય કષ્ટ દીધું, અને એ નાહક કષ્ટ દેવાથી તેનો કેવી રીતે અંત આવ્યો, એ યાદ આવતાંજ ધનસુખલાલનું હૃદય પીગળીને પાણી પાણી થઈ ગયું. મે તેનું કેટલું અપમાન કર્યું , મે તેને ન કહેવાનાં વચનો કહ્યાં, તો પણ કોમળ હૃદયની નિર્મળાએ

અંગે મ્હોંએ સર્વ સહન કર્યું અને અન્તે મારા ક્રોધાગ્નિમાં પોતાનું બલિદાન આપ્યું ! હાય ! કેવાં એ બે ભિન્ન ચિત્રો !! તે દેવી નિર્મળા અને આ રાક્ષસી રાધા ! આજ પ્રથમજ નિર્મળાને માટે ધનસુખલાલનાં હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થયો, અને તે એટલા જોરથી ઉત્પન્ન થયો કે, તેનું મરણ મારે લીધેજ થયું. એ વિચારથી તેનું હૃદય ખરેખર પશ્ચાતાપના અગ્નિમાં બળીને રાખ થવા લાગ્યું.

અતિશય પશ્ચાતાપથી ધનસુખલાલને તેજ રાત્રે તાવ આવ્યો અને થર્મોમિટર મુકી જોયું તો ૧૦૪ ડીગ્રી માલમ પડયો.

બીજે દિવસે સવારે તેનાથી પથારીમાંથી ઉઠી શકાયું નહીં. માથામાં કોઈ ઘા થયો હોય તે પ્રમાણે વેદના થતી હતી બિચારાં બન્ને બાળકો પિતાનાં બિછાના નજીક આવીને બેઠાં હતા, પણ તે બિચારાં શું કરે ?

દારૂણ પશ્ચાતાપની જ્વાળામાં ધનસુખલાલનું સર્વ અભિમાન, સર્વ ક્રોધ બળીને ખાખ થઇ ગયાં ! તેણે રમણને કહ્યું " રમણ આજે મારાથી ઉઠાય તેમ નથી મારા કોટનાં ગજવામાંથી એક રૂપિઓ લઇને ગાડી કરીને તું તારી બાને—રાધાને—તેડવા જા. તેને જઇને કહેજે કે મને ૧૦૪ ડીગ્રી તાવ આવ્યો છે અને મારાથી ઉઠાતું નથી તેથી તમને બોલાવવા મને મોકલ્યો છે. ઘણીજ નમ્રતાથી અને ગરીબાઇથી તેને આવવાનું કહેજે, અને આવે તો ગાડી ભાડે કરીને તાબડતોબ તેડી લાવજે. શાંતિ ! બાઇ આવે ત્યાં સુધી તું મારું માથું ચાંપવા અહીં બેસ !"

પિતાના કહેવા પ્રમાણે રમણ ગાડી કરીને મનંતરાયને ઘેર ગયો. મનંતરાય ઘેર નહોતા. પણ દિવાનખાનામાં રાધા, તેની મા, તેની ન્હાની બ્હેન અને પાડોશીની એક સ્ત્રી એટલાં જણાં બેઠાં હતાં.

રમણે પિતાએ જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે રાધાને કહ્યું. રમણની હકીકત સાંભળીને તે સ્ત્રીપાર્લામેન્ટ ખડખડાટ હસવા લાગી પેલી પાડોશીની સ્ત્રીએ હસતાં હસતાં કહ્યું " ખરી વાત બ્હેન ! કાલતો નાક પર માખ બેસવા દેતો નહોતો અને મુકરદમો હારીજવાથી આજ તો જમાઇરાજે વાણીઆ મુચ્છ નીચી કરીને રાધાબ્હેનને તેડવા છોકરાને મોકલ્યો !"

રાધાની માએ પણ હસતાં હસતાં જણાવ્યું " શું નાક લઇને અમારી પાસે છોકરાને મોકલ્યો હશે ? રાજાની માફક રાધાને ઘરની બહાર ચાલી જવાને હુકમ કર્યો પણ તેને ખબર નહોતી કે સામાં માણસ કોણ છે, અને તે શું કરશે ?"

રાધાની બ્હેને કહ્યું " અરે ! અરે ! હવે જો બ્હેન સાસરે જશે નહીં તો તેની આખી જીન્દગી રદ થઇ જશે. હું જાણતીજ હતી કે આજ મારા બનેવીને જરૂર તાવ આવવાનો છે. એઇ છોકરા, શું થયું છે તારા બાપને ?"

" ૧૦૪ ડીગ્રી તાવ આવ્યો છે. તેમનાથી ઉઠીને બેઠા પણ થવાતું નથી, અને માથામાં બહુ વેદના થાય છે."

શું ચમત્કાર ! કાલે તાવ આવ્યો અને દશ પંદર કલાકમાં તો બેસવા ઉઠવાની શક્તિ પણ નષ્ટ થઇ ગઇ બિચારાની." રાધાએ કહ્યું.

" પિતાજીએ મને કહેવડાવ્યું છે કે ગમે તેમ કરીને તું આવ્યા વગર રહીશ નહીં " રમણે ઘણીજ નમ્રતા અને ગરીબાઇથી કહ્યું

ગધાની બ્હેને તિરસ્કાર યુક્ત હાસ્ય કરતાં કહ્યું " હે બ્હેન! તારે તો હવે બુંજ પા-ચાનું. લાત! તને શણગાર સજ્યું. હમણાં તું જા અને તારો પતિ જ્યારે લાત મારીને ઘરમાંથી હાંકી કાઢે ત્યારે આંખમાંનાં આંસુઓ લુછતી પાછી અહીં આવજે. જારે છોકરા! તારા પિતાને કહેજે કે રાધા આવવાની નથી!"

રમણ બિચારો નીચું મુખ રાખીને ત્યાંથી ચાલતો થયો.

બીજે દિવસે બપોરથી ધનસુખલાલની બીમારી વધવા લાગી. તાવ હજુ ઉતર્યોજ નહોતો. બિચારાં બન્ને બાલકો દીન વદને પિતા પાસે બેસીને રડતાં હતા. ઘરમાંથી રમેશ તો ક્યારનોયે પલાયન કરી ગયો હતો.

સન્ધ્યાકાળે ધનસુખલાલને સન્નિપાત થઇ ગયો અને તે બબડવા લાગ્યો. તે જોરથી ઉઠીને બેઠો થયો અને " ક્ષમા કર દેવી! મને ક્ષમા કર!" એમ બોલવા લાગ્યો.

રાતના દશ વાગે ધનસુખલાલ બોલતો બંધ થયો. અને પાંચ મિનિટમાંજ તેણે આ નશ્વર જગતનો ત્યાગ કર્યો. બાલકોએ તે વખતે જે આક્રંદ કર્યું તે અમારી દુર્બળ લેખિની શી રીતે વર્ણવી શકે? *

અંબાલાલ સવરામભાઈ દેશાઈ.

---

# ઉષ:પાનનો અનુભવ.

આજ સુધી હું પ્રભાતમાં પાણી પીતો તો ખરોજ. કિન્તુ "સત્સંગ" ના લખાણને અનુસરી વર્તવાથી મ્હને અત્યંત લાભ થયો. તે સમયે હાલના જેવી સ્વસ્થ પ્રકૃતિ નહતી: લગભગ બે. ત્રણ માસથી દસ્ત સાફ આવતો નહિ. જેથી પ્રભાતમાં પાંચ વાગે દરરોજ અર્ધોશેર પાણી પીવાનો અભ્યાસ શરૂ કર્યો, સાથે સાથે થોડો વ્યાયામ-દંડ-બેઠક વિગેરેનો અનુભવ લેવા માંડ્યો.

અહા! કેવો અજાયબ ફેરફાર? શી તેની મધુરતા? પ્રભુ! પ્રભુ!' અનેક વિલાયતી દવાઓના ડોઝ પેટમાં રેડવા છતાં. આવો લાભ તો ભાગ્યેજ પ્રાપ્ત થાય? વિના કષ્ટે, વિના વિલમ્બે અજબ આનંદ!! દસ્ત સાફ આવવા લાગ્યો, કબજીઆતની ફરિયાદ દૂર થઇ ગઈ

"સત્સંગ"ના લખાણાનુસાર વર્તન પહેલાં લગભગ પાંચ છ દિવસથી દરરોજ મસ્તક દુખી

ઠીક; નહિ. તે પણ ફરિયાદ દૂર થઇ ગઇ મસ્તકનો દુખાવો કાયમને માટે દેશપાર થઇ ગયો; એમ

આથા કપાઇ ઇ' . શું ઉષ:પાનનો પ્રભાવ? ધન્ય છે! એક સાધારણ ખીનકષ્ટદાયી. ચિંતાહીન

દારૂણ અપમાનનો બે ... મ ... ફેરફાર થઈ ગયો!

સન્ધ્યાકાળ થઈ હતી. અત્યંત દુ:ખ ... બેગેની દૂર થઇ ગઇ, ને વાતાવરણ આનંદી બનવા લગ્યું

અને તેના હૃદયમાં કોઈ વિલક્ષણ પ્રકા...

ને કરૂણાજનક દેખાવ એકાએક તેનાં ... ઉપકારી માલિકોને 'ધન્ય છે' ગુપ્ત રહેવી બાબત જાત

થયાં નિર્મળાના કરૂણ મૂર્તિ તેને દષ્ટિગ... પુરૂષોને 'વાંચક' જો કાંઇ વિશ્વાસે આવતો હોય તો

લાગી. ગરીબ બિચારી નિર્મળાને મે ... બિવાય દરરોજ બની શકે તેટલું અમૃતપાન કરજો"

રાતે અંત આવ્યો, એ યાદ આર્વતારોગ્ય પ્રાપ્ત થાઓ!

નેનું કેટલું અપમાન કર્યું, મે તેને વ

રણછોડભાઇ માધવભાઈ પટેલ.

શા. છોટુભાઇ દાજીભાઈ

'સત્સંગ'ના અધિપતિ સાહેબ જોગ.

આપના "સત્સંગ"માં ઊષ:પાન એટલે સવારમાં પાણી પીવાના લેખો પ્રસિદ્ધ થયા છે, ને સંબંધી હું પણું મારો અનુભવસિદ્ધ અભિપ્રાય આપને જણાવું છું, જે જાહેર પ્રજાના લાભ માટે સત્સંગમાં પ્રગટ કરી આભારી કરશોજી.

સવારમાં પાણી પીવા સંબંધે મારો અંગત અનુભવ છે, કે હું બહુજ પતલો ક્ષીણ રહેતો હતો. બાળકપણથી મુંબઇમાં રહેતો હોવાથી મુંબઇની સાધારણ ફરિયાદ કબજીયાત મને ઘણીજ હતી અને બનતા સુધી સુપ્ત જુલાબો પણ મને અસર કરતા નહિ.

મારી આશરે પંદર વર્ષની ઉંમર સુધી બહુ ખરાબ શારીરિક સંપત્તિ ભોગવ્યા બાદ એક મનુષ્યની સલાહથી હું આજે લગભગ બાવીશ વર્ષથી સવારમાં આશરે એક શેર પાણી પીઉં છું.

મને જોકે બહુજ મોડા ઉઠવાની ટેવ છે. જોકે આ પાણી સવારમાંજ પાંચ છ વાગતે પીવાની આવશ્યકતા છે, પણ હું ઉઠીને બનતા સુધી દાતણ કે કોગળા સુધાં પણ કર્યાં વગરજ ગમે તે વાસણમાંથી પાણી પીઉં છું.

આથી મારી તંદુરસ્તી સારી રહે છે. પાણી પીવાની ટેવ પડયા પછી બે વખત હું બહુ આજારી પડ્યો હતો, પણ છેલ્લાં બાર વર્ષમાં હું બાર દિવસ પણ પથારીમાં રહેલા નથી, હજુ મુંબઇમાં રહેવા છતા દિવસમાં આઠ દશ ગાઉ જરૂર પડતાં ચાલી શકું છું.

આપના વાંચકોમાંથી દાતણ અથવા કોગળા કર્યા પછી પાણી પીવું કે પહેલાં પીવું તેનો કોઇ ખાસ અનુભવી ખુલાસો લખી મોકલશે એવી આશા રાખું છું.

વાયુની બહુ પ્રકૃતિ વાળાએ છ દાણા મરી આખાં ગળી જઇ પછી ઉષ:પાન કરવું એ મારી સલાહ છે.

મારી તંદુરસ્તી સારી છે. ઘણાં માણસોને મેં પાણી પીવા સંબંધી કહેલ છે, પણ મોટો ભાગ આપણા લોકો એથી ડરે છે. મેં અપવાસ કર્યો હોય અથવા મારા પેટમાં બહુ દુખતું હોય તો એવા કોઇ કારણ સિવાય હું હમેશાં પાણી પીઉં છું અને પીશ.

લિ. સેવક શામળદાસ ભગવાનદાસ ઝવેરી

---

# બીજી પ્રાણીરક્ષક પરિષદ્-અમદાવાદ.

## સ્વાગત સભાના પ્રમુખ શ્રીયુત શિવજીભાઈ દેવીસિંહ શાહનું ભાષણ:-

પ્રિય બન્ધુઓ !

જુદા જુદા પ્રાંતમાંથી પધારેલા સદ્ગૃહસ્થો અને સન્નારીઓને કુલીઆ પ્રાણીરક્ષક સંસ્થા તરફથી આવકાર આપતાં અને આપનું સ્વાગત કરતા મને ઘણોજ આનંદ થાય છે. દેશોન્નતિ માટે આખા ભારતવર્ષમાં મહાત્મા ગાંધીજીની સરદારી નીચે જે સબલ પ્રયત્નો થઇ રહ્યા છે તેમાં પ્રાણીરક્ષા એ બહુ ઉપયોગી વિષય છે. હાલની તમામ રાજકીય પ્રવૃત્તિઓ પ્રાણીરક્ષાના નિયમોને અનુસરીને ચાલુ રહેલી છે ને માટે પૂજ્યપાદ મહાત્મા ગાંધીજીને ખરેખર ધન્યવાદ ઘટે છે. પ્રાણી-

ઉપયોગી બળદોની જનેતા અને માનવશરીરને પુષ્ટિ આપનાર ઘી દુધ દેનારી ગાય માતા : માટે આપણા દેશમાથી તેનો વધ સર્વથા બંધ થવો જોઇએ. કોઇ રાજસત્તા ગૌવધ કરાવ હોય તો તેને પણ લોકસત્તા પોતાના દેશ અને ધર્મની ખાતર સમજાવી કહી શકે છે અને ગૌવ અટકાવી શકે છે પૂર્વે ગૌવધ અટકાવવાની ખાતર રજપૂત રાજાઓ પોતાના પ્રાણોનું બલિદા કરતા હતા માટેજ તેમને ગૌબ્રાહ્મણપ્રતિપાલનો માનવતો ઇલકાબ લોકો તરફથી વશપરંપ માટે મળેલો છે. રાજાથી ગરીબ સુધીના તમામ ક્ષત્રિયોની સૌથી પ્રથમ ફરજ છે કે તેમણે પોતા પ્રાણપ્રિય ધર્મની ખાતર આપણા દેશમા થતો ગૌવધ અટકાવવા સબળમાં સબળ પ્રયત્ન કરવ જોઇએ. અને હિન્દવાસી હિંદુ મુસલમાન તમામ લોકોએ એ બાબતમા ટેકો આપવો જોઇએ મુસલમાન બંધુઓએ હાલમા ગૌવધ બંધ કીધો છે, તે ખાતે તે બંધુઓને ખરેખર ધન્યવાદ પ છે મુસલમાન બંધુઓએ ગોરક્ષાના આપણા પવિત્ર ધર્મને માન આપ્યુ છે માટે આપણે પ તેમના પવિત્ર ધર્મને માન આપવુ એ આપણી હિંદુઓની પ્રથમ ફરજ છે.

ખેતી પ્રધાન આપણા દેશમા ગાયો, ભેસો વગેરેને ચરવા માટે પ્રાચીનકાળમા ઘણા ગૌચરે હતા. હાલમા તેવાં ગૌચરો ખેડાઇ ગયા છે અને ખેડાતા જાય છે, તેથી ગાયો ભેસો વગેરેને ચરવાને ઘણી હરકત આવે છે. માટે આપણા દેશમા ગૌચરનો રિવાજ અસલી જમાનાની પેઠે પાછો શરૂ થાય તેટલા સારૂ જમીનદાર, રાજાઓ તથા સરકારને આગ્રહપૂર્વક સમજાવવાની જરૂર છે

આપણા દેશમા ઉપયોગીમા ઉપયોગી ગાયો ભેસો પરમુલક ચડે છે એનુ પરિણામ એ આવતું જાય છે, કે આપણા દેશમાથી તેવાં જાનવરોની સારી ઓલાદ દિનપ્રતિદિન નાબુદ થતી જાય છે. પરિણામે આપણો દેશ કંગાલ બનવા પામશે. આપણને સારા ઘી દુધ મળશે નહિ માટે આપણી પ્રજા નિર્બળ થાય છે, અને સારા બળદોના અભાવે ખેતી કસ વગરની બને છે આ કારણોથી આપણા દેશમાથી ગાયો, ભેસો વગેરે દૂધ આપનારાં તથા ખેતીવાડીને ઉપયોગી જાનવરો બિલકુલ પરમુલક ન ચડે તથા કતલખાનામા કતલ ન થવા પામે તેને માટે ચાપતા ઉપાયો લેવાની જરૂર છે

ગાયોની ઓલાદ સુધારવાનો સવાલ ઘણો અગત્યનો છે. સારી ગાયો અને સારા સાંઢ દ્વારા સારા બચ્ચાઓ ઉત્પન્ન કરવાથી આપણા દેશને મોટો લાભ થશે. સારા સારા સાંઢ ઉત્પન્ન કરી ગામે ગામ એકેક સાંઢ પુરો પાડવાની ઘણી જરૂર છે હાલમા કોઈ કોઇ સ્થળે આવા ગર૩ થયા છે અને જાણીને ખુશી થશો કે જુનાગઢ સ્ટેટ જેવા દુરંદેશી રાજ્યમાં ખુદ નવાબ સરકાર તરફથી ગાયોની ઓલાદ સુધારવા માટે એક સસ્થા ખોલવામા આવી છે પાંજરાપોળમા જાનવરોની ઓલાદ સુધારવા માટે પ્રયત્નો કરવામાં આવે તો આપણને પાંજરાપોળો ઘણી આશીર્વાદરૂપ નીવડે એમ મારૂ માનવું છે, સારા ઘી દૂધ નહિ મળવાથી આપણા દેશમા બાળ મરણની સખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે માટે ઘરદીઠ એક એક ગાય પાળી બચ્ચાઓને અને બચ્ચાઓની માતાઓને સારા ઘી દૂધ મળે એવી યોજના આપણા દેશમા એકદમ થવાની જરૂર છે બજારમાથી અડધુ પાણી અને અડધુ દૂધ અને સેપરેટેડ જેવું મળાય

સ્થાન આપો, જેવી રીતે એકડા વગરનાં મીંડાં નકામાં છે તેવીજ રીતે પ્રાણીરક્ષા વગરની બાકીની તમામ પ્રવૃત્તિઓ આ સૃષ્ટિમાં નકામી છે. જો તમારે સ્વરાજ જોઇતું હોય તો હું પોકારીને ફરીથી કહું છું કે પ્રાણીરક્ષા કરો. પ્રાણીરક્ષા કરો. પ્રાણીરક્ષાની બાબતમાં આપણો દેશ ઘણો પછાત પડી ગયો છે. સુધરેલા અને સ્વરાજ્ય માટે લડત કરનારાઓને પૂછું છું કે તમારામાંના કેટલા પોતાને ઘેર ગાયો રાખીને તેની સેવા કરે છે ? કેટલા માંસાહાર નથી કરતા ? કોઈ મદ્યપાન કરો છો ? મને લાગે છે કે ઘણાજ ઓછા માણુસો પોતાને ઘેર ગાયો પાળે છે! આપણા ઘરગતુ સ્વરાજ્યનો આ બાબતનો ક્યારેય વિચાર કર્યો છે !!! જ્યાં સુધી આપણાં આંગણાને ગાયો વડે સ્વર્ગ સમાન ન બનાવી શકીએ ત્યાંસુધી આપણે ધાર્મિક સ્વરાજ્યને શી રીતે મેળવી શકીશું, એનો વિચાર કરવો ઘટે છે.

પ્રાચીનકાળમાં થઇ ગએલા ભગવાન બુધ્ધદેવે અને ભગવાન મહાવીર સ્વામીએ શિખવેલા પ્રાણીરક્ષાના પવિત્ર પાઠોમાના અવશેષ રૂપે ચાલતી આવેલી પાંજરાપોળો સામે દૃષ્ટિ કરો. દર વરસે પાંજરાપોળમાં કેટલાં જાનવરો આવે છે અને તેમાંથી કેટલા બચવા પામે છે ? એનાં કારણો શાં છે ? પાંજરાપોળોની સુધારણા કરવાના માર્ગો કયા કયા છે ? આ પ્રશ્નનો વિચાર શાન્ત ચિત્તે કરવા યોગ્ય છે. હવે જમાનો બદલાયો છે। વિચાર માત્રથી કાંઈ વળવાનું નથી. જે ઘડીએ વિચાર કરો તેજ ઘડીએ તેને વર્તનમાં મૂકો. એમ કરશો તોજ સારામાં સારી પ્રાણીરક્ષા થઈ શકશે. ગામ, શહેર કે નગરમાં સુંદરમાં સુંદર સ્થળ પાંજરાપોળનું હોવું જોઇએ. ત્યાં જવાથી જાનવરોને આનંદ થાય પણ માણસોને પરમાનંદ જોઇએ. હમણાં એવી બગીચા સમી કેટલી પાંજરાપોળો હિંદમાં હયાતી ધરાવે છે? જે પાંજરાપોળોમાં જવાથી માણસ જાતને કંટાળો આવે તે પાંજરાપોળોમાં માંદા જાનવરોની શી દશા થતી હશે, તેનો વિચાર કરવાનું આપ સર્વના ઉપર છોડું છું આપણી પાંજરાપોળો પરાધીનતા ભોગવે છે. તેને સ્વાશ્રયી બનાવવા માટે યોગ્ય ઉપાયો યોજવાની જરૂર છે. પાંજરાપોળોમાં જાનવરોની ઓલાદની સુધારણા. ખેતી અને વાડીઓ હોય. અને તેમાં નિઃસ્વાર્થ સેવા કરનારા સ્વયંસેવકોની જરૂર છે. સઘળાં વાનાં હોય તોજ પાંજરાપોળોને દુનિયા પાસે ભિક્ષા માગવી પડે નહિ, ઉલટું પાંજરાપોળો દુનિયાને મોટામાં મોટી અનેક મદદો આપી શકે.

પ્રાણીરક્ષાનો વિષય એટલો બધો વિશ્વવ્યાપી છે, કે તેના સંબંધ જેટલું કહેવાય તેટલું થોડું છે. મેં મારી વૃધ્ધાવસ્થા સુધીમાં મેળવેલ પ્રાણીરક્ષાની હકીકત આપ સમક્ષ રજુ કરી છે. આ મારા કથનમાં કોઇ સ્થળે આપ સાહેબોને કંટાળો આવ્યો હોય તો મને ક્ષમા આપશો. એટલું કહી મારું વક્તવ્ય પૂરું કરી બેસી જવાની રજા માગું છું. પરમાત્મા સર્વનું કલ્યાણ કરો.

इत्यलम् ॐ शान्तिः शान्तिः शान्तिः

## અગત્યના પસાર થયેલા ઠરાવો.

બાવીશ કરોડ હિંદુઓની ધાર્મિક લાગણીને અને હિંદ જેવા ખેતી પ્રધાન દેશની અન્યથા ન પુરાય તેવી આર્થિક જરૂરિયાતને અવગણીને હિંદમાં થતો ગૌવધ કરતા હોય તેમણે સામે પોત પોતે સમજીને, સદંતર અટકાવવો જોઇએ છીએ. એમ આ પરિષદની આગ્રહ પૂર્વક ભલામણ છે. અને લાગે છે કે જેજે ગામે પૂરતાં ગૌચર નહોય ત્યાં ત્યાં તે ખોટ તાકીદે પૂરાવી

જોઈએ છીએ ધરદીઠ એકેક ગાય પાળવાની જાહેર પ્રજાને ભલામણ કરે છે અને એવી ગાયોને ગજાવણી જેવા પ્રસંગોમાંથી મુક્ત રાખવા રાજાઓને વિનતિ કરે છે.

નવરાત્રિમાં દશેરાને દિવસે અથવા અન્ય પ્રસંગે યજ્ઞયાગાદિકમાં ધર્મને નામે હિંસા થતી હોય તે અધર્મ ને અનિષ્ટ છે એમ આ પરિષદ્ માને છે, અને તેથી તે અટકાવવાની તેમજ અહિંસાધર્મનો પ્રવર્તાવવાની આ પરિષદ્ સર્વ ધર્મોના ધર્મધુરન્ધરોને વિનતિ કરે છે.

માંસાહાર અને મદ્યપાનને નિકટનો સંબંધ છે, તેથી આ પરિષદ્ પોતાનો દૃઢ મત જાહેર કરે છે કે મનુષ્ય જાતિમાંથી મદ્યપાન નાબુદ થવું જોઈએ. એક દેશ તરીકે મદ્યપાન તજવાને માટે અમેરિકાને આ પરિષદ્ ધન્યવાદ આપે છે, ભાવનગર, પાલીતાણા, લીંબડી વગેરે રાજ્યોએ ને કાઠિયાવાડ એજન્સિમાં બોટાદ થાણામાંથી દારૂના ઇજારા વગેરે બંધ કરવા માટે ત્યાંના રાજ્યાધિકારીઓને અને એ વિષયમાં મથતા અન્ય પરોપકારી નરનારને ધન્યવાદ આપે છે. તેમજ અમેરિકાવાસી મિ. જ્હોનસનને હિંદ માટે લીધેલા શ્રમને માટે હેમનો આભાર માને છે અને તેમના કહેવા પ્રમાણે છેલ્લા બે વર્ષમાં મહાત્મા ગાંધીજીના મહાશ્રમથી થએલ મદ્યપાન નિષેધની સફળતાને વધાવી લે છે, ને અભિપ્રાય જાહેર કરે છે કે તે બદી થોડાં વરસમાં જ હિંદમાંથી તદ્દન નાબુદ થવી જોઈએ.

દેશમાં વારંવાર પડતા દુષ્કાળોથી મનુષ્યોની તેમજ પશુઓની અત્યંત હાનિ થાય છે. દુષ્કાળ પડયા પછી સંકટ નિવારણ ઠીક થાય છે, પણ દુષ્કાળ આવતા અટકાવવાના પૂરતા પ્રયત્ન થતા નથી એ શોચનીય છે. માટે આ પરિષદ્ વનાઢ્યોને સરકારને ને જેની જેની શક્તિ હોય હેમને જોરે ભલામણ કરે છે, કે વરસાદનું પાણી નદી તેટલું ઓછું સાગરમાં જવા દેવું, અને હેને માટે તળાવો, નહેરો, નદી નાળાઓમાં ઠામઠામ પાકા બંધ બાંધવા જોઈએ, ખેડૂતોએ ને સદ્‌ગૃહસ્થોએ આપણી રીત પ્રમાણે ઓછામાં ઓછું બે વરસનું અનાજ ને ઘાસ ઘરમાં ભરી રાખવાં જોઈએ.

આ પરિષદ્ એવો મત ધરાવે છે કે ખોરાક, સારું દૂધ દેનાર ગાયો ભેંસો, તથા ખેતી માટે ઓલાદ વધારનાર સાંઢ હિંદમાંથી પરદેશ જાય છે અને પછી પાછા હિંદમાંથી ખૂબ મોંઘા ભાવે ધણ ને ઓલાદ સુધારવા પશુઓ પરદેશથી આણવાં પડે છે, એ અનેક રીતે વિચારતાં અનિષ્ટ ને અવળી નીતિ છે. તેથી મનુષ્યને માટે પૂરતો ખોરાક, બાળકોને માટે પૂરતાં દૂધ ઘી, ને ખેતીની જરૂરીઆતો પૂરી પાડવા જોઈતાં સાંઢ દેશમાં રાખવાં જોઈએ. માટે તેવી વ્યવસ્થા મહાજનો મ્યુનિસિપાલીટીઓ દરબારો ને સરકારને તરફથી થવી જોઈએ એમ ઇચ્છીએ છીએ.

પાંજરાપોળો, ગોરક્ષક મંડળો ને પ્રાણીરક્ષાની બીજી સંસ્થાઓ દેશમાં સારું કામ કરી રહ્યાં છે, ને આ પરિષદ્ માને છે કે તેમના એ પરમાર્થના કામ માટે તેમને ધન્યવાદ ઘટે છે. વધારે વ્યવહારુ પગલાં લઈ પશુઓની ઓલાદ સુધારવાનો પણ તેઓ સાથે સાથે પ્રયત્ન કરશે એવી આ પરિષદ્ આશા રાખે છે.

# વિવિધ વિષય.

## મીઠાંના ગુણ.

પાણીમાં મીઠું ઓગાળીને આંખો ધોવાથી આંખનું તેજ વધે છે. હમેશાં મીઠાના પાણીના કોગળા કરવાથી ફેફસાં મજબૂત બને છે. ઇન્ફ્લુએન્ઝા વગેરે રોગોથી રક્ષણ મળે છે. મીઠાંના દંતમંજનથી દાંત સાફ થઇ દાંતના રોગો થતા નથી. મીઠાંના પાણીથી પગ ધોવાથી પગનો દુખાવો વગેરે નરમ પડી થાક ઉતરે છે સ્નાન કરતાં પહેલાં એક મુઠી મીઠું પાણીમાં નાખશું તો ચામડી સાફ રહેશે. ચામડીના રોગો પણ થતા અટકશે.

## આગામી યુદ્ધ

જો ભવિષ્યમાં ફરી યુદ્ધ થશે તો ગ્યાસ અને વિજળીથી ચાલવાવાળાં વિમાનો દ્વારા થશે એ વાત યુનાઇટેડ સ્ટેટ્સ-અમેરિકાના એક પત્રના અધિપતિ મિ. વિલઇર્વિને કહી છે. એમણે મહા યુદ્ધ વેળા મિત્રરાજ્ય અને જર્મની બન્ને તરફથી યુદ્ધ સ્થળ જોયુ હતું. તેઓ પોતાના એક પુસ્તકમાં કહે છે કે જો હવે યુદ્ધનો આરંભ થાય તો કેવી રીતે થશે ? તે એવાં વિમાનોદ્વારા થશે કે તે કોઇ મનુષ્ય અથવા કોઇ બીજી શકિત દ્વારા નહિ હંકાવી શકાય. પરંતુ તે બે તરફની વિજળીના પ્રવાહથી ઉડાવી શકાશે. એ યુદ્ધમાં ખાસ કરીને રસાયન શાસ્ત્રથી કામ લેવાશે, તેથી જેઓ યુદ્ધમાં ભાગ નહિ લે તે રસાયણ શાસ્ત્રીઓ ઉપર પણ વિપત્તિ આવશે.

મહાયુદ્ધ શરૂ થવા અગાઉ અમેરિકામાં એક એવા ગ્યાસની શોધ થઇ હતી કે (જેનું નામ લુઇસાનેટ હતું) તે ગ્યાસ નજરે દેખાતો નહિ. અને શરીરમાં સુધી જતો હતો. તે દ્વારા ખાઇઓ, વગેરેમાં સંતાયલા લોકોનો કે શ્વાસ લેતાંની સાથેજ માણસ મરી જાય છે. એનો જરા પણ અંશ શરીરમાં દાખલ થયો તો તે મનુષ્યનું બચવું અસંભવિત છે. મનુષ્ય, જાનવર, ને વનસ્પતિ સર્વને માટે એ નાશકારી વાયુ છે. છેલ્લા યુદ્ધમાં જે વિષયુક્ત ગ્યાસ કામમાં લેવાયો હતો તે કરતાં આ ૫૫ ઘણો વધારે જલદ અને અસર કરનારો વાયુ છે. એ ગ્યાસથી બચવાને માટે જેઓ કાનટોપી પહેરીને જાય તેઓને એ વાયુ ગંધ અસર કરી શકતો નથી. એના એક જાણકારે તો એટલે સુધી કહ્યું છે કે એ ગ્યાસના એક ડઝન ગોળાનો જર્મની ઉપયોગ કરત તો ઇંગ્લાંડની તમામ વસ્તી નષ્ટ થઇ ગઇ હોત. હાલ અમેરિકાવાસીએ એ ગ્યાસમાં વિશેષ શકિત જમાવવાનો પ્રયત્ન કર્યો છે.

મિ. ઇર્વિને લોકોને યુધ્ધથી દૂર રહેવા જણાવ્યું છે કેમકે જો યુધ્ધ થયું તો તે મહાન અનર્થ કરનારૂં થશે. એમ અમેરિકનોને જણાવી દીધું છે. કે તેઓ મહાન જીત મેળવી શકશે પરંતુ તેના બદલામાં મૃત્યુ, લૂણભરો, અને સભ્યતાનો નાશ વગેરે મળશે.

લેખકે એ પણ જતાવ્યું છે કે નેપોલીયને જે યુદ્ધનાં બીજ સન ૧૭૯૩માં વાવ્યાં હતાં અને તે સન ૧૮૧૦ સુધી કાયમ રહ્યાં તે યુધ્ધમાં થયેલા ખર્ચ કરતાં છેલ્લા મહાન યુદ્ધમાં વધારે ખર્ચ થયો હતો.

સ્ત્રી જોષી—કુમારી એની કેનન નામની એક અમેરિકન સ્ત્રીને જ્યોતિષ વિદ્યાનું આશ્ચર્યજનક જ્ઞાન છે. તે નક્ષત્રોનું એક સૂચિપત્ર હાલ તૈયાર કરે છે. તેમાં ૭ લાખ નક્ષત્રોનું વર્ણન કર્યું છે. જે સ્ત્રીઓમાં ઇશ્વરદત્ત શકિત વિશેષ હોય છે, તે એના વૈજ્ઞાનિક કાર્યો દ્વારા જનસમાજની

એ સ્ત્રીનો જન્મ અમેરિકાના ડોવર શહેરમાં સન ૧૮૬૩ ની સાલમાં થયો હતો. પોતાને જોતિષ વિદ્યાનો શોખ હોવાથી એમણે જ્યોતિષનોજ ધંધો પસંદ કર્યો હતો. એમણે કોઈ કોઈ વાર પોતાની પ્રખર બુધ્ધિની ખરેખરી ઓળખાણ કરાવી છે. એમણે નક્ષત્રોનું એક પુસ્તક લખ્યું છે. જેમાં ૪૦ હજાર ચિત્રો છે. અને પોતે અમેરિકાના જોતિષ વિભાગની પ્રધાન છે.

**સ્ત્રીઓનું ચિકિત્સાજ્ઞાન**—અમેરિકાની એક મેડીકલ સ્કૂલની પ્રરિષત લના વિદ્યાર્થીઓ માટે જુદા જુદા વિષયનાં મળી સત્તર ઇનામ રાખવામાં આવ્યાં હતાં. એ સ્કૂલમાં સ્ત્રીઓ તથા પુરૂષોને એકસાંજ શિખવવામાં આવે છે. એમાં જરા પણ પક્ષપાત ન કરતાં સમભાવથી શિક્ષણ આપવામાં આવે છે. અને સ્ત્રીઓની ઉન્નતિના માર્ગમાં જેટલું બની શકે તેટલું કરવામાં આવે છે. ચેસ્ટર નગરની એક બેંકના મેનેજરની એક કુમારી મેરી જોથી-એર્ટન નામની પુત્રીએ ઉપરનાં સત્તર ઇનામો પછી નવ ઇનામ એકલીએ લીધાં. એક બીજી મહિલાએ ત્રણ ઇનામ લીધાં બાકીનાં પાંચ ઇનામ પુરૂષ વિદ્યાર્થીના હાથમાં આવ્યાં. ઉક્ત સ્કૂલના ડૉક્ટર ફ્રેન્ટને કહ્યું કે સ્ત્રીઓને માટે એ અદ્‌ભુત સફળતા છે. એમણે કહ્યું કે આ સ્કૂલમાં જરા પણ પક્ષપાત કરવામાં આવતો નથી. જે લોકો પુરૂષોની "શ્રેષ્ઠતા" માને છે એમને એકવાર એ ઇનામનું સૂચિપત્ર જોવાથી ખાત્રી થશે કે પુરૂષ શ્રેષ્ઠ છે કે સ્ત્રીઓ!!!

**બાળકોની રક્ષા માટે**—આસ્ટ્રેલીઆના ન્યુ સાઉથ વેલ્સ પ્રાંતના મંત્રી મંડળે બાળકોના રક્ષણ માટે એક કમિટિ અને મંત્રીની નીમણુંક કરી છે. તે બાળકોની રક્ષાને માટે અઢી કરોડ ડાલર અર્થાત્ સાડા સાત કરોડ રૂપીઆ પ્રત્યેક વર્ષે ખર્ચ કરશે.

**સ્ત્રી કપ્તાન**—વિમાન ઉડાવમાં પ્રસિધ્ધ એવી ફ્રાન્સની બાઇ જેમે હેરે વકરા જે વિમાનમાં ઉડવાની વિદ્યા શિખવતી હતી, તે અમેરિકાના ન્યુયોર્કશહેરમાં રિઝર્વ પોલિસની કપ્તાન બની છે.

**સ્ત્રી પ્રધાન**—તુર્કની રાષ્ટ્રીય મહાસભાએ એક સ્ત્રીની કેળવણી ખાતાના પ્રધાનપદપર નીમણુંક કરી છે.

**મહિલાનું સન્માન**—સ્વીડન દેશમાં મીસ કસ્ટિન હેસ્ટ્રેગ્રેન નામની મહિલા પહેલ વહેલી ત્યાંની પાર્લામેન્ટની સભાસદ ચુંટાઇ છે. એનો જન્મ ઇ. સ. ૧૮૭૨માં થયો હતો. એમણે પોતાનું જીવન ઘણુંખરું જર્મની, ઇંગ્લાંડ, અમેરિકામાં તથા પોતાના દેશની સામાજીક બાબતો જાણવામાં વિતાવ્યું હતું. પોતે એટલાં અજબ શક્તિવાળાં છે કે પહેલવહેલાં તેમને એક વિભાગનાં ઇન્સ્પેક્ટર નીમવામાં આવ્યાં હતાં. શાળાના વિદ્યાર્થીઓના ભોજનના પ્રબંધ માટે એમણે ૮ વર્ષ સુધી કામ કર્યું હતું. વળી તેઓ ત્યાંની સોશલ કમીશન અને સ્ત્રીઓની કોંસિલનાં સભાસદ પણ છે.

**સ્ત્રી મુન્સફ**—અમેરિકાના જર્જિયા પ્રાંતના મેકન શહેરવાસીઓએ પોતાના શહેરને માટે એક સ્ત્રીને મુન્સફ તરીકે ચૂંટી કાઢ્યાં છે. જેમનું નામ શ્રીમતી ચાર્લસ સ્ટ્રીકલેન્ડ છે.

**અધિકારના ઉંચા પદ ઉપર સ્ત્રીઓ**—ઇંગ્લાંડમાં "સિવિલ સર્વિસ" વિભાગમાં પણ સ્ત્રીઓ દાખલ થઇ છે. ત્રણ વર્ષ પછી સ્ત્રીઓ રાજ્યના ઉંચા અધિકારની નોકરીને માટે સિવિલ સર્વિસની પરીક્ષામાં બેસશે. જે નિયમો પુરૂષને લાગુ પડે છે, તે સઘળા એમને માટે પણ રહેશે હાલ સરકારે પુરૂષની બરાબર તેમને પગાર આપવાની વાતનો ઇન્કાર કર્યો છે, પણ વચન આપ્યું છે કે પ્રત્યેક ત્રણ વર્ષે એમના પગારમાં વધારો કરવામાં આવશે. જરૂરીઆત પરિશ્રમપૂર્વક કામ કરવાની છે.

**રૂશીઆની પહેલી સ્ત્રી**—"લિબરેટર" પત્રનાં સંપાદિકા પોતાના માસિકમાં જણાવે છે કે રૂશીઆના બોલ્શેવિક તંત્રના પ્રધાન લેનિનની સ્ત્રી શ્રીમતી નડેજા કાન્સ્ટિન્ટીવા ક્રુપસ્કા પોતાની શરીર પ્રકૃતિ સારી ન હોવા છતાં, અત્યંત પરિશ્રમ રાજદ્વારી બાબતોમાં કરે છે. પોતે પોતાના દેશને માટે છોકરા છોકરીની સંયુક્ત શિક્ષાપ્રણાલીની યોજના તૈયાર કરી છે, એમની એ યોજના પ્રમાણે, બહુ ઉત્તમ રીતે બાળકોને કેળવણી અપાઇ રહી છે. એ કેળવણીનો હિસાબ ત્યાંના કેળવણી ખાતાના પ્રધાન લુનાકર્સ્કીએ બતાવ્યો છે, કે ફક્ત મોસ્કો નગરમાં ૮૦૦૦૦ લોકોએ લખવા વાંચવાની વિદ્યા સંપાદન કરી છે. હાલ બોલ્શેવિક સૈન્યમાં હવે ફક્ત સેંકડે ૨૫ ટકા સૈનિક અશિક્ષિત છે. ત્યારે રૂશીઆના સમ્રાટ ઝારના સમયમાં સેંકડે ૮૫ ટકા સૈનિક અશિક્ષિત હતા. જેવી રીતે પ્લેગ કે ઝેરી રોગનો નાશ કરવા પ્રયત્ન કરવામાં આવે છે. તેવી રીતે બોલ્શેવિક લોક અવિદ્યા નષ્ટ કરવા માટે મથી રહ્યા છે.

શ્રીમતી ક્રુપસ્કાએ મને પોતાને ત્યાં આમંત્રણ કર્યું, ત્યાં જઇ હું ઘણી પ્રસન્ન થઇ. જે જે વિષયના શિક્ષણ અપાય છે, તે તે વિષયને લગતાં ચિત્રો એમની દિવાલ પર ચિતરવામાં આવ્યાં હતાં. એ ચિત્રો દ્વારા કેળવણી આપવામાં આવતી હતી, એ જોઇ મને ઘણું આશ્ચર્ય થયું.

ત્યાર બાદ ક્રુપસ્કા પોતાના ખાસ ઓરડામાં મને લઇ ગયાં. એ ઓરડો બહુ નાનો હતો. પણ તે ઘણો સ્વચ્છ હતો. નજીકમાં બીજો ઓરડો હતો જે એ લોકોનું ભોજનગૃહ હતું. એ બંગલામાં બોલ્શેવિક આચાર્ય લેનિન મહાશય બોલ્શેવિક નિયમ અનુસાર ત્યાં રહે છે. ઓરડામાં પ્રત્યેક વસ્તુ વ્યવસ્થા પૂર્વક ગોઠવવામાં આવી હતી. થોડી વાર પછી શ્રીમતી ક્રુપસ્કાએ પોતે ચ્હા બનાવી. કેમકે એમને ત્યાં એકે નોકર નથી. એ વાત તો સર્વ જાણે છે કે રૂશી બોલ્શેવિકો આટલા ઉદ્યોગી છતાં તેમની ધનની ઇચ્છાનો નાશ થતો નથી, સર્વ બોલ્શેવિક સુધરી ધનને ચાહનારા વર્ગના અગ્રેસર બની રહ્યા છે. એ સંબંધમાં મેં પૂછ્યું કે રૂશીલોક સુધર્યાં છતાં ધનને ચાહનારા વર્ગના અગ્રેસર બન્યા છે. તેથી આપ તેથી નિરાશ નથી થતાં? એ સાંભળી તેમણે કહ્યું, "હું નિરાશ થતી નથી. મને ખબર છે કે સંસારમાં એક દિવસ ધનવાદનો નાશ થઇ ભારે પરિવર્તન થશે. પરંતુ હું પરિવર્તનને અનિવાર્ય સમજું છું. એમાં મારો અભિપ્રાય નથી કે પરિવર્તન થોડાજ સમયમાં થઇ જવાનું છે, ચાહે બોલ્શેવિક કેટલાએ ધનવાદને માનનારાની બાજુમાં ચાલ્યા જાય. પરંતુ એ પરિવર્તનના જેટલાં ફળ અમે રાખીશું તેટલાં દુનિઆને માટે રાખીશું. દુનિઆમાં અમારી સમજુતીનો પ્રચાર થવો કઠીણ છે. પરંતુ એ સાથે આવશ્યક પણ છે કે, ચાહે સમજુતી થવી ગમે તેવી કઠણ કયાં નહોય પરંતુ એટલું તો ખરૂંજ કે અમારી આશાઓ નષ્ટ નહિ થઇ શકે અને અમે નિરાશ નહિ થઇએ."

ચાલુ અંકનો ફેલાવો નકલ ૨૫૦

અરિહંતો નમો નમ:          Reg No. B 910.

ॐ

# સત્સંગ.

શ્રી દુર્વ્યસન નિષેધક જીવદયા પ્રબોધક અને
નીતિવર્ધક મંડળી તરફથી
પ્રકટ થતું માસિક પત્ર

પુસ્તક ૧૨ મું          શ્રાવણ.
અંક ૨જો.          સં. ૧૯૭૬

વાર્ષિક લવાજમ—સભાસદ રૂ. ૫-૦-૦ ગ્રાહક રૂ. ૨-૭-૦

વિષય.          →→ વિષયાનુક્રમ. ←←          પૃષ્ઠ



તંત્રી અને પ્રકાશક:—
દોલતરાય દાજીભાઇ દેસાઇ.
સોનીફળીઆ—સુરત.

પુસ્તક ૧૨મું. અંક ૧ લો.

# સત્સંગ.

શ્રાવણ સં. ૧૯૬૬

## ' સત્સંગના માનવંતા ગ્રાહકો-શુભેચ્છકોની સેવામાંઃ—



પરમ કૃપાળુ પ્રભુની કૃપાથી સત્સંગે ૧૧ મું વર્ષ પસાર કર્યું છે. ગયાં કોઇપણ વર્ષ કરતાં ગત વર્ષમાં ' સત્સંગ ' ઘણુંજ અનિયમિત થયું હતું. તેના માર્ગમાં સીધી અને આડકતરી અનેક પ્રકારની હરકતો નડી છે- છતાં પણ તે હરકતોમાંથી પસાર થઇ આજે નવાં વર્ષમાં પ્રવેશ કરવા ભાગ્યશાળી થયું છે.

ગયા વર્ષના લેખોની પ્રશ્નાવલિકા અમે તેના પાછલા વર્ષની મદદ ચક્ષુ રાખી જીવદયા, દુર્વ્યસન નિષેધ, નીતિ, વિવિધ જ્ઞાન, બોધઆપનારી વાર્તા-કથાઓ, વગેરે વિવિધ પ્રકારનું વાચન આપવા યથા શકિત શ્રમ લીધો છે, અમારાં આ કાર્યમાં જે જે લેખક બંધુઓએ પોતાની શકિતનો લાભ આપ્યો છે, તે માટે તે સર્વનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ

ચાલુ અંકથી શરૂ થતાં વર્ષમાં પણ અમારી પવિત્ર ફરજ અદા કરવા શક્તિમાન થઇએ એવી પ્રભુ પ્રાર્થના કરીશું.

તંત્રી.

## ' સત્સંગ ' અને હાલના કઢંગા સંજોગો.

હાલમાં વર્તમાનપત્રો અને છાપખાનાઓની સ્થિતિ ઘણી કફોડી છે. કાગળોના ભાવો લડાઇ કરતાં પણ વધુ મોંઘા થયા છે. અને તે સાથે મોટા ભાવો ખરચતાં મળી પણ શકતા નથી. છાપખાનાને લગતા સઘળાં સાધનોના ભાવ અણુદઙ પ્રમાણમાં વધેલા છે. મોંઘવારીને શિખરે પહોંચેલા ચાલુ સમયમાં પ્રેસ કામદારોને પણ હવે ઓછા પગારે કામ કરવાની અપરો ફરજ પાડી નથી શકતા; આવી અનેક હાડમારીઓ છતા પ્રેસ કામ માટે માણસો પણ મળતા નથી. અને તેથી વર્તમાનપત્ર ચલાવનારાઓને પરિસ્થિતિ ખરેખર દયાજનક થઇ પડી છે. સર્વ નામીચા પેપરોએ પોતાના ભાવો હદ બહાર વધાર્યા છે. તેમજ ઘણાં પત્રોએ પોતાનું કદ ઘટાડયું છે. આવા સંજોગોમાં અમે અમારા માનવંતા ગ્રાહકોને માનપૂર્વક વિનંતિ

કરીશું કે આજ સુધી જે પ્રમાણે આ માસિકપત્ર તરફ પ્રીતિભાવ દર્શાવ્યો છે, તે પ્રમાણે ચાલુ રાખશો એવી આશા છે.

નવા વર્ષથી ' સત્સંગ ' નિયમસર પ્રકટ કરવા પ્રયત્ન કરીશું, તેમજ માસિકનું વાચન પણ ઉપયોગી આવે તે માટે યથાશક્તિ શ્રમ બજાવવા ચુકીશું નહિ. પરંતુ તે છતાં હાલમાં નડતી અનેક હાડમારીઓને વશ થતાં પ્રસંગોપાત જો કંઇ વિલંબ થાય તો તે તરફ ક્ષમાની નજરથી જોવા આગ્રહપૂર્વક ફરીથી વિનંતિ કરીએ છીએ.

તંત્રી.



## નામદાર નીઝામનું ફરમાન.

### રાજ્યમાં ગાયો અને ઊંટોનો વધ કરવાની મનાઇ.

હેદરાબાદથી તા. ૧૦ મીના તારમાં જણાવવામાં આવે છે કે હેદરાબાદના નામદાર નીઝામની સરકાર તરફથી નીચલી વર્તમાનપત્રો જોગી યાદી બહાર પાડવામાં આવી છેઃ—

નામદાર નીઝામ ફરમાવે છે કે ઇસ્લામમાં ગાયો અને ઊંટોની કુરબાની કરવાની પરવાનગી આપવામાં આવી છે. તોપણ હાલની ગેરલાભકારક આર્થીક સ્થીતી જોતાં " ઇદ્દુઝોહા " વેળા હેદરાબાદ સ્ટેટમાં આ ઢોરોની કુરબાની કરવાની સખત મનાઇ કરવામાં આવે છે. અને ભવીષ્યમાં એ પ્રસંગ વેળા ફક્ત ઘેટાં અને મેંઢાનોજ ઉપયોગ કરવાનું ફરમાવે છે



## સાગર મ્યુનિસિપાલિટિએ બંધ કરેલા કતલખાના.

મધ્યપ્રાંતમાં આવેલી સાગર મ્યુનિસિપાલીએ લોકમતને માન આપી બામનખેડી અને મદીપાનાકા એ બંને કતલખાના બંધ કરવાનો પ્રશંસાપાત્ર ઠરાવ કર્યો છે. અને લો'ા તરફથી મેસર્સ એસ. ડી. મિશ્ર અને કે. આર ખાડિકરે રૂા. ૬૦૦૦, મ્યુનિસિપલ આવકમાં થતી નુકશાની બદલ આપવા કરેલી માગણી કબુલ રાખી છે.

---

## ગોવધની બંધી માટે બાદશાહ બાબરની આજ્ઞા.

હિંદુસ્થાનમાં મોગલ સામ્રાજ્યના સ્થાપનાર બાદશાહ ઝહીરૂદ્દીન બાબર ગાઝીએ પોતાના પુત્ર નાસીરૂદ્દીન હુમાયુન (પ્રભુ તેને દીર્ઘાયુ કરો) ને સામ્રાજ્યની મજબુતી માટે સલાહ આપનારો પત્ર લખ્યો હતો, તેની સત્તાવાર નકલ ભોપાળ સ્ટેટથી લાયબ્રેરીમાંથી મૌલાના બુરહાનુદ્દીન હમવીને મળી આવી છે, જે હમણા પહેલીજવાર પ્રકટ થાય છે. પત્રનો સાર નીચે પ્રમાણે:—

" હે પુત્ર, હિંદી સામ્રાજ્ય જુદા જુદા ધર્મોથી સંકળાએલું છે. તેનું સાર્વભૌમ પણું તને મળ્યું છે, તે માટે તું પ્રભુનો ઉપકાર માન. ધાર્મિક મદાંધતાથી તારૂં મન સદા સાફ રાખજે, અનેક ધર્મની માન્યતા પ્રમાણે ન્યાય પુરઃસર વર્તજે, તેમાં ખાસ કરીને ગાયોનો વધ તો તદનજ બંધ કરજે, કે જે હિંદુસ્થાનના લોકોના અંતઃકરણ જીતવાનો ખરો રસ્તો છે, અને તેથી કરીને તારી પ્રજા તારા તરફ બાદશાહી ફરજ સમજી આભાર પૂર્વક વફાદાર રહેશે. તારી બાદશાહી સત્તા હેઠળની જુદી જુદી કોમોના મંદિરો તેમજ પ્રાર્થનાની જગ્યાઓને નુકશાન કરીશ નહિ.

રાજા અને પ્રજા અરસપરસ સુખી રહે તો તે માટે તું ન્યાયપૂર્વક રાજ્ય વ્યવસ્થા સંભાળવાનો સિદ્ધાંત અખત્યાર કરજે. જુલમની તલવાર કરતા દયાની તલવાર ઇસ્લામની વૃદ્ધિ માટે ઘણીજ ઉત્તમ છે. સુન્ની અને શીઆ વચ્ચેના ભેદ તરફ તું ધ્યાન આપીશ નહિ, તેમ ન કરવાથી ઇસ્લામમાં નબળાઇ આવશે. જુદા જુદા પંથની પ્રજા ઉપર તે લોકોના બંધારણ મુજબના હુકમો ફરમાવજે જેથી સામ્રાજ્ય તરેહ તરેહના વિખવાદોથી મુક્ત રહેશે. સામ્રાજ્ય સંભાળવા માટે અમીર-ઇ-તિમુર શાહી બગરાનની કુશળતાને દાખલારૂપ સ્વીકારજે. રોજ ૧લી જમાદી ઉલઅવલ ૯૩૫ હીજરી. "

---

## યાચના.

પ્રભો ! શાને માટે, મુજ પ્રતિ દૃષ્ટિ તુજની ?
પ્રભો ! હારા ઉંડા. હૃદય-જળની છોળ અહિ આ.
ડુબાડી તું દેને !
પછી શાંતિમાં હું, રહીશ નિશદિન તુંજ સમિપે.
પ્રભો ! શાને માટે, દુઃખ દઇ હમે દુઃખી દીસને ?
જરા તો શાંતિ દે, દુઃખી હૃદય એ ક્યાં વિરમશે ?
નથી કોઇ એવું, હૃદય દુઃખથી મુક્ત કરવા !
નથી બાપુ ! એના નયન-અશ્રુ કોઇ ચુમવા !
નહિં શાંતિ દેશો ?
પ્રભો ! દેજો શાંતિ, હૃદય મરતું એ ઉગરશે.
'નવલ.'

## કવીતે.

ફૂલો તેં લીધા છે. હસવું હવે શું નાજ રસ્તું.
હસો વ્હાલી દેવી, મુજ હૃદય પણ ત્યાંજ હસશે;
કૃપા ત્હારી વર્ષે, નિશદિન અહો ! કેમ ભૂલું હું.
કૃપા ના હોયે જો, મુજ જીવનની શી અવદશા !
પડ્યાં આંસુઓ જે, રૂદન હરવાં તુંજ ચરણે.
નહિ સ્વીકારો તે, મુજ હૃદયના પ્રેમ-કુસુમો ?
'નવલ'

# ઈદ ઉપર ગાયોનો થતો વધ.

## હકીમ અજમલખાનની અપીલ.

હકીમ અજમલખાન દીલ્હીથી એક તારમાં નીચે પ્રમાણે જણાવે છે:—

ઈદ હવે ઘણીજ નજદીક આવતી જાય છે અને મારી ખાત્રી છે કે ગૌવધ સંબંધી અમૃતસર ખાતેની મુસ્લીમ લીગની છેલ્લી બેઠકમાં ખરા દીલથી અને સરવાનુમતે જે ઠરાવ પસાર થયો હતો તે મારા મુસલમાન ભાઇઓને યાદ હશે. હું આશા રાખું છું કે મૌલવી અબ્દુલ બારી અને અફઘાનીસ્તાનના ૧૧૦ ઉલમાઓએ જે ફતવાઓ બહાર પડયા હતા તેની સાથે આ ઠરાવ સરખાવતાં તે ઇસ્લામના સિધાંતોથી કોઇ પણ રીતે વીરૂદ્ધ યા જુદો કહી શકાશે નહી. વળી મારા ઇસ્લામી બીરાદરોને યાદ હશે કે તેમની પવિત્ર ધારમીક ખીલાફતની ચલવલમાં હીંદુભાઇઓ તેમની મથે કેટલી હદ સુધી સહકાર રાખે છે. વળી બીજી આનંદની વાત છે કે અફગાનીસ્તાનના નામદાર અમીર અને નામદાર નીઝામ સરકારે પોતાના રાજ્યોમાં ગાયોનો વધ કરવાની મનાઇ કરી છે. આવા સંજોગો વચ્ચે હું મારા ઇસ્લામી ભાઇઓને સખત અપીલ કરૂં છું કે જો તેઓ કોઇ પણ જાતનો વધ થતો અટકાવી શકે એમ નહી હોય તો છેવટે તેમણે ગાય સીવાયના બીજા ઢોરોનો આવતા ઇદના તહેવાર પ્રસંગે વધ કરવો. વળી હું મારા હીંદુભાઇઓને પણ એમ સમજવાથી અપીલ કરૂં છું કે મુસલમાનો માટે ગૌ વધનો સવાલ એક પ્રજાકીય સવાલ તરીકે થઇ પડયો છે અને તે સવાલ જેમ બને તેમ જલદી ઉકેલવા માટે પ્રયાસો કરી રહયા છે. મારા આ લખવાનો હેતુ હીંદુ અને મુસલમાન ભાઇઓ ધ્યાનમાં લેશે અને દેશની ઉન્નતી માટે તેઓ એકયતા રાખી તેમની ભલી નીયત સાબીત કરી આપશે.

---

# વિશ્વ વિલાસીને.

(ગઝલ)

અરે ! ઓ વિશ્વ વિલાસી સદા કાં મોજ તું માણે !
જગત્‌નાં દુઃખની રેખા નજરથી દૂર કાં ત્યાગે !
મીઠા સૌ પ્રેમના બાગો હવા મીઠી જોઇને જાગો,
હૃદયમાં સત્ય વિચારો, ફરો છો વ્યર્થ શું અટનો ?
અભિલાષા હશે ઉચી હૃદયથી જો બધી જુદી,
જવાનું સર્વને તું હું બધું મીથ્યા તું જો પેખો;
જગત્‌નાં સુખ મીથ્યાં છે બધા પન્થો પનોતા છે,
પ્રભુના-દિવ્ય ધામોના સદા સહુ દ્વાર ખુલ્લા છે.

(અનુષ્ટુપ.)

અભિલાષા ઉરે ધારી, કષ્ટને આમન્ત્રતા,
ધીક્ક એ મૂઢ જીવોને, સત્યને ન વિચારતા.

જણુગામ. } પંડીત નટવરલાલ તાપીશંકર

# ગુજરાતનું ગૌરવગીત.

અમારો ગુણીયલ ગુર્જર દેશ
અમ ઉજ્જવળ પુણ્ય પ્રદેશ　　　　અમારો.
પુનીત તિર્થ ગિરિ નદી ઝરણ્ સહુ સોહી રહ્યાં અમ દેશ
વિધવિધ વસ્તી ન્યાત જાત ભિન્ન સુંદરતા શી બેશ.　　　　અમારો
સંત મહંતોનું આ તપોવન વાસ કર્યાં કમ લેશ
મનહર તરૂવર રમણીય કુંજો નહિ ઉણપ લવલેશ.　　　　અમારો
રસકસવતી મુમ ભૂમિમાં પાકે કાચું સોનું સહેજ.
નંદનવન સમ બાગ જગતનો મોહી રહ્યું પરદેશ.　　　　અમારો
ઉપવન વનો ફળ ફૂલ મધુરાં આનંદ આપે વિશેષ.
કલરવતા જોઇ પક્ષી રમણાં શમતા સહુ ઉદ્વેગ.　　　　અમારો
વનુ કર્ણ, સિદ્ધરાજ સમોવડ યશસ્વી કંઇ ગુર્જરેશ
નરસિંહે, સુદામા, ભકત મીરાંએ પ્રભુ પંથ કીધો ઉજેશ.　　　　અમારો
નર્મદ, પ્રેમ, અખો, શામળ ને દયા ધીરા કવિ શ્રેષ્ટ
નવલ, કલાપી, ગોવર્ધન ને દલપત બાલ વિશેષ.　　　　અમારો
પ્રેમ શૌર્યથી અંકિત થયેલો પુણ્યવંત અમ દેશ.
પ્રાણ, ધન, મન એ સહુ ચરણે જય સ્વદેશ સ્વદેશ.　　　　અમારો

કસનજી મણિભાઈ દેશાઇ તલંગપુર.

---

# ગૌ રક્ષણ.

રાગ મરશીયો—

વી...ર જાગો ગાયો કપાય કરોડો.
　　યવન હાથેથી ગૌ ઝટ છોડોરે આજ—વી...ર.
સર્વે ભાઈ કહ્યું મારું માનો,
　　ગૌ વિના મૂલક નહિ રે'વાનો,
　　ચિન્તો દયા જરી તમ આણોરે આજ.—વી...ર
　　દૂધ, દહીં, ઘી દીએ છે માતા,
　　તેના સુત થકીજ થાય દાતા,
　　ગૌ માતાથી સુખ સૌ લેવારે આજ.—વી...ર
　　દુ:ખ આવી પડ્યું ગૌ જવાથી,
　　સર્વે વસ્તુ થઇ મોંઘી આથી,
　　રિદ્ધિ સિદ્ધિ તણી ગૌ સાથીરે આજ.—વી...ર
　　ગાય કપાય રોજ ઉગારો,
　　ગૌ કતલ ખાતેથી વારો,
　　" उद्धव " ગાયો વિના નવ આરોરે આજ—વી...ર

પોરબંદર -　　　　ઓધવજી દેવજી મોઢ
તા. ૧૭-૮-૨૦

# પ્રભૂ સ્તુતિ !

સત્ય સાધક સત્ય ગ્રાહક સત્ય સંસ્થાપક પ્રભુ;
ત્યાગી અને રાગી થયા, હે સત્યના માટે વિભૂ;
ગૃહ-ગામ સંસારિક ઊપાધી, સત્ય માટે છોડીરવા;
હરવા અસત્ય આ સમે, અવતાર લેજો હે પિતા.
માલીક જગ પાલક તમો, કરજો પ્રભુ પાલન તમે;
દેવાયલાં તે યાચીએ, સંકટ સમે તમને અમે.
પ્રભૂ સપથ લઇને આજ સૌ, સત્યાગ્રહે જોડાઇ ગયા;
ભુમિ પરે જય અર્પવા, દુર્જ વિશુ સત્તાહીન જથા.
સ્તુતિ અમે કરીએ અને, નમીએ વિભૂ તમને અરે !
તિમિર ટાળો જગતમાથી, ન્યાય પ્રસરાવો બધે !
લડવું ગ્રહ્યુ સત્યે રહી, છે સત્યમેવ જયતે કહી;
મણી શિર નમાવી યાચતો, અર્પો અમોને જય હરિ.

રંગુન "નીલમણિ."



## સત્સંગનું મહાત્મ્ય.

( હરિગીત. )

( લેખક-પુનમચંદ પીતામ્બર શાહ ધાનેરાવાળા )

સતસંગમાં સુબોધ મળશે, જ્ઞાન મળશે નવ નવું,
સતસંગમાં રહીને હંમેશાં, જીવન કરજો અવ નવું,
વતી તે થકી સુ વિચાર પ્રગટે, કુ વીચાર પણ નાવે કદા,
સત સંગમાં સુખ છે ઘણું, સતસંગમાં રહેવું સદા, ૧
સુધર્મને સેવ્યા થકી, નીત્ય ઉંચ ગામી થવાય છે,
સુમાર્ગ સંચરતા નકી, સુખ શાન્તી સૌ પમાય છે,
કુસંગને કુધર્મ આચરતા નડે બહુ આપદા,
સતસંગમાં સુખ છે ઘણું, સતસંગમાં રહેવું સદા, ૨
સુખ સ્વર્ગનું લેવા ચહો તો, સરસ આ ઉપાય છે,
પ્રમદાને વશ જે થશે, તે તો નહી નિસ્તાર છે,
ઉદ્યમ કરો ઉદ્યમ કરો, ઉદ્યમ કરો સૌ સર્વદા,
સતસંગમા સુખ છે ઘણું, સતસંગમા રહેવું સદા, ૩
સતસંગ સર્વોત્તમ ગણી, એ શ્રેષ્ટ રસ્તે ચાલજો,
કુસગને અળગો કરી, દીન રાત સુખમાં ગાળજો,
" પુનમ " કહે પ્રભુ ભક્તિથી, આવે ન કોઇ દીન આપદા,
સતસંગમાં સુખ છે ઘણું, સતસંગમાં રહેવું સદા, ૪

# ધૈર્ય ધારજો ?

(લેખકઃ—માસ્તર "આબિર" અલીણાવાળા—ધોળકા)

જન સકળ તમે, યાદ રાખજો;
નમ્ર વિનતિ આ, ઉર ઉતારજો.
પરમ ઈશ પરે, શ્રદ્ધા રાખજો;
અડગ રહી તમે, ધૈર્ય ધારજો.—૧
પ્રિય જન જતાં, શોક મા કરો;
લક્ષ્મી નાસતાં, રોષ ના ધરો.
સંતાપ એ સદા, વ્યર્થ માનજો;
અડગ રહી તમે, ધૈર્ય ધારજો.—૨
દુઃખ સમે નહિ, હિમ્મત હારવી;
વિપત્ત આવતાં, કંઈ મુંઝાવું નહિ.
વળી આરોગ્ય આ, તનનું જાય તો;
અડગ રહી તમે, ધૈર્ય ધારજો.—૩
ચઢતી આવતાં, કંઈ છકાવું નહિ;
પડતીએ જતાં, લેશ ડરવું નહિ.
કુદરત એ ઈશની, ખુબ માનજો;
અડગ રહી તમે, ધૈર્ય ધારજો—૪
જીવન ટુંક આ, નાશવંત છે;
નામ માત્રનો, પ્રલય કાળ છે.
પરમ ધર્મ છે, ભક્તિનો સદા;
ધૈર્ય ધારતાં, કેમ ચુકવું ભલા. ?—૫

---

# લોભ અને અપમાન.

(લેખક—મહુંમ દિલખુશ, માણેકપુર, પો. લીંબોદરા.)

એક ટુંક લેખ.

લોભીનો વિશ્વાસ શો, લોભે લેતે પ્રાણ;
ઔરંગજેબે લોભથી, કીધી કૂડની હાણ

લોભે ગુણો નાસ્તિ, લોભ કરવાથી સર્વ ગુણોનો નાશ થાય છે, લોભ કરવાથી શરીરને અત્યંત કષ્ટ પામ્યા છતાં ધર્મ સાધન થઈ શકતો નથી. પુન્યના કામમાં પૈસો નહિ વાપરતાં મ્હોટી મ્હોટી આશાઓ રાખી કામ કરે છે, અને જ્યારે કાંઈ મળતું નથી, ત્યારે કાંઈ સંતાપનો પાર રહેતો નથી, લોભના લીધે નઠારાં કાર્ય પણ કરવાં પડે છે, તેથી નિંદા પ્રાપ્ત થવાં

લોકોનાથી ટંટા ફીસાદ થાય છે, અને વિશેષ કરીને લોભ મોટા માણસને પણ હલકાઇ પમાડયા વિના રહેતો નથી, તેથી દરેક સુજ્ઞ પુરૂષોએ પોતાનાથી બનતી રીતે લોભનો ધીરેધીરે ત્યાગ કરવો જોઇએ. કારણકે લોભનું વ્યસન એવું છે કે તેના પાસમાં સપડાયેલા પુરૂષો પોતાના જીવની પણ દરકાર રાખ્યા સિવાય એવાં અવિચારી કામ કરે છે કે તેથી અત્યંત દુઃખનો પાર રહેતો નથી. આપણા લોકમાં સાધારણ કહેવત છે કે " લોભ ચડાવે ભોભ, એટલે લોભના લીધે માણસો નિરાધાર ભોભ ઉપર ચડે છે, પણ એમ નથી ધારતા કે હું પડી જઇશ. વળી લોભિષ્ટ મનુષ્યને સંસાર વ્યવહારમાં તેવાં અનેક દુઃખો છે અને પરભવમાં પણ નર્કને વિષે જાય છે, માટે દરેક પુરૂષોએ અતિશે લોભ કરવો નહી કેમકે " अतिशे सर्वं वर्जयेत

લોભના લીધે લોકો સટ્ટા કરે છે, જુગાર વીગેરે હોડ પૂર્વક રમી અત્યંત નુકસાન કરે છે યા કરાવે છે, તે ખરેખર અધમ લોભનુજ કારણ છે, કે જેમાં એક જીતે, અને બીજો હારે પણ કાંઇ બે જણા તો જીતે નહીજ ? વળી જે જીત્યો હોય તે ધન પ્રાપ્ત થવાથી રાજી થાય, ત્યારે જે હાર્યો હોય તે ધનનો નાશ થવાથી દુઃખી થાય માટે સમજુ પુરૂષોએ તો તેવાં કામ તજી દઇ શુદ્ધ મનથી લોભ વિનાનોજ ધધો કરવો જોઇએ, કે તેથી કંગાલ અને દુઃખકારી અવસ્થા આવેજ નહિ, કારણકે લોભને શાસ્ત્રમાં પણ બહુજ નીચ ગણેલો છે કે—

શ્લોક.

लोभः प्रतिष्ठा पापस्य, प्रसूतिर्लोभ एव च ॥
द्वेष क्रोधादिजनकोः लोभः पापस्य कारणं ॥ १ ॥

અર્થ—લોભ એજ પાપના નિવાસ રૂપ છે, લોભ એજ પાપની જન્મ ભૂમિ છે, લોભ એજ દ્વેષ તથા ક્રોધાદિને ઉત્પન્ન કરનાર છે. અને લોભ એજ સમસ્ત પાપના કારણ રૂપ છે તેથી વિવિધ કષ્ટ રૂપ અનર્થકારી લોભને તજી દેવો.

અભિમાન ઉર ધરે થકી, અવગુણ લાખ હજાર;
રાવણ મરીઓ રણ વિષે, આન તણા શા ભાર.

વિષ્ણુશર્મા કહે છે કે—હે મનુષ્ય ? તને ધનવાન છું એમાં મદ ( અભિમાન ) હોય તો વૈભવહીન થતાં ખેદ કેમ પામે છે માટે મનુષ્યની ચડતી પડતી હાથેથી ઉછાળેલા દડા સરખી સમજવાની છે, વાદળાંની છાયા, ખળ પુરૂષની પ્રીતી, નવું ધાન્ય યૌવન તથા ધન એ સર્વે થોડો કાળજ રહે છે, યૌવન રૂપ જીવિત, દ્રવ્ય સંચય, ઐશ્વર્ય તથા પ્રિયાનો સહવાસ એ સર્વે નાશવંત છે માટે ડાહ્યા પુરૂષો કદી તેમાં મદ ( અભિમાન ) પામતા નથી.

બધુઓ, જે મનુષ્ય અભિમાન કરે છે, તે ઘણોજ હલકો પડી કુપથમાં સારૂં ખોટું જોયા વગર મહાદુઃખી થાય છે; તે પોતાના મનમાં એમજ જાણે છે કે, મારા જેવો જગતમાં ઉત્તમ, ચતુર, અને ધનિષ્ટ કોઇએ નથી, અભિમાનમાં બેહાલ બની જઇ દયા,દાન ધર્મમાં ચિત્ત રાખતો નથી, અને પોતાને તો કોઇ દિવસ જાણે મરવુંજ નથી, એમ ધારી તેનો આખો જન્મારો અભિમાનમાંજ ધુળધાણી કરી નખે છે, તેથી દરેક મનુષ્યે અત્યંત હાનીકારક એવા અભિમાનરૂપી શત્રુને પોતાના શરીરમાં પેસવા દેવો નહિ. કારણ કે મનુષ્ય અભિમાનના સમુ-

દમાં પડયો તેને વરવાની તો વાતજ શી કરવી. વળી તેનામાં દુષ્પદનો વિશેષ ભાવ હોવાથી બળબુદ્ધિ વિગેરે સમસ્ત ગુણનો નાશ કરતાં નિર્દય અભિમાન તેના પાસમાં સપડાયેલા પુરૂષોને નઠારી ગતીમાં લેઇ જઇને "દીવો જેમ પતંગીઆને મોહ પમાડીને બાળી નાખે છે" તેમ તે પણ તેના આશ્રીતોને બાળી નાંખે છે વાસ્તે તેવા અહંકાર અભિમાનને દૂરથીજ છાંડો.

કારણકે અભિમાનથી અત્યંત દુઃખ પ્રાપ્ત થાય છે તે વાત જગ જાહેર છે. વિચારો કે રાવણ અને દુર્યોધન જેવા મહાન ભૂપતિઓ પણ અભિમાનના પંજામાં સપડાઇ અત્યંત હેરાનગતી પામી છિન્ન ભિન્ન થઇ ગયા છે પરંતુ અભિમાન રાખવાથી કોઇ સુખી થયો સાંભળ્યો નથી તેમજ કદાપિ કાળે કોઇ થશેજ નહિ. માટે સુખ પામવાની ઇચ્છાવાળાએ અભિમાનના પાપમાં મગ્ન નહિ રહેતાં પોતાના ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તવું એજ જન્મનું સાર્થક છે. કહ્યું છે કે—

લોભ પાપકા મૂલ હે, નર્ક મુલ અભિમાન;
જો તરનેકું ચાહો તો, છોડ લોભ અભિમાન. ૧

અસ્તુ

---

# મુંગા પણ ઉપયોગી જાનવરો પ્રત્યે અનુકંપા અથવા દયા રાખવાની આપણી ફરજ.

( શ્રી સદ્‌ગુણાનુરાગી મુની મહારાજ શ્રી કર્પુરવિજયજી )

મુંગા પણ અનેક પ્રકારે ઉપયોગી જાનવરો પ્રત્યે આપણું વર્તન વિવેકથી સુધારવાની જરૂર છે. ગાય, ભેંસ, બળદ અને બકરી પ્રમુખ પ્રાણી વર્ગ પ્રત્યે સ્વાર્થવશતાથી ( પોતાનો સ્વાર્થ સરતો હોય ત્યા સુધી ) સારૂં વર્તન ચલાવાય છે ખરૂં, પરંતુ જ્યારે સ્વાર્થ સરી રહે છે ત્યારે તે પ્રાણી વર્ગનો પૂર્વ ઉપકાર વિસારી મૂકી કાય તો તેને પાંજરાપોળમા ધપાવી દેવાય છે, અથવા તો કસાઇ લોકને વેચાતા આપી દેવામા આવે છે આ વાત ઉચીત નથી, પણ કેવળ અનુચિત અને અન્યાય જણાય છે. કસાઇ લોકોને તે તે નિરપરાધી પ્રાણીઓ વેચાતા આપવા તે તો પ્રગટ નિર્દયતાનું કામ છે. તે તો ઉપકારને બદલે અપકાર કરવા જેવું છે. અને તે પ્રાણીઓને તેમની છેવટ જીંદગી સુધી કૃતજ્ઞતાથી પાલન પોષણ જાતેજ કરવાને બદલે પાંજરાપોળમાં મૂકી દેવા તે પણ પાંજરાપોળમા નાહક ખર્ચનો વધારો કરી તેને બોજા રૂપ થવા બરાબર છે.

પાંજરાપોળમાં તો કેવળ પાંગળા-લુલાં લંગડા અને જેમનો કોઇ ધણી ધોરી નજ હોય એવાં જાનવરોનેજ બહુધા નિર્વાહ થવો જોઇએ તેને બદલે તેમા જો સશક્ત જાનવરોને પણ પાળવા પોષવામા આવે તો તેમાં અધિક ખર્ચ થતા બીજા અપંગાદિક દુઃખી અને દુર્બળ જાનવરોને અધિક પ્રમાણમાં રાખવાનું કે સાચવવાનું પાલવે નહીં, એટલુંજ નહીં પણ

આજકાલ ચાલતી વ્યવસ્થા અને સગવડ વગરની પાંજરાપોળમાં તો બહુધા સબળ જાનવરો વડે નિર્બળ જાનવરોનો મરો વધારે થવા પામે તે ન્યાયવિરૂદ્ધ હોવાથી ઉચિત દેખાય નહી, તેથી ગમે તેવા સયોગોમાં પાંજરાપોળો મધ્યે જમા થયલા સબળ જાનવરોનું ખર્ચ વધારવા કરતાં તેવાં જાનવરોને કૃતજ્ઞતા સાથે અનુકંપા બુદ્ધિથી તેના માલીકોએ જાતેજ પાળવા અથવા તેમનું અન્યત્ર સારી રીતે પાલનપોષણ થાય તેવી પોતાના ખર્ચથી વ્યવસ્થા કરવી વ્યાજબી છે. પ્રથમના વખતમાં દયાળુ ઉદાર અને શ્રદ્ધાળુ લોકો આવા ઉપયોગી સંખ્યાબંધ જાનવરોને પોતાની પ્રજાની પેઠે પાળતા અને પોષતા અને તેની ખરી સંપત્તિ સમજતા હતા. આનંદાદિક ગૃહપતિઓને ત્યાં કેટલાં ગોકુળ હતાં ? અને તે કેવાં સુખી અને આબાદ રહેતા હતા ? સદ્‌ગુણી ગૃહસ્થો એવી ઉદાર રીતી નીતી ક્યારે અખત્યાર કરશે ? ઇતિશમ્

---

## આરોગ્ય સાચવવા અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય નિયમો અને તેથી થતા કંઇક અવાંતર ફાયદા.

### ( શ્રી સદ્‌ગુણાનુરાગી મુનિ મહારાજશ્રી કર્પૂરવિજયજી )

૧ સુખે પચી શકે એવો સાદો અને સાત્વિક નિર્દોષ વનસ્પતિ ખોરાક નિયમિત વખતે માપસર ક્ષુધાને શાંત કરવા અને ક્ષીણતા દૂર કરવા લેવો જોઇએ

૨ લેવામાં આવતો ખોરાક કઠણ હોય તો તેને ખુબ ચાવીને પાણી જેવો કર્યા પછીજ ગળે ઉતારવો જોઇએ.

૩ દૂધ જેવો પ્રવાહી ખોરાક હોય તો તેને પણ ધીમે કઠણ પદાર્થની પેઠે મોઢામાં બે ચાર વખત મમળાવ્યા બાદજ ગળે ઉતારવો જોઇએ.

૪ પાચન ક્રિયા બરાબરસમતેજ થાય એટલા પૂરતી શરીર મહેનત કરવા જરૂર લક્ષમાં રાખવું જોઇએ.

૫ ખુલ્લી સ્વચ્છ હવા પુરતા પ્રમાણમાં લેવી જોઇએ.

૬ શુદ્ધ સ્વચ્છ જળ, ખાનપાનમાં વાપરવું જોઇએ.

૭ સૂર્યાદિકનો પ્રકાશ સારી રીતે આવી શકે એવા સ્થળમાં નિવાસ કરવો જોઇએ.

૮ બની શકે ત્યાં સુધી જીંદગીની પ્રથમની પચીસ વર્ષની વયપર્યન્ત મન વચન કાયાથી શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

૯ દરમ્યાન તામસી વૃત્તિને પોષનારા ખાનપાનથી પરહેજ રહેવું જોઇએ. સાત્વિક વૃત્તિને અનુકૂળ હોય એવુંજ ખાનપાન કરવું જોઇએ.

૧૦ પવિત્ર-નિર્દોષ વિચાર વાણી તથા આચરણનો અભ્યાસ રાખી કાયમ તેની ખીલવણી કરવી જોઇએ.

૧૧ સદોષ-મલીન વિચાર વાણી તથા આચરણથી સદંતર દૂર રહેવા સતત પ્રયત્ન કરવો જોઇએ.

૧૨ સર્વનું સદાય હિત ચિન્તવન કરતાં શીખવું જોઇએ.

૧૩ દુઃખી જનોનું દુઃખ વિદારવા બનતો પ્રયત્ન કરવા ચુકવું નહિ જોઇએ.

૧૪ સુખી અને સદ્ગુણી જનોને દેખીને કે સાંભળીને દીલમાં રાજી-પ્રમુદિત થવું જોઇએ.

૧૫ ગમે તેવા નીચ-તાડન-નિંઘ કાર્ય કરનાર ઉપર પણ દ્વેષભાવ લાવ્યા વગર તેને સુધારી શકાય તો સુધારવા અને તેમ કરવું અશક્ય જણાય તો સમભાવ રાખી અન્ય હિત કાર્ય પ્રમાદ વગર કરવા સદાય લક્ષ રાખવું જોઇએ.

૧૬ શરીર શુદ્ધિ, ચિત્ત શુદ્ધિ અને સ્થાન શુદ્ધિ પ્રમુખથી આરોગ્ય સચવાય છે. તેથી તેવી શુદ્ધિની ઉપેક્ષા કરવી નહીંજ.

૧૭ શરીર આરોગ્ય સારૂં સચવાય તો ચિત્ત પ્રસન્ન રહે છે અને ચિત્તની પ્રસન્નતાથી સુખશાંતિમાં વધારો થઇ શકે છે તથા ધર્મ સાધન પણ અનુકુળતાથી થઇ શકે છે, જેથી પરભવ પણ સુધરી શકે છે.

૧૮ શરીર આરોગ્ય ટકાવી રાખવા ઇન્દ્રિય નિગ્રહ, ક્રોધાદીક કષાય નિગ્રહ, મન વચન કાય નિગ્રહ અને હિંસાદિક પાપ નિગ્રહ અવશ્ય કર્તવ્ય છે.

૧૯ સંયમ અથવા આત્મ નિગ્રહજ સર્વ સુખશાન્તિનું મુળ જાણી તેની રક્ષા અને પુષ્ટિ થાય તેમ આળસ-પ્રમાદ રહિત વર્તવું સર્વથા ઉચિત છે.

૨૦ ઇન્દ્રિય-વિષય અને કષાયનો પરવશ થવાથી, મન વચન કાયાને મોકળા મુકવાથી તથા હિંસાદિક પાપોમાં રક્ત રહેવાથી અનિષ્ટ પરિણામજ આવે છે.

૨૧ આત્મ નિગ્રહનેજ ખરી ઉન્નતિનું પ્રબળ સાધન જાણી સુખના અર્થી જનોએ તે સદાય સેવવા લક્ષ રાખવું. ઇતિશમ્.



## કસાઈખાનાં બંધ કરો.

માણસ જાતને ઓચીંતાં મરણો તથા જીવલેણ બીમારીઓથી બચાવો!

સતસંગના અધીપતી જોગ,

સાહેબ,—મુંબઇમાં ગાયનું માંસ ખાધા પછી પાંચ માણસો ઓચીંતા બીમાર પડીને તેઓ તમામ મરી ગયા હતા.—બોમ્બે ક્રોનીકલ, તા. ૫-૬-૧૯૧૯.

હાલમાં મુંબઇની મ્યુનીસીપાલ સ્ટેંડીંગ કમીટી હજુર ઘણી ચોંકાવનારી વીગતો રજુ થઇ છે તેમાં જણાવ્યા પ્રમાણે તે શહેરમાં અમુક લતામાં ત્રાસદાયક સડેલા માંસનો ખોરાક તથા સડેલાં ફળો વેચવામાં આવે છે, અને ઇનફલુએન્ઝાના છેલ્લા ઉપદ્રવ વખતે ત્યાં સર્વેથી વધારે મરણો નીપજ્યાં હતાં.—બોમ્બે ક્રોનીકલ, તા. ૬-૨-૧૯૨૦

સડેલા ફળોનો મોટો ભાગ કોઇપણ માણસ તરત પારખી શકે છે, પણ સડેલું માસ એવી સહેલાઇથી પારખી શકાતું નથી, અને તેથી યુરોપ તથા અમેરીકા જેવા દેશોમાં પણ હજારો માણસો રોગી માસના ઝેરથી ઓચીંતા બીમાર પડે છે,' તથા તેમાંના ઘણાં મરણ પામે છે.

સદરહુ બાબતમાં ઘણી ચોંકાવનારી વીગતો યુરોપીયન તથા અમેરિકન ડાક્ટરોએ પ્રસિદ્ધ કરેલી છે.

જેવી રીતે માણસ જાતના હીતની ખાતર દારૂ તથા બીડીનો ઉપયોગ કાયદાથી બંધ કરવાની ફેસન દુનીયાંમાં શરૂ થઇ છે, તેવી રીતે જો કસાઇખાનાં બંધ કરવાની દુનીયામાના રાજકરતાઓ મહેરબાની કરે તો તેને પરીણામે લાખો માણસો ક્ષય, કોલેરા, કેનસર વગેરે જીવલેણ દરદોથી પીડાઇને મરતાં બચે.

આપનો સેવક

લાભશંકર લક્ષ્મીદાસ.

જુનાગઢ તા. ૧૧-૨-૧૯૨૦.

---

## બાળ-ચેષ્ટા !

[ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના ઇંગ્રેજી લેખ ઉપરથી અનુવાદ. ]

અનુવાદ;-" મણિધરપ્રસાદ. "

હુ ન્હાનો છું એટલે બાળક ગણાઉં, પણ મ્હારા બાપાજી જેવડો મ્હોટો થાઉં ત્યારે બાપડો કહેવાઉં કે નહિં ?

મ્હારા મહેતાજી આવને કહેશે:-"ક્યાં ગયા હતા-કેમ મોડું થયું ? સ્લેટ-દફતર લઇને આવ."

હું તેમને કહીશ:-"સાહેબ હું મ્હારા બાપા જેવડો બાપડો બન્યો છું-ખબર નથી ? હવે મ્હારે તે ભણવાનુ હોય કે ?"

મ્હારૂં આવું બોલવું સાંભળી મહેતાજી સાહેબ નવાઇ પામીને કહેશે:-"બાઇ ઠીક! મ્હોટો બાપડો થયો છે-ત્હારે હવે લેશન કરવાની કંઇ જરૂર નથી."

* * * *

પછી હું મ્હારાં કપડાં મ્હારી મેળે પહેરી મેળામાં-માણસોની ભીડમાં જઇશ.

મ્હને રેઢમા જતો જોઇ મ્હારા કાકા ગભરાતા ગભરાતા ઘરમાંથી શ્વાસ ભેર દોડતા આવી કહેશે:-"ચિનુ ! તું ભૂલો પડીશ. ચાલ બેટા ! હું ત્હને તેડી જાઉં.'

પછી હું તેમને કહીશઃ-"વ્હાલા કાકા ! તમે નથી જાણતા ? જુઓને હું બાપા જેવડો બાપડો થયો છું. હું એકલો મેળે જઇશ."

કાકા કહેશે:-'ખરેખર તું તો હવે મ્હોટો બાપડો જણાય છે ને શું ! ઠીક ત્યારે ત્હારે ગમે ત્યાં જવું હોય ત્યાં જા તું મ્હોટો છે.

× × × ×

મ્હને પેટી ઉઘાડવી–તાસવા આવડે છે. પેટી ઉઘડી જ્યારે હું મ્હારી આયાને પગાર આપતો હઇશ ત્યારે માજી ન્હાતાં ન્હાતાં આવી મ્હારો કાન પકડી ડોળા કાઢી કહેશેઃ–"તોફાની બારકશાળા! આ તું શું કરે છે! ગાંડારે! આવું તે ત્હારાથી થાય કે?"

હું ત્હેમને કહીશઃ–"બા, ઓ બા! બન્યું તું તો સાભળતી એ નથી–અને જોતીએ નથી કે હું બાબડો થયો છું–શું મ્હારા બાપની માફક નોકરોને મ્હારે પગાર ન આપવો કે? એટલું પુરું સમજતી એ નથી કે? જારે જા."

માજી કહેશેઃ–"શું એમ કે! તું મ્હોટો થયો. માટે તું ગમે તે કર. બાયે તું ત્હારી મરજીમા આવે ત્હેને આપ તેમાં મ્હારે શું!

* * * *

દીવાળી ઉપર મ્હારા બાપા ગામથી ઘેર આવશે. મ્હને બાળક જાણી મ્હારા માટે ન્હાનાં બુટ, રેલ્વે ગાડી, ઝભલું, ટોપી વગેરે લાવશે.

જ્યારે મ્હને બોલાવી તેઓ આપશે ત્યારે હું ત્હેમને કહીશઃ–"બાપાજી! એ તો બધુ મ્હારે નથી જોઇતુ. મ્હારા મ્હોટા ભાઇને આ બધુ આપી દો. હું તો હવે ત્હમારા જેવો મ્હોટો બાબડો થયો છુ. જુઓને?

"હે દોસ્ત, પછી કેવી મજા પડશે? હે ખરૂંને?

બાપાજી નવાઇ પામી જશે–વિચારમાં પડી જશે. તે દાંત કઢાડતાં મ્હને કહેશેઃ–"બાઇ હેં એમકે? હવે તું ત્હારે ગમે તેવા કપડાં વેચાતાં લાવજે. તું તો હવે બાબડો થયો છે ને શું? વાહરે વાહ!

* * * *

મણિશ્વરપ્રસાદ થી જાની.
૧૮૩૭, રાયપુર, આકાશેઠના કુવાની પોળ
અમદાવાદ.

---

# કંટકમાં ગુલાબ.

(પ્રયોજકઃ–શ્રી વસંતાનિલ. સુરત)

(૧)

નડિયાદના શિવાલયમાં એક યુવાન સન્યાસી આવીને રહેલા હતો. ગામના લોકો તેના વિષે ચિત્રવિચિત્ર વાતો કરતાં. કોઇ કહેતું કે તે સારા કુળનો જણાય છે. વળી કોઇ કહેતું કે તે રાજદ્રોહી હશે તેથી પકડાઇ જવાના ભયે અહીં છુપા વેશમાં આવીને રહેલો છે. કોઇ કહેતું કે તે સોનેરી ટોળાનો માણસ છે અને લોકને ઠગવા આવ્યો છે. કોઇ એમ કહેતું કે ઘરમાં ટંટા થવાથી કંટાળીને સંન્યાસ લીધો છે. કોઇને તેણે દેશનું કલ્યાણ કરવા સંન્યાસ લીધો છે એમ પણ લાગતુ. તેનુ લલાટ ભવ્ય અને અંગ ગૌર વર્ણ હતું. ગામના લોકની સાથે તે ઝાઝી વા-

વર્ગીવ કરતો નહી. અને સ્ત્રી વર્ગથી તો ખાસ કરીને દુર રહેવાનો પ્રયાસ કરતો. બીજા સાધુઓની પેઠે તેમની પાસે સેવા કરાવતો નહિ અથવા વાતના તડાકા મારતો નહિ. તેને પરનિંદા પસંદ ન હતી. બીજા સાધુઓથી તેનું આવું ઉલટુ વર્તન જોઇ ગામની સ્ત્રીઓ તેના પર ગુસ્સે ભરાઇ અને ગામમાં તેનું જેટલું ઘસાતું બોલાય બુરૂં બોલાય તેટલું બોલવાનો મક્કમ ઠરાવ કર્યો, અને થોડા વખતમાજ એ તો બહુ અભિમાની અને અતડો છે, સંન્યાસી નથી પણ ઢોંગી છે વગેરે સમાચાર આખા ગામમાં ફરી વળ્યા.

એક બ્રાહ્મણ તેની પાસે આવી સાંજે ગામગપાટા મારતો ગામના લોકો તેને માટે શું કહેતા તે કહી જતો. સાંજનો ફુરસદનો વખત તે આવી રીતે હમેશા ગાળવાને આવતો ત્યારે સંન્યાસી પુસ્તક વાચતો અથવા શિવાલયની આસપાસ આવેલી નાની સરખી વાડીમાં ઝાડના મુળ પાસે ખેદતો કે પાણી પાતો અથવા પુષ્પ ચુંટતો જણાતો. બ્રાહ્મણની વાત સાંભળી તેના મોઢા પર એક ખિન્ન હાસ્ય પ્રસરી રહેતું. તે પોતાનો પુર્વ વૃતાંત કોઇને કહેતો નહિ. આથી તેની ગુજરાનની સ્થિતિ કોઇ જાણી શક્યું નહિ. કોઇની પાસે કશુ માંગતો પણ નહિ અને ખુશીથી કોઇ કંઇ આપી જાય તો ના પણ કહેતો નહિ. તે પૈ પૈસા લેતો નહિ. દરરોજ સવારે સુર્યોદય પહેલાં તે નદીએ જઇ સ્નાન કરી આવતો. વાડીમાથી ફળ ફુલ ચુંટી લાવી એકાગ્ર ચિત્તે શિવ પુજન કરતો ત્યારબાદ સુમધુર કંઠે સ્તુતિ ગાતો. તેનો સુર મીઠો હતો અને તેમા ભાવ જણાતો હતો. બાકી રહેલો વખત તે શાસ્ત્રના અભ્યાસમાં વીતાડતો.

એક દિવસ તે એકાગ્ર ચિત્તે પ્રાર્થના કરી રહ્યો હતો, તેને પોતાના દેહનું કે આજુબાજુનું કશું ભાન રહ્યું ન હતુ. પ્રાર્થના પુરી કરી તેણે ભાવપુર્વક નમન કર્યુ અને પુસ્તક વાંચવા માટે પાછો ફર્યો. તેની નજર પાસે બેઠેલા એક સુકોમળ યુવક પર પડી. જ્યારે તે પ્રાર્થના કરવામાં ગુંથાયો હતો ત્યારે આ યુવક તેનો મધુર કંઠસ્વ સાંભળી આનંદિત થતો હતો તો ઘડીકમાં શિવ તરફ જોતો હતો. સંન્યાસીએ ધાર્યું હતુ કે રોજ આવે છે તે બ્રાહ્મણ આવ્યો હશે પરંતુ આ યુવકને જોઇ કાંઇક આશ્ચર્ય પામ્યો. તેના હૃદયમાંથી કેટલાક વિચારો પસાર થઇ ગયા તે વિચારોને દબાવી અંતે તેણે કહ્યું,

"આવો."

યુવક તેની પાસે જઇ બેઠો. થોડીવાર બન્નેમાંથી કોઇ બોલ્યુ નહિ-બોલી શક્યું નહિ. ધીમે ધીમે વાતનો પ્રસંગ નીકળ્યો સંન્યાસીની ઇચ્છા ન હોવા છતાં તેનું મન તેની સાથે વાત કરવા લલચાતું. આ વખતે તેના મન પરનો કાબુ રહી શક્યો નહિ. તે યુવકે કહ્યુ "લોકો તમારે માટે તો એમ વાતો કરે છે કે તમે ઘણા અતડા છો અને કોઇની સાથે બોલતા પણ નથી, પરંતુ મને તો તમે ઘણાજ મળતાવડા લાગો છો. લોક પણ કેવા જુઠા છે? તેમને કામ ન હોય તે વખતે હડહડતુ જુઠાણું અને પરનિંદા વિના કશું સુઝતુંજ નથી,"

સંન્યાસી–"ગામના લોક પોતાના મનમા જે આવે તે કહે, તેને મારે માટે જે બોલવું હોય તે બોલે, આપણે કાંઇ કોઇના હંયના માલીક છીએ? આપણા દેશના જ્યાં સુધી લોકોને ફુરસદનો વખત કેમ વીતાડવો તે આવડશે નહિ ત્યાં સુધી સમાજની અને દેશની ઉન્નતિ અશક્ય છે."

થોડીવારે તે યુવક સંન્યાસીને પ્રણામ કરી ચાલ્યો ગયો. હવેથી તેણે રોજ આવવાનો નિત્ય ક્રમ કર્યો. તેમની વચ્ચે મિત્રતા બંધાતી ગઇ. યુવક સંન્યાસીના કામમાં મદદ કરવા લાગ્યો. હવે યુવક ફળફુલ ચુંટી લાવતો, ચંદન ઘસી આપતો. એક દિવસે તે યુવકના અતિશય આગ્રહથી તેણે કહ્યું, " મારૂં પુર્વવૃતાંત સાંભળવાથી તમને શું ફાયદો થશે ? તેના કરતા કાંઇ બીજા સારા કામમાં વીતાડીએ તો ઠીક પરંતુ તે યુવકે બહુ આગ્રહ કર્યાથી તેણે આત્મ કથા કહી.

" મારા પિતા ધનવાન ગૃહસ્થ હતા અને તેમનો વેપાર ધમધોકાર ચાલતો હતો. તેમાં પ્રમાણિકપણે કામ કરી વેપારીઓની, લોકની અને સર્વની પ્રીતિ મેળવી હતી. હું મારી માતા સાથે કાંઈ કારણસર મોસાળે ગયો હતો, તેવામાં એક દિવસ સમાચાર આવ્યા કે મારા પિતા અચાનક રોગ લાગુ પડવાથી તેમનું મરણ નીપજ્યું હતું. આથી મારી માતાના હૃદયને સખત આઘાત લાગ્યો. સગાં વ્હાલાંઓ ભેગા મળી રડવા લાગ્યાં. મારી માતાને રડતી જોઇ મારાથી પણ રડયા વિના રહેવાયું નહિ. તે શા માટે રડતી હતી તે હું સમજી શક્યો નહિ. મારા પિતાના ભાગીદારે અમને દિલાસો આપનારો કાગળ લખ્યો હતો અને દર મહિને સો રૂપીઆ મોકલવાનું લખ્યું હતું. દિવસ પર દિવસ જવા લાગ્યા. તેવામાં મારાં માજી પણ મૃત્યુ પામ્યાં અને સગામાં કોઇ રહ્યું નહિ. હું મારી માતાને કહેતો કે " મારા પિતા પાસે મને લઇ જા." પરંતુ આ સાંભળી તેની આંખમાંથી શ્રાવણ અને ભાદરવો વહેતો. આમ કહેવાથી મારી માતાને દુઃખ થાય છે એમ જાણી મેં તે કહેવાનું બંધ કર્યું. એમ કરતાં વરસ બે વરસ ગયાં. એક દિવસ જ્યારે અમે પૈસા આવવાની આશા રાખી હતી ત્યારે તે ન આવ્યા. આજે આવશે કાલે આવશે એમ આશાભર્યા ને આશામાં દશ બાર દિવસ વીતી ગયા. મારી માતાએ તે ભાગીદાર પર પૈસા મોકલવા પત્ર લખ્યો, પરંતુ જવાબ આવ્યો નહિ. બીજો મહિનો થયો પરંતુ રૂપીઆ તે વખતે પણ આવ્યા નહિ. આથી મારી માતાની ચિંતા વધવા લાગી. પાસે વધેલા દાગીના વેચીને અમે મુંબઇ ગયા. મુંબઇ જેવું મોટું શહેર અને તેમાં અજાણ્યાએ શોધ ખોળ કરવી એ કેમ બને ? અંતે ભાગ્યે કાંઇ યારી આપી હોય તેમ જણાયું. ઘોડા ગાડીમાં બેસીને જતાં એક શ્રીમંત માણસને જોઇ મારી માતા તેની પાસે ગઇ. તેણે પુછ્યું, " બે મહીનાના રૂપીઆ કેમ ન મોકલ્યા. અમને તે આપો."

તે માણસે મારી માતાને ઉંચી નીચી ગાંઠી જેવી ગણી. મારી માએ તેને પુછ્યું, " શું તમારૂં નામ રતનલાલ નહિ ?"

" ના " એટલોજ જવાબ આપી તેણે ઘોડાગાડી દોડાવી મુકી. આગળ દૂર સુધી જવા પછી અને ખરા માણસને શોધી કાઢયા પછી તેના ફરી જવાથી મારી માતાને જે દારૂણ મનોવ્યથા થઇ તેનું વર્ણન શી રીતે થઇ શકે ? ખરેખર અંતે તે બિમારી માંદી થઇ અને મૃત્યુ પામી "

આ વાત કહેતાં તેની આંખમાં આસુ ભરાયાં, તે ગળગળો થઇ ગયો અને વધુ બોલી શક્યો નહિ. તેની માતાના મરણ સમયનું ચિત્ર તેની દૃષ્ટી સમીપ ખડું થયું. કે તે યુવકે કહ્યું, "હું નહોતો ધારતો કે તમારા પુર્વવૃતાંતમાં આવું રહસ્ય સમાયું છે; અને તે યાદ આવવાથી તમને કષ્ટ થશે. હું તમારા દુઃખનું કારણ નીવડયો તે માટે ક્ષમા માંગું છું."

યુવક સંન્યાસીનો જવાબ સાંભળવા ઉભો ન રહ્યો તે વીજળીના વેગે ત્યાંથી જતો રહ્યો.

(૩)

બીજે દિવસે તે યુવકે આવી સંન્યાસીના હાથમાં એક પત્ર મુકયો, તેમાં "મને ક્ષમા આપો, મેં તમને દગો દીધો છે." એટલાજ શબ્દો હતા. આનો શું અર્થ હશે તે તેનાથી કળી શકાયો નહિ. દગો શુ! ક્ષમા શું? લખનારનું નામ પણ ન હતું એ વધારે ગુંચવતુ હતું. તેના પગ આગળ માથુ નમાવીને યુવક પડયો હતો અને તેની આંખમાંથી અશ્રુબિંદુ સરીને તેના પગપર પડતાં હતાં તેથી સમજાયું કે પત્ર તો તેણેજ લખ્યો હતો. સંન્યાસી પલવાર તો મુગ્ધ બન્યો. તેણે યુવકને ઉઠાડતાં કહયું, રડે છે શા માટે? તારી કંઇ ભુલ થઇ હોય તો હું કયારે તારી સાથે રોષે ભરાયો છું! જે હોય તે સ્પષ્ટ કહે.

"તમે મને ક્ષમા આપો. મેં તમને દગો દીધો છે. જ્યાં સુધી તમે મને ક્ષમા નહિ આપો ત્યાં સુધી હું સમજીશ કે તમે રોષે ભરાયેલાજ છો.

સંન્યાસીએ તેને ક્ષમા આપી. યુવકે ઉઠતાં કહયું–મારા ઘોર અપરાધોના પ્રાયશ્ચિત્ત તરીકે મારી રંક સેવાનો સ્વીકાર કરો. હુ તમારા સર્વ દુઃખનું મુળ નીવડી છું. મારા તે દોષનું નિવારણ સેવા કરી કરવા દો. તમે મને યુવક ધારો છો પરંતુ હું યુવક નહિ પણ યુવતી- વાકય પુરૂ થાય તે પહેલાંજ સંન્યાસીએ કહ્યું, શું? યુવતી!

"હા, હું યુવક નહિ પણ યુવતીજ છું, તમે મારી પુરેપુરી કહાણી સાંભળી લ્યો એટલે સર્વ સમજાશે. તમારા પિતાના મુનીમ અને પાછળથી તેમની કૃપાથી ભાગીદાર થયેલા શ્યામલાલની હું પુત્રી છું. મારૂં નામ કાલિંદી છે. મારા પિતા મારાપર બહુજ પ્યાર રાખતાં. તમારા પિતાની અતુલ શકિત જોઇ તેમના હૃદયમાં ઇર્ષાગ્નિ સળગી ઉઠયો. યુકિત પ્રયુકિતથી તમને દુર કરી તમારા પિતાને ઝેર દીધું. તમારો વિશ્વાસ મેળવવા આશ્વાસન પત્ર લખ્યો. અને મુંબઇ આવી દર મહીને રૂપિઆ મોકલ્યા કર્યા. બધી વ્યવસ્થા થઇ રહેવા પછી રૂપિઆ મોકલવા બંધ કર્યા. તમે લોકો ત્યાં આવ્યા પરંતુ તમને ભુલથાપ આપી.

"લક્ષ્મી આવવાથી પોતે સુખી થશે એજ આશાએ બાંધેલી તે આકાશ કુસુમવત નીવડી. એ તો ખરૂં કે તેમને રાજ તરફનો ભય રહ્યો ન હતો. લોકમાં પણ કોઇ તેમની નિંદા કરતું ન હતું. તેમનું પાપ અંધારામાં છુપાએલુંજ હતું. કરેલા ઘોર પાપને ધોઇ નાખવા જાત્રાપોખાત્રા કરવા માંડી દાન ધર્મ અને સદાવ્રત ચાલુ કર્યા પરંતુ તેમના મનની શાંતિ થઇ નહિ. પહેલાં ગરિબાઇમાં સંતોષથી સુકા રોટલાથી જે સુખનો અનુભવ જણાતો તે લક્ષ્મીની રેલછેલમાં ન જણાયો. નિદ્રા દેવીએ સદાને માટે તેમનો ત્યાગ કર્યો હતો. તેનું અંતઃકરણ ડંખ્યા કરતું હતું. ઉંઘ ન હોવાથી અનેક જાતના સ્વપ્ન આવતાં. અને આ પાપી માર્ગે મેળવેલી લક્ષ્મીનું કેવી રીતે સંરક્ષણ કરવું તેની ચિંતાવધી તેમને અંતકાળ નજીક આવ્યો, કર્યા કર્મનું ફળ ભોગવવું પડશે અને નર્કયાતના સહન કરવી પડશે એમ સ્પષ્ટ જણાયું પાપી પૈસાથી સુખ મળતું નથી એ સારીરીતે સમજાયું. સન્નિપાતમાં બધું પોકળ બહાર પાડી દીધું, અને મને ક્ષમા કરો, ભગવાન મને બચાવો, આ યમ દુતો મને ધમકાવે છે. નર્કમાં ધસડી જાય છે! ઓ સાધવી, મેં તને બહુ કષ્ટ આપ્યું છે. ઓ મને કોઇ બચાવો, પાણી... કરતાં તેનો જીવ ગયો. તમે તેની ઉદાર હૃદયે માફી આપો જેથી સદ્ગતી થાય.

મારી માતાના મૃત્યુ પછી હું આ સંપત્તિની માલીક થઇ મારૂં અંતઃકરણ પોકરી રહ્યું હતું કે " તેના ખરા માલીકના હાથમાં આ સંપત્તિ પહોંચાડયા વિના મારી સદગતિ નથી " મેં તેમાંથી એક પાઇ પણ વાપરી નથી. મેં સાદું જીવન ગુજારવાનું શરૂ કીધું અને મારા પિતાના પાપનું પ્રાયશ્ચિત થાય, તેને સદ્‌ગતિ મળે તે માટે હું ઇશ્વર આરાધન કરવામાં સમય વીતાડવા લાગી. જ્યારથી તમે આ શિવાલયમાં આવ્યા ત્યારથી એક ગેબી અવાજ મને સુચવી રહ્યો હતો કે " તે આજ છે. " તમારી પાસે આવી તમને સર્વાર્પણ કરવાને મેં ઠરાવ કર્યો પરંતુ લોકાપવાદ વિચિત્ર સાંભળી મેં યુવકનો વેશ લીધો ત્યાર પછીની બધી વિગત તમે જાણો છો. તમે આ અતુલ સંપત્તિ સાથે દાસી તરીકે મારો પણ સ્વીકાર કરો અને મારા પિતાનો પાપ ધોવાનો સુયોગ આપો. "

મંદ મંદ પવનની લહેરીઓ આવતી હતી પુષ્પોમાંથી સુવાસ પ્રસરી રહ્યો હતો અને સૂર્ય નારાયણ હાંમ્ય ચમકાવી રહ્યા હતા સંન્યાસીએ શું જવાબ આપ્યો હશે તે વિચારી લેવાનું સુત્ર વાંચકોને સોંપીએ છીએ.



# " આપણી સામાજિક આર્થિક નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવા ઉદાર ભાવના જાગ્રત કરવાની અત્યંત જરૂર. "

વ્હાલા બધુંઓ અને બ્હેનો !

સદ્‌ભાવના આપણો મુદ્રાલેખ બનવો જોઇએ તથા તુચ્છ સ્વાર્થ વૃત્તિને આપણે તિલાંજલી આપવી જોઇએ. દુનિયાના સહુ પ્રાણીઓ સુખનેજ ચાહે છે અને વિધ વિધ જાતના દુઃખથી કંટાળી મુકત થવા આકાંક્ષે છે, પણ તેનો ખરો રસ્તો તેમને યથાર્થ સમજાયો હોતો નથી, તથા તેઓ બહુધા દુ ખનાજ માર્ગે પ્રયાણ કરતા રહે છે. અને પરિણામે સુખને બદલે જાત જાતનાં દુઃખનાજ દર્શન કરી તેનો કડવો અનુભવ મેળવે છે. ક્ષણિક-વિનાશી સુખમાં મુગ્ધ બનો વારંવાર લોભાઇ જઇ સ્વભાવિક અવિનાશી આત્મિક સુખનો અનાદર કરે છે. ક્ષણિક કલ્પિત સુખમાં મુગ્ધ રહેનારા લોકો ખરા અવિનાશી સુખનો અનુભવ કરી શકતા નથી. અને અપૂર્વ અલૌકિક સુખથી તે સહુ વંચિત-જ નશીબેજ રહે છે. તુચ્છ સ્વાર્થ વૃત્તિને વશ થઇ રહેવાથીજ આવુ વિષમ પરિણામ વારંવાર આવે છે અને વિવિધ વાસનાઓના જોરથી જીવો અહીં તહીં જન્મમરણના ફેરામાં અટવાયા કરે છે. તે જન્મ મરણનાં અનંત દુઃખમાંથી જીવોનો ઉદ્ધાર થાય એ ખરેખર બહુજ ઇચ્છવા યોગ્ય છે. આ ઉપરથી સહેજ સમજી શકાશે કે આપણું મુખ્ય સાધ્ય બિંદુ ક્ષણિક-વિનાશી કલ્પિત સુખ નહીં પણ ખરૂં શાશ્વતું અવિનાશી આત્મિક સુખજ હોવું જોઇએ. તેને લક્ષીનેજ સઘળી ઉચિત પ્રવૃત્તિ કરવી ઘટે છે. તેવું ખરૂં સુખ નિજ આત્મામાંથીજ મળી શકે છે. બીજા બધાય તો સુખ દુઃખમાં

કેવળ નિમિત્ત રૂપજ હોઇ શકે છે. પ્રત્યેક આત્મામાં શક્તિ રૂપે અનંત જ્ઞાનાદિક રત્નરાશિ છુપી રહેલી છે તેમજ સઘળ રત્નરાશિને પ્રગટ કરવા અનંત-અગાધ સામર્થ્ય પણ છુપું રહેલું છે. એ સાચી વાત કોઇ વિરલાજ જાણતા હોય છે. મોટો સમૂહ તો તેથી તદન અજ્ઞાત-અજાણ્યોજ રહે છે. તેમને એ ખરી હકીકતથી જાણીતા કરવા એ ખરા તત્વ જ્ઞાનીનું કર્તવ્ય છે. તત્વ જિજ્ઞાસા થવાથી તત્વ જ્ઞાનની પ્રાપ્તિ સુલભ્ય થાય છે. શુદ્ધ પ્રેમ-બહુમાન જાગ્રત થાય એ તત્વજ્ઞાન પામવાની ખરી કુંચી છે. આ કુંચી કોઇ સદ્ભાગી મેળવી તેને લાગુ પાડે છે, તો પરિણામે નિજ આત્મામાં છુપી રહેલી અનંતી ઋદ્ધિ તેને એના યોગ્યેજ મળી આવે છે. યથાર્થ જ્ઞાન યથાર્થ શ્રદ્ધા અને યથાર્થ ચારિત્ર્યના સંયુક્ત બળથીજ ખરૂં અવિનાશી સુખ પ્રાપ્ત થઇ શકે છે. જન્મ મરણ સંબંધી અનંત દુઃખરાશિમાંથી છુટવાનો એજ ધોરી માર્ગ છે. અજ્ઞાન અને મોહવશતાથી ખરો માર્ગ ભુલાઇ ગયો છે, અને ખોટો ઉલટો માર્ગ પકડી લેવાયો છે. એથી બાપડા જીવો સુખના બદલે દુઃખમાંજ ડુબતા જાય છે. તેમાંથી પ્રત્યેક જીવોનો ઉદ્ધાર કેમ થાય અને પ્રત્યેક જીવ ખરી સુખ શાન્તિ કેમ પામે એવું ચિન્તવવું તેજ ખરી મૈત્રી-ભાવના. તેવા દુઃખી જીવોને તનથી, મનથી, વચનથી કે ધનથી ગમે તે રીતે દુઃખ મુક્ત કરવા સાક્ષાત પ્રયત્ન સેવવો તે ખરી કરૂણા ભાવના. આપણા વિચાર વાણી તથા વર્તનમાં રહેલી વિષમતા (ખામી) દૂર કરી જો આપણે તે બધાં શુદ્ધ-પવિત્ર બનાવી લઇએ તો એ બધાં વડે આપણો તેમજ અન્ય અનેક દુઃખી આત્માઓનો સહજમાં ઉદ્ધાર કરી શકાય પરંતુ ખેદની વાત છે કે બુદ્ધા સ્વતંત્રતાના મિષથીજ સ્વછંદતાનેજ સ્થાન આપવામાં આવે છે .જેથી સ્વપર અહિતમાં અધિક ઉમેરોજ કરાય છે, જ્યાં સુધી આપણામાં યોગ્ય વિકાસ ન થાય ત્યાં સુધી આપણે શિષ્ટજનોને અનુસરીનેજ ચાલવું જોઇએ. આપણામાં તથા પ્રકારની યોગ્યતા આવતા તેઓજ આપણને સ્વતંત્ર શાસન કરવા દેવા અનુમત થશે. વ્હાલા બંધુઓ અને બ્હેનો ! ઉદાર નિઃસ્વાર્થ ભાવના બળથી આપણે સહુ તથા પ્રકારની રૂડી યોગ્યતા પામી શકીશું. કોઇને પણ દુઃખ મુક્ત-સુખી કે સદ્ગુણી સાક્ષાત દેખી કે સાંભળીને આપણે સહુએ રાજી થવું જોઇએ, લગારે ખેદ રોષ કે ઇર્ષા ન દેખાઇ નહીં લાવતાં પ્રમોદ યા પ્રસન્નતાજ ધારવી, જેથી આપણી અંતરભૂમિમાં રહેલાં શલ્ય માત્ર દૂર થઇ તે શુદ્ધ-સુયોગ્ય થવા પામે-ઉન્નતિનો ખરો કારણ શોધી સર્વ જીને આપને આદરવા જોઇએ, જેથી આપણી અમૂક ઉન્નતિ થવા સાથે અન્ય જનોને પણ સ્વઉન્નત બનાવવામાં આપણે શુદ્ધ સાધન રૂપ થઇએ. વળી ગમે તેવાં નિન્દ્ય અને કઠોર કર્મ કરનાર પ્રત્યે પણ દ્વેષ-ખેદ ધર્યા વગર પ્રબળ કરૂણા યુક્ત હૃદયથી તેનું કંઇ પણ હિત કરી શકાય તો તેમ કરવું નહીં તો છેવટ અસાધ્ય વ્યાધિવંતની જેમ તેને ઉપેક્ષણીય સમજી રાગ દ્વેષ રહિત સમભાવથી શક્ય સ્વપર હિત સાધવામાંજ મશગુલ રહેવું, એજ માધ્યસ્થ્યભાવના. સાચા મોક્ષ સુખની ચાવી જેવી અવિરોધી એ સઘળી સદ્ભાવનાઓ આપણ સહુના દીલમાં સદોદિત (કાયમ) રહેવી જોઇએ, એવી ઉદાર-નિઃસ્વાર્થ ભાવના આપણામાં પ્રગટાવ્યા વગર અને તેને દૃઢ સ્થિર કર્યા વગર આપણે આપસમાં સંપ એકતા સ્થાપી શકીશું નહીં. કદાચ કોઇ નિમિત્તવશ ઉપર ટપકે સંપ યા એકતા સ્થાપી શકીશું નહિ. કદાચ કોઇ નિમિત્તવશ ઉપર ટપકે સંપ યા એકતા સ્થપાયેલ જણાશે પરંતુ તથા પ્રકારની હૃદયની શુદ્ધતા-નિર્મળતા યા

નિઃસ્વાર્થતા પેદા કર્યા વગર ઉક્ત સંપ યા એકતા દઢ સ્થિર થઇ શકશે નહીં. તેમજ આપણે એક બીજાનું ખરૂં વાસ્તવિક હિત પણ કરી શકશું નહીં.

આપણ સહુમાં સંપ યા એકતા દઢ-સ્થિર સ્થાપવાની અનિવાર્ય જરૂર છે. એ વડેજ આપણે વાસ્તવિક સ્વપર હિતની રક્ષા અને વૃદ્ધિ કરી શકીશું. તેવા ઉત્તમ સંપની સ્થાપના નિમિત્તે સહુએ વિવેકથી સ્વાર્થ ત્યાગ કરવોજ જોઇએ. તુચ્છ કલ્પિત સ્વાર્થનો ત્યાગ કર્યા વગર કંઇ ખરૂં હિત શ્રેય-કલ્યાણ થવા સંભવજ નથી. જ્યારે ત્યારે પણ સ્વાર્થ ત્યાગ કરવાથીજ શ્રેય થવાનું છે તો પછી તુચ્છ સ્વાર્થને વશ થઇ આવી અપૂર્વ તક ગમાવી દેવી તેનો અર્થ શો ? મૂર્ખતાજ. તંત્રી-વીણાના ત્રણે તાર સારા મજબૂત અને સુવ્યવસ્થિત હોય છે, તો તે મજાનો મીઠો મધુરો સુર કાઢી શ્રોતાજનોને કેવા રીઝવે છે ? હારમોનીયમ વિગેરે વાજીંત્રો પણ એવાજ અર્થ સુચક છે. જડ વસ્તુઓ પણ આ રીતે સુવ્યવસ્થિત હોય તો તે દ્વારા અનેક જનો ઇચ્છિત લાભ મેળવી શકે છે, તો પછી ઉપર જણાવ્યું તેમ અનંત શક્તિ સામર્થ્યને ધારણ કરનારો પ્રત્યેક આત્મા ધારે તો તેને પ્રાપ્ત થયેલી સકળ શુભ સામગ્રીનો સદાય સદુપયોગ કરે. સ્વવિચાર વાણી અને આચરણ બરાબર પવિત્ર બનાવે તે માટે સર્વ આત્માંજ વર્ણવેલી સઘળી શુભ ભાવનાનો સતત અભ્યાસ રાખે, તુચ્છ કલ્પિત ક્ષણિક સ્વાર્થ માત્રને જતો કરે. વિષમ-ઇંદ્રિયોને કબજે રાખે-મોકળી ન મૂકે તેમાં પણ સકળ ઇન્દ્રિયોને પોષણ આપનારી રસના-જીભને વિશેષ કબજે (કાબુમાં) રાખે એટલે એને એવુંજ નિર્દોષ અને નિયમિત પોષણ આપે કે જેથી તેનામાં તેમજ તેને લઇ અન્ય ઇન્દ્રિયોમાં વિક્રિયા થવા પામેજ નહીં. એટલુંજ નહીં પણ યોગ્ય પોષણ પામેલી ઇન્દ્રિયો પોતાના સ્વામી રૂપ આત્માની ખરી સેવા સાવધાન પણે બજાવી શકે જેથી સુવિવેકી આત્મા ઉન્નતિના માર્ગમાં અવિચ્છિન્ન પ્રયાણ કરી શકે. વળી તે સુવિવેકી આત્મા ક્રોધાદિક કષાયનો સારીરીતે નિગ્રહ થાય તેમ ઉહાપોહ કરી ક્ષમા-સમતા-મૃદુતા-નમ્રતા-ઋજુતા-સરલતા અને તુષ્ટિ નિર્લોભતાનુંજ સેવન કરે. ક્રોધ પ્રીતિનો માનમર્યાદાનો, માયા મિત્રાઇનો અને સર્વનો નાશ કારક છે એવું ઠીક સમજનારો તે કદાચ ક્રોધ રીસ કરે તો પોતાનાજ અવગુણ પ્રત્યે માન અહંકાર કરે તો પ્રમાદાદિક શત્રુઓનો પરાભવ કરી મળેલી તકની સાર્થકતા કરી લેવા સાવચેતી રાખવાજ માટેજ. માયા-કપટ કેળવે તો પોતાની ખરી ઉન્નતિમાં અપાય-વિઘ્ન કરનારા દોષો દુર્ગુણોને વટાવી દેવા પૂરતીજ અને લોભ કરે તો જેથી જન્મ મરણનો ભય દુર થાય એવી સાધન સંપત્તિ પ્રાપ્ત કરી લેવા નિમિત્તેજ. જેથી સ્વ કર્તવ્યનું ભાન ભૂલાય અને કર્તવ્ય ભ્રષ્ટ થવાય એવા કોઇપણ માદક પદાર્થનું સેવન વિવેકાત્મા નજ કરે. આ ટુંકી જીંદગીની અમૂલ્ય સમયોને નકામી આળસ વધારવામાં ખર્ચી નજ નાંખે પણ તેનો પોતાનાથી બની શકે તેવો સારામાં સારો ઉપયોગ કરે. જેથી સ્વપર હિતની રક્ષા સાથે તેમાં દિનદિન વધારોજ થાય એવું અભિનવ જ્ઞાન (વિજ્ઞાન) જાતે મેળવવામાં, મેળવેલું જ્ઞાન અન્ય અર્થી જનોને આપીને વધારવામાં તેનો ફેલાવો કરવામાં સત્સંગનો લાભ લેવામાં, સંકલ્પ-સમાધાન કરવામાં અને મંદમતિ જીવોને સ્વ કર્તવ્ય સમજાવી તેમને કર્તવ્યપરાયણ કરવામાં તે સ્વ અમૂલ્ય સમયને વીતાવે છે. ફુલડાં ઝરે અથવા અમૃત વરે એવી મીઠી મધુરી હિતકારી સત્ય વાણી પ્રસંગને લક્ષી, ગર્વ રહિત અને સ્થિર બુદ્ધિથી વિચારી વદે છે. સર્વ પ્રાણી વર્ગને નિજ

આત્મા સમાન લેખી પોતાનાથી બને તેટલી તેમની અનુકૂળતા સાચવે છે અને અન્ય જનોને એવુ હિત આચરણ કરવા શીખવે છે. શુદ્ધ-નૈષ્ટીક-બ્રહ્મચર્યજ ચારિત્રનું મૂળ અધિષ્ટાન છે એમ પોતે સારી રીતે સમજે છે. અને તેનો મહિમા અન્યને સમજાવે છે. માયા મમતાને દૂર કરી દે છે. આવા સુવિવેકી આત્માને મિથ્યા મારૂં તારૂં હોતું નથી. આવું ઉત્તમ આદર્શ જીવન જીવવા સદ્ ભાવના આપણ સહુમાં સ્ફુરો ? અને એવા અનેક આદર્શ જીવનોના સંયુક્ત બળથી વિશ્વમાં અખંડ એકતા સધાઓ. ઇતિ શમ.

લેખક.
સદ્‌ગુણાનુરાગી કપૂરવિજયજી સમો.
( ઉત્તર ગુજરાત).



# માતા, પિતા અને બાળક.

## ( એક હિન્દી વિદ્વાનના છુટક વિચારો )

બહુજ ઘનિષ્ટ પરિચય હોવાને લીધે આ વિષય ધ્યાનમાં આવતો નથી. પરંતુ જો આપણે બાળક કે માતા પિતાની દ્રષ્ટિથી દેખીએ તો આ વિષયનું મહત્વ કોઇ રીતે ઓછું પ્રતીત થતું નથી ! સર્વ સાધારણની એવી સમજ પ્રાયઃ હોય છે કે જે અવસ્થા આપણે વ્યતીત કરી છે તે ઉપર લખવાની આવશ્યકતા શું છે ? જો પોતાના મનમાં પ્રત્યેક મનુષ્ય આ વાતનો વિચાર કરે તો પણ હાનિ નથી. વિવાહ પહેલાં યુવક અને યુવતીને આ વિષયમા જે કાંઇક શિક્ષણ મળે છે; તે પ્રાયઃ અજ્ઞાન જનો તરફથી મળે છે ! જિંદગીની સુધારણાને માટે એ વાતની એટલી જરૂર છે કે તે તરફ ઉપેક્ષા રાખવી એ બહુ હાનિકર્તા છે. જેને સમુદ્ર શું ચીજ છે, તેની પણ ખબર નથી તેને સ્ટીમરનો કપ્તાન બનાવીને મહાસાગરમાં ધકેલવામાં આવે તો શું થાય ? જે મનુષ્યને સંતાન શુ ચીજ છે તેનું લાલન-પાલન શી રીતે કરવું જોઇએ તેમજ તેનાં આચરણ કેવાં ઘડવાં જોઇએ તેનું જ્ઞાન નથી તે મનુષ્યને સંસાર સાગરમાં ધકેલી દેવામાં આવે તો તે અનાડી કપ્તાન જેવી દશાને પામે છે. પુરૂષોમાં એક એવી શ્રેણીવાળા છે કે જે જન્મભર બ્રહ્મચારી રહેવાના પક્ષપાતી છે—તેમને માટે સ્ત્રીઓ બનાવવામાં પરમેશ્વરે મોટી ભૂલ કરી છે. તેઓ માતૃત્વ અને પિતૃત્વ કરતાં બ્રહ્મચર્યને અધિક માન આપે છે. પણ જો માતૃત્વ અને પિતૃત્વની સાથે બ્રહ્મચર્ય હોય તો તેની બરાબરી કોઇ કરી શકતુ નથી. જે પુરૂષના ભાગ્યમાં પિતા બનવાનું અને જે સ્ત્રીના કિસ્મતમાં માતા બનવાનું ન લખ્યું હોય તે પોતાના જન્મને વ્યર્થ સમજે છે, આ બીજી શ્રેણીનાં દંપતી છે. જે આંબા ઉપર ફળો ન હોય તે બીજા આંબા કરતા શું સુન્દર દેખાશે ? સ્ત્રી માતા બનીને અને પુરૂષ પિતા બનીને કેવળ સંસારનું કર્તવ્ય પુરૂં કરે છે એમ નથી, કિન્તુ, પરમાત્માની નિકટ પહોંચવાનો માર્ગ તે સાફ કરે છે. સંતાન ઉત્પન્ન કરીને તેઓ ભવિષ્યનો સેતુ-પુલ તૈયાર કરે છે. મનુષ્ય પ્રાણી પરાપૂર્વથી એવા સેતુ ઉપર થઇને આવે છે તથા જાય છે. સંતાનમાં માતા-પિતાના

શારીરિક ગુણ, માનસિક તથા નૈતિક આચરણ અને અવગુણ ભરેલા હોય છે. અને તેના ઉપર ભવિષ્યની પેઢીઓની ક્ષય-વૃદ્ધિ અવલંબિત છે. લાખો વર્ષોથી આ પ્રમાણે મનુષ્યના ગુણાવગુણ એકમાંથી બીજામાં ઉતરતા ચાલ્યા આવે છે.

નીચી શ્રેણીવાળાં પ્રાણીઓમાં વંશવૃદ્ધિ વિશેષ પ્રમાણમાં થાય છે, પણ તેમાં માતા, પિતા અને સંતાનનો સંબંધ થોડો સમય રહે છે. એ ઉપરથી પ્રકૃતિનો એવો ઉદ્દેશ માલમ પડે છે કે તેમનો પ્રવાહ કેવળ એ પ્રમાણેજ ચાલ્યો જવો જોઇએ. એ જાતિનાં માતાપિતામાં પણ પ્રેમ હોતો નથી. કેવળ એ જાતિઓનાં પ્રાણીઓનું અસ્તિત્વ ચાલ્યા કરે છે. માંખો, વિંછી, ખીસકોલી વગેરે પ્રાણીઓમાં સ્નેહસંબંધ હોતો નથી. કિન્તુ જેમ જેમ ઉંચી શ્રેણીવાળાં પ્રાણીઓ તરફ જોઇએ છીએ, તેમ તેમ પ્રેમની વૃદ્ધિ પ્રતિત થતી જાય છે. નીચી શ્રેણીનાં પ્રાણીઓ કરતાં પક્ષીઓમાં વધારે સ્નેહ જણાય છે. અને તેનાં કરતાં પશુઓમાં વધારે સ્નેહ જણાય છે. મનુષ્યોમાં તેથી વધારે પ્રેમ હોય છે.—સર્વ પ્રાણીઓથી અધિક સ્નેહ હોય છે. માતાના ગર્ભમાં નવ માસ રહેવા છતાં મનુષ્યનું બાળક એટલું કમજોર હોય છે કે અન્ય પ્રાણીઓનાં સંતાન તેનાથી સબળ હોય છે. મનુષ્ય શ્રેણીમાં માતા પિતાનો પ્રેમ એક પ્રકારનું બંધન બની જાય છે, એ બંધનને લીધેજ સંસારમાં ઘર બને છે. વરસોનાં વરસો વીતવા છતાં માતા પિતાનો સંતાન ઉપરનો પ્રેમ કમી થતો નથી, તેમ માતાપિતાનું પોતાનું બંધન પણ અધિકતર દ્રઢ થાય છે. સંતાન પ્રતિ માતા પિતાનો પ્રેમજ સંસારમાં કુટુમ્બની ઉત્પત્તિનું સ્થાન છે. એ પ્રેમથીજ મનુષ્યનો પરિવાર વધે છે. સંતાનથી મનુષ્યને જે ફાયદા થાય છે, તેમાં તે પહેલો છે. સંતાનથી માતા-પિતાને એક બીજો પણ ફાયદો થાય છે. મનુષ્ય પોતાના બાળકમાં રહેલા બાળપણાનો અનુભવ લે છે. એ પણ લાભ છે. બાળકની ક્રિયા, કાલા-ઘેલા શબ્દો, વિવિધ રમતો વગેરે જોઇને ઉદાસ માણસને પણ ઘડીવાર આનંદ થાય છે. તેને પોતાનું બચપણ નજર આગળ તર્યા કરે છે. ઘડપણની વૃદ્ધિ થતા સર્વ વાતો રૂક્ષ અને નિરાનન્દ લાગે છે.

મૃત્યુ પછી આ સંસારમા બાળકોદ્વારા મનુષ્ય જીવતો રહે છે. સંતાન વિનાના માણસને પોતાનું જીવિત સારૂં લાગતું નથી. જો એકાદ પુત્ર કે પુત્રી હોય તો નિરાશા થતી નથી. માતા પિતાને પોતાનાં બાળકોમાં એક અપૂર્વ સુન્દરતા દેખાય છે. તેનાં અવ્યક્ત-અસ્પષ્ટ કાલા શબ્દો સુંદર કવિતા સમાન આનંદ આપે છે. એવા આનન્દને લીધે સંસાર મીઠો લાગે છે. જેને વૃદ્ધત્વ આવ્યું છે અને સંસારમાં એક પણ સંતાન નથી તેને આ જગત કેટલું દુઃખદાયક લાગતું હશે ? તેની કલ્પના સુખી-સર્વ રીતે સુખી માણસોને આવવી કઠિન છે !

માતાપિતા થવાની જવાબદારી પોતાને શિર લેતાં પહેલાં સ્ત્રી અને પુરૂષોએ પોતાનાં શરીર, મન, આત્માની કેળવણી લેવી જોઇએ. જે ચીજ માતાપિતાના અંગમાં ન હોય તે બાળકને તેઓ દઇ શકતાં નથી. માટે સંતાન પેદા કરતાં પહેલાં માતપિતાએ પોતાની તમામ

પ્રકારની અપૂર્ણતા કમી કરવી જોઇએ. જેમનામાં અપૂર્ણતા હોય છે તેઓ જો સંતાન પેદા કરે તો કુદરત સામે તે ભારી અપરાધ કરે છે ! બાળક ઉત્પન્ન થયા પછી તેની દેખરેખ સારી રીતે રાખવી જોઇએ. કેટલાંક માબાપો બાળકો ઉપર પ્રેમ કરે છે કિન્તુ તેમને કેળવી શકતાં નથી ! બાળકો સદ્‌ગુણી થાય, તેમની શારીરિક સ્થિતિ સુદૃઢ બને અને તેમનામાં સ્વદેશ પ્રેમ પ્રેરાય તેવી યોજના યોજાવી જોઇએ. સ્વાર્થને વશ થઇ માબાપોએ બેપરવાઇ રાખવી એ ભારી અન્યાય છે. બાળક જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ તેને ઘટિત શિક્ષા દેવી આવશ્યક છે. દેખાદેખી કામ કરવાનું વલણ બાળકોમાં વધારે હોય છે. અનુકરણ શક્તિ તેમનામાં પ્રબળ હોય છે. માટે એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે બાળકોની આસપાસનું વાતાવરણ બહુ વિશદ રાખવું જોઇએ. ન્હાનામાં ન્હાની ભૂલનું ભવિષ્યમાં મોટું ભયંકર પરિણામ આવે છે એ માતાપિતાએ લક્ષમાં લેવું જરૂરનું છે.

એવાં સેંકડો માતાપિતા છે કે જે પોતાનાં સંતાનને કોઇ પ્રકારનું ધાર્મિક શિક્ષણ આપતાં નથી. મનુષ્ય ઉપર ધર્મનું રૌદ્ર પરિણામ થાય છે અને થશે. માટે એટલું ખાસ સ્મરણમાં રાખવું કે જો માબાપ પોતે ધર્મની પસંદગી કરી બાળકને શિક્ષણ નહિ આપે તો સંભવ છે કે જે ધર્મને તે ઘૃણાની નજરે જુએ છે તેને તેનાં સંતાન ધારણ કરી લેશે.! પિતા મૂર્તિપૂજક અને પુત્ર આર્યસમાજી અનુભવ્યા છે ! બીજી તરફ પિતા આર્યસમાજી અને પુત્ર મૂર્તિપૂજક જોયા છે ! પોતાના ધર્મનું શિક્ષણ સંતાનને નહિ આપવાનુંજ એ પરિણામ છે ! ! માટે બાળકને ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ.—તેને કર્તવ્યનું ભાન કરાવવું જોઇએ સત્ય તરફ સહાનુભૂતિ અને પૂર્ણશ્રદ્ધા ઉત્પન્ન કરાવવી જોઇએ. તેને સદૈવ એવું શિક્ષણ આપવું જોઇએ કે તેના હૃદયમાં પ્રેમ, સ્વદેશ વાત્સલ્ય, વિવેક, સમતા, ઉદારતા અને વિશદતા પ્રકટે.

બાળકનું જીવન બગાડવું કે સુધારવું એ માતાપિતાના હાથમાં છે. જે માતાપિતાનું મન પોતાને વશ હશે નહિ, અને જે પોતાના હઠ, ક્રોધ અને અભિમાનથી કામ લેશે, તેના સંતાનમાં એ સર્વ અવગુણ આવ્યા વિના રહેશે નહિ. માબાપના હાથમાં જે અધિકાર છે તેનો તેણે સવળે માર્ગે ઉપયોગ કરવો જોઇએ. તેનાથી બની શકે તેટલું પ્રેમ કરવું જોઇએ. બહુધા માબાપ એ ભૂલી જાય છે કે સંતાનની સર્વ જવાબદારી તેનેજ શીરે છે. બાળકના સંબંધમાં કલ્યાણ ભાવનાનો વિચાર કરતાં બાળકના હિતને પ્રધાન રાખવું જોઇએ. બાળકના અપરાધો ઘણીવાર ઉપેક્ષા કરવા લાયક હોય છે તો ઘણીવાર ખાસ શિક્ષા કરવા જેવા હોય છે. શિક્ષા કરવા કરતાં શિક્ષાની ભીતિ બહુ સારૂં પરિણામ લાવે છે. હાલમાં તો પ્રાયઃ માબાપ તરીકેની ફરજો જાણ્યા પહેલાં માબાપ થવાનાં પ્રસંગો હિન્દુ સંસારમાં ઉપલબ્ધ થાય છે. અને તેથી બાળ શિક્ષણ ઉપર કોઇ ધ્યાન આપી શકતું નથી. બાળકોમાં હાલ કેટલેક ઠેકાણે ઉચ્છૃંખલતા, અવિવેકતા, ઉદ્ધતતા, અવિનયતા, અવિશદતા વગેરે માલમ પડે છે તેનો દોષ તેમનાં માબાપો ઉપરજ આવે છે ! કેટલાંક માબાપો બાળકોને લાડ લડાવી દુર્ગુણી બનાવે છે પણ તેમણે જાણવું જોઇએ કે लालयेत् पंच वर्षाणि, दश वर्षाणि ताडयेत । प्राप्ते तु षोडशे

વર્ષે પુત્રમિત્રવદાચરેત્ ॥ ( પાંચ વર્ષ સુધી લાડ લડાવવાં, પછી શિક્ષા કરવી અને સોળ વર્ષ થાય ત્યારે પુત્રને મિત્ર પ્રમાણે ગણવો. ) મનોવિકારને વશ થઈ માબાપોએ બાળકને એક સામાન્ય ચીજ ગણી તે તરફ તેવા પ્રકારનું વર્તન ચલાવવું એ કેટલોક અન્યાય ? બાળકો મોટાં થાય છે તોપણ કેટલાંક માબાપો તેમને સ્વાધીનતા આપતાં નથી ! બાળપણથી મોટી અવસ્થા સુધી તેવાં વડિલો તેમને એકજ દશામાં રાખવાનું ઇચ્છે છે. એનું પરિણામ પ્રેમની વિરૂદ્ધ આવે છે. પિતા-પુત્ર લડે છે. સંસાર કલહનું સ્થાન બને છે.

બાળકોને છેક સ્વતંત્ર નવા દેવા એ પણ ઇચ્છવા યોગ્ય નથી. અંકુશની આવશ્યકતા પરિમિત પ્રમાણમાં સર્વને મ આવશ્યક છે. નિરંકુશતાનું પરિણામ તો સારૂં નજ આવે. બાળકનો સ્વભાવ અને તેની [illegible] વગ ર કરી તેને યોગ્ય વિષયનું શિક્ષણ આપવું જોઇએ. માતા પિતાએ એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે બાળકોનું જીવન વ્યર્થ ન જાય અને તે ભવિષ્યમાં સુખી થાય તેવી તજવીજ કરવી જોઇએ. તેમનામાં સ્વાભિમાન જાગૃત થાય એવી શક્તિ વધારવી જોઇએ. વિશેષમાં તેમનામાં સ્વજાતિ પ્રેમ, સ્વદેશ વત્સલતા, વિકસાવવાં એ માબાપનું બાળક પ્રતિ પરમ કર્તવ્ય છે. પ્રથમ માબાપે પોતાની યોગ્યતા વધારવી અને પછી સંતાનમાં સ[illegible]ગુણનાં બીજ રોપવાં. મા, બાપ અને બાળકની ઉન્નતિ ઉપરજ રાષ્ટ્રની ઉન્નતિનો આધાર [illegible]. સમાજની ઉન્નતિ, સંસારની ઉન્નતિ એ રાષ્ટ્રોન્નતિનું પ્રથમ પગથીઉં છે. જ્યારે સામા[illegible] પ્રગતિ-સાંસારિક સંસ્કૃતિ આગળ વધશે ત્યારે દેશોદય સત્વર થશે પ્રભો! હિન્દને એ રૂડો દિન સત્વર દેખાડો.

બરવાળા ( ધંધુકા ) **ધીરજ.**

---

## વિવિધ—વિષય.

### જાપાની લોકોની ગૃહવ્યવસ્થા.

દરેક જાપાની લોકોને રહેવાનું ઘર બામ્બુના થાંભલાઓ ઉપર ટેકવી રાખેલું હોય છે. અને એ થાંભલાઓ પોલા પત્થર ઉપર ઉભા કરેલા હોય છે. કેટલાંક ઘરોને દિવાલ હોતી નથી. અને દિવાલને બદલે ખસેડવાનાં બારણાં હોય છે તેને જાપાનીસ ભાષામાં "આમાડો" કહે છે. આ બારણાં રાત્રે બંધ કરે ત્યારે ઓરડા જેવું બંધ ઘર બની જાય છે. ઉન્હાળામાં જ્યારે બારણાં અંદર ખસેડી લેવામાં આવે છે ત્યારે તે એક માંડવો બની જાય છે. એ ઘરને ઓરડા હોતા નથી પણ કાગળ પરદા ટાંગી વચ્ચે બંધ કરેલું હોય છે. એવી રીતે ગમે તેટલા ઓરડા જ્યારે મરજી થાય ત્યારે બનાવી શકાય છે. ઓરડાની જમીન સાદડીથી ઢાંકવા-

માં આવે છે. આ સાદડીઓ ઘણીખરી છ ફીટ લાંબી અને ત્રણ ફીટ પહોળી હોય છે. ઘરનું માપ સાદડીઓથી અંકાય છે. બે સાદડીનું ઘર ૭ સાદડીનું ઘર એમ ત્યાં બોલવાનો સાધારણ રિવાજ છે.

ઘરના એક ખુણામાં આપણને ભઠ્ઠી જેવું જણાય છે, તે ભઠ્ઠી નહીં પણ કુટુમ્બની ત્રીજોરી હોય છે. એ માટીની ભઠ્ઠીમાં સર્વ કિંમતી સામાનો રાખવામાં આવે છે. જાપાનીઝો સગડીને "હીબાસી" કહે છે. શિયાળામાં સર્વ કુટુમ્બ આ હીબાસી આગળ એકત્ર થાય છે. તે વખતે માતા પોતાના બાળકોને પૂર્વે બનેલી કેટલીક વાતો કહે છે. જાપાનીઝો બહુ ન્હાના વાસણ વાપરે છે. ચોખા-દાળ રાંધવાની તપેલી આપણાં ચાહના કપ જેવડી હોય છે. અને ચાહના પ્યાલાઓ આપણા બાળકોને રમવાના પ્યાલા જેવડા હોય છે.

જાપાનીઝ પ્રજા જેટલી સુઘડ પ્રજા અન્ય નથી. તે દિવસમાં ચાર પાંચ વખત ન્હાય છે. જાપાનીઝો ૧૨૫ થી ૧૨૮ ડીગ્રી સુધી ગરમ પાણીમાં ન્હાય છે. એવાં ગરમ પાણીમાં જો કોઇ યુરોપીયન ન્હાય તો તુર્તજ સ્વર્ગમાં સીધાવે. ગરીબમાં ગરીબ જાપાનીઝ પણ દિવસમાં બે વખત ન્હાય છે. વર્ષમા એક વખત ઘણાં ખરાં જાપાનીઝો "કાવારાક" નામના નાળામાં ન્હાવા જાય છે.

ભૂતકાળનું મુંબાઇ.

ઇ. સ. ૧૬૬૨ માં મુંબાઇનો ટાપુ પ્રથમ અંગ્રેજોના હાથમાં આવ્યો હતો.

ઇ. સ. ૧૮૧૬ માં મુંબાઇમાં નીચે પ્રમાણે વસ્તી હતી.

| | |
|---|---|
| હિન્દુ- | ૧૦૩૭૮૬ |
| મુસલમાન- | ૨૭૮૧૧ |
| પારસી- | ૧૩૧૫૫ |
| ખ્રીસ્તી (નેટીવ)- | ૧૧૪૫૪ |
| યાહુદી- | ૭૮૧ |
| કુલ. | ૧૫૬૪૮૭ |

મુંબાઇથી થાણા સુધી રેલ્વે ટ્રેન ચલાવવાની પહેલવહેલી ક્રિયા ૧૬ મી એપ્રીલ ઇ. સ. ૧૮૫૩ ને દિને કરવામા આવી હતી. પહેલા, બીજા અને ત્રીજા વર્ગના ડબ્બા મળી ૧૪ ડબ્બામાં ૪૦૦ માણસો લઇ હજારો પ્રેક્ષકોની અજાયબી અને ખુશાલીના પોકારો વચ્ચે બોરી બંદરથી સાંજે ચાર વાગે એ ટ્રેઇન ઉપડી હતી. ગાડી ઉપડવાની થોડી મિનિટ અગાઉ ૨૧ તોપો ફોડવામાં આવી હતી. પરોણાઓની ગમ્મત માટે ગવરનરનું બેન્ડ પણ ગાડીમાંજ ગયું હતું. એ દિવસ જાહેર તહેવાર તરીકે પાળવામાં આવ્યો હતો.

મુંબાઇમાં સુતર વણવાનું પહેલ વહેલું કારખાનું કાવસજી નાનાભાઇ દાવરે ઇ. સ. ૧૮૫૪ માં "બોમ્બે સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની" એ નામનું તારદેવ ખાતે ઉઘાડયું હતુ. તેના ભાગીદારોને રૂા. ૫૦૦૦ ના શેર દીઠ રૂા. ૬૦૦ની બ્હેંચણી મળી હતી.



---



---

---

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય હાજીભાઈ દેશાઈ, મ સ ગ ઓફીસ ગોપીપુરા-સુરત
સુરત ખપાટીઆ ચકલા તાસવાળાની પોળ લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા જૈન વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં મુલચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું

# સત્સંગના માનવંતા ગ્રાહકો—શુભેચ્છકોની સેવામાં.

કેટલાક અનિવાર્ય સંજોગો વચ્ચે આ માસિક ચાલુ રાખવું કે કેમ તે સંબંધી સંકલ્પ વિકલ્પ થતાં તથા કેટલીક રંગી પરિસ્થિતિને વશ થતાં સત્સંગના અંકો પ્રગટ થવામાં વિલંબ થયો છે.

ગ્રાહકો-શુભેચ્છકો અમારા હાલના વાતાવરણ તરફ નિહાળી ક્ષમાની નજરે નિહાળી પોતાનો પ્રીતિભાવ ચાલુ રાખશે એમ ઇચ્છું છું.

ચઢેલા અંકો જેમ બને તેમ સત્વર ગ્રાહકોને મોકલવામાં આવશે.

દરેક ગ્રાહક બંધુઓને આ માસિકને પોતાનું ગણી તેનો ફેલાવો કરવા ઘણા માનપૂર્વક વિનંતિ છે.

---

## આચાર વિચાર રહિત-સ્વેચ્છાચારી પામરજનનો પતિઆર-વિશ્વાસ નહીં કરવા વિષે મનને બોધ.

( રાગ—ધન્યાશ્રી યથા તજ મન હરિ વિમુખકો સંગ. )

પામરકો પતિઆર તજ મન પામરકો પતિઆર—ટેક.
દુર્મલ પક્ષમેં સ્નેહ કરેંગે કૃષ્ણ પક્ષમેં છાર—તજ મન.
કામ ક્રોધ મદમેં ચિત ભરપુર, નહીં ગમનકે દ્વાર,—તજ મન.
પરમાત્મા-ગુરૂ શાસ્ત્ર વચનમેં, લેશન પ્રીતિયાર—તજ મન.
અહનીશ ચિંતાતુર મુખમુદ્રા, બહુત લોભ ઉર ધાર—તજ મન.
પરમારથ પથ ભ્રષ્ટ અભાગી, સકલ કપટ વ્યહવાર—તજ મન
અંબારામ આનંદનીજ ઉરમેં, નાથ ચરણ ધર પ્યાર—તજ મન.

## સર્વ સામાન્ય હિતવચનો.

૧ આપણે જે કંઇ હિતવચન વાંચીએ, સાંભળીએ, વિચારીએ કે બોલીએ તે આચરણમાં ઉતારવાથીજ લેખે થાય છે. જો તે હિતરૂપ આદરવા યોગ્યજ સમજાયું તો તેને જલદી આદર કરવા તત્પર થવું અને જો તજવા-ઉપેક્ષા કરવા સમજાયું તો તેને જલદી ત્યાગ-ઉપેક્ષા કરવા ઢીલ નજ કરવી-વાયદો નજ કરવો જોઇએ.

૨ આપણે હિતરૂપ સમજીએ તેટલું તરત આદરવા અને વિચારીને પ્રતિજ્ઞા કરીએ તે બરાબર કાળજીથી પાળવા પ્રયત્ન કરીએ તો સ્વપર હિતમાં કેટલો બધો વધારો થઇ શકે? ખરી રહેણી-કરણીમાંજ આવી કસોટી થઇ શકે છે.

૩ ગંભીરપણુભરી ખરી દયા એજ લેખાય કે જેનાં સ્વાર્થવશતાથી કોઇનું અણહિત કરવા મનથી પણ ન ઇચ્છાય, વચન તથા આચરણ પણ અનુચિત ( અહિત-અપ્રિય ) ગેરવ્યાજબી સેવવામાં નજ આવે.

૪-સહુને આપણા પ્રભુ-આત્મા સમાન લેખવા-સહુનું એકાન્ત હિતજ ઇચ્છવું, તન મન ધનથી દુખી પ્રાણીઓનું દુખ દૂર કરવા બનતી કોશીશ કરવી, બીજાને સુખી કે સદ્ગુણી જાણી-જોઇને દીલમાં રાજી થવું, અને નીચ કૃત્ય કરનાર ઉપર પણ દ્વેષ આણ્યા વગર જો તે કોઇ રીતે સુધરી શકે એમ હોય તો તેને દયા (અનુકંપા) ભાવથી-સુધારવા પ્રયત્ન કરવો અન્યથા તેને માટે [illegible] સમજી તટસ્થપણે તેની ઉપેક્ષા કરી સ્વપર હિતાચરણ કરવું. આવા પ્રકારની ઉંડી ભાવના [illegible] રાખવા સહુ ભાઇ બહેનો સતત લક્ષ રાખે તો સમાજમાં કેટલી બધી શાન્તિ પસરે? અને અનિષ્ટ અશાન્તિ ટળે? ખરા દયાધર્મના ઉપાસક ભાઇ બહેનોની એ પવિત્ર ફરજ છે.

૫-આપણા વિચાર-વાણી અને આચારના પ્રત્યેક દોષોને બારીક અવલોકનવડે શોધી શોધી સુધારવા પ્રયત્ન કરવાથી અનુક્રમે મલીનતા માત્ર દૂર થઇ પવિત્રતા આવશે એટલે વિચાર, વાણી અને આચાર પવિત્ર બની રહેશે જેથી સ્વપરને અપૂર્વ શાન્તિદ્વારા અદ્ભુત આરામ લાભ મળી શકશે.

ઇતિ શમ્

## ચિન્તામણિ રત્ન જેવો અમુલ્ય ધર્મ પામવાને લાયક કોણ હોઇ શકે ?

૧-અક્ષુદ્ર-ક્ષુદ્રતા (તુચ્છ) રહિત, ઉમદા ગંભીર સ્વભાવ રાખનાર પરાયા છિદ્ર યા દોષ માત્રની ઉપેક્ષા કરી કેવળ ગુણનેજ ગ્રહણ કરનાર.

૨-સુંદર આકૃતિ-સંપૂર્ણ ઇન્દ્રિયો સહિત સુંદર શરીર સંપત્તિવાળો.

૩-સુખે સમાગમ કરી શકાય એવી ઠંડી-શીતળ-સ્નેહાળ પ્રકૃતિવાળો.

૪-સદાચાર સેવવા સદાય સાવધાન રહેવાથી સહુને પ્રિય થઇ પડનાર.

૫-ક્રુર-કઠોર કર્મ કરવાથી દૂર રહી, રૂડાં કૃત્યો સેવવા વડે ચિત્તને સુપ્રસન્ન રાખનાર.

૬-પાપ આચરણથી અને લોક અપવાદથી ડરતો રહી, જ્ઞાની તથા વડીલોની આમ્નાય મર્યાદા સાચવનાર.

૭-માયા-કપટ રહિત સરલતાથી કાર્ય કરનાર

૮-રૂડી દાક્ષિણ્યતા રાખનાર-કોઇની ઉચિત પ્રાર્થનાનો ભંગ નહીં કરનાર.

૯-લજ્જાળુ હોવાથી કોઇ અકાર્યથી સહેજે દૂર રહેનાર.

૧૦-સર્વ પ્રાણી વર્ગ ઉપર દયા-અનુકંપા રાખનાર.

૧૧-નિર્પક્ષપણે ખરા ખોટાને ઓળખી કાઢી ખરી વાતનો આદર કરનાર.

૧૨-સદ્ગુણી પ્રત્યે તેના સદ્ગુણને લઇ, પક્ષ-રાગ-પ્રીતિ કરનાર.

૧૩-સત્ય અને સ્વપર હિતકારી હોય એવી વાતજ પસંદ કરનાર.

૧૪-જેનું કુટુંબ પણ સુશીલ અને સાનુકૂળપણે વર્તનારું હોય.

૧૫-પરિણામનો વિચાર કરી, અંતે જેમાં લાભજ હોય તેવું કાર્ય કરનાર.

૧૬-પુન્ય પાપ, ઉચિત અનુચિત, ભક્ષ્યા ભક્ષ્ય, પેયા પેય, ગમ્યા ગમ્યને, સારી રીતે સમજનાર.

૧૭ જેના આચાર વિચાર સુંદર હોય એવા જ્ઞાની-અનુભવીને અનુસરી ચાલનાર.

૧૮ અધિક જ્ઞાનાદિક ગુણવંતનો તેમજ વડીલોનો યથોચિત આદર કરનાર.

૧૯ બીજાએ કરેલા ગુણને-ઉપકારને યાદ રાખી, અવસરે તેનો બદલો વાળનાર;

૨૦ કોઇ જાતના અંગત સ્વાર્થ વગર સહેજે અન્યનો ઉપકાર કરનાર.

૨૧ ગમે તે કાર્યને સુખે (મુંઝાયા વગર તરતજ) સાધી શકે એવો કુશળ.

ઉપર જણાવેલા ગુણો જેટલા પ્રમાણમાં પ્રાપ્ત થયા હોય તેટલા પ્રમાણમાં તે ધર્મ પ્રાપ્ત કરવાને યોગ્ય ઠરે છે. સંપૂર્ણ ૨૧ ગુણવાળો ધર્મરત્ન પામવા સંપૂર્ણ લાયક છે, અને ઓછા ગુણવાળો ઓછી લાયકાતવાળો લેખાય છે. તેથી અમૂલ્ય ધર્મરત્ન પ્રાપ્ત કરવા ઇચ્છતા દરેકે ઉપર જણાવેલા સંપૂર્ણ ગુણો પ્રાપ્ત કરી લેવા ખાસ પ્રયત્ન કરવો ઉચિત છે. પ્રથમ વસ્ત્રને શુદ્ધ કરી લીધું હોયતોજ તેના ઉપર જોઇતો એવો રંગ ચઢી શકે છે અને ભીંતને પ્રથમ સારી સાફ કરી રાખી હોયતોજ તેના ઉપર મનમાન્યાં ચિત્રામણ ખીલી ઉઠે છે તેમ ઉપરોક્ત ગુણોને પ્રથમથી પ્રાપ્ત કરી લેનારનેજ ચિન્તામણિ રત્ન જેવા અમૂલ્ય અહિંસા, સંયમ અને તપ લક્ષણ પવિત્ર ધર્મની પ્રાપ્તિ યથાર્થ થઇ શકે છે. તે પ્રાપ્ત કરી લેવા સહુને સદ્બુદ્ધિ જાગૃત થાવ ! ઇતિ શમ્.

# એક દૃશ્ય. (ગરીબી.)

સધ્યા સમય થયો હતો. રાત્રીના પ્રારંભની તૈયારી હતી. આવા સમયે એક યુવક પોતાના નાનકડા ઝુંપડા જેવા મકાનમાં પ્રવેશ કરતો જણાયો. આ યુવકની કાન્તી ખરેખર દેવ પુત્રના જેવીજ હતી, તેનું નામ પણ તેને શોભે તેવુંજ હતું; અને તે સુરેન્દ્ર.

ઘરમાં પ્રવેશ કરતાંજ તેના મનમાં ભિન્ન ભિન્ન તરંગો ઊઠવા લાગ્યા, અને ધીમેધીમે બબડવા લાગ્યો. દિન પ્રતિદિન મારી સ્થિતિ ઘણીજ રંક અને દયાજનક થતી જાય છે. ઉદર નિર્વાહના સાંસા પડવા લાગ્યાં છે. અને તેથી કરીને સંયમ, સત્ય અને ધૈર્ય જેવા સદ્‌ગુણો હવે મને કંટક સમ ભાસે છે. રે દૈવ! તું મારા પર અનદક્ષ રહ્યો છે; આ તારો ન્યાય ખરો છે કે?

આ પ્રમાણે ઘડીકમાં દૈવને તે ઘડીકમાં સદ્‌ગુણોને પોતાની રંકાવસ્થાનું કારણ સમજતો વિનાના ભાંગ્યા તૂટ્યા મકાનના પ્રથમ ઓરડામાં બીછાવેલા કંતાનના ફાટ્યા તૂટ્યા કકડા પર બેઠો અને સ્વામી રામતીર્થના ભાષણોનું પુસ્તક કાઢી તેના વાંચનનું મનન શરૂ કર્યું.

વાંચતાં વાંચતાં વિચારવમળમાં વહેતો હતો—ગોથાં ખાતો હતો, અને કોઇ કોઇ વખત બબડી ઉઠતો કે " ખરે કેવી નિર્ધનતા! ઓ ભુંડી ગરીબી " તું મારા પરજ કરી છે. ગરીબી! તું માણસને છેક પાયમાલ કરી નાંખે છે! અરે! આ સૂત્ર સાચુંજ છે. આમ બોલતો બોલતો તે નિશ્વાસ નાખવા લાગ્યો.

ગરીબી! ઓ ગરીબી! તું પડી છે પુંઠ હાં! મારી,
શઠાવી લે! ઊઠાવી લે! હવે તું જાન ઓ કૃળા!!

આમ નિશ્વાસા નાખતો કેટલીક વાર સુધી સ્તબ્ધ રહ્યો. ભાનમાં આવતાં પુનઃ કહેવા લાગ્યો. અરે! ઘેલા સુરેંદ્ર! તું આમ સાહસ કેમ કરે છે? ક્યાં ગયું ત્હારૂં જ્ઞાન? ગરીબી કોને હોય! ગરીબી શાનું રૂપ? કેવા માણસોને તે વરે છે? (લૌકિક) ગરીબી પ્રભુના પ્રેમના ખરા ઘુંટડા પીનારાનેજ હોય છે. કારણ કે તેની સહનશીલતાની પરિક્ષા તેમાંજ થાય છે. જે પ્રાણીને ગરીબીનો કુલ અનુભવ થયો નથી તે પ્રાણી પ્રત્યેકને પોતાની દૃષ્ટિથી સમૃદ્ધિમાન માને છે. અને પરોપકારાય સતાં વિભૂતયઃ એ સૂત્ર વિસારી દે છે. પરંતુ જેને દારિદ્રાવસ્થા દીઠેલી છે. તે બીજાના કષ્ટો-જરૂરીઆતો જાણી શકે છે. અને અન્ય ઉપર તૂટી પડતાં વિપતિ વાદળો ધનથી નહિ તો તન, મનથી વિખેરી નાખવા તત્પર થાય છે. માટે ધૈર્યને હૃદયમાં ધારી તારા ઉપર થઇ રહેલા વિપત્તિ વાદળને વિખેરવા તૈયાર થા. હાલ રોજ પ્રાતઃ થતાં કમળપત્ર પરનાં જળબિંદુ જેવાં અંસારિક સુખ પડતાં મૂકી, સત્ય સુખ કે જે વિશ્વમાં પરમાત્માની સાથે એકતા અનુભવવામાં રહેલું છે તેને શોધી લે. સ્વામી રામનું આ સૂત્ર કેટલું સરસ છે. " આપણા અંતર્યામી આત્મરવિનો સાક્ષાત્કાર કરાવવો એજ આપત્તિ, ચિંતા અને દુઃખનો મુખ્ય ઉદ્દેશ છે."

ધર્મશાસ્ત્રો કહે છે કે નીતિ એ પરકર છે. નીતિ સત્ય છે. સત્ય એજ નીતિ છે. કારણ નીતિનું સતત સેવન મનુષ્ય જીવનને ઉન્નત બનાવે છે. નીતિ જીંદગીનું નૂર છે. સરળ શાન્તિ રૂપ સુખી જીવન તેનું પરિણામ છે. વિનય પ્રવૃત્તિ અને ન્યાયદૃષ્ટિ તેના અંગો છે. તેના પ્રત્યેક અંગ જેટલા વધારે સુદૃઢ તેટલેજ દરજ્જે ન્યાયદૃષ્ટિ બલવાન હોય છે. ન્યાય દૃષ્ટિનો યોગ્ય વિકાસ મનુષ્યને સત્પ્રવૃત્તિ તરફ પ્રેરે છે. સત્પ્રવૃત્તિનું સતત સેવન તેને સત્યશીલ બનાવે છે. જીવન સ્વંશીલ બન્યું કે તુર્ત હૃદયાન્તર ગત અગમ્ય સ્વતઃ ખુલી જાય છે. આંતરજ્ઞાન પ્રકટે છે. એ આન્તર જ્ઞાનના પ્રભાવે જીવન પ્રદેશ ઉજ્જવળ લાગે છે. નીતિ રૂપી તેજ મુખપર તરી આવે છે. નીતિમત્તાથી હૃદય બલવાન અને નિડર બને. એ હૃદય બલવાન અને નિર્ભય થતાં ધૈર્ય અને હિંમત દર્શન દે છે. ધૈર્ય અને હિંમતનો પ્રાદુર્ભાવ થતાં જીવન કર્મ તરફ પ્રેરાય છે. કાર્યક્ષેત્ર વિશાળ બને છે. સત્ય યુક્ત નીતિનું આલંબન હોવાથી, કટુ પ્રસંગો પણ જીવન પ્રણાલિકાને મહાત કરી શકતાં નથી; બલ્કે પ્રતિકૂળ પ્રસંગો, નીતિમત્તાના ધોરણે રચેલી જીંદગીને અધિકતર ઉલ્લાસિત અને ઉત્સાહી બનાવે છે. ક્રમેક્રમે આત્મ–શક્તિ ખીલે છે. પ્રત્યેક કાર્યમાં પ્રગતિજ નજરે પડે છે. કારણ આત્મ શક્તિની સત્તા કઇ ઓરજ છે.

ઉચ્ચ કોટિના નીતિ તત્વોના પાલનથીજ આત્મ શક્તિ સાધ્ય બને છે. આત્મા અમર છે, એથી આત્મામાં ઉદ્‌ભવેલી શક્તિને પણ અમરત્વ પ્રાપ્ત થાય છે. આત્મામાં ઇશ્વરનો અંશ છે. ઇશ્વર સત્ય સ્વરૂપ છે. આત્મા પણ એજ સ્વરૂપની ચિનગારી છે. ઇશ્વર સર્વ શક્તિમાન છે. આત્મા પણ શક્તિ સંપન્ન છે. ઇશ્વરના નિયમો અન્યથા થઇ શકતા નથી. આત્માના નિર્ણયો પણ સચોટ અને બંધન કરતા હોય છે. કારણ ત્યાં શક્તિ છે. શક્તિ છે ત્યાં કાર્યમાં પ્રભાવ છે. પ્રભાવ છે ત્યાં આકર્ષણ છે. આકર્ષણ અને ઐક્યનો નિકટ સંબંધ છે. ઐક્યતા પ્રાપ્ત થઇ એટલે એટલું સહાયક બલ આત્મ–શક્તિને વિશેષ ઉદ્દીપન કરે છે. અને એ રીતે આત્મ–શક્તિને અવ્યાહત રીતે કાર્ય કર્યેજ જાય છે.

વળી સ્મરણમાં રાખવું ઘટે છે કે નીતિને સ્વતેજ ચાલનાર–જીવનને મૂર્તિમંત નીતિ કેમ બનાવનારજ ઉત્તમ નેતા થઇ શકે છે. નેતા ઘણા હોય છે, પરંતુ પ્રભાવશાળી ઉત્તમ કોટિના નેતા તો બહુજ થોડા મળે છે. જન સમૂહનું સ્વભાવત. વલણ પણ તેના પ્રતિજ વળે છે. કારણ ત્યાં નીતિ સત્ય છે; સત્ય છે. સત્ય માનવ હૃદયને આકર્ષે છે. હૃદય આકર્ષાય એટલે મનુષ્ય અનિચ્છાએ પણ એ શક્તિમાં વિશ્રામ લે છે; તે શક્તિમાંથી નીકળતી અસ્ખલિત પ્રસાદીમાંજ અવગાહન કરતાં કરતાં તેનો ચુસ્ત ઉપાસક બને છે. આટલે દરજ્જે આ શક્તિનો પ્રભાવ અનિવાર્ય છે.

મહાત્મા ગાંધી, જે શક્તિના ઉપાસક છે–પક્ષપાતી છે, તે આજ શક્તિ છે. નીતિમત્તાનાં ધોરણ પરસ્થપાયેલી, તેને યોગ્ય સંભાર રૂપી ગુણોથી અલંકૃત થયેલી, રાજા પ્રજાની રક્ષા ન્યાય અને કલ્યાણની પોષક આત્મ શક્તિ વિના અન્ય કઇ શક્તિ છે ? આ શક્તિ કને 'પશુ બળ કઇ વિસાતમાં નથી. પશુબળ ગમેતેટલું પ્રકારે, જોર જુલમથી ખુના મરકીથી પણ પોતાનું;

તમાકુ, ગડાકુ, વિગેરે કરવાથી નીચેના રોગો મુખ્યત્વે કરીને લાગુ પડી જાય છે—ખરી, શ્વાસ, પીનસ, સ્વરભંગ, મેતોખરા, ભવાસ, શરીરની ક્ષિણતા, કાન, આંખો વિગેરે ઇંદ્રિયોની રસોગો થાય, ભ્રમ, જડપણું, તંદ્રા, હેડકી, ક્ષય, ચિત્તનો ઉન્માદ, મસ્તકની વેદના, કંપ, અસ્વસ્થ નિંદ્રા, વિગેરે વિગેરે જાતજાતના રોગોમાં આ શરીરનું કોટડું ખવાઇ જઇ અંતે જર્જર થઇ પડી જાય છે તથા નીતિ. સદાચરણ, નિત્ત નિયમ, આચાર વિચાર, વિગેરે સર્વે જાતની શ્રદ્ધાઓ ઉપર પાણી ફરી વળે છે. આવી નાલાયક તમાકુને ઉત્તેજન આપી આ તમાકુ લેઇને પૈસા ખરચીને ઘરમાં ઘાલવું તે ઘણુંજ અધર્મી કાર્ય છે તેમજ ટાલાણમાં નાનાં બાળકોને બીડી પીવાની ટેવ પડાવવી તે પોતાનો વંશ નાશ કરવાની નીશાની છે માટે સર્વેથી સુગમ રસ્તો એ છે કે તેને દરેક રીતે દરેક વ્યક્તિએ પોતાના કોઇપણ જાતના એટલે પીવા ખાવા, સુંઘવાના કે ઘસવાના પણ ઉપયોગમાં લેવી ન જોઇએ, તમાકુ એ દુર્વ્યસનો રૂપી દ્વારનું પહેલું પગથીયું છે માટે એ પહેલું પગથીયું જો વીસરાય તો બીજાં પગથીઆઓએ ચડવાનો મનુષ્યનો કદી વખત આવેજ નહિ.

ચ્હા—ચાલુ જમાનાના માનવ સમાજમાં ચ્હા આમન સામન પીવી પીવરાવવી તે એક આદરસત્કારની નમુનેદાર નીશાની નીવડી છે. ઘણા આદમીઓ બીજાઓનું અનુકરણ કરવાનું ઝટ શીખી ગયા છે પરંતુ વીચાર કરી જોતા નથી કે ચ્હામાં શું શું દુર્ગુણો રહેલા છે અને તે પીવરાવીને ઉલટુ સામા માણસનું ભલું કરવાને બદલે તેને પાયમાલીના દરજાને કે સારા સ્વરૂપનો તેનો વિચાર કરી જોતા નથી. ચ્હા પીવાનો રીવાજ હમણા થોડોકજ પણ છે. ઇશ્વરના નિયમ વિરૂદ્ધ છે તે પહેલાં ચ્હા ચીજને કોઇ ઓળખતું પણ નહોતું ધન કરતા હોય છે. કારવગર પૈસા ચારો જીંદગીની પાંસગાથી સાથે આચાર વિચાર ભ્રષ્ટ આકર્ષણ છે. આકર્ષણના જમાનામાં ચ્હાના રીવાજથી દખ પડયું છે અને તે ગાડરીયા

થાય છે:—ચહેરો ફીક્કો, આંખ અતીશે ચળકતી ભુત જેવી, આક્ષનાં ફુગવરી, મગજશક્તિ હિંમત યાદદાસ્ત એ સર્વે જતાં રહે છે. ચ્હેરો પણ ભુત જેવો નિસ્તેજ બની જાય છે. અને છવ્વા ગયાની આગમજ મડા જેવો થઇ જાય છે. લથડતા ધ્રુજતા હાથ પગ થઇ , છે, મોંમ થી લાળ વહે છે, ગળફો નાખે છે. લોહી વીર્ય સુકાઇ જાય છે. બદહજમી, દસ્ત કુબજ્જ રહે છે. ને કપરા ને નાર્મદી ઉત્પન્ન થાય છે. ઊંઘણમી. મંદાગ્નિ, દમશો અને નાના બાળક જેવી ખાવાપીવાની લાલચ અને લવરીની ટેવ પડી જાય છે. આંખો નાક ચુવે છે. સ્વચ્છતા રહેતી નથી, ધર્મ નિત્ત નેમ વિગેરે નાશ પામે છે. અફીણના નીશામા કોઇ-દી ગમે તે હોય પણ તે ઉધું ચતું કરી નાખે છે. આવી રીતે અનેક જાતના દુર્ગુણોનું અફીણ છે માટે દરેક માણસે પોતાના પરિવારનું જો સારૂં ઇચ્છતા હશો તો વ્યસનને પોતાના કુટુંબમાં પણ પેસવા દેવું નહિ અને જેનને ગળે પડેલું છે તેને દરેક રીતે છોડાવવાને ઠર હમેશ દરેક માણસે અનેક જાતના ઉપાયો કરી છોડાવવું જોઇએ અને આ ભયંકર બુતોનાથી હમેશાં મુક્ત રહેવું જોઇએ. (સંપૂર્ણ)



# પશું હિંસા અને મહારાજ અશોક.

મહારાજા અશોકે પશુ હિંસા બંધ કરાવવા જે પ્રયત્ન કર્યો હતો, તે નીચેના એક લેખ ઉપરથી સમજાશે.

"इयं धंमलिपि देवानं प्रियेन प्रियदसिना राञा लखापिता। इध न किंचि जीवं आरभित्पा प्रजूहितव्यं, न च समाजो कतव्यो। बहुकं हि दोसं समाजम्हि पसति देवानं प्रियो प्रियदसी राजा। अस्ति पितु एकचा समाजा साधु मता देवानं प्रियस प्रियदसीनो राञो पुरा महानसम्हि देवानं प्रियस प्रियदसिनो राञो अनु दिवसं बहूनि प्राणसत्रनि आरभिसु सूपाथाय। से अज यदा अयं धंमलिपि लिखिता। (त्दा)ती एव प्राणा आरभरे, सूपाथाय, द्वे मोरा एको मगो। सोपी मगो न ध्रुवो। एते पि त्रीप्राणा पछा न आरभिसरे।"

અર્થાત્—આ ધાર્મિક લેખ દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ લખાવ્યો છે, જેથી, કોઇપણ પ્રાણીને મારી યજ્ઞ કરવામા ન આવે, અને મદ્ય-માંસ મિશ્રિત ભોજન પણ કરવામા ન આવે કારણ કે દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાને એમાં પુષ્કળ દોષ જણાય છે. મહારાજાના ભોજન ગૃહ માટે પહેલાં હજારો પ્રાણીઓ મારવામાં આવતા હતા, પરંતુ આ લેખ લખાય છે તે સમયે માત્ર ત્રણજ પ્રાણીનો વધ થાય છે, તેમાં પણ મૃગ નક્કી નહિ. હવે પછી એક પણ પ્રાણીનો વધ ભોજનગૃહ માટે થશે નહિ





# વાસવદત્તા.

[લખનારઃ—શ્રી વસન્તાનિલ—સુરત ]

(૧)

વાસવદત્તાનું સૌન્દર્ય પૂર્ણ ચન્દ્રથી પણ વધારે પૂર્ણ હતું. તેનો દેહ કમળથીય કોમળ હતો. તેની વાણી વીણાનેય શરમાવતી. તેની લાજભરી આંખો હરિણીને પણ લજવાવવા શક્તિમાન હતી. "શોભા" એ પોતાની રુચિ પ્રમાણે પોતાને હાથે જ એ સુવર્ણ પ્રતિમા રચી હતી. આવું વિશ્વને મોહિત કરતું સૌન્દર્ય—આવું રૂપ—આપી વિધાતાએ એને વેશ્યા નિર્માણ કરવામાં ભુલ નહોતી કરી ?

બાલ વસંતના એક પ્રભાતે એક બૌદ્ધ ભિક્ષુક વાસવદત્તાના દ્વાર સમીપ આવીને ભિક્ષા માટે ઉભો. વાસવદત્તાથી અણધાર્યું તેની તરફ જોવાઇ ગયું. તેણે તેને એકવાર જોયો. ફરીથી જોવાની ઇચ્છા થઇ ! અને જેમ જેમ તે જોતી ગઇ, તેમ તેમ તેની ઇચ્છા વધવા લાગી, અને તે અનિમિષ નયને જોઇ રહી !

તેનું નામ ઉપગુપ્ત હતું. સંસારી દૃષ્ટિએ તે ભિખારી હતો, પરંતુ અપાર્થિવ દૃષ્ટિએ તે રાજ રાજેશ્વર હતો. મનના શ્રેષ્ઠ અને સુવિસ્તાર રાજ્યપર તેણે વિજય મેળવ્યો હતો. વિશ્વની ચંચળતા અને અશાંતિની તેને બહુ સારી ખબર હતી, તેથી તેના નેત્રો અચંચળ અને શાંત હતાં. સ્વર્ગીય તેજથી તેનું મુખમંડળ પ્રકાશી રહ્યું હતું. વિશ્વને પોતાના સૌન્દર્યથી જીતી લેનારી એક ભિક્ષુક સમીપ હારી ગઇ. તેના સૌન્દર્ય પર તે મુગ્ધ થઇ ગઈ. તે કામવશ થઇ ગઇ, વેણી શિથિલ થઇ છૂટી ગઇ અને તેમાંના પુષ્પો ભૂમિપર પડવા લાગ્યાં.

વાસવદત્તાએ ઉપગુપ્તની પાસે જઇને કહ્યું, "ભિક્ષુક ! ભિક્ષા પાત્ર લાવો. હું તમને ભિક્ષામાં મારું હૃદય આપવા આવી છું"

ઉપગુપ્તે ચકિત થઇને કહ્યું. "એનો અર્થ શું !"

"એનો અર્થ એજ કે આ કોમળ દેહ ભિક્ષા વૃત્તિને લાયક નથી. આ અનુપમ સૌન્દર્ય-સુમન સંસારના સ્પર્શથી દૂર રહી વનમાં કરમાવા સર્જાયું નથી. આવો ભિક્ષુક આવો, મારા મકાનમાં પધારો. મેં વિશ્વને જીત્યું છે છતાં હું તમારી દાસી થઇને રહીશ."

ઉપગુપ્તે શાંત મુખમુદ્રાએ વાસના રહિત થઇને કહ્યું. "હમણાં સમય નથી. હું યોગ્ય સમયે આવીશ"

વાસવદત્તા ચકિત થઇ ! એક સામાન્ય ભિખારી તેના સૌન્દર્યનો તિરસ્કાર કરી ચાલ્યો ગયો ! ઉપગુપ્ત ક્યારે અને કયી દિશામાં ગયો તેનું તેને ભાન ન રહ્યું. તે સુવર્ણ મૂર્તિ સમી નીરવ-સ્થિર રહીને નિહાળી રહી !

(૨)

પોતાના ન્હાનકડા જીવનનો એક ચમકારો કરી સન્ધ્યા તીવ્ર પ્રગતિએ ચાલી ગઈ શરદ ઋતુના સ્વચ્છ આકાશમાં ઉદય પામતા ચન્દ્રનાં કિરણો રૂપેરી ચાંદની પ્રસરાવી રહ્યાં હતાં

પવિત્રપ્રવાહી ગંગાના તીરપર એક ગાઢ વાટ હતું ભિક્ષા લઈને ઉપગુપ્ત એ જંગલમાં થઈને મઠ તરફ જતો હતો કરુણાવતાર ભગવાન બુદ્ધના ઉપદેશની અસર વનરાજ પર થઈ હોય એમ જણાયું નહિ ને પોતાની રાક્ષસી વૃત્તિને ન છોડતાં વેગથી ઉપગુપ્તની સામું ધસ્યો ભિક્ષુકે તેને આવતો જોઈ પોતાનું મસ્તક ઝુકાવી દીધું

ઘન ઝાડીમાં એક છીપરું હતું વસતીની પૂર્ણ પ્રફુલ્લતામાં યે પોતાનું પૂરણ કરતાં છતાં પાંદડાં એ છીપરને ઢાંકી ન શક્યાં એ છીપરમાંથી એક શિકારીએ આ દૃશ્યને જોઈ લીધું વિદ્યુત વેગે એક બાણ છૂટ્યું, અને તે સિંહ ભૂમિશાયી થયો ઉપગુપ્તે ચકિત થઈને જોયું ! એક શિકારી પોતાના ધનુષ્યબાણને ભૂમિપર ફેંકી તેના ચરણમાં પડ્યો હતો

"તેં આ શું કર્યું ? સિંહે તારું શું બગાડ્યું હતું નિરપરાધીની તેં શે હત્યા કરી હશે ? તેના આ શબ્દોમાં દુઃખ અને દર્દ જણાતાં હતાં

પોતાના કઠોર જીવનમાં પહેલીજવાર શિકારીએ કરુણાદેવીનું દર્શન કર્યું થોડી પળ તે ચિત્રવત્ સ્થિર ઉભો રહ્યો ઉપગુપ્તે કરુણા પૂર્ણ દૃષ્ટિ તેની તરફ ફેંકી શિકારીએ પોતાના ધનુષ્યબાણને હાથમાં લઈને બે ટુકડા કરી ફેંકી દેતાં કહ્યું 'દેવ ! આજ મારી અંતિમ હત્યા ?" ઉપગુપ્તે પ્રસન્ન મુખે આશીર્વાદ આપ્યો શિકારી કરુણાના સામ્રાજ્યમાં પ્રવેશ કરવા ચાલ્યો ગયો.

હવે ઉપગુપ્તે મૃત્યુવત્ પડેલા સિંહને જોયો તેની છાતીમાં તીરથી ભયંકર ઘા થયો હતો મહા મહેનતે તેણે તે સિંહને ઉચકી ગંગાતટ ઉપર આણ્યો અને જખમ ધોવા માંડ્યો

ગંગાના સ્વચ્છ હૃદયપર દશે દિશાએ ગીતની સુધા વર્ષાવતી એક નૌકા ચાલતી હતી શરદ ઋતુની પૂર્ણ બહારમાં ખીલેલી ચાંદની, વન વિભાગ, ગંગનું શાંત હૃદય તે ઉપરની નૌકા અને સંગીત નૈસર્ગિક સૌન્દર્યનો એક અચ્છો ચિતાર બતાવતો હતો અને તે બધામાંયે સિંહના ઘાને ધોતો ભિક્ષુક વધારેને વધારે આકર્ષક જણાતો હતો.

ઉપગુપ્ત પોતાના કાર્યમાં ગુંથાએલો હતો સિંહના જીવનની આશા ઓછી હતી, છતાં યે ભિક્ષુકે ઉત્સાહ પૂર્વક પોતાનું કામ ચલાવ્યા કર્યું

નૌકા કિનારા તરફ આવવા લાગી સંગીત સ્પષ્ટ સંભળાવા લાગ્યું ઉપગુપ્તે સહજ ઉંચું જોયું ! વાસનાથી ભરેલી તે નૌકા આવતી હતી તેણે વધારે ધ્યાન પૂર્વક જોયું તેમાં વાસવદત્તા હતી ! ભિક્ષુએ સિંહના શરીરમાંથી તીર ખેંચી કાઢતાં હાથ લંબાવ્યો ગાન બંધ થયું અને નાવ ત્યાં આવી પહોંચ્યું વાસવદત્તાએ કહ્યું, આ શું ? સિંહ વનરાજન છે ! પોતાના જીવનદાતાને નહિ પિછાણે એ શું તમને ખબર નથી ?

ઉપગુપ્તે શાંતચિત્તે કહ્યું, 'જાતને ભસ્મ કરી નાખનાર વાસના રૂપ કરતાં સિંહ વધારે ભયંકર નથી !'

વાસવદત્તા સમજી ન શકી ક્રોધથી અધીર થઈને તેણે કહ્યું 'આવો, ભિક્ષુક પધારો તમે તમારા સાચા ધીથી મને પાવન કરી, પહેલાં મને જ્ઞાનદાન દો '

તમે ન આવ્યા. ઉપગુપ્ત શું તમને એટલું એ જ્ઞાન ન રહ્યું ? મારા સૌન્દર્યનો દીપનિર્વાણ થયો છે. મારી શોભાનો સૂર્યાસ્ત થયો છે. આટલા મોડા તમે ક્યાંથી આવ્યા !"

ઉપગુપ્ત—"બ્હેન, હું ઇન્દ્રિય સુખ અથવા કોઇ અન્ય સ્વાર્થથી નથી આવ્યો. શારિરિક સૌન્દર્ય નકામું છે. એણેજ તારૂં પતન કર્યું છે. તેં તારા સૌન્દર્યના દીપકથી તારો મહાલય પ્રકાશિત કરવાને બદલે અગ્નિભૂત કર્યો છે. તું **તને વિશ્વવિજયની માનીતી હતી, પણ તું તૃષ્ણા અને વિષયની દાસી હતી** અને તેણેજ તારો વિનાશ કર્યો છે.

વાસવદત્તાના મદ સંસારમાં આકાશ માર્ગેથી સુધા બિન્દુ વરસ્યો. તેની સાત્વિક વૃત્તિઓ જાગી ઉઠી. તેણે ઉપગુપ્તના ચરણમાં શિર ઝુકાવ્યું. *



# અટકચાળો ટપાલી (પોસ્ટમેન)!

## [કવિવર રવિન્દ્રનાથ ટાગોરના લેખ ઉપરથી અનુવાદક.]

અનુવાદક:—"મણિધરપ્રસાદ."

"બા ! હેં બા ! તું કેમ અહિં બેસી રહી છે ? બેઠી બેઠી શું વિચાર કરે છે ? અમ્માજી ! મને કહે શું છે ?

"બારીએથી વરસાદનાં ફોરાં પડી તારાં લુગડાં ભીનાં થઇ બગડે છે, પણ તું તો તેની કાંઇ સંભાળ રાખતી નથી ?

"ઘડિયાળમાં ચાર વાગ્યાનો ટકોરો, બા, હેં, તેં સાંભળ્યો ને ? મોટા ભાઇને નિશાળેથી છુટવાનો વખત થયો છે.

"આજ તને બા એવું શું થયું છે કે તું કંઇ બોલતીએ નથી ? મારી સાથે હવે નહિ બોલે ને ? હેં શું......?!

"શું બા, મારા બાપાનો કાગળ આજે નથી આવ્યો ! હેં બા! મને કહે તો ખરી ?,

"આખા ગામના-બધાના કાગળો આજે ટપાલવાળાને લાવતો મેં પોતે જોયો છે હા ! હાં ! મેં જાણ્યું ! તે હરામખોર ટપાલવાળો ફક્ત આપણાજ કાગળો પોતાને વાંચવાને રાખતો હશે-અને તેથીજ તે આપણને આપતો નથી.

"અને હવે ખબર પડી કે તે ટપાલવાળો અટકચાળો છે; પણ બા, તું તેને માટે લગારેક પણ દિલગીર થવાનું મનમાં લાવીશ નહિ. મારા સમ છે; હો કે.

"કાલ સવારે આપણા ગામમાં ગુજરીનો મેળો ભરાવાનો છે; હું રામુને કાગળ-પેનસીલ વેચાતી લાવવા મોકલીશ.

"તે આવ્યા પછી તરતજ-હું મારી મેળે બાપાના કાગળો લખીશ; અને બા, કાગળમાં એક પણ ભૂલ પડવા નહિ દઉં હોં !

* હિંદી ઉપરથી.

ચીન અને જાપાન ગુનાને લગતી સજા કરવામાં ઘણા જાણીતા છે દરેક ગુનાની બરાબર સજા કરવા માટે તેઓ ઘણા આતુર હોય છે.

હજી પણ ચીનમાં એવો રીવાજ છે કે ગુનેગારોને લાકડાનાં મોટાં કડાં પહેરાવી બજારના ઉઘાડા ભાગમાં રાખે છે. આ કડાં ઉપર દરેક ગુનેગારના ગુનાનો ઇતિહાસ લખેલો હોય છે જેથી ત્યાં થઈને જતાં આવતાં વાંચે અને પોતાની મરજી પ્રમાણે ટીકા કરતા જાય. તેઓની ચોકી માટે સીપાઈઓની મોટી સંખ્યા રાખવી પડે છે તે પરથી માલુમ પડે છે કે એ ગુનેગારો ઘણુંજ જોરપર આવી જતા હોવા જોઈએ.

## અખિલ કીસાન કોંગ્રેસ.

કેમે કેટલીક ભીડની નજરે જોતાં કુંભમેળાના દેખાવ પખવાડીઆમાં ફૈઝપુરમાં જે જે પરિષદો ભરાઈ છે તે સર્વ અખિલ ભારત કીસાન કોંગ્રેસ (ખેડુતોની સભા) કરતાં કોઈ પણ રીતે સંખ્યામાંહીમાં વધારે મહત્વ ધરાવતી નથી. પોતાની ખરી સ્થીતીનું ભાન કરનારી લોકોની જાગ્રતી ઘણીજ અગત્યના પરીણામ સુચવનારી હોય છે. સાધારણ રીતે હિંદુસ્તાનમાં જાત્રાળુઓ લાખોની સંખ્યામાં પવિત્ર સ્થાનોએ કોઈ પવિત્ર ટાંણે એકઠા થયેલા જોવામાં આવે છે, પણ આ પહેલોજ પ્રસંગ છે કે જ્યારે આર્થીક તેમજ રાજદ્વારી બાબતોની ચર્ચા કરવા માટે એક લાખ ખેડુતો એકઠા થયા હતા. દૈનીક પત્રો જણાવે છે કે:—

સઘળી ધર્મશાળાઓ ચીકાર ભરાઈ ગઈ હતી. હજારો માણસો નદી કાંઠે પડયા હતા. આખો દિવસ રસ્તાઓ માણસોના સમુદ્રનો દેખાવ આપતા હતા. ઘણાખરા કીસાનો તો ૫૦-૬૦ માઈલ ચાલીને આવ્યા હતા. સ્વરાજનો વાવટો આકાશમાં ફરકતો હતો કોઈપણ પોલીસ નજરે પડતી ન હતી. 'બેગાર, નજરાણા બંધ કરો;' 'તાલુકદારને કર સિવાય કંઈ આપો નહિ;' વગેરે સુત્ર લેખો ઢેર ઢેર નજરે પડતા હતા. પંડીત ગૌરીશંકર મીશ્ર જેઓએ વકીલાત છોડી છે અને કીસાનોની ઉન્નતી માટે પોતાની જીંદગી અર્પણ કરી છે, તેઓને એક મતે પ્રમુખ નીમવામાં આવ્યા હતા તેમણે કીસાનોની ફરીયાદો વિષે સારી રીતે વીવેચન કર્યું હતું. પંચાયત, સ્વદેશી વીગેરેના ઠરાવો પાસ થયા હતા. દરેક નેતાઓ સાવરકી દેશીએ દેશની જોખમદારીમાં ભાગ લેવા બાઈઓને વિનંતી કરી હતી. જોનપુર-પરતાપગઢની સરહદપર થએલી લુંટ સબંધે, તાલુકદાર, જમીનદાર તથા પોલીસની જોહુકમી સામે સખત અણગમો દર્શાવવામાં આવ્યો હતો. અવધ રેન્ટ, ગીરો વેપારના કાયદામાં સુધારો કરનારા તથા બીજા ખેડુતોને લગતા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

## એક સરખામણી

અમેરીકા ખાતે ફીલીપાઈન આવ્યા પછી વસ્તીના ૭૦ ટકા લખી વાંચી શકે છે, હિંદુસ્તાનમાં (અંગ્રેજોના હાથે) સેંકડે ૧૦½ ટકા અને ઓરતોમાંથી સેંકડે ૧ ટકા લખી વાંચી શકે છે હિંદુસ્તાનનો સુધારો ફીલીપાઈનના સુધારા કરતા હજારો વર્ષનો જુનો છે અને અહીંના લોકો ફીલીપાઈનના કરતાં વધારે બુદ્ધિશાળી છે. વળી આપણે અહીં અંગ્રેજ સરકાર ૧૬૦ વરસથી કેળવણીનું કામ કરે છે જ્યારે અમેરીકાએ ફીલીપાઈનમાં આજે ૩૦ વરસથી શરૂઆત કરી છે

# વિજયની ભાવનાઓ.

"એમ શું કરીએ?"—અમારાથી થાય શું?—એ વિચારો જ્યારે આ મનમાંથી નાશ થશે ત્યારેજ આપણાથી કંઈ પણ થઈ શકશે. જ્યાં સુધી અમે કાંઈ કરવા શક્તિમાન નથી, એવું આપણા મનમાં ઠસેલું છે, ત્યાં સુધી આપણા જીવનનું કોઈ કર્તવ્ય આપણે બજાવી શકશું નહીં અથવા આપણી આકાંક્ષાઓને ઉકેરી શકશું નહીં. આપણે આપણાં કામોની શરૂઆત કરશું ત્યારે કેટલાએક નહીં ધારેલાં વિઘ્નો ઉ- થશે, પણ તે સહન કરી–દૃઢતાથી આગળ વધવુંજ છે એમ જો ધારીએ તો તે વિઘ્નો આપો આપ દૂર થશે. કવચિત તેને લીધે આપણે ઘણું ખમવું પડે, પણ નિશ્ચયથી ચલિત ન થતાં આગળ વધ્યાજ જઈએ તો છેવટ તો હમેશાં સારૂંજ આવે, અને કદાચ નહીં પણ આવે તો મેં મ્હારૂં કર્તવ્ય કર્યું એવું આપણું મન ખાત્રી આપે, એ પણ કંઈ થોડા આનંદની વાત નથી. પોતાનું ગમે તે થાય છતાં પોતાના નિશ્ચયથી ચલિત ન થવું, એવી ભાવનાઓ જ્યાં સુધી આપણામાં પૂર્ણ પણે પ્રવેશ નહીં કરે ત્યાં સુધી આપણાથી કાંઈ પણ થઈ શકશે નહીં અને જ્યારે ભાવનાઓ આપણામાં દૃઢ થશે ત્યારેજ આપણે આપણું કર્તવ્ય પૂર્ણ કરીશું—અને વિજય મેળવીશું.

સૌ. જમનાબાઈ.

* * * * *

## યુવકોને યાચના

વેદમાં કહ્યું છે કે યુવાન, બળવાન, દૃઢ અને તીક્ષ્ણ બુદ્ધિવાળા પુરૂષોજ પરમાત્માની પ્રાપ્તિ કરશે. મારે તેવા માણસો જોઈએ છે. તમારૂં ભવિષ્ય નક્કી કરવાનો આજ ખરો સમય છે, કેમકે તમે યૌવનના પૂર્ણ ઉત્સાહથી ભરપૂર છો, પરાક્રમ કરવાનો અવસર તમારામાં જુસ્સાનું જોર ઉછાળા મારી રહ્યું હોય તેજ છે. અત્યારે તમારામાં ઉત્સાહ છે, વીર્ય છે, ચેતન છે, કામ કરવાનો આજ અવસર છે. યુવાન બુદ્ધિમાન અને અશક્ત પુરૂષોજ હિંમતની મેનામાં તાજા કુસુમોજ પ્રભુની સેવામાં અર્પણ થઈ શકે અને તેમનેજ તે સ્વીકાર કરશે, હો, જાગૃત થાઓ. આયુષ્ય ઘણું ટુંક છે. વાદવિવાદ કરવા કરતાં–નકામા કલહ કરવા કરતાં વધારે અગત્યના કામ કરવાના પડ્યા છે. તમારી સ્વજાતિના ભલા માટે, આખી માનવ જાતીની સેવા માટે તમારી જીંદગીનું બલિદાન આપવું એજ ઉદ્યમ સર્વથી શ્રેષ્ઠ છે. આયુષ્ય ટુંક છે. આત્મા અવિનાશી અને અનંત છે, અને મૃત્યુ થશે એ ચોક્કસ વાત છે માટે તૈયાર થાઓ. એક ઉત્તમ આદર્શ લઈને તેમાં આખું જીવન હોમી દેવું એજ આપણો દૃઢ સંકલ્પ થાઓ. જે ભગવાન શ્રી કૃષ્ણ પોતાના ભક્તોના ઉદ્ધાર માટે વારંવાર અવતરે છે આપણને આશીર્વાદ આપશે, તેની કૃપા વડે આપણા સર્વ મનોરથ સિદ્ધ થાઓ.

સ્વામી વિવેકાનંદ

દ કરનાર તંત્રી દોલતરાય હાજીભાઈ દેસાઈ, સત્સંગ ઓફીસ સોનીફળીઆ–સુરત
ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા 'જૈન વિજય
પ્રિન્ટીંગ પ્રેસમાં મુલચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યું.

# સત્સંગના માનવંતા ગ્રાહકો—શુભેચ્છકોની સેવામાં.

કેટલાક અનિવાર્ય સંજોગો વચ્ચે આ માસિક ચાલુ રાખવું કે કેમ તે સબંધી સંકલ્પ વિકલ્પ થતાં તથા કેટલીક કઢંગી પરિસ્થિતિને વશ થતાં સત્સંગના અંકો પ્રકટ થવામાં વિલંબ થયો છે

ગ્રાહકો શુભેચ્છકો અમારા હાલના વાતાવરણ તરફ નિહાળી ક્ષમાની નજરે નિહાળી પોતાનો પ્રીતિભાવ ચાલુ રાખશે એમ ઇચ્છુ છું

ચઢેલા અંકો જેમ બને તેમ સત્વર ગ્રાહકોને મોકલવામાં આવશે

દરેક ગ્રાહક બંધુઓને આ માસિકને પોતાનું ગણી તેનો ફેલાવો કરવા ઘણા માનપૂર્વક વિનંતિ છે

---

પુસ્તક ૧૨મું. અંક ૩ જો.

# सत्संग.

આસો. સં. ૧૯૭૬

## પ્રભુને પ્રણામ—

'પ્રણમું પ્રિતે પ્રભુ !—"

પ્રણમું પ્રિતે પ્રભુ !
હરિહર સુખ દાતા,
શુભ મતિ દાતા,
પ્રણમું પ્રિતે પ્રભુ

ગરિબના પોકાર સુણીને,
હરદિન હરકત હરીને
ગુણગાન સુકાન ધરીને,
આપે અમરપદ કષ્ટ તજીને—
પ્રણમું પ્રિતે પ્રભુ !

ચરણ શરણ છું.
દીનેશ્વર દીન બંધુ—
પ્રણમું પ્રિતે પ્રભુ !

પ્રણયામી, બહુ નામી,
જગ ધામી, ભવ વામી,
અશરણ—શરણ,
તારણ—અમરણ—
પ્રણમું પ્રિતે પ્રભુ !

જગધર, નટવર,
સેવક શિર કર ધર,
સાહ્ય થાઓ હલધર—
પ્રણમું પ્રિતે પ્રભુ !

સમોધરને લાગુ પય,
સ્મરણે સંકટ દૂર થવાય.
ગુણ નિધિ ગુણ રાયા—
પ્રણમું પ્રિતે પ્રભુ !

અગમ અપાર
આગમ વિચાર—
પ્રણમું પ્રિતે પ્રભુ !

"વિહારી"

# સજ્જન દુર્જન કેમ પરખાય ?

**મનહર**

ક્ષણવાર ગુણ કરો સજ્જન ન ભૂલે કદી
સર્પ રૂપ નીચ લોક નહી ફરે જાણવા
દૂધ પાશો તોય તેના બદલામાં ઝેર દેશે
મહા પાપી કૃતઘ્ની ને લક્ષણે પીછાણવા
ડુંગર સમાન નીજ અવગુણ જોશે નહીં
રાઇ જેવા પરદોષ માંડશે વખાણવા
અધમના સરદાર થકી દૂર રહેવું ભાઇ
શ્વાન જેવા ન સાથે કહો મગત શું તાણવા.

અબારામ મહારાજ.

# જૈન ધર્મ-જૈન શાસ્ત્રો જગતને શું શીખવે છે ?

જૈન શાસ્ત્રો તત્ત્વ જિજ્ઞાસુ ભવ્ય જનોને અહિંસા સંયમ અને તપ વડે સ્વપર આત્મ-સુવર્ણની શુદ્ધિ કરવાનું શીખવે છે. એ અહિંસા કહો કે દયા ડહાપણ ભરી હોવી જોઇએ. જે એ પાંચે ઇન્દ્રિયો ઉપર કાબૂ રાખી શકે છે, ક્રોધાદિક દુષ્ટ કષાયોને ખાળી શકે છે, મન વચન કાયા કહો કે વિચાર વાણી અને આચારને પવિત્ર રાખી શકે છે તેમજ હિંસા જૂઠ, ચોરી, જારી પ્રમુખ દુષ્ટ દોષોને તજી શકે છે તેમનીજ દયા સાચી (ડહાપણ ભરી) લેખી શકાય છે. બાકી જે પાંચે ઇન્દ્રિયોના ગુલામ બની તે જેમ તેમને નચાવે તેમ નાચે છે, રાગ દ્વેષ અથવા ક્રોધ માન માયા લોભના દુષ્ટ પાસમાં ફસાઇ જાય છે, મન વચન કાયાને મોકળા મૂકી દઇ સ્વવિચાર વાણી અને આચારને ભ્રષ્ટ-મલીન થવા દે છે તથા પ્રાણાતિપાતાદિક ૧૮ પાપ સ્થાનકોમાં અહોનિશ લીન-રાતા રહે છે-પાપ ચરણોથી પાછા ઓસરતા નથી તેઓ બાપડા શુદ્ધ-નિપુણ, દયા અથવા અહિંસાનો પવિત્ર લાભ લઇ શકતાજ નથી વિવેકશૂન્ય પશુ જેવી તેમની કલ્પેલી દયા એ દયા નહી પણ હિંસા જેવી છે. જે પરિણામે સ્વપરને હિત-શ્રેય-કલ્યાણ રૂપ ન થાય તે દયા શાની ? જે મહાનુભાવો સર્વ જીવને પોતાના પ્રાણ-મિત્ર સમાન લેખી તેમનું હિત ચિન્તવનજ કરે, દીન-દુખી પ્રાણી વર્ગનું દુખ દૂર કરવા બનતી મદદ કરે અથવા દુખના મૂળ કારણ શોધી તેને ટાળવા દરેક પ્રયત્ન કરે, સુખી-સંતાપી-ગુણી જનને દેખી દીનમાં પ્રમુદિત-આનંદિત થાય, અને ગમે તેવાં નીચ કામ કરનારા પ્રત્યે પણ દ્વેષ-ખેદ લાવ્યા વગર બની શકે તો તેને સુધારી ઠેકાણે લાવવા તન મનથી કોશીશ કરે તેનીજ દયા અંતરની ખરી દયા કહી શકાય. તપ અને સંયમ પણ તેમનાજ લેખે (સફળ) માની શકાય અથવા શુદ્ધ ભાવના યુક્ત આત્મદમન યા આત્મ નિગ્રહ યોગેજ વાસ્તવિક શુદ્ધ દયા યા અહિંસાનો અદ્ભુત લાભ મેળવી શકાય છે.

ઇતિશમ્

# આપણું પોતાનું સરવૈયું.

આપણું સરવૈયું એટલે આત્મ નિરીક્ષણ ( Introspection ). જેમ લાભા કાંક્ષી વણિક દિવસ, માસ કે વર્ષ દરમીયાન જે વ્યાપાર વ્યવસાય કરે તેમાં થતા લાભ હાનિને તથા આવક જાવકનો મેળ બહુ કાળજીથી કાઢે છે, તેમાં બેદરકારી કરતો નથી તેમજ તે પરિણામે, લાભ પામી પોતાની પ્રતિષ્ઠા જમાવી શકે છે તેમ મનુષ્ય જન્માદિક સકળ દુર્લભ સામગ્રી પામીને તેની સાર્થકતા કરવા ઇચ્છનાર ભાઇ બ્હેનોએ પોતાના મન વચન અને કાયાના વ્યાપારો ( વિચાર, વાણી અને આચાર ) ના સંબંધમાં દિન રાત જરૂર તપાસ રાખવી જોઇએ. જેમ કરતા આત્મ પરિણતિ સુધરે-રાગ દ્વેષ કષાયાદિક ઘટે, ક્ષમા (સમતા) મૃદુતા (નમ્રતા) સરલતા અને સંતોષાદિક ગુણમાં વધારો થતો જાય તેજ ખરો લાભ અને તેથી વિપરીત પરિણામ આવે એટલે રાગ દ્વેષ મોહ મદ મત્સરાદિક દોષ દુર્ગુણો વધતા જાય અને ક્ષમા-સમતાદિક સદ્ગુણો ઘટતા જાય તેજ ખરી હાનિ માની પ્રત્યેક કાર્ય પ્રસંગે બારીક અવલોકન વડે તેનો મેળ કાઢતા રહેવું જોઇએ. સ્થિર વિવેક દ્રષ્ટિથી અંતરમાં જોવાની ટેવ પાડવાથી આપણા વિચાર વાણી અને આચાર (ક્રિયા) માં થતા દોષોને-મલીનતાને અટકાવી તેને શુદ્ધ પવિત્ર બનાવવા આપણે ભાગ્યશાળી થઇ શકીએ છીએ. એ રીતે દિનગત ઉંડી કાળજીથી અંતરમાં બારીક અવલોકન કરવાની રૂડી ટેવ પાડવાથી આપણી પરિણતિ ઘણી સુધરી શકે છે. અંતરમાં બારીક અવલોકનની ટેવ કહો કે ઉપયોગ સહિત જે જે ધર્મકરણી પ્રમુખ વ્યાપાર-વ્યવસાય કરવામાં આવે તે પરિણામે ભારે લાભને માટે થાય છે એજ અદ્ભુત કળાવડે ક્રમે તે આત્મા સામાન્ય સ્થિતિમાંથી અસાધારણ ઉન્નત દશાને પ્રાપ્ત થઇ શકે છે. તીર્થંકર દેવ જેવી પરમ ઉન્નત દશાને પ્રાપ્ત થયેલ આત્મા ત્રિ જગતને આલમ્બનરૂપ થાય છે એવી ઉત્તમ દશા પ્રાપ્ત કરવા આપણ સહુને સદ્ બુદ્ધિ સ્ફુરો ! ઇતિ શમ્.

# સર્વોત્કૃષ્ટ જીવન.

લેખક-કસનજી મણિભાઈ દેસાઇ તલંગપુર.

સેવામય-પરોપકારમય જીવન ગાળવું એજ સર્વોત્કૃષ્ટ જીવન છે. જગતમાં ક્ષુદ્ર હૃદયના ગણીને પોતાની જાતને ખાતરજ જીવવું એ ખરૂં જીવન નથી. પ્રાણીમાત્રને પોતાના સમાન ગણી તેમના સુખ દુઃખના સમભાગી થવું અને બનતી મદદ કરવી એ આપણો ધર્મ છે. વળી

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।

निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ ગીતા.

સર્વ પ્રાણીઓ સાથે દ્વેષ નહિ કરતાં સમાન ભાવે મૈત્રિ, અને પોતાથી હીનની પ્રત્યે દયાળુતાથી વર્તે છે, જે અહંતા મમતા રહિત છે, પારકાના દુખે દુઃખી ને સુખે સુખી અને

છે, ક્ષમાવાન છે તેજ પ્રભુનો પ્રિય ભક્ત છે. માટે રાગદ્વેષાદિ ભાવોને હૃદયમાંથી દૂર કરી સર્વ પ્રાણીની સેવા કરવી જોઇએ અને આપણા જીવનને અન્ય ઉપયોગી બનાવવું જોઇએ. આ આખું વિશ્વ અન્યોન્યાશ્રયથીજ ચાલે છે. રંક કે રાજા સર્વે કોઇને પરસ્પર સ્હાયની જરૂર છે.

બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે
આધાર સૌને સહુનો રહ્યો જ્યાં.
લે છે સહુ કૈં સહુને દઇ કૈં;
આભાર સૌનો સહુ ઉપરે છે.—કલાપી

માટે સ્વાર્થતા અને એકલપેટાપણું તજી દેવું જોઇએ. "હું" અને "મારું" એવી સંકુચિત દ્રષ્ટિ તજી "અમે" અને "આપણે" એવી વિશાળ ભાવના સતેજ કરવી જોઇએ. કારણ કે મહાન પ્રભુએ આપણો જન્મ સેવાને અર્થેજ આપેલો છે. નહિ કે છળ, પ્રપંચને ધન આદિથી આપણી ક્ષુદ્રવૃત્તિ સતોષવા માટે, એ સમજી આપણે જગતનું રૂણ ચુકવવું જોઇએ. કારણ કેઃ—

આ વિશ્વમાં સમજ તારૂં ન કાંઇ લેણું;
તારે સદાય સહુને તુજ રૂણ દેવું.—સાગર

આપણી પાસે તન, મન કે ધન જે કાંઇ હોય તેનો બીજાના હિતને માટે વ્યય કરવો જોઇએ. આ દુનિયામાં એવી કોઇ વસ્તુ નથી કે તેના ઉપર આ મારી છે એવો હક કરી શકાય. પ્રભુ અને પ્રભુની સૃષ્ટિમાંથી આપણે સઘળું લઇયે છીયે. અને તેને પાછું અદા કરવું એ દરેક માણસની ફરજ છે. પરોપકાર અગર સેવા કરીએ છીએ તે કોઇના ઉપર ઉપકાર કરતા નથી. પણ આપણી ફરજ અદા કરીયે છીએ. સુખ-સંપત્તિના આપણે એકલા માલીક નથી. એના ઊપર દુઃખી ભાઇનો હક છે. વળી એકલપેટા રહી એ ભોગવવામાં કશોપણ રસ પડતો નથી. પણ એ સુખ સંપત્તિમાં અન્યને ભાગીદાર બનાવી ઉપભોગ કરવામાંજ ખરી મજા રહેલી છે. સેવા એકલા પૈસાથીજ થાય છે એવું નથી. સ્નેહનાં વચનોથી પણ દુઃખીના દુઃખ ઓછાં થાય છે, દુઃખીની પાસે બેસી તેની વાતો સાંભળી તેને ઉત્સાહ તથા આશ્વાસન આપવાં આથી તેને હિમ્મત આવશે ને પોતાનુ દુઃખ ભુલી જશે.

દયા જો કે છેદી દુઃખી દીલતણા ના દુખ શકે,
નકી પંપાળીને જીગર હલકાં તો કરી શકે—કલાપી

આમ હૃદયમાંથી પ્રેમનો એક મીઠો ઉદ્ગાર દુખીના દુઃખપૂર્ણ હૃદયમાં શાંતિ પ્રસારવાને સમર્થ છે માટે સર્વ પ્રત્યે મધુર વચન બોલવુ જોઇએ. તમારા શત્રુને પણ દયાભાવે નિહાળવો જોઇએ અને તે સુખી થાય એ ઇચ્છવું જોઇએ. કુદરતના જડ પદાર્થો પણ એક બીજાને મદદ કરે છે તો મનુષ્યની તો વાતજ શી ? દુનીયાના દરેક મહાન પંથો સહિના તમામ જીવો પ્રત્યે પ્રેમભાવ રાખી 'બનતી સેવા કરવાનું' ફરમાવે છે. વળી આપણે એક મહાન શરીરના અવયવ હોવાથી એક બીજાને મદદ કરવા બંધાયલા છીએ. વળી જનસેવા કરવી

એ પ્રભુ સેવા કરવા બરાબર છે. એક વખતે કોઇએ એક મહાત્માને પ્રશ્ન પૂછ્યો કે ઇષ્ટ પ્રાપ્તિ માટે કેટલા માર્ગ છે ? તેણે જવાબ આપ્યો કે સૃષ્ટિમા જેટલા અણું છે તેટલા માર્ગ છે પણ સેવા એ સર્વોત્તમ ને ટુંકામા ટુંકો માર્ગ છે માટે આપણાં પોતાના પરિતાપ ગુપ્ત રાખી બીજાને સહાય કરવી જોઇએ. એક વિદ્વાને કહ્યું છે કે માણસ સંપત્તિને માટે જન્મ્યો નથી. પરંતુ શેરડી પીલાઇને અન્યને મીઠાશ આપે છે તેવી રીતે તેણે પણ કષ્ટ વેઠી બીજાને સુખ આપવું જોઇએ. આમ સ્વાર્થને બદલે મનુષ્ય બીજાનું હિત વીચારે છે અને તેના કલ્યાણ માટે દુઃખ સહન કરે છે ત્યારેજ તે ખરો મનુષ્ય બને છે.

સર્વ પ્રાણીની સેવા કરવી તે નિષ્કામ ભાવે કરવી. ધન, કીર્તિ કે બીજી બદલાની આશા રાખવી નહિ. બદલાની આશાથી કરેલી સેવા ખરી સેવા નથી. પણ સેવા કરવાને ખાતરજ સેવા કરવી જોઇએ. પ્રથમ નાનાં નાનાં પરોપકારી કાર્ય કરવાથી આગળ નિષ્કામ સેવા થઇ શકશે. માટે દરેકે પ્રાણીમાત્રની બનતી સેવા કરી મનુષ્ય જન્મ સાર્થક કરવો જોઇએ કારણ કે-

વસી જેણે વિશ્વે જનહિત કહ્યુંરે નવ કહ્યું,
પરાર્થીના કીધા નરતનુ ધર્યું તે નવ ધર્યું.
કુટુંબી ના જાણ્યું સકળ જગ જેણે સમજીને,
જીવ્યો તે ના જીવ્યો નરતનજ ગુમાવ્યો જનમીને-સાગર.

ઇતિ શમ્

---

# દ્રવ્ય લાલસા.

પોતાનું જીવન સુખમય કરવાને માટે મનુષ્ય માત્રને દ્રવ્યની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. આ દુનીયામાં દ્રવ્ય વડે અસાધ્ય વસ્તુ સાધ્ય થઇ જાય છે. દ્રવ્ય એ એક પારસમણિ અગર કલ્પવૃક્ષ છે. સુખ મેળવવામા સંતોષ જેટલો જરૂરનો છે તેના કરતાં પણ વિશેષ ધ્યાન દ્રવ્ય પાછળ અપાય છે. પરિણામે લાખો અને કરોડો મનુષ્યો દ્રવ્યની લાલસાથી પરિશ્રમિત થઇ જઇ, અસંતોષી બની, પોતાનાં જીવન દુઃખમય વ્યતિત કરે છે.

એ તો સિદ્ધ થઇ ચુક્યું છે કે જેટલું સુખ સંતોષ આપી શકે છે તેનો દશમો હિસ્સો પણ દ્રવ્ય આપી શકતું નથી. અસંતોષ વડે મોટા મોટા રાજાઓની સત્તા પણ નષ્ટ પ્રાય થઇ જાય છે તો સાધારણ મનુષ્યની તો વાતજ શી કરવી ? એક ધનાઢ્ય વેપારી પોતાની લાખોની દોલત છતાં અસંતોષથી જે જીવન ગુજરે છે તેના કરતાં એક સાધારણ મજુર પોતાના અલ્પ દ્રવ્ય સંગ્રહ વડે હજાર દરજ્જે સારૂં અને સુખમય જીવન ગાળે છે. આથી એ તો સ્પષ્ટ થશે કે દ્રવ્યની લાલસા કરતાં સંતોષની લાલસા શ્રેષ્ઠ છે.

પરંતુ દુનિયામા આ બધી ઉથલપાથલ શાથી થાય છે ? શાને માટે અસંખ્ય મનુષ્યો દીન વદન વાળાં પરાધીન બનેલાં આપણે જોઇએ છીએ ? એ તો શા મોટીની ઇચ્છા કે જેથી

પામર મનુષ્યો ખરેખર અંજાઇ જાય છે? જવાબ માત્ર એજ છે કે દ્રવ્યની લાલસા અજાયબી ઉત્પન્ન કરનાર છે.

કહેવતોથી દ્રવ્યની મહત્તા પુરવાર સાબીત થશે. ઇંગ્રેજીમાં કહેવત છે કે Money makes a mare go. ભાવાર્થ એ છે કે પૈસાથી ઘોડા દોડાવાય મતલબ કે પૈસાથી ગાડી ઘોડે ફરાય. આપણી ગુજરાતી કહેવતોનો પણ ક્યાં ટોટો છે! સાંભળો એક બે કહેવતોજ માત્ર હું જણાવીશ. 'દામ કરે કામ, ને લુંડી કરે સલામ.' 'પૈસાથી મળે સહુ બાપ, એક ન મળે મા ને બાપ.' 'પૈસો તો પત્થરમાં પણ પાટુ મારે' વિગેરે.

દ્રવ્ય જ્યારે આમ ખાસ જરૂરનું છે ત્યારે તેની લાલસા મનુષ્યને હોય એમાં કાંઇ ખાસ નવાઇ જેવું નથી. દ્રવ્યની લાલસા વડેજ વહેપારી વેપાર કરે છે, દ્રવ્યની લાલસા વડેજ ખેડુત ખેતી કરે છે અને એજ લાલસા વડે ધંધાદારી લોકો પોત પોતાના ધંધા કરે છે, એ લાલસા વડેજ આ જગત્ પ્રવૃત્તિમય જણાય છે એ લાલસા ન હોય તો મનુષ્યમાં અને અન્ય જાનવરોમાં કાંઇ તફાવત રહેશે નહિ.

ન્યાયની દૃષ્ટિએ જોતાં દ્રવ્ય લાલસા જરૂરની છે. આપણી જીંદગી બોજારૂપ ન થઇ પડે અને આનંદમાં જીવન વ્યતીત થાય એથી તેમજ દુઃખથી બચવા તથા સુખ મેળવવા માટે દ્રવ્ય લાલસા ખરેખર ઉપયોગની છે.

બધા દિવસો કાંઇ કોઇના સરખા જતા નથી. કહ્યુ છે કે 'દશકો સુખનો તો દશકો દુઃખનો' 'દશી વીશી સૌને આવે છે.' સુખમા તો દ્રવ્યની કિંમત મનુષ્યને હોતી નથી પણ દુખમાંજ દ્રવ્યની ખરેખર કિંમત અંકાય છે. પૈસો અને મિત્ર એ બને દુઃખી અવસ્થામાં થંભ રૂપે છે, મંદવાડમાં દ્રવ્ય કેટલું બધું જરૂરનું છે તે તો સર્વ કોઇ કબુલ કરશેજ.

પ્રશ્ન એ ઉદભવે છે કે દ્રવ્ય લાલસા કોને નથી હોતી? આનો જવાબ ઘણોજ સહેલો છે. વિદ્યાના પ્રભાવથી નમ્ર બનેલા વિદ્વાનો ઘણે ભાગે દ્રવ્ય લાલસાને પોતાના કબજામાં રાખી શકે છે તેમજ યોગ પ્રવૃત્તિમાં નિમગ્ન રહેલા યોગીઓ દ્રવ્ય લાલસાથી વિમુખ હોય છે.

પ્રાચીન કવિઓની પ્રસાદી વડે દ્રવ્યની મહત્તા ટુંકમા જણાવેલી ખાસ જરૂરની જણાશે. જન સમાજમા પ્રચલિત નરસિંહ મહેતાના શ્રાદ્ધમાં કહ્યુ છે કે "દ્રવ્યવંતને સહુ ડાહ્યો કહે, દ્રવ્ય નહિં તે ઘેલામાં ભળે." "દ્રવ્ય વિનાનુ વૃથા જીવવું, દ્રવ્યવંતને માન મળે" ઇત્યાદિ ઇત્યાદિ.

મહા કવિ પ્રેમાનંદ પોતાના 'મામેરા' મા લખે છે કે.—(કુંવરબાઇ પોતાના પિતા નરસિંહ મહેતાને કહે છે.)

"......................વિના દ્રવ્ય અભ્યા શો કાજ;
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર,
નિર્ધનને કોઇ નવ ગણે, નવ રાખે ઉભો આંગણે;
મૃતરૂપનું નિર્ધનનું જેહ, વેદાદિ ગણાએ તેહ;

લોક બે લાલે દુર્બળ રહી, એથી માંડુ કાંઇ બીજુ નહિ.
પિતાઉ કાંઇ ઉધમ નવ કરો, ધનનો નવ રાખો સધરો"

આમેરૂં (કાવ્ય દોહન)

શામળ કવિ પણ કહે છે કે—

"સતોષીને શાનુ દુખ, ધન વિના તે શાનુ સુખ"

* * * *

દરિદ્રી હોય ત્યા ડહાપણુ કયુ ? × × ×"

નદ બત્રીશી

'દ્રવ્ય દેખી સહુ કરે પ્રીત, દ્રવ્ય દેખીને કરે વિપરિત
દ્રવ્ય દેખીને નારી ચળે દ્રવ્ય દેખીને લોભી ભુલે
દ્રવ્યે લાભ ને ... હાણ દ્રવ્યે આમના વાસના જાણ,
દ્રવ્યે છત્ર જોયે ને રહે, દ્રવ્યે ઘેલાને ડાહ્યો કહે
દ્રવ્યે કાયર ને દ્રવ્યે શૂર દ્રવ્યે મેલો ને દ્રવ્યે નૂર
દ્રવ્યે ચોર ને દ્રવ્યે શાહ, દ્રવ્યે રક ને દ્રવ્યે રાય
દ્રવ્યે કપી ને દ્રવ્યે દાતાર, દ્રવ્યે ઉગારે ને દ્રવ્યે માર
દ્રવ્યે શત્રુ ને દ્રવ્યે મિત્ર દ્રવ્યે નીચ ને દ્રવ્યે પવિત્ર
પૃથ્વીનુ કારણ તે દ્રવ્ય દ્રવ્ય થકી તે શોભે સર્વ'

નદ બત્રીશી

"દ્રવ્ય વિના વ્યાપાર, ત્યા કેનાનુ થાયે"

રાવણ મદોદરી સવાદ,

મહા કવિ શ્રી દયારામ કહે છે કે—

"લોભીજન ધન વડે નાચીયે

ચાતુરીનો ગરબો

આવા ને આવાં સેકડો અવતરણો આપી શકાય પરતુ હવે વિશેષ ટાંકણાની વાંચકોની ઉત્સુકતા દૂર કરવા માગતો નથી આટલા ઉપરથી એ તો સિદ્ધ થયુજ હશે કે જન માત્ર દ્રવ્યને કેટલી બધી મહત્વની ચીજ ગણે છે

ત્યારે દ્રવ્ય શાથી મળે અને તેની લાલસા કેવા પ્રકારની હોવી જોઇએ? પ્રથમ તો ... પ્રાપ્ત કરવાને માટે વિદ્યા પ્રથમ પગથીયા રૂપે છે વિદ્યા વડે સારાસાર ગ્રહણ કરવાની શક્તિ આવે છે તેથીજ દ્રવ્ય પ્રાપ્તિનુ ખરૂ સાધન કયુ છે તે જાણી શકાય છે વિદ્યા ખરે ... ભૂષણ છે. વિદ્યા એજ પરમ મિત્ર છે

બીજુ દ્રવ્ય પ્રાપ્તિનો ઉત્તમ માર્ગ વ્યાપાર છે વ્યાપારવીજ કમીજો આપણા ઉપર ... ભોગવે છે સસ્કૃતમાં કહ્યુ છે કે વ્યાપારે વસતિ લક્ષ્મી લક્ષ્મી વ્યાપારમાં વસે છે દ્રવ્યની લાલસા વડેજ વિદ્યા પ્રાપ્ત કરવાનુ તેમજ વ્યાપારાદિમાં ચિત્ત પરોવાય છે

ત્રીજું દ્રવ્ય પ્રાપ્તિનું પગથીઉં ખેતી છે. કૃષિ જીવન પ્રાચિન કાળથી શ્રેષ્ટ મનાયલું છે. ઉત્તમ ખેતી મધ્યમ વ્યાપાર અને કનિષ્ટ ચાકરી. આપણા ભારતવર્ષની ઉન્નતિ તો માત્ર ખેતી વડેજ છે તેમાં સુધારા વધારા કરી પ્રથમ કરતાં બેવડો ચોવડો માલ ઉત્પન્ન કરવો એજ દ્રવ્ય પ્રાપ્તિનો ઉત્તમ માર્ગ છે. આ જમાનાની અતુલિત મોંઘવારી વડે દ્રવ્યલાલસા વધતી જાય છે અને તેથીજ ભવિષ્યની ઝળહળતી જ્યોતિ દષ્ટિ સમક્ષ ખડી થાય છે.

ચોથું સાધન નોકરી આદિ ધંધા છે એ ધંધા ઇત્યાદિ દ્રવ્ય લાલસાથી રહિત હોતા નથી.

પોતાના તનુજોના શ્રેયના અર્થે દ્રવ્યની લાલસા મનુષ્યને સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. હાલના સમયની મોંઘી કેળવણી દ્રવ્ય વિના ક્યાંથી આપી શકાય અને દ્રવ્યની લાલસા ન હોય તો દ્રવ્ય મળે પણ ક્યાંથી ? માટેજ દ્રવ્ય લાલસા મનુષ્યોને હોય છે અને તે બલવત્તર હોય છે. દ્રવ્યની કુંચી ઉપર જણાવેલી છે. તે કુંચીના સાધન વડે તેમજ દ્રવ્ય લાલસાના મજબુત હથીયાર વડે દ્રવ્ય રૂપી કોષાગાર ઉઘેડી તમને ગમે તેટલું દ્રવ્ય ઉપાડી લો. માત્ર તમારામાં હિમ્મત અને દ્રવ્ય લાલસા જોઇએ. હિંમત આગળ કશું અસાધ્ય નથી. કહ્યું છે કે "હિંમતે મરદા તો મદદે ખુદા."

દ્રવ્ય લાલસા મનુષ્યને હોય છે તેનાં કેટલાંક ખાસ કારણો હોય છે. પોતાની ઉન્નતિ કરવી તથા પોતાનાં તનુજોની ઉન્નતિ કરવી એટલાંજ કર્તવ્યો કાંઇ મનુષ્યને માટે પુરતાં નથી. બીજાં કેટલાંક કાર્યો પણ મનુષ્યની આગળ ખડાં રહેલાં છે. દાખલા તરીકે પરોપકારનાં કામો તેમજ ધાર્મિક કામો પણ ઉચ્ચ જીવન અર્થે ખાસ જરૂરનાં છે, પરંતુ દ્રવ્ય વિના એ બધા પાર પાડવાં એ 'આકાશ કુસુમવત્' છે આથીજ દ્રવ્ય લાલસા મનુષ્યને કુદરતી રીતે લાગેલીજ રહે છે.

'દ્રવ્ય લાલસાનું કારણ યશ મેળવવાનું' હોય છે.

કીર્તિ મેળવવાને ખાતર મનુષ્ય પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે. દ્રવ્યની લાલસા વડેજ કીર્તિ મળે છે પરંતુ મનુષ્યનું મન મ્હોટું હોવું જોઇએ. મન જો મ્હોટું હોય નહિં તો દ્રવ્ય લાલસા તારતી નથી પરંતુ ડુબાડે છે.

કીર્તિ મેળવવાના પ્રકાર ઘણા છે. કેટલાક યજ્ઞ યાગ કરે છે, કેટલાક વિદ્યાદાન કરે છે, કેટલાક ન્યાતિવરા કરે છે, કેટલાક વાવ, કુવા, તળાવ, ઇત્યાદિ જળાશયો બંધાવે છે, કેટલાક ધર્મશાળા, સ્મશાન ઇત્યાદિ નવાં ઉભાં કરે છે અને કેટલાક લાખો રૂપીઆનું ફંડ વિદ્યાદાન પાછળ આપે છે, આ બધા જુદા જુદા પ્રકાર કીર્તિ મેળવવાના છે. દ્રવ્યની લાલસા વડે દ્રવ્ય મળે છે ને તેથીજ દ્રવ્ય મળ્યા કીર્તિ મેળવવાનો રસ્તો સુગમ થાય છે.

નીતિથી દ્રવ્ય વ્યય ત્યારે સારો છે એમ સર્વ કોઇ કબુલ કરશે. અનીતિથી જે દ્રવ્ય વ્યય થાય છે અને તે પ્રમાણે વ્યય કરતાં જે દ્રવ્ય લાલસા ઉત્પન્ન થાય છે તે મનુષ્યને અધોગતિના ખાડામાં હડશેલી મુકે છે. એકવાર અનીતિનો માર્ગ ગ્રહણ કર્યો કે પછી તેને

જાતનો ફાયદો સમાએલો નથી. દારૂ પીવાથી ધર્મ કર્મ નષ્ટ થઇ જાય છે. સંતતી સારી ઉત્પન્ન થતી નથી. બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. આયુષ ટુંકું થાય છે. છાતીમાં છીદ્ર પડે છે. દરેક અવયવને નુકશાન પહોંચે છે. ફેફસાં, છાતી, સ્નાયુ–મગજ, અન્નાશય, અંતઃકરણ ને કાળજા ઉપર તેમ મુત્રાશય ઉપર એકંદરે આખા શરીર ઉપર ખોટી અસર કરે છે. ફેફરૂ, ક્ષય, ગાંડછ, દાધારંગાપણું, હીસ્ટીરીયા, પક્ષઘાત, વિગેરે વિગેરે રોગો લાગુ પડે છે. લોહી, વીર્ય, શરીર વિગેરે સુકાઇ જાય છે. આંખોમાં ખાડા પડે છે, ખોટી બુદ્ધિ ઉત્પન્ન થઇ તમામ જાતના દુષ્ટ કૃત્યો કરવા તરફ મન દોરાય છે અને અનેક ખરાબ દુરગો ઉત્પન્ન થાય છે. આ સિવાય બીજાં અનેક જાતનાં નુકશાનોથી ભરપુર દારૂ છે માટે પૈસા ખર્ચી મુર્ખ બનવું અને સદાને માટે દુનિયામાં આપણું કાળું મોઢું કરાવવું અને કમખતે વીના મહોતે મરણને શરણ એ આખરથી થવું તેના કરતાં દારૂને નિંજાંજલી આપવી તે હજારો બલકે લાખો દરજ્જે ઉત્તમ છે અને પોતે સુધરી બીજાને સુધરવા જેવું પરોપકારી કામ દુનિયામાં બીજું નથી.

૭ ગાંજો—દુનિયામાં સારા પદાર્થો ઉત્પન્ન થયા છે તેના સાથે ખોટા પણ ઉત્પન્ન થયેલા છે. પરંતુ પશુ જેવાં પશુ ગાંજા તમાકુના છોડને ખોટા પદાર્થ જાણીને ખાતા નથી તો આપણે મનુષ્ય જાતને એવા કેફી પદાર્થો શા માટે ગ્રહણ કરવા જોઇએ. ઘણા માણસો ગાંજાને શંકરની જડી બુટ્ટી છે એમ ધર્મનું સ્વરૂપ ધરાવીને તેનું સેવન કરતા જણાય છે પરંતુ કોઇપણ ધર્મશાસ્ત્રમાં આ ચીજનો ઉપયોગ કરવાનું લખ્યું નથી. ગંજેરીઓ એમ સમજે છે કે તેથી ખોરાક પચે છે ભુખ લાગે છે અને મગજ તર રહી એકચિત્ત થવાય છે એમ ફાયદા જાણીને પીએ છે, પણ એમ નથી સમજતા કે ગાંજો પીવાથી ખાંસી, દમ, દેહનું લોહી, માંસ, વીર્ય આદી સર્વ સુકાઇ જઇ નિર્બળતા ઉત્પન્ન થાય છે અને પીનાર ઉત્તમ બની જઇ નહિ કરવાના કામો કરે છે. ગાંજો પીવાથી છાતી તથા મગજમાં વ્યાધી ઉત્પન્ન થાય છે અને નિશાથી ગુન્હા કરતાં શીખે છે. આ વ્યસનથી કેટલાકો જીંદગી ભર દીવાના રહે, છે આંખો લાલચોળ થઇ તેનું તેજ નષ્ટ થાય છે. કોઇ કોઇ વખત ઊંધે તથા લવરીએ ચડી જાય છે, કફ થાય છે, પ્રમેહ થાય છે. અને કેફીનો કોઇ ભરસો લાગતું નથી. આવી આવી પૈસા ખરચીને અનેક જાતની વીટંબણાઓ વેઠીને શરીરને પાયમાલ કરી નાંખવું તેનાં કરતાં ગાંજાને અડાસે ન જવું તેના કરતાં બીજું ઉત્તમ કયું કામ છે. માટે સર્વ ભાઇઓએ ગાંજો પીવાનો છંદ મુકી દેવો જોઇએ. કારણ કે તે લત્તથી ઉપર બતાવ્યા પ્રમાણે નુકશાનો કહેલાં છે.

૮ ભાંગ—આ દેશના લોકો ભાંગને એક જાતની લીજ્જત સાથે ઠંડક આપનારી ચીજ ધારીને ઘુંટીને પીવા માંડે છે. કેટલાક માણસો પોતે પીને પોતાનું જીવન બગાડે છે એટલેજ નહિ અટકતાં બીજી છોકરાંને પણ તે પીવાના ખોટે રસ્તે ચડાવે છે. અને કોઇ નાત વરા કે ઉજાણીના પ્રસંગે નવરાની વેળાએ આનંદ લેવો અને સુખ લગાડવાની ખાતર હોશે હોશે ચડસાચડસી કરતા પીએ છે પછીથી ધીમે ધીમે નીશો ચઢે છે ખુબ હસે છે જાણે ફરે છે એમ આંખોથી લાલ પીળું દેખાઇને, મગજની ગતીને ચકરીએ ચડાવે છે, આટલેથી ભાંગ પોતાનું સ્વરૂપ દેખાડીને અટકતી નથી પણ બેભાન કરાવી, દેહને પોતાનું કહ્યાં તેને

નચાવે છે આવા દુખો પૈસા ખર્ચીને વેરીને એખાજરૂએ પોચ્યા વખત આવે છે તો તા માટે એવી ચીજોને આપણે ગ્રહણ કરવી જોઈએ. ભાન જલંદર વધારે છે. સન્નિપાત રસ્ત તે આળસ, ક્રોધ, વ્યર્થ બકવા અને પ્રમાદ ઉપન્ન કરે છે.

ન રોગ મૂલ કિમુ ભંગપાનમ્?
ન દુ:ખ મૂલં કિમુ ભગપાનમ્?
ન હાનિ મૂલં કિમુ ભંગપાનમ્?
જ્ઞાત્વેતિ હેયં ન તુ ભગપાનમ્?

ભાગ પીવી તે શું રોગનું મુળ નથી, ભગ પીવી તે શુ દુ ખનું મુળ નથી, ભાંગ પીવાથી શુ નુકશાન નથી ઉઠાવવું પડતુ? એ કારણથી મહા પુરૂષોએ ભાગ પીવી જોઈએ નહિ.

૯ ચરસ-આ નીજ ભાગના છોડમાથી નીકળતો રાળ જેવો રસ ને ચરસના નામથી ઓળખાય છે. બેનકુફ લોકો જેમનેઃ રાત દિ સનો ધધો હરામખોરીનો અને ઘર શાઓમાં ગુલતાન રહેવાનો છે તે। મસ્તાન લોકો તમાકુ ગજા સુખામાં જેને જેમ ફાવે તેમ તેને ભેળવીને પીએ છે. ચરસ ચીજ ગ જાના છોડના રસનુ સત્વે હોવાથી ગાંજા ભાંગ કરતાં પણ નીશામાં વધારે ચઢીવાનો છે અને મુર્ખા લોકો તેથીજ પોતાને જેમ વધારે નીશો ચડે તે ખાતર આનો ઉપયોગ કરતા માલમ પડે છે. આમાં ગાંજા ભાગથી પણ ચઢીઆતા દોષો છે, કારણ કે તેથી તે ચઢતો નીશો છે. માટે ગાંજા ભાગ ચીજોની માફકજ આ વ્યસનને પણ છાંયડે ન જવું તે ઉત્તમ માર્ગ છે, દુનિયામાં ચોરી ન કરવી, વિશ્વાસ ઘાત ન કરવો, ખૂન ન કરવું એમા જેમ પાપો સમાયેલાં છે તેથી બલકે વીશેષ પાપો આવો નીશો કરવામાં સમાએલો છે ચોરી વિગેરેની સજાથી જાહેર થઈ કેદમાં જવાય છે પણ આ ચીજો પીવાથી જે શિક્ષા શરીરને તથા પૈસાને થાય છે તે સજા કાયમની થાય છે તેમાંથી ફરીથી લાલચુ પીનાર કેદી કદી પણ છુટવા પામતો નથી. માટેજ આવી ચીજોની સંગત ન કરવી તે ઉત્તમ રસ્તો છે.

૧૦ માજમ-ગાંજાની ફુલની કળીઓને ચૂંટી તેનો પાક બનાવીને તેનાં બરફી માફક ચોસલાં પડી વેચવામાં આવે છે તેને માજમ કહે છે. માજમ પણ ગાંજા ભાંગ, ચરસ માફક માણસના જીવનને નુકશાન કર્તા છે અને ગાંજા ભાગમાં જેવા દેષો ઉપર બતાવેલા છે તે મુજબજ માજમ ખાવાથી પણ તેટલોજ ગેર ફાયદો મ ણુસનો થાય છે. માત્ર ગાંજા જેવા દેશી ચીજના છોડવામાથી ભિન્ન ભિન્ન નીશો લાવનારી ચીજો જેને જેમ ફાવે તેમ પીના ખાવા માટે બનાવેલી હોય છે જેથી આવી નીશાવાળી ચીજોમાં લુબ્ધ થઈ નહિ જતાં તેવી ચીજોની પરહેજગારી રાખવી તે મનુષ્ય જીવનની ઉત્તમ કૃતિ છે.

૧૧ તાડી-તાડના તાડફળોમાથી ઝરતા પાણીને તાડી કહે છે. આ રસ તાજો હોય છે. આ રસમાં કેફ લાવવાનો ગુણ રહેલો હોય છે જેથી તાડી પીવાથી કેફ ચઢે છે તેનાથી કાંઈ ગુણ થતો નથી પણ ઉલટુ ખમીરના જોરથી પેટના આતરડાને વલોવી નાંખી અનેક રોગ ઉભા કરે છે અને વારંવાર ઓડકાર આવી તદુરસ્તીને અસેલ પહોંચાડે છે, વધતુ દરદ તેનાથી થવા સંભવ રહે છે, ઝાડો કરાવી દે છે, મુખ મનગમતી લાગતી નથી. બાદી ઉત્પન્ન કરે છે

દાડી જેવી રૂપી ચીજને પાને પૈસા ખરચી મનને બેનકૂફ બનાવવું તે સીવાય તેમાં બીજો કોઈપણ જાતનો ગુણ રહેલો નથી માટે ગાંઠના ખોટા પણ ગાયકથી લલચાઈ જઈને તેની શર્મની પણ ખાતર તે તરફ વળવું નહિ એ મનુષ્યોના ડહાપણ ભરેલાં લક્ષણો છે.

૧૨ કોકીન—આ પણ એક જાતનો નીશો લાવનારી ચીજ છે આપણા દેશમાં મુધાણીઓ જેમ અફીણના કાકરા મોમાં નાખે છે તે પ્રમાણે અમેરિકાના લોકો ચુનો લગાડી કોકો નામની વનસ્પતિનાં પાંદડાં ખાય છે. આ દેશમાં તેનું સત્વ કાઢેલી ભુકી આવે છે, કોકીનની વપરાશ આપણા દેશના સારા ભાગમાં હાલમાં થવા લાગી છે. કોકીન ખાવાથી શરીરમાં ગરમી, નાડીમાં ધબકારા અને શ્વાસોશ્વાસ જલદી ચાલી લોહીનો જોર પ્રબળ થયે છે ને પાછળથી તે ગતી મંદ પડે છે એ તેનામાં ગુણ અવગુણો કહેવાય છે પણ પરીણામ એ આવે છે કે કોકીન ખાનારનું હૃદય, માંસ, લોહી, વીર્ય નો નાશ થઈ જાય છે અને તેમાંથી લાળ છુટે છે. જ્ઞાનતંતુઓને નષ્ટ કરી, ચામડી બહેરી કરી નાખે છે. વળી જીભ ઉપર લગાડવાથી જીભની સ્વાદ અને જ્ઞાનેન્દ્રિયોનો નાશ કરે છે. પાચન ક્રિયાને નષ્ટ કરે છે, બંધકોષ થાય ભુખ લાગતી નથી. ઉંઘનો નાશ થાય છે પેશાબ વધારે થાય છે, ઉન્માદ થાય છે, મગજ ગરમ થઈ ચકરીએ ચડે છે, દાંત કાળા પડી જાય છે વિગેરે વિગેરે ભોગીનીઓને અનેક તરેહનાં નુકશાનો થાય છે માટે આ ગાંડે આપણે જાણી જોઈને એવી વસ્તુઓનો સંગ કરવો જોઈએ ? અલબત્ત નહિજ કરવો જોઈએ. વ્યસનોથી વિરક્ત રહેવું એજ મનુષ્યનો ખરો ધર્મ છે.

—ભેરવીની ધુન—

વ્યસનને તજો જગતસી તમામ
સંગે ચડી થાઓ નહિ બદનામ—વ્યસનને

ટેવો તમાકુની અતી દુઃખદાઈ, સુંઘે પીએ ને જે ખાય છે ભાઈ,
અવગુણ અનેક સમાઈ, આખરે કરે જીંદગી સારી હરામ—વ્યસનને
ગાંજો માજમ ને અફીણ મદીરા, જાણે પીતા બની ગાંડુ અધીરા;
નથી સમજતા વીરા, બાપનું દ્રવ્ય બોળવા બેઠા તમામ—વ્યસનને
સુધરી શોખીનો નવ થાઓ વ્યસનના, મુકો તમે ખોટા વીચારો એ મનના,
ખાલી થશે ખુબ ધનના, સમજુ થઈ શું લઈ બેઠા આ કામ—વ્યસનને
ભાંગો ઘુંટી તાડી ચન્ડુલ પીતા, કુલીન તનુજો જરી નહિ બીડીના;
મુકી હોરે વેદ ને ગીતા, એકજ ભાવે લઈ બોલ્યું નીજ નામ—વ્યસનને
ચરસે ચઢી વળી કોકીનો ખાતા, આશા ઉંઘમી જનો હદ પાર જતા,
લાજે ન એ મદમાતા, ખાલી રૂપા ખરચીને ફુગ દામ—વ્યસનને
હિન્દની હરઝ આવાં મેહોએ કરાવી, વહી ગયા પુત્રો પીતાને ઠગાવી;
દીયે દયા જરી લાવી, ગોવીંદ ગાઓ ગુણીયલ થાઓ તમામ—વ્યસનને

# અહલ્યા-ઉદ્ધાર.

[ અનુવાદક-વેણીલાલ આર. પટેલ. ]

સુરપતિ ઇંદ્ર તરફના પોતાના પ્રેમને છોડવાનો અહલ્યાએ જેમ જેમ પ્રયાસ કર્યો, તેમ તેમ તે વધારે ને વધારે દૃઢ થતો ગયો. મહર્ષિ ગૌતમે અહલ્યાને કહ્યું, કે "બાગમાંથી ખીલ્યાં ફુલો દેવસેવા માટે લાવો. કરમાયલાં પુષ્પો લાવશો નહિ કારણકે દેવસેવામાં તો ખીલતાં કુસુમોજ ચડે? ફુલ લઇ જલદી આવજો " બાગમાં જતાં ખીલેલાં ફુલની શોભા જોતાં સ્વામીની આજ્ઞા અહલ્યાથી વીસરાઇ. સુરપતિને મોહ પમાડે એવો ફુલનો હાર તૈયાર કરી પ્રેમસિંધુ ઇંદ્રને અર્પણ કરવાની, તેની પાસેથી પોતાના વખાણ થતાં સાંભળવાની ઇચ્છા થઇ. સ્વામી આજ્ઞાથી વિરૂદ્ધ વર્તનમાં-ફુલનો હાર ગુંથવામાં અહલ્યા ગુંથાઇ અને પોતે ત્યાં શા માટે આવી હતી, શાથી આવી હતી તે બધળું ભુલી ગઇ અને પોતાના હાથમાં લીધેલું કાર્ય કરવામાં તલ્લીન થઇ. થોડીવાર પછી સુદર્પા માલણ દોડતી આવી પહોંચી અને કહેવા લાગી, " દેવી! તમને અહીં બહુ વાર લાગી, જલદી જાઓ, તમારા સ્વામી ગુસ્સે થયા છે' ભાન ભુલી અહલ્યાને ભાન આવ્યું અને તે ચમકી ઉઠી. સ્વામીના કોપના ભયે ત્રાસી ઉઠી. હાથમાંથી હાર સરી પડયો. સુદર્પાએ ઝટ તે હાથમાં લઇને ગળામાં પહેરતાં પહેરતાં હસીને કહ્યું, " વાહ! હાર બહુ સુંદર બનાવ્યો છે ને!"

અહલ્યાએ ગુસ્સે થઇને ગાલ પર થપ્પડ મારતાં કહ્યું, "કેમરે મૂર્ખી? શું આ હાર મેં તારા માટે તૈયાર કર્યો છે. ?"

થપ્પડ પડતાંજ સુદર્પા ખડખડ હસી પડી. તેણે ઝટ પોતાની ઓઢણી ઉતારીને ફેંકી દીધી અને સુદર્પાને ઠેકાણે સાક્ષાત્ ઇંદ્ર જણાવા લાગ્યા. ઇંદ્રને જોતાંજ અહલ્યા શરમને લીધે ગર્દન ઝુકાવી નીચું નિહાળી રહી. સુરપતિએ તેનો હાથ પકડયો. અહલ્યા બોલી ઉઠી-" છોડો છોડો! અહીંથી જાઓ. તમે અહીં શા માટે આવ્યા છો?'

ઇંદ્રે હસીને કહ્યું-" કેમ આવ્યો છો?" શું તું......

અહલ્યાએ ભયભીત થઇને કહ્યું. " જાઓ અહીંથી એકદમ ચાલ્યા જાઓ, નહિ તો મારા સ્વામી તમને ભસ્મ કરી દેશે."

સુદર્પાને આવતી જોઇ ઇંદ્ર ત્યાંથી અદૃશ્ય થયો. સુદર્પાએ હાંફતાં હાંફતાં કહ્યું, "દેવીજી! જલદી ચાલો. તમને બહુ વાર લાગી. મુનિ દેવ ગુસ્સે થઇ રહ્યા છે. પૂજા પુરી થઇ છતાં ફુલ નહિ આવ્યા?"

સુદર્પા જાણે ન જાણે તેવી રીતે અહલ્યાએ પોતાના પગમાં એક તીક્ષ્ણ કાંટો ભોંકી દીધો. પગમાંથી લોહીની ધારા વહેવા લાગી.

આશ્રમમાં પહોંચતાં મુનિ દેવે ક્રોધાતુર થઇને વાર લાગવાનું કારણ પૂછ્યું. અહલ્યાએ પોતાનો પગ બતાવી કહ્યું, " દેવ! પગમાં કાંટો લાગ્યો હતો તેથી મહા મહેનતે સુદર્પાનો

# સુવિચાર.

૧ જે મનુષ્ય ભગવાનના ભય રાખે છે, તેને બીજા કોઇ પ્રાણી તરફનો ભય રહેતો નથી જે ભાગવતના ઉપર પ્રીતિ કરે છે તેના ઉપર સર્વ કોઇ પ્રીતિ રાખે છે. માતા પિતા તરફથી પ્રાપ્ત થએલા જડ શરીરની અંદર ચૈતન્ય આપનાર અને જ્ઞાન આપનાર પરમેશ્વરને કૃતઘ્ની મનુષ્યો શિવાય બીજો કોણ ભૂલી શકે ?

* * * * *

હે મન ! તું અભિમાન શા માટે કરે છે ? તું શું જાણે છે અને શું કરી શકે છે ? તેનો જરા શાંતિથી વિચાર કર, તારૂં શરીર કયા કયા પદાર્થોથી બનેલું છે અને આ શરીરને ચલાવનારી શક્તિ અથવા ચૈતન્ય શું છે ? તે તને ખબર છે ? અને આ સંસારમાં તારૂં ધારેલું કામ કંઇ પણ થઇ શકે છે ?

* * * * *

એકાન્ત વખતે શાંત ચિત્તથી તમારા આવનારા અન્તિમ દિવસ સંબંધે તમે કદી વિચાર કરો છો ? અહા ! તે દિવસ કેવો ભયંકર હશે કે જે દિવસ તમારી આસપાસના બધા બોલતા ચાલતા હશે અને તમે ચુપચાપ પડયા પડયા લાંબા શ્વાસ લેતા હશો. સ્ત્રી પુત્ર વગેરેમાં જેટલી વધારે આસક્તિ હશે તેટલું તે સમયે તેમને વધારે દુઃખ થશે પરંતુ હાય ! હાય ! રડવા સાથે ભયંકર રૂદન થતું હશે અને આત્મિય જનો સ્તબ્ધ બની ગયા હશે. કોઇ પુછતા હશે કે અમે એ ઓળખો છો ? કેઇ પુછતા હશે કાંઇ કહેવું છે ? પણ ન તમારાથી બોલાતું હશે, ન સંભળાતું હશે અને ન બોલાતું હશે નાડી ક્ષીણ થવાની સાથે શરીર શીતળ થઇ જશે માટે ભાઇ અત્યારથીજ સાવધાન થઇ જા અને દંભ તથા અભિમાનનો પરિત્યાગ કરી વૈરાગ્ય અને અભ્યાસમાં નિષ્ઠા રાખી સત્યપરાયણ બની શ્રીપ્રભુનું ભજન ચિન્તવન કર.

* * * * *

આશા અને અહંકારનો પરિત્યાગ કરી શ્રીપરમેશ્વરનું ચિંતવન કરો અને સ્વધર્મનું પાલન કરો. રાત્રી દિવસ વ્યવહારમાં ગુંથાઇ રહેતા ભાઇઓ તમારા ૨૪ કલાકમાંથી અમુક કલાક તો તમ. પરલોક માટે કાઢો. જ્યારે તમે પ્રતિ દિવસ, પ્રતિમાસ અને પ્રતિવર્ષ તમારી કમાણીમાંથી થોડો ભાગ જુદો કાઢી સંભાળી રાખો છો ત્યારે તમારી રાત્રી દિવસના સમયમાંથી થોડો સમય આત્મા માટે કેમ કાઢતા નથી ? સંસારમાં જેટલા સુખો છે તે બધા કરતા સત્સંગનું સુખ તો કાંઇક ઓરજ છે ! તમારે અધિક નહિ તો એક કલાક તો રોજ સત્સંગમાં જરૂર જોઇએ સત્સંગમાં ગાળેલો સમય કદીપણ વ્યર્થ સમય ગયેલો જાણતા નહિ સત્સંગમાં જનારાઓ આ લોકમાં પોતાની ઉન્નતિ કરીને પરલોકમાં મોક્ષપદને પામી શકે છે માટે સત્સંગમાં જવાનો પ્રતિદિનસ નિયમ રાખો.

દૈવી જીવન.

---

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય હાર્જીભાઇ દેશાઇ, સત્સંગ ઓફીસ સોનીફળીઆ—સુરત
સુરત ખપાટીઆ ચકલા તામ્રવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમા આવેલા "જૈન વિજય
પ્રિન્ટીંગ પ્રેસમાં મુલચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું

# સત્સંગના માનવંતા ગ્રાહકો--શુભેચ્છકોની સેવામાં.

કેટલાક અનિવાર્ય સંજોગો વચ્ચે આ માસિક ચાલુ રાખવું કે કેમ તે સંબંધી, સંકલ્પ વિકલ્પ થતાં તથા કેટલીક કફોડી પરિસ્થિતિને વશ થતાં સત્સંગના અંકો પ્રગટ થવામાં વિલંબ થયો છે.

ગ્રાહકો-શુભેચ્છકો અમારા હાલના વ્યવહારનું તંત્ર નિહાળી ક્ષમાની નજરે નિહાળી પોતાનો પ્રીતિભાવ ચાલુ રાખશે એમ ઇચ્છું છું.

ચઢેલા અંકો જેમ બને તેમ સત્વર ગ્રાહકોને મોકલવામાં આવશે.

દરેક ગ્રાહક બધુઓને આ માસિકને પોતાનું ગણી તેનો ફેલાવો કરવા ઘણા માનપૂર્વક વિનંતિ છે.

---



---


પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય કાળીદાસ દેશાઈ, સત્સંગ ઓફીસ સોનીફળીઆ-સુરત. સુરત ખપાટીઆ ચકલા, તારવાડાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા 'જૈન વિજય પ્રિન્ટીંગ પ્રેસ'માં મુળચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યું.

પુસ્તક ૧૨મુ. અંક ૪-૫

# સત્સંગ.

કાર્તિક-માગશિર્ષ સં. ૧૯૭૭

## હિંદુ મુસલમાન એકતા.

[આ ભજન ૫૦૦ વરસ પર ગુજરાતમા થઇ ગયલા બાપુ સાહેબ નામના કવિનુ રચેલુ છે]

### એક્ય ભાવ.

ભાઇ રે નામ સમજીને બેસી રહીએ,
આપ્યા ચીનહી મનમાં મગન થઈ રહીએ,
રામ અને રહેમાન તમે એક કરી માનજો,
કૃષ્ણ કરીમ એક કહીએ,
બિસ્તુ બિસ્મિલ્લાહમાં ભેદ નથી ભાઇ,
અલ્લા અલખ એક લહીએ,—ભાઇરે૦

ગોવિંદ ગફુર તમે એક કરી જાણજો
મૌલા માધવ ગુણ ગાઇએ,
દ્વ ચોરાશી માર શીદ ખાઇએ—ભાઇરે.

પરવર દીગાર પરમેશ્વર એક કરી જાણજો
નબી નારાયણ ચોટયા હૈયે,
શેખાને ચાનલ ઠાંગર એક જાણો જે,
તેના ચેલા થઇને રહીએ,—ભાઇરે

બાપુ સાહેબ એક નામ પાક છે,
ને બીજુ નાપાક એવું સમજાના કહીં કયા જઇએ,
જે જે કરીએ સાધન તેમા પડે છે સાંસા,
અમે બહ્મ જળમાં (ખુદા નૂરમાં) નિત્ય નહાઇએ,—ભાઇરે

# હિંદુ મુસલમાન ઐક્ય.

## કસાઇઓને અપીલ.

હાલમાં ખીલાફતની મહાન લડતના સંબંધમાં હીંદુ મહોમેદનમાં એકસંપી થઇ ગઈ છે તેની સાબેતી આપવા માટે મહોમેદનો માટે એક ઘણી ઉમદા તક ઉભી થઇ છે. હું મુંબઇ અને દેશાવરના સર્વે કસાઇભાઇઓને અરજ કરૂં છું કે, તેઓની જમાતોએ એવો ઠરાવ કરવો અને જાહેર કરવું કે, કોઇપણ મહોમેદન ઇદની કુરબાની માટે ગાય કાપવા લાવશે તો તેઓ તેનો વધ કરશે નહીં. જો એવો ઠરાવ તેઓ કરશે અને તે મુજબ તેનો અમલ કરશે તો તેનું પરીણામ ઇસલામના માટે ઘણું સારૂં આવશે.

(સ. અ. વ.) એ હદીસમાં પેગમ્બર સાહેબે એવું ફરમાન આપેલું છે કે, આપણા પાડોસીઓ છે તે આપણા પોતાના ભાઇઓ છે માટે પાડોશીનું મન દુખાય એવું કાંઇ પણ કામ કરવું નહીં જોઇએ. હીંદુઓ આપણા પાડોશીઓ છે અને ગાય કાપવાથી તેઓના દીલ દુખાય છે તો હીંદુઓ જ્યારે ખીલાફતની બાબતમાં આપણી સાથે છે ત્યારે તેઓના મન દુખાય એવું કોઇપણું કરવું નહીં જોઇએ. ગાયને બદલે બકરાંની કુરબાની કરવાથી આપણે આપણા ધર્મથી કાંઇ પણ રીતે ઉલટા ચાલતા નથી.

લિ૦ હાજી ફતેમહમદ ગની.
હોંગકોંગ બેંક પાસે, કોટ, મુંબઇ.

## કિસ્મતને.

દુનીયા તણા દરીઆવમાં,
ઝુલતું ફરે કિસ્મત કહાં?
આ ભોગવું! તે ભોગવું!
ધાર્યા કરે કિસ્મત કહાં?
દુનીઆ અજબ બાજાર છે,
શું શું જુએ કિસ્મત અયે!
માયા તણી જંજાળમાં,
ફસાવતું કિસ્મત કહાં!
મ્હારૂં અને ત્હારૂં ભણી,
ભટક્યું ભૂમિ કિસ્મત અયે!
કમલભાજી શું રમી,
સટકી ગયું કિસ્મત કહાં!
આ લેખને અલખ્ખ જ તણા,
શું લેખ ભણુ કીસ્મત અયે!
હરિ: ૐ શાંતિમાં સદા,
આરામ લે કિસ્મત ભલા!

હરિરામ. હરિમંદીર—પીજ.

# પ્રભુ પ્રાર્થના.

રાગ ધીરાની કાફીના

પ્રભુ મ્હારા, નોધારાના આધાર, વ્હારે વ્હાલા આવોને,
હું ડુબુ ભવ સાગર મોઝાર, ત્વરાથી તરાવોને—ટેક
નથી ભક્તિ ને ભજન કર્યું મે, નથી કરી તુજ સેવા,
મોહ મમતામાં લુબ્ધ રહીને, કર્યાં અનર્થો કેવા!
સંભારૂં છું જ્યારેરે, ત્યારે ચઢે તિન તારો—પ્રભુ મ્હારા—૨
કામ, ક્રોધ ને લોભાદિ જે, ષટ્ શત્રુ કહેવાય,
સોબત તેની સદા રાખી છે, કપાવે તે કાય,
લ્હાય—હૃદયે લાગીરે હરિ હો! હવે ઓલાવો—પ્રભુ મ્હારા—૨
કરણી સામે જુઓ પ્રભુ તો, ઉગરવાની ન આશ,
કુડા કર્મો કરેલ તે તો, ઉપજાવે છે ત્રાસ,
નિરાશ નાથ ન કરશોરે, દયા દ્રષ્ટિ દર્શાવો—પ્રભુ મ્હારા—૩
મોટામાં મોટા પ્રભુજી છો, દયા સિંધુ દાતાર,
ભુલીને ભટક્યો આ ભવમાં, સમજ્યો નહિ લગાર,
ભૂલ મ્હારી ભાગીરે, હવે નહિ રખડાવે—પ્રભુ મ્હારા—૪
હરિના ગુણ ગાવાનું મુકી, ગાયા ગુણ ગમાર,
વ્યર્થ વેવલાં વિણ્યાં મે તો, તેથી થયો ખુવાર,
હવે હરિ હું થાક્યો રે, મારગ મને બતલાવો—પ્રભુ મ્હારા—૫
ખરૂં રત્ન પાને ના ખોલ્યું, વ્યર્થ ગુમાવ્યું વિત્ત,
અર્થ સર્યો નહિ એક મ્હારો, ચોટી ચિંતા ચિત્ત,
હિત હરિ તુજ હાથેરે, પ્રેમ સુધા વરસાવો—પ્રભુ મ્હારા—૬
આયુષ્ય સર્વ ગુમાવ્યું એમે, ન ધર્યું હરિ તુજ ધ્યાન,
શાન્તિ મે સ્વપ્ને ના ભાળી, ભટક્યો ભુલી ભાન,
તાન રહ્યું તૃષ્ણાતુરે, હવે હરિ એ ભુલાવો—પ્રભુ મ્હારા—૭
કરૂણાના સાગર નટ નાગર, નિર્મળ ત્હારૂં નામ,
ભજતાં ભાવટ્ ભાગે ભવની, સિદ્ધ થાય સૌ કામ,
સિદ્ધાન્ત એહ સાચોરે, વિભુ હવે ના વિસરાવો,—પ્રભુ મ્હારા—૮
ભજન થાય ને ભક્તિ ભાવે, દર્શનમાં રે' દીલ,
સ્મર્ણ સર્વદા થાય હમારૂં, સુધરે મ્હારા શીલ,
મુખથી મોતિ માગેરે, આપો અમુલખ એ લ્હાવો—પ્રભુ મ્હારા—૯

મોતિલાલ છોટાલાલ વ્યાસ

——•※•——

# મહા ઠગણી "માયા"

(યોજક—પુનમચંદ પીતામ્બર શાહ ધાનેરાવાળા)

(સાંભળ સાંભળ સુત્રધાર, ઘરમાં નારી બહુ હુશીઆર—એ રાગ)

માયા ખવરાવે છે માર, નિશ્ચય માનો સાચું યાર,—એ ટેક.
કામ ક્રોધ એ કહ્યા શત્રુ, ત્રીજો લોભને જાણો,
માયાને મુકી દો સઘળા, આત્માને પીછાણો,—માયા ૧
વૃદ્ધ અને બાળક સઘળાને લાગે માયા પ્યારી,
જ્યાં ત્યાં તેનું જોર ઘણું છે, સમજી કરો ન્યારી,—માયા ૨
કાયાને માયા છે જુઠી, શિદ માનો છો સાચી,
સૃષ્ટીની આ ગહન ગતીમાં, કેમ રહ્યા છો રાચી,—માયા—૩
આ અવનીના લુતળ માહે, છે સઘળાનો નાસ,
અવિનાસી તો જ્ઞાન એક છે, ગ્રહી પુરો મન આશ,—માયા—૪
દુનીયાના વૈભવમાં રાચી, શીદ નાચો છો ઉંધું,
જ્ઞાન ખજાનો કરી એકઠો, હજુ કરી લ્યો સીધું,—માયા—૫
પુરણ સુખ લેવા ચાહો તો, જોડો પ્રભુથી પ્રીતી,
જ્ઞાન લોભ કરો સો કોડ, ટાળો અંતર ભીતી,—માયા—૬
જ્ઞાન રૂપી કોઇ આ અવનીમાં, તરવા નથી નાવ,
"ધાનેરા"નો વાસી સેવક, જ્ઞાનીના પાય વંદે,
આગ્રહથી આ નક્કી કર્યું છે, શ્રાવક 'પુનમચંદે,'



# અભિનન્દન ! !

અનેરી ઉર્મિઓ પ્યારા, નવીલા વર્ષમાં પ્રેરો;
અભિલાષા પુરી કરવા, અમારી અર્જ સ્વીકારો.
મન ન કરવા વિશૃંખલિત, દિયો જ્હર હે ધિરે સ્થાપી,
ખરે જિન્દગી આ ટુંકી છે, તમે દ્યો દુર્મતિ કાપી.
જોઇ ગ્રંથ ન પ્રહર પહેલા, શાન્તિ ઉરમાં સ્થાપો,
વિમળ શુદ્ધ ભાવના છેડે, કૃપાળુ "શાન્તિ" પ્રસરાવો.

માસ્તર આબિર અલીજાવાળા

# સત્સંગત.

અહા! નર સત્સંગતથી તરે,
મનુજો, સત્સંગતથી તરે;
સ્વાર્થ-જીવનનો અંત આણીને,
ઉચ્ચ માર્ગે નીસરે, અહા નર-૧
સત્સંગતની કિંમત કોટી—
હીરાથી નહીં બને;
ત્રિભુવન વૈભવ કરતાં પણ
સત્સંગ ઉંચો ચડે. અહા.-૨
સત્સંગતથી નીચ ઉંચનો
ભેદ સમૂળો ટળે,
સાક્ષાત્કાર થવાથી મનુનાં—
હૃદયો સાક્ષી પુરે, અહા.-૩
સત્સંગ પારસ મણિ પ્રભાવે,
જડ ચૈતન્ય બને;
હરિદાસ સત્સંગતિ પામી
વિષ ભવાબ્ધિ તરે, અહા.-૪
સત્સંગ મહિમા લક્ષ રાખીને,
કાર્યો જે રોજ કરે,
જ્ઞાન દીપ ઉરમાં પ્રસરે તે
સંસાર દુસ્તર તરે, અહા.-૫

લી॰ ગણપતરામ મણિશંકર ભટ્ટ.



# સાચા મિત્રનાં શાસ્ત્રોક્ત લક્ષણ.

( લેખકઃ—સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી. )

આપણને પાપ-માર્ગથી (પાપાચરણ કરતાં) નીવારે-પાછા વાળે; હિત માર્ગમાં (સુકૃત્ય કરણી કરવામાં) જોડી આપે; આપણા અવગુણ ઢાંકે-લોકમાં હેલના ન કરે-શાન્તિ અને સભ્યતાથી સુધારવા પ્રયત્ન કરે; આપણા સદ્‌ગુણોનો ખૂબ વિસ્તાર કરે જેથી ગુણાનુરાગી જનો તે તે ગુણનું અનુકરણ અને આસેવન કરે; ખરી કઠીન વખતે અનાદર ન કરે-દુઃખમાં સહભાગી બને; અને તેવા દરેક પ્રસંગે યોગ્ય આલંબન-ટેકો આપી સ્વ મિત્રતા સાર્થક કરે. ઉદાર-નિસ્વાર્થ મિત્રોમાં ઉપરનાં લક્ષણો અવશ્ય હોવાં જોઈએ. પ્રગટ કે પરોક્ષ દુઃખનાં ખરાં કારણ સ્પષ્ટપણે સમજાવી એથી દૂર રહેવા (બચવા) આપણને અવેળા ચેતવણી આપે અને હિત-સુખકારી કામ કરવામાં ઉત્સાહિત કરે, આપણી એબ અન્ય કોઈ જાણવા ન પામે તેમ તે સુધારવા કુનેહ વાપરે, સર્વત્ર ગુણનો વિકાશ થાય તેવો પ્રયત્ન કરે અને ખરી વિપદા વખતે બરાબર સંભાળ લહી આપણો ઉદ્ધાર કરવા સદાય સાવધાન રહે. એમ અનેક રીતે સન્મિત્રો પોતપોતાની પવિત્ર ફરજ બજાવે. ખરા મિત્રની ખરી પરીક્ષા ખરી કસોટીના પ્રસંગે થવા પામે છે. સાચા મિત્રો સ્વાર્થત્યાગીજ હોય છે, સ્વાર્થ અંધ હોતા નથી. સ્વાર્થ સાધવામાંજ તત્પર રહેનારા કપટી મિત્રોથી કદાપિ કલ્યાણ થઈ શકે નહીં. સન્મિત્ર ઉદાર આશય વાળા-ગંભીર પેટના હોય છે. હંસના જેવા ઉજવળ વિવેકથી શોભતા હોય છે. ગમે તેવા વિષમ પ્રસંગે સોનાની જેમ તેમનો વાન વધતો જાય છે. એવા ઉત્તમ કલ્યાણ મિત્રોનોજ સંગ સહુને સદાય હો!

સ્વાર્થત્યાગ અથવા સંયમ વડે આપણો આત્માજ આપણો સાચો મિત્ર બને છે અને સ્વાર્થ અંધતા અથવા સ્વચ્છંદતા વડે એજ આપણો આત્મા આપણો શત્રુ બને છે. આત્માજ સ્વર્ગ અને આત્મા નરક રૂપ બને છે. સુખ અને દુઃખનો કર્તા આત્મા પોતેજ છે. અન્ય તો તેમાં નિમિત્ત-કારણ રૂપજ હોઈ શકે. સુજ્ઞ-શાણા જનો સુખ દુઃખ પ્રસંગે અન્ય ઉપર મિથ્યા આરોપ કરતા નથી. તેઓ તો સિંહની પેરે પોતાનાજ સાચા પુરૂષાર્થ ઉપર આધાર રાખતા હોય છે. કેવળ મુગ્ધ જનોજ અજ્ઞાન વડે અન્ય ઉપર મિથ્યા આરોપ કરે છે અને શ્વાનની પેરે પોતાની નિર્બળતા-દુર્બળતા સિદ્ધ કરે છે. આવા કુમિત્રો-કપટ મિત્રોથી પ્રભુ આપણને બચાવો!

વિવેકાત્મા પોતાના મનને અને ઇન્દ્રિય ગણને મોકળા નહીં મૂકતાં-સ્વચ્છંદ પણે ફરવા નહીં દેતાં તેમને ઠીક લગામમાં રાખે છે. જેથી સ્વ ભાન ભૂલાય અને કર્તવ્ય ભ્રષ્ટ થવાય એવાં માદક પદાર્થથી દૂર રહે છે. ક્રોધ-રોષ, માન-અહંકાર, માયા-કપટ અને લોભ તૃષ્ણાને શાંત કરવા કલ્યાણ અર્થી ક્ષમા-સમતા, નમ્રતા-મૃદુતા, પ્રભુતા-સરલતા અને સંતોષ અમૃતનું સદાય સેવન કરે છે; નિંદા-વંઠા-આલસ્યને દૂર કરવા તથા પ્રકારના સદુદ્યમને સેવે છે; અને નકામી કુથલીઓમાં પોતાનો અમૂલ્ય સમય નહીં ગીમાવતાં, તાત્વિક જ્ઞાન-અનુભવ પ્રાપ્ત થાય તેવા ઉત્તમ શાસ્ત્ર શ્રવણ કલ્યાણ મિત્રોના સત્ સમાગમમાંજ સ્વ સમયને ગીમાવે છે.

ઇતિ શમ.

## સર્વ સાધારણ હિત વચનો.

"આ મ્હારો (બ્હાલો) અને આ પરાયો (દવલો) એવી ભેદ ભાવના સંકુચિત મનવાળામાંજ હોય છે. જેમનું મન વધારે સાંકડું તેમનામાં ભેદ ભાવના અધિક અને જેમનું મન જેટલું મોટું (ઉદાર) તેટલી ભેદ ભાવના ઓછી. જેમ જેમ આપણું મન મોટું-ઉદાર બનતું જાય છે તેમ તેમ ખોટી કલ્પિત ભેદ ભાવના શાન્ત (વિલય) પામતી જાય છે અને ઐક્યભાવ (અભેદ ભાવ) નો ઉદય થતો જાય છે. અત્યંત ઉદાર (નિઃસ્વાર્થ) આશયવાળા મહાત્માઓને તો આખી દુનીઆ (સમસ્ત પ્રાણી વર્ગ) કુટુંબ રૂપ સમજાય છે. વળી વિચાર વાણી અને વર્તનમાં તેઓ એકતાને અનુભવે છે અને પોતાના પવિત્ર દૃષ્ટાંતથી આલમને એવી પવિત્ર ઐક્યતાનો ઉત્તમ પાઠ શીખવે છે."

"કલ્યાણના અર્થી જનોએ ઉત્તમ રહેણી કરણી વાળા તત્વજ્ઞો પાસે વિનય બહુમાન પૂર્વક ધર્મનું રહસ્ય સારી રીતે સાવધાનતાથી સાંભળવું અને તેનું યથાર્થ મનન કરીને તેનો નિશ્ચિતાર્થ હૃદયમાં એવી રીતે સ્થાપિત કરવો કે જેથી આત્માને અંતે દુઃખદાયક થાય એવું કોઇપણ જાતનું પ્રતિકૂળતા વાળું આચરણ કોઇપણ પ્રાણી પ્રત્યે આચરવા સ્વપ્નમાં પણ વિચાર થાય નહી તેમજ તથા પ્રકારની અહિત-તાપ ઉપજાવનારી વાણી પણ વદી શકાય નહી."
"સહુનું સદાય હિત ચિન્તવન કરવું તે મૈત્રી ભાવ, પરનાં દુઃખ હરવા દરેક શક્ય પ્રયાસ કરવો તે કરુણાભાવ, પરને સુખી દેખી દીલમાં રાજી થવું તે મુદિતા ભાવ અને પરના અસાધ્ય દોષની તરફ રાગ દ્વેષ રહિત સમભાવ રાખવો તે માધ્યસ્થ્ય અથવા ઉપેક્ષા ભાવ પવિત્ર રસાયણની જેમ એકાન્ત હિતકારી હોવાથી અવશ્ય આદરવા યોગ્ય છે." "વિચાર, વાણી અને વર્તનમાં પેતે પૂર્ણ રીતે પવિત્ર હોય છે, ત્રિભુવન વર્તી સહુ કોઇ પ્રાણીવર્ગને શ્રેણીબંધ ઉપગારો વડે સંતોષ ઉપજાવતા અને અન્યનાં લેશ માત્ર પણ ગુણ દેખી દીલમાં રાજીરાજી થનારા કંઇક વિરલા સજ્જનો આ પૃથ્વીતળને પાવન કરી રહ્યા છે. એવા સજ્જનોથીજ પૃથ્વી રત્ન ગર્ભા લેખાય છે તે યથાર્થ છે. આપણે પણ આપણું આચરણ સુધારી સ્વાર્થ ત્યાગ કરીશું, સંયમ વડે સ્વપર કલ્યાણ સાધવા પ્રયત્ન કરશું. ઇતિ શમ.

---

## મનનીય વિચારો.

( સંગ્રાહક-કસનજી મણિભાઈ દેસાઈ. )

(૧) ખરો બ્હારનો જુલમ એ તો અંદરના ખરા જુલમની છાયા તથા પરિણામ છે. જુલમ ગુજારેલા મનુષ્યોએ જુલ્મોના જુલ્મો સહી સ્વતંત્રતા માટે પોકાર ઉઠાવેલો છે અને મનુષ્યના બનાવેલા કાયદા કાનુનો તે સ્વતંત્રતા તેમને આપવામાં નિષ્ફળ નિવડ્યા છે. તેઓ ફક્ત પોતાનેજ તે આપી શકે, દૈવી કાનુનો જે તેમના હૃદયમાં કોતરેલા છે, તેને અનુસરીને આત્મત્યાગીજ તે મેળવી શકે. તેમણે અંદરની સ્વતંત્રતાનો આશરો લેવો; જેથી જુલમગાર

છાવા પૃથ્વી ઉપર અધિકાર કરી શકે નહિ. મનુષ્યોએ અંદર અંદર જુલમ ગુજારવાનું બંધ કરવું જોઇએ. જેથી કોઇ પણ મનુષ્ય પોતાના જાતિ ભાઇ ઉપર જુલમ ગુજારશે નહિ. મનુષ્યો દેખાતી બહારની સ્વતંત્રતા માટે કાયદા ઘડે છે, પરંતુ દાસત્વ વધે એવા વિચારો અંતરથી પોષે છે. તેથી ખરી સ્વતંત્રતા મેળવવાનું અશક્ય નીવડે છે. મનુષ્ય જ્યારે મનોવિકાર, આમોદ અને સુખોઇનો દાસ પોતાને હાથે થવાનું બંધ કરે ત્યારે દાસત્વના તથા જુલમના સઘળાં બહારનાં રૂપો બંધ થાય.

(૨) પ્રેમનો રસ્તો એ જીવનનો–અમર જીવનનો રસ્તો છે, અને તે રસ્તાની શરૂઆત બીજાનાં છિદ્રો, કજીયા, અને વહેમ દુર રાખવામા સમાયલી છે. આ દુર્ગુણો આપણામાં હોય તો આપણે ઓળખવાનું નહિ, પરંતુ આપણામાં પ્રેમ નથી એમ આપણે કબુલ કરવું જોઇએ. આતે આવા ખુશ્લા દિલના થવાથી પ્રેમ શીખવા પાત્ર થઇશું. જો આપણે પ્રેમમય થવું હોય તો પહેલેથીજ હલકા અને વહેમ ભરેલા વિચારો મનમાંથી કહાડી નાંખવા જોઇએ. ઉદાર દિલથી તેમની સાથે વર્તવા, તેમનાં કાર્યો યોગ્ય દ્રષ્ટિથી જોવાં, અને જાતિ હક તથા જાતિ સ્વતંત્રતા સંબંધી તેમના અભિપ્રાય, રીતભાત અથવા ધર્મો, આપણાથી ઉલટાં હોય ત્યારે તે માટે તેમને ક્ષમા આપવા આપણે શીખવું જોઇએ.

(૩) તમારે માટે બીજાઓ ગમે તે બોલે, તેઓ તમને ગમે તે કરે, પણ તમારે કદી ગુસ્સો આણવો નહિ. દ્વેષનો બદલો દ્વેષથી વાળશો નહિ. દ્વેષ એ ક્ષુલ્લક, અધમ, આંધળો અને કંગાળ છે. પ્રેમ એ મહાન અને ઉત્કૃષ્ટ, દીર્ઘદર્શી ને આનંદી છે.

(૪) મનુષ્યે એક વ્યક્તિરૂપે જીવન ગાળવાનું બંધ કરવું. અને પૂર્ણ સમષ્ટિરૂપે જીવન ગાળવું. પૂર્ણ સ્વરૂપનો અનન્ય ભાવ ત્યારેજ દેખાશે. એક કકડામાં આખાનો સમાસ શી રીતે થાય? પણ આખામાં કકડાનો સમાવેશ થઇ જાય છે. એ કેવું સરળ છે? પાપ પુણ્યને કેવી રીતે જોઇ શકે? પણ પુણ્ય પાપને સમજે છે. એ કેવું ખુલ્લું છે? જેને મહાન થવાની ઇચ્છા હોય તેણે અધમતા છોડવી જોઇએ. કોઇ પણ આકૃતિમા વર્તુળનો સમાવેશ થતો નથી. પરંતુ વર્તુળમા સઘળી આકૃતિનો સમાવેશ થાય છે. મનુષ્યે દેહના સઘળા વિકારો તજવા જોઇએ એટલે પૂર્ણ સ્વરૂપ તે સમજશે.

(૫) કોઇ મિત્રથી જુદા પડતી વખતે અથવા પરદેશની દુઃખની વાત સાંભળવાથી ચિતભ્રમ જેવું રહવું એ દયા નથી. તેજ પ્રમાણે બીજાનાં જુલમી કૃત્યો અને અન્યાયો વિરૂદ્ધ બહારે ગુસ્સાના શબ્દો બોલવા (આપણો કરવા) એ ટોચ દુઃખની દાઝ બળતા મનની નિશાની નથી. જો કોઇ મનુષ્ય ઘરમાં ઘાતકી રીતે વર્તતો હોય, જો તે પોતાની ધણીઆણીને સંતાપતો હોય, અગર પોતાના છોકરાને મારતો હોય; અથવા પોતાના નોકરોને માર્યા દેતો હોય, અથવા પોતાના પાડોશીઓને મ્હેણારૂપી તીર મારતો હોય તો જે દુઃખી મનુષ્યો તેની નજીકમાં નથી–દૂર દેશમાં છે તેમને માટે પ્રેમ દર્શાવવો એ તે કેવો ઢોંગ? તેની આજુબાજુ દુનીઆમાં પ્રવર્તતો અન્યાય ને નિર્દયતા વિરૂદ્ધ કરેલા ગુસ્સાના પોકારો કેવા નિર્માલ્ય સમજવા?×

---

× જેમ્સ એલનના વિચારો ઉપરથી.

# નિદ્રા.

મનુષ્યની શારિરીક અને નૈતિક સ્થિતિનો મુખ્ય આધાર નિદ્રા પર અવલંબે છે. અને જો ઉત્તમ પ્રકારની નિદ્રા નહિ આવે તો શરિર શનૈઃ શનૈઃ ક્ષીણ થતું જાય છે. માટે, મનુષ્યનું પ્રથમ કર્તવ્ય ઉત્તમ પ્રકારની નિદ્રા કેવી રીતે પ્રાપ્ત થાય તે જાણવાનું છે. આપણે ઘણાને સવારે ઉઠયા હોય તે વખતે ઉદાશીન અથવા વ્યગ્ર જોઇએ છીએ. ઘણાના મિજાજ સવારે ઠેકાણે રહેતા નથી અને બે ત્રણ કલાકની વિશ્રાંતી પછી ઠેકાણે આવેલા માલમ પડે છે. ઘણા ઉઠતાંજ ઘુંઘવાવતા, ધુંવા પુંવાં જેવા અથવા વિલક્ષણ સુખવાળા માલમ પડે છે. એ સઘળાનું કારણ જો આપણે બારીકીથી નિરિક્ષણ કરીશું તો આપણને માલમ પડશે કે તેઓની અવ્યવસ્થિત નિદ્રા છે. ઘણી વખત એવું બને છે કે લાંબી ઉંઘ લેવા છતાં પણ આપણે ઉઠીએ છીએ તે વખતે અગાઉ કરતાં શારિરીક પ્રકૃતિ બગડેલી માલમ પડે છે. અને કંઇક સંયોગોમાં માત્ર થોડાજ કલાકની નિદ્રા નવિન બળ પ્રેરનારી થઇ પડે છે. જ્યારે લાંબી અને ટુંક સમયની નિદ્રામાં આટલો બધો તફાવત પડે છે, ત્યારે અલ્પ નિદ્રામાં પણ કોઇ જાતનો વિક્ષેપ પડતો હોવો જોઇએ. હવે આપણે એ વિક્ષેપ પડવાના કારણો જોઇશું. પ્રથમ કારણ તો સ્વપ્નજ છે. અને સ્વપ્નાવસ્થામાં પડવાનું મુખ્ય કારણ તો આપણા મગજમાં રમતા વિચારોજ છે, એ વિચારોમાંના ઘણા ખરા તો અશુદ્ધ અને દુર્બળજ હોય છે કે જેવો આપણે ચમકી ઉઠીને અર્ધ જાગ્રત અવસ્થામાં અથવા તો પૂર્ણ જાગૃત થઇ જઇએ છીએ.

માટે જો ઉત્તમ પ્રકારની નિદ્રા લાવવી હોય તો એવા વિચારોને તમારા મગજમાંથી તિલાંજલી આપો. એવા વિચારોને લેશ માત્ર પણ આદર આપવો ઘટિત નથી. અતિશય આહાર પણ અવ્યવસ્થિત નિદ્રાને મુખ્ય આમંત્રણ આપે છે. આપણને બાહ્ય દ્રષ્ટિથી માલમ પડતું નથી પણ સુક્ષ્મ દ્રષ્ટિએ નિરખતાં એ ખરાબ નિદ્રા લાવવાનું સામાન્ય કારણ થઇ પડયું છે. માટે નિદ્રા લેતાં પહેલાં ત્રણ ચાર કલાક આગમચ ભોજન લઇ નિવૃત્ત થવું ઘણુંજ સારું છે. આ જાતની રૂઢિ જૈનોમાં પ્રચલિત છે. અને તે પણ ધાર્મિક રીતે તેઓ દરેક જણ સૂર્યાસ્ત પહેલાં ભોજન કરી નિવૃત્ત થાય છે. મોડા ભોજન લેવાથી બંને હજમ કરવું એ નીતિથી વિરૂદ્ધ છે. જો તમારી પાચન ક્રિયા શીથીલ થય તો અવશ્ય નિદ્રા પણ અવ્યવસ્થિત થવાની.

કુદરતે જે અવયવો પાચનક્રિયા સારૂ નિર્મીત કરેલા છે તેજ અવયવો સ્વસ્થ નિદ્રા લાવવામાં પ્રથમ કારણભુત છે. બન્નેમાં નડતર થઇ જવાથી બન્ને કાર્યો ઉત્તમ પ્રકારે થઇ શકે નહિ અને ઉત્તમ પ્રકારે થઇ શકે નહિ એટલે સ્વસ્થ નિદ્રા પણ આવી શકે નહિ. માટે ભોજન લેવામાં તો સૂર્યાસ્ત પહેલાંનો સમય ઘણો અનુકુળ છે, કેમકે ઉંઘ લેવા પુર્વે ત્રણ ચાર કલાક આપણા અવયવને અન્ન પચાવવા સારૂ મળે છે. તેથી તે અવયવો ઉત્તમ પ્રકારે નિદ્રા લાવી શકે છે. ઘણા મનુષ્યની માન્યતા એવી છે કે તેઓ સુખ્યા પેરે સ્વસ્થ નિદ્રા લઇ શકતા નથી. પણ આ માન્યતા તો ફક્ત તેઓના મનના વિચારોજ છે. પણ જે આપણે ઉપર વર્ણવી ગયા પ્રમાણે નિદ્રામાં ખલેલ પાડનારા છે. જો તમો બાળકો પેરે (સુઇ જવાનો) એટલે કેવળ ભાન વગર નહિ પણ પૂર્ણ ચાલન રહીત થઇ ગયા પછી સુઇ જવાનો અભ્યાસ પાડશો તો તમોને તરતજ માલમ પડશે કે આ ક્રિયા કરવાથી સ્વસ્થ

નિદ્રા આવે છે, સવારે દરેકનો દેહ નવીન બળ ધારે છે. ઘણા મનુષ્યો પોતાને હાથે અગર બીજાની ફુંકાફુંક મારે છે ટેવ પાડનારાનો નિદ્રા આવવાનો સમય નાટક આદિ સ્થળોમાં વ્યર્થ ગુમાવે છે. આજ કાલ ચાહ, કોફી વિગેરે પદાર્થ નિયમિત પેટ ભરવાના ખોરાક એમ વપરાય છે. ઘણા મનુષ્ય તો એક વખત તો શું પણ આખા દિવસમાં જેટલી વખત મળે તેટલી વખત તેનું સેવન કરે છે. તેઓમાંના દરેક જાણે છે કે આ પાન દરેકનું પાન નિદ્રામાં ખલેલ કરનાર છે, તેમ છતાં અમૃત પાન હોય એમ આનંદથી લે છે. માટે ઉત્તમ પ્રકારની નિદ્રા લાવવા સારૂ તો એ પદાર્થોનો ત્યાગ પ્રથમ સાધનરૂપ ગણાય. કેટલાક મનુષ્યો ઉંઘનું આગમન સુચવતો એક પછી એક બગાસાં આવે અને આંખમાં ઘેન ભરાય તે છતાં આંખ ચોળી ચોળીને ઉંઘને મારે છે અને સમય વ્યતિત થવા છતાં મોડી રાત સુધી ગપાટા મારવામાં મશગુલ રહે છે. અને સુતી વખતે નિદ્રા ન આવે તો કુદરતને દોષ દે છે, ઘણા મનુષ્યો સુતી વખતે માદક પદાર્થ લે છે એને લીધે આવેલી નિદ્રા તો યોગ્ય પ્રકારની નિદ્રા નહિ કહેવાય પણ ઘેનજ લેખાય એનાથી તંદુરસ્તિ ન વધે પણ દુર્બલતાજ વધે છે. હવે આપણે ટુંકમાં યોગ્ય પ્રકારની નિદ્રા લાવવામાં શું નિયમો પાળવા જોઇએ તે જોવું જોઇએ. પ્રથમ તો આપણું આહાર પૂર્ણ પાચન થયા વગર નિદ્રાવશ ન થવું જોઇએ. દ્વિતિય. આપણે વિહારમાં પૂર્ણ સાવધાન રહેવું જોઇએ. તૃતીય. આપણા વિચારો અને વૃત્તિઓ નિદ્રાવશ થતાં અગાઉ ઉચ્ચ માર્ગે ગમન કરે છે કે નહિ તે જાણવું જોઇએ અને જો ઉચ્ચ માર્ગે ગમન નહિ કરતી હોય તો નમો શિવાય અથવા કૃષ્ણ શરણં મમ આદિ મંત્રોચ્ચારથી ઉચ્ચ માર્ગે દોરવો જેથી એક કાંકરે બે પક્ષિ મારી શકાય. ચતુર્થ. નિદ્રામાં સુવાની નિયમિતતા પાળી ન શકાય તેમ છતાં ડાબે પડખે સુઇ રહેવાની કોશીષ કરવી કે જેથી તમારા શ્વાસોશ્વાસને કોઇપણ પ્રકારનો વિરોધ નડે નહિ. અસ્તુ

# વનસ્પતિ ઉપર રજોદર્શનની અસર.

હાલમાં આપણા પ્રખ્યાત વિદ્વાન હાલો ડા. બોઝની વનસ્પતીશાસ્ત્રને લગતી શોધખોળ આખી દુનીયાને હેરત પમાડે છે, તે વખતે સ્ત્રીઓના રજોદર્શનની ઝાડપાન ઉપર કેવી અસર થાય છે તે વીશે વીએનાના એક પ્રોફેસર શીક લખેલો લેખ (જેનો ઉતારો લન્ડનના The Medical Review ના ૧૯૨૦ ના ઓગસ્ટના અંકમાં આવેલો છે તે) "સાહિત્ય" ના વાચકોને જાણવા લાયક હોવાથી તે લેખનો સરળ ભાષામાં તરજુમો કરવામાં આવ્યો છે.

રજસ્વલા સ્ત્રીએ પાળવા માટે હીંદુ શાસ્ત્રમાં કેટલાક નીયમો ઘડેલા છે, તેને હાલના જમાનામાં પશ્ચીમની દ્રષ્ટીએ આપણે વખોડી નાખતા શીખ્યા છીએ, અને માત્ર વહેમ છે એમ ગણી તે નીયમો પાળતા નથી, અગર થોડા ન છુટકે પાળે છે. આવી જાતના 'વહેમ" પશ્ચિમના દેશોમાં હજુ સુધી પ્રચલીત છે એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે, અને જેમ જેમ વિજ્ઞાનનું જ્ઞાન વધતુ જાય છે અને શોધખોળ વધારે થતી જાય છે, તેમ તેમ આવા વર્તન, 'વહેમ" સકારણ છે કે નહી તેનો નીર્ણય થતો જાય છે આવી સ્થિતીમાં, આપણા

અજ્ઞાનને લીધે અમુક વસ્તુને "વહેમ" ગણી વખોડી કાઢવી એ માત્ર ઉદ્ધતાઇજ લેખાય! વિજ્ઞાનનો પ્રભાવ એવો છે કે કાલે તે શું કરી બતાવશે તે કહી શકાતું નથી.

શરીર અને ઇંદ્રિયવિજ્ઞાનને આધારે રજસ્વલા સ્ત્રીએ આરામ લેવાની જરૂર છે એ તો સર્વમાન્ય છે. પરંતુ ફળ ફુલાદિ ઉપર રજોદર્શનની થતી અસર, તેમ જંતુશાસ્ત્ર ઇત્યાદિને આધારે પણ તેવી સ્ત્રીએ કંઇને અડકવું ન જોઇએ એની જાતનો અર્થ આ લેખમાંથી નીકળે છે. આરામ લેવા ઉપરાંત કોઇને અગર ખાવાને અડકવું નહીં–રાંધવું નહીં–પાપડ, વડી અથાણાં વગેરે અડકવાથી બગડે છે માટે તે વસ્તુઓને પણ અડકવું નહીં, તેમ "પાછળો" અગર "ઓળો" ન પડવો જોઇએ–ઇત્યાદિ જે પ્રચલીત રિવાજો આપણામાં છે, તેમાં કેટલું સત્ય રહેલું છે, તે આ લેખ ઉપરથી સમજાશે. હીંદુ કોમ કરતાં પારસી અને યાહુદી લોકોમાં અટકાવ વધારે દિવસ પાળવામાં આવે છે. પણ "સુધરેલા" લોકોમાં ગીલફુલ પાજરો નથી, અને તેની અસર હીંદુસ્તાનમાં પણ જોવામાં આવે છે.

પ્રો. શીકનો લેખ નીચે પ્રમાણે છે:—

૧૯૧૯ ના ઓગસ્ટ મહીનામાં, તુરતનાં કાપેલાં અને પહેલીજ વખતના પુર બહારમાં ખીલેલાં ગુલાબનાં ફુલ લેખકના ઘર ઉપર મોકલવામાં આવ્યાં હતાં, જે તેણે એક ચાકરડીને પાણીમાં મુકવા આપ્યાં. બીજે દીવસે સવારે તે ફુલને ચીમળાઇ સુકાઇ ગયેલાં જોઇને તેને અચંબો લાગ્યો. ઘણાંખરાં પાંદડાં પણ ખરી પડયાં હતાં. (ઠંડા દેશોમાં પાણી રાખવાથી ફુલ આઠ કે વધારે દીવસ તાજાં રહી શકે છે.) આનું કારણ ચાકરડીને પુછતાં તેણે જણાવ્યું કે આગલે દીવસથીજ તે જાણતી હતી કે ફુલ મરી જશે; કારણ કે અનુભવથી તેને માલમ પડયું હતું, કે જ્યારે તે રજસ્વલા હોય તે વખતે, જેટલાં ફુલને તે અડકે તે બધાં ફુલ મરી જતાં હતાં. લેખકના માનવામાં આ વાત આવી નહીં, તેથી તેનું કહેવું ખરું છે કે નહીં તે શોધી કાઢવા બીજે મહીને અખતરો કરી જોવાનો તેણે ઇરાદો રાખ્યો. ચાકરડીને અટકાવ સપ્ટેમ્બરની દસમી તારીખે શરૂ થયો. બીજે દીવસે, રજસ્વલા ન હોય તેવી એક બીજી સ્ત્રીની સાથે એક માળી પાસે તે ચાકરડી ગઇ, જેણે દરેક સ્ત્રીને ત્રણ ત્રણ જાતનાં ફુલ–એક એનીમોન (anemone), એક સફેદ ગુલદાવદી (chrysanthemum) અને એક સુરજ મુખી (sunflower) તાજાં કાપીને આપ્યાં. આ ફુલ પોતાના હાથમાં ઝાલી દસ મીનીટ રસ્તે ચાલીને, લેખકને ઘેર બન્ને સ્ત્રીઓ આવી, તે વખતે ચાકરડીના હાથમાંનાં ત્રણે ફુલ ચીમળાઇને નમી ગયેલાં જણાયાં. સોળ કલાક પછી એનીમોન (anemone) નાં ફુલ ઉપર કીરમજી લીટીઓ દેખાવા લાગી; ચોવીસ કલાક પછી તદન સુકાઇ ગયું, અને અડતાળીસ કલાકે પાંદડાં ખરી ગયાં. બીજાં બન્ને જાતનાં ફુલની પણ તેવીજ હાલત થઇ; ત્યારે પેલી બીજી સ્ત્રી જે રજસ્વલા નહોતી (જેનો Control તરીકે ઉપયોગ કર્યો હતો) તેનાં ત્રણ ફુલ અડતાળીસ કલાક પછી પણ તદન તાજાં દેખાતાં હતાં. આ અખતરો સપ્ટેમ્બરની બારમી તારીખે ફરી અજમાવતાં ચાકરડીનાં ફુલ માત્ર ત્રણ મીનીટના સ્પર્શ પછી બીજી સ્ત્રીના ફુલ કરતાં વધારે ચીમળાઇ ગયેલાં માલમ પડતાં હતાં. અને બીજે દીવસે એનીમોન (anemone) તદન કીરમજી રંગનું થઇ ગયું હતું, અને તેની

પા ડીની કીનારની ત્રણ બમેલી હતી સપ્ટેમ્બરની તેરમી તારીખે ફરીથી અજમાવતા એની ( ) ના ફુલ ઉપર નહીં જેવી અસર થયેલી જણાતી હતી, માત્ર પાંદડીની કીનારી ઝીરમચ્છ રંગની થવાની શરૂઆત હતી, બીજી જાતના ફુલ કરતા વધારે સારાં રક્ષા હતા જ્યારે ચોથે દીવસે બન્ને બીઓનાં ફુલમાં કાંઇ પણ ફેરફાર દેખાતા નહોતો

ઝાડ પાન અને તે ઉપરાંત પ્રાણીઓ ઉપર રજોદર્શનની અસર થાય છે, તેના ઘણા પુરાવા દતકથાઓ ઉપરથી મળે છે દ્રાક્ષના માંડવામાં કોઇ પણ રજસ્વલા સ્ત્રીને દાખલ થવા દેવામાં આવતી નથી જો તેવી સ્ત્રી દ્રાક્ષની વેલને અડકે છે તો વેલ મરી જાય છે, તેમ તો ફુલેલી વેલ ઉપર ચડવા દેવામાં આવતી નથી, કારણ જો ચડે તો મોર ખરી પડે છે, ફળ સુકાઇ જાય છે, અને બીજે વર્ષે તે વેલ ફુલે કે ફળે નહીં અગર તદ્દન મરી જવાની ખાત્રી રહે છે પાંઉ બનાવવા માટે લોટની કણકમાં આથો લાવવામાં આવે છે તે રજોદર્શનને લીધે બંધ પડે છે તેમ કુદરતની છત્રી ( Mushroom ) મોટી થતી અટકી જાય છે, વળી એમ કહેવામાં આવે છે કે નાગી રજસ્વલા સ્ત્રી પાસે આવતાં ઝાડ ઉપરના જીવડાઓ ખરી પડે છે મેટ્રોડ્રસ સ્કેપ્સીસ (Metrodrus Scepsis) જણાવે છે કે કન્થેરીડીસ (Cantharadis ) નામની ફોલ્લા ઉઠાવનારી માખો રજસ્વલા સ્ત્રીને જાંઘ સુધી ઉઘાડા પગ રાખી જેથી બંધ કરી, વળ છોડી નાખી, ખેતરમાં ચલાવવાથી કેપેડોશીઆ ( Cappadocia ) નામના પ્રદેશમાંથી હાંકી કાઢવામાં આવી હતી. જે રજસ્વલા સ્ત્રીથી દારૂ, સરકો કે બીઅર બગડી જાય છે, એવી સ્ત્રીઓને દારૂની ભઠ્ઠીઓ પાસે દાખલ થવા દેવામાં આવતી નથ-મુરબ્બા બનાવનારા અને ફુલ વેચનારા, ફળ ફુલને રજસ્વલા સ્ત્રીઓ ન અડકે તેટલા માટે સાવચેતી રાખી બીજા કામમાં રોકે છે. કુબીજ (Cab Lage) નાં કુમળાં પાંદડાં પેશી ખાઇ ન જાય માટે સોળમાં સૈકામાં રજસ્વલા સ્ત્રીઓને જર્મનીના ન્યુરનબર્ગ શહેર પાસે કામ કરવા ખાસ રોકવામાં આવી હતી.

વધારે અખતરા કરવા લેખકને માલમ પડ્યું કે કેટલીક રજસ્વલા સ્ત્રીઓની ઝાડપાન ઉપર કાંઇ પણ અસર થતી નહોતી અને આ કારણને લીધેજ ઉપરની દંતકથાઓને વહેમ તરીકે ગણવામાં આવી હશે ૧૯૨૮ ના ઓકટોબર મહીનામાં ફરીથી અખતરો કર્યો, તો માલમ પડ્યું કે રજસ્વલા ચાકરડીએ જો રબરનું મોજું હાથે પહેર્યું હોય તો ફુલ ઉપર કાંઇ પણ અસર થતી નહોતી, અને ફુલો ઉપર પુષ્કળ શ્વાસોશ્વાસ નાખ્યો હોય તોપણ કાંઇ અસર થતી નહોતી આ ચાકરડી અને રજસ્વલા નહોતી તેવી પેલી બીજી બાઇ ( Control ) એ બન્નેને લોટ, ખાંડ, દુધ, અને યીસ્ટ Yeast ( આથો લાવનાર જંતુ ) આપી કેક (Cake) બનાવવા કહ્યું. બધું સરખા માપનું બન્નેને આપ્યું હતું, તે છતાં રજસ્વલા ચાકરડીના કેક આઠ ૩૮ સેન્ટીમીટર ( અઢી સેન્ટીમીટર-એક ઇંચ ) ફુલીને ઉંચા થયા ત્યારે બીજી બાઇના પાંચ સેન્ટીમીટર ઉંચા થયા આ વધારે ઉંચા કેકનું વજન ગ્રામ Gramme (એક ગ્રામ-પદર ગ્રેન ) થયું ત્યારે ચાકરડીના કેકનું વજન માત્ર ગ્રામ થયું કાચની નળીઓ (Test Tube) માં અજમાવતા યીસ્ટ (Yeast) ના ભેળાણમાં વધારો થવામાં છ થી આઠ કલાક વાર લાગેલી જણાઇ

ડિસેમ્બર અને જાન્યુઆરીમાં અટકાવ વખતે વધારે શોધખોળ કરતાં આલમ પડ્યું કે ચાકરડીના પરસેવામાં ઝેર રહેલું છે, પણ થુંકમાં નહોતું તેમ લોહીના પાણી જેવા પ્રવાહી ભાગમાં ઝેર નહોતું, પણ લોહીના લાલ રજકણોમાં ( Red corpuscles ) માં ઘણું ઝેર હતું. તેથી એમ જણાય છે કે લાલ રજકણોને રસ્તે ઝેર શરીર બહાર આવે છે. આ ઝેર તાપથી નાશ પામતું નથી. ૧૦૦ ડીગ્રી સેન્ટીગ્રેડ ( ઉકળતા પાણીની ગરમી ) તાપમાં પંદર મીનીટ સુધી લોહીને તપાવતાં પણ ઝાડપાન ઉપર અસર કરનારી ઝેરની શક્તિમાં કાંઇ ખાસ ફેરફાર થયેલો જણાયો નહિ. લેખકને એમ લાગે છે કે આ ઝેરની શોધથી બીજા નવા માર્ગ જડશે, અને જંતુનાશક અસર જે જણાઇ છે તેને લાભકારક રીતે ઉપયોગમાં લેવા સારૂં વધારે શોધખોળની જરૂર છે.•

પ્રો. શીકનો ઉપરનો લેખ વાંચ્યા પછી આપણા રિતરીવાજો વીશે શોધખોળ થવાની જરૂર છે એમ સમજાશે. પશ્ચિમના વિદ્વાનો પાસ કરે તેટલા ખરા, અને બાકીના ખોટા છે એમ હજુ સુધી મનાય છે. તો દાક્તરની છાપ લઇને આવેલો ઉપરનો લેખ આપણી આંખો ઉઘાડવાને ભાગ્યશાળી થશે એવી આશા છે.

' અભ્યાસી. '
(સાહીત્ય)

# વિધવા માતાના લાડ.

શામલાલ બાહાદુરની સ્ત્રી રમાબાઇ ગામડામાંથી આવેલી અને ગામડાના અજ્ઞાન લોકોમાં ઉછરેલી હોવાથી પતિ પુત્ર તરફ કેવી રીતે વર્તવું તે તેને માલુમ નહોતું. તેનો ધણી સરકારી અમલદાર હતો અને લોકોમાં તેની ઇજત ઘણી સારી હતી પણ આ સ્ત્રી અજ્ઞાન હોવાથી તેને તેની તરફથી જરાપણ સુખ નહોતું એક સમયે તેને બહારગામ જવું પડ્યું અને ત્યાંની હવા ખરાબ લાગવાથી બીમાર પડી ઘેરે આવ્યો પણ સ્ત્રી અજ્ઞાન હોવાથી મંદવાડમાં યોગ્ય સારવાર ન થવાથી તેનું ઓચીંતુ મરણ થયું તેથી રમાબાઇ વિધવા થઇ પરંતુ તેને એક હરિદાસ નામનો પુત્ર પાંચ વરસનો હોવાથી તેને તે તરફથી દીલાસો હતો. તેથી થોડા દિવસ રોઇ કુટીને પતિનું દુઃખ વીસરી ગઇ. અને ઘરમાં જે કંઇ થોડું ઘણું દ્રવ્ય હતું તે વેચી વેચીને પોતાનું તથા પુત્રનું પેટ ભરવા લાગી. તે પણ દ્રવ્ય ખુટી ગયું ત્યારે પોતે દળણું દળીને પણ પેટ ભરવા લાગી પરંતુ ધણી છતાં જે સારૂં સારૂં ખાવાનું પહેરવાનું મળતું તે બધું ભુલી જવાયું અને જેમ તેમ કરીને દિવસો પુરા કરતી હતી, જેમ એક જંગલી પશુ બીજા હાની દિવસ પુરા કરે તેમ તેને સિવાય મજુરી કંઇ સુઝતું નહોતું. આઠ વરસનો હરિદાસ થયો પણ રમાબાઇ અજ્ઞાન હોવાથી તેને ભણવા મોકલતી નહોતી પણ પાડોશમાં રહેનારી સ્ત્રીઓએ વારંવાર સલાહ કરવાથી એક અધ્યાપક પાસે તેને ભણવા મોકલ્યો પરંતુ આ હરિદાસ માતાના અજ્ઞાન સંસ્કારથી જડ જેવો બુદ્ધિમાં મંદ હતો અને લડવામાં તોફાનમાં હાંસીમાં અને રમવામાં તૈયાર હતો તેથી તેને ભણવાનું લક્ષ નહોતું તથા ભણવાનું

પણ ચડતુ નહોતુ. જ્યારે બીજા છોકરા એક વરસમાં બે ચોપડી વાંચી ભણી તૈયાર થઇ ગયા ત્યારે આ હરિદાસને સો સુધી આંક પૂરા નહોતા આવડયા.

એક વખત સરકારી પરીક્ષકે પાઠશાળા તપાસી ત્યારે હરિદાસના માટે અધ્યાપકને ઠપકો મળ્યો તેથી બીજી વખત જ્યારે હરિદાસ ભણવા આવ્યો અને અડપલાં કરવા માંડયો તથા ભણવામાં ચિત્ત ન રાખ્યુ તે વખતે બે ચાર સોટી અધ્યાપકે લગાવી દીધી. જ્યાં માર પડયો કે આ હરિદાસ બદમાસનો સરદાર બની મોટા જોરથી રડવા લાગ્યો અને અધ્યાપકને ગાળો દેતો દેતો ઘેર આવ્યો.

છોકરાને રડતો દેખી તેની માતા એકદમ બહાર આવી. બેટાને માટે હાથ ફેરવી ખોળામાં બેસાડી પૂછવા લાગી કે કોનો દિવસ ઉઠયો છે કે તને મારવા તેની હિંમત થઇ છે. બોલ જલદી, તેની ખબર લઇ આવુ અને તેને તને મારવા બદલ સ્વાદ ચખાડું!!! હરિદાસે શિક્ષકનું નામ દીધુ ત્યારે રમાબાઇએ અધ્યાપકને દશ વીશ ખરાબ ગાળો દઇ કહ્યું—બસ! હવે તારે ભણવા જવાનું કામ નહીં, કદી શિક્ષક મા ગે અને તારૂ લોહી સુકાઇ જશે અથવા માંદો થઇને મારી આંખો જેવો વહાલો તુ મરી જાય તો મારી આખી જીંદગી રદ થઇ જશે માટે હવેથી તારે ભણવા ન જવુ.

માનો દિવસ તો રાધવા પીસવા વગેરેની મજુરીમાં પૂરો થતો પણ હરિદાસને કંઇ કામ નહોતુ તેથી દિવસ પૂરો કેમ કરવો તે મોટી ચિંતા હતી. બીજા છોકરા ખેલવા ત્યારે ખેલવા જતો પણ જ્યારે બીજા છોકરા ખેલનારા ન હોય ત્યારે તેણે શું કરવું તે મોટો વિચાર થઇ પડયો?

શહેરમા કેટલાક રખડેલ નાના છોકરાઓ જ્યાં જુગાર ખેલતા ત્યાં આ હરિદાસને જવાની ટેવ પડી અને ત્યાં જે છોકરો જુગારમા કમાતો તે ખુશ થઇ જ્યારે મીઠાઇ લઇ ખાતો ત્યારે આ હરિદાસ તેને હાથ જોડી ભીખારી માફક કંઇ માગતો ત્યારે આ જીતેલો જુગારી થોડી મીઠાઇ તેને પણ આપતો એમ કરતાં કરતાં જુગારીની સોબતમા જુગાર ખેલતાં અને મીઠાઇ ખાતા શીખ્યો પણ તેની પાસે કઇપણ પૈસા ખેલવાના ન હોવાથી તેની સાથે કોઇપણ ખેલતું નહોતું પણ ભીખ માગતા કોઇ વખત પાઇ પૈસા તથા મીઠાઇ ખાવા મળતી હતી. માતાને પણ કોઇ વખત હરિદાસ મીઠાઇ ખાવા આપતો તથા પાઇ પૈસો આપતો તે વખતે તેની મા તેને ખોળામાં બેસાડી ખુબ લાડ કરી ખુશ કરતી તેથી હરિદાસ માતાને વધારે પ્રસન્ન કરવા નવી નવી કળાઓ મીઠાઇ ખાવા માટે ખેલવા લાગ્યો.

જે કોઇ છોકરો નાનો હોય તેની પાસે પાઇ પૈસો હોય કે ખાવાનું હોય ત્યારે ઝુંટવીને હરિદાસ લઇ ખાઇ જતો અથવા લઇને દોડી જતો. નાનો છોકરો તેને પકડી શકે નહી લડી પણ શકે નહી તેથી રોઇ રોઇને ચુપ રહેતો.

એમ કરતા કરતાં તે હરિદાસને એટલી બધી ખોટી આદત પડી ગઇ કે તેને હવે મીઠાઇ ખાધા વિના ચાલેજ નહીં તેથી રોજ બે ચાર છોકરાને સતાવી તેની મીઠાઇ ખાઇ જાય અને વખતે મારામારી પણ કરે પરંતુ તેને નાનો જાણી ઘણા ખરા મોટા છોકરા મારતા નહોતા તેમ તેની સાથે લડતા પણ નહોતા તથા નાના છોકરાને તે કાળ સમાન હતો

એમ ત્યારે હરિને મીઠાઈ ખાઈ જવામાં ને એક નાની છોકરાઓએ લુંગરા તરીકે પ્રસિદ્ધ થઇ ગયો.

એક વખત રમાબાઈના ઘર આગળ બે ચાર નાનાં છોકરાં પોતાની આયો સાથે તેના ઘેરે આવી તેની આગળ ફરીયાદ કરી કે હરિદાસ રોજ રોજ મીઠાઈ ઝુંટીને ખાઈ જાય છે. તથા પૈસા લુંટી લે છે તે લક્ષણ સારૂં નથી માટે હવે તેને સમજાવી દેજો।

રમાબાઈ આખો કાઢી પોતાના છોકરાનો હાથ પકડી તે બાઈઓના દેખતાં તેને બે ચાર ધબ્બા મારી કહેવા લાગી કે આ મારો એકનો એક છોકરો પણ તમારી આંખોમાં ખુંચે છે! તમે બધી ભેગી થઇને મારી નાખો! એણે કદી મીઠાઈ લીધી તેમાં તમારા ઘરમાં શું એટલી પણ દયા નથી? કે મારો છોકરો જરા મીઠાઈ ખાય તે પણ તમને સહન થતું નથી! જો તમને દયા હોય તો તમારા છોકરાને આપો તો મારા છોકરાને પણ આપજો કે તે ફરીથી રડાવે નહીં અને જો ફરીયાદ કરવી હોય તો જીવતોજ તેને મારી નાખજો કે મને લડવું ન પડે!

બાઈઓ સુશીલ હોવાથી કજીઆનું મો કાળું કરીને પોતાના ઘેરે આવી અને ફરીથી પોતાના બાળકોને સમજાવી દીધાં કે તમારે મીઠાઈ લઇ ઘરનાં બેસીને ખાવી પણ બહાર લઇ જવી નહી કે ફરીથી આ ધાંધલ કે કલેશ કરવો ન પડે. આ પ્રમાણે બધાં છોકરાં તેનાથી ડરીને ચાલવા લાગ્યાં તેથી હરિદાસને મીઠાઈ ખાવાની મળી નહી

જ્યારે હરિદાસને મીઠાઈ ન મળી ત્યારે ફિકરમાં ગામમાં ફરવા લાગ્યો ત્યારે ધારી ધારીને જોવા લાગ્યો અને જ્યાં કોઇ ધ્યાન પહોંચાડનાર ન હોય ત્યાં જેનો માલ જે હાથમાં આવ્યું તે લઇ રસ્તો પકડવાનું શીખ્યો અને કોઇવાર પકડાતો. તો રડી ગયો ને કે થોડો માર ખાઇ છુટી જતો. ખરાબ ચાલ પડેલી બહુ મુશ્કેલીથી છૂટે છે તેમાં પણ જ્યારે ઉત્તેજન મળે ત્યારે તો જવાની વાતજ શું કરવી? એક સમયે જ્યારે તે પકડાયો અને ઘણો માર પડી તો પણ તેની માતાએ ઠપકો આપવાને બદલે વધારે લાડ કરી તેને સંતોષ્યો તેથી તે બાળક હવે પક્કો ચોર થયો અને નાની ચોરીઓ કરવામાં આગળ નીકળ્યો.

જુગારીઓ જેમ પોતાની જીત અડધી કીમતે વેચી દે છે તેમ આ પણ ચોરીનો માલ મળે તેને અડધી કીમતે વેચી રોકડું નાણું માને આપતો તેથી મહીને કેટલાક રૂપીયા લાભનો થયો અને મા પણ તેને વારંવાર મીઠાઈ બનાવી આપી તેને ખુશ કરવા લાગી. માએ રળવાનું છોડી તેની ચોરેલી વસ્તુ સંભાળવાનું તથા વેચવામાં મદદ કરવાનું માથે લીધું તેથી તે હરિદાસ એક નિપુણ પક્કો ચોર નીકળ્યો અને હવે કોઇ મોટી ચોરીના વિચારો કરવા લાગ્યો કે જો બે ચાર હજારનો માલ હાથ આવે તો રોજની ચોરી કરવી મટી જાય તથા થોડી થોડી ચોરીમાં માર ખાવો પડે, પકડાવાનો ભય રહે તે ઠીક નથી પણ જો ધન હાથ આવે તો લઇને નાસી જવાની ઇચ્છા રાખી હતી

તેની માતા તેને સહાયક હોવાથી તેણે ખુબ હિંમત રાખી હવે ફરવા માંડ્યું તેમાં તેને એક મોટી રકમનો માલ હાથમાં આવી ગયો.

એક ધનાઢ્ય શેઠને વૃદ્ધાવસ્થામાં એક પુત્ર થયો તે જ્યારે એક નાના નોકર સાથે બહાર ફરવા નીકળ્યો. અને તે બન્ને જણા સાંજના પાંચ વાગે ઘરથી નીકળી જ્યાં બીજા છોકરા ખેલતા હતા ત્યાં જોતા ઉભા રહ્યા. નોકર ખેલવામાં હોંસીયાર હોવાથી બીજા છોકરા ભેગો ભળી ગયો અને એક દીલથી તેમાં ભળી જવાથી શેઠના છોકરાની ચિંતા પણ તેને મનમાં ન રહી.

બીજા છોકરા જ્યારે આમ તેમ દોડયા અને શેઠનો પુત્ર પાસેના ચોતરા ઉપર બેઠો. પણ શીયાળાના દિવસ હોવાથી રાત જલદી પડવા આવી અને અંધારૂં થયું પણ રમનારાઓનો દાવ પૂરો થયો નહીં. શેઠનો છોકરો ગભરાઇ રડવા લાગ્યો તેવામાં એક બદમાશ હરિદાસ ત્યાં આવી લાગ્યો, અને તેના હાથ પગ કાનમાં બે હજારનું ઘરેણું હીરા માણેકથી જડેલું દેખીને ખુશ થઇ ગયો અને છોકરાને કહ્યું કે ચાલ તારા ઘેર તને પહોંચાડી દઉં, તારા બાપ તને બોલાવે છે ! વાર ન કર ! છોકરો નાનો અને અજ્ઞાન હોવાથી તેને વિશ્વાસ આવ્યો, રડતો બંધ થયો અને હરિદાસ તેને લઇ રસ્તે પડયો. આમ તેમ બે ત્રણ આડી શેરીઓમાં ફરી ઉંધે રસ્તે ચાલવા લાગ્યો ત્યારે છોકરાએ કહ્યું કે મારૂં ઘર તો પેલી બાજુ છે આમ ક્યાં લઇ જાય છે, હું તો તારી સાથે નહીં આવું. ચાલ પેલી તરફ, એમ કહી હઠ પકડી છોકરો ઉભો રહી ગયો, પણ આ હરીદાસે જોયું કે આ સીધો આવે તેમ નથી તેથી તેડી લઇ જરા ખુલ્લામાં ખેંચી લઇ બગલમાં બેસાડી પાસેની ચાદર તેના ઉપર નાંખી કહ્યું કે ચાલ જ્યાં લઇ જાઉં ત્યાં આવ, અહીં કોઇ તારૂં રક્ષક નથી ! વધારે બોલીશ તો ગળુ દાબી દઇ મારી નાખીશ !

છોકરો ગભરાઇ ગયો અને વિના બોલે તેની સાથે ગયો. હરિદાસ તેને શહેર બાર પાણી જવાના ગરનાળાના રસ્તે લઇ ગયો અને ધીરે ધીરે એ માર્ગે જઇ ઉજડ જગ્યામાં તેને મુકયો તથા તેનાં બધાં ઘરેણાં કાઢી લઇ એકલો મુકી ચાલવા માંડયું તે વખતે તે છોકરાએ કહ્યું કે મને એકલો મુકીને ક્યાં જાય છે ! મારૂં ઘરેણું પાછું આપ અને મારા ઘેર લઇ જા, મારા બાપ મારી વાટ જોતા હશે !

હરિદાસે જોયું કે આ જીવતો રહેશે તો કોઇ દિવસ પકડાવાનો ડર રહેશે. માટે એને જીવતો રાખવામાં સાર નથી એમ વિચારી તેની પાસે જઇ તેનું ગળું દાબી હૈયાત બાળકને નિર્દયપણે મારી નાખી ત્યાં અવાવરૂ કુવામાં ફેંકી દીધો અને પાછો ઘેર આવી ગયો. નોકર ખેલીને જ્યારે આવ્યો ત્યારે શેઠના છોકરાને ન દેખવાથી આમતેમ શોધવા લાગ્યો ત્યારે ન મળવાથી રોતો રોતો ઘેર આવી છોકરો ખોવાઇ જવાની ખબર શેઠને આપી. એક તો એક પુત્ર ઘરેણાં સહિત ગુમ થવાથી શેઠને ઘણો ક્રોધ ચડયો અને નોકરને ખુબ મારી ધમકાવ્યો કે, જા ગમે ત્યાંથી મારા છોકરાને શોધી લાવ નહીં તો પોલીસમાં પકડાવી તારી ખબર લેવડાવીશ.

શેઠે જાતે દોડી ગામ ગામે સરકારમાં સીપાઇઓને જગાડી રાજાને ઘણું દ્રવ્ય આપી તે છોકરાની શોધ કરાવી પણ ક્યાંયે પત્તો નહીં. ઘર ઘર દુકાન દુકાન ગલી ગલી ત્રણ દિવસ સુધી શોધ કરવા છતાં પુત્રનો પત્તો મળ્યો નહીં, ત્યારે રાજાએ શહેર બહાર ઉજડ જંગલમાં કુવા, વાવડી, ખાડા ખાબોચીયાની શોધ કરવા સેંકડો સીપાઇ મોકલ્યા ત્યારે છોકરાનું ખવાઇ ગયેલું મડદું કુવામાંથી મળી આવ્યું. અને બહુ મુશ્કેલીથી છોકરાના મુડદાને શેઠે ઓળખી

રાજાને કહ્યું કે, મડદું તો મળ્યું પણ માલ મળવો જોઈએ તથા તે ખુન કરનાર ચોરી કરનારને પકડી શિક્ષા કરવી જોઈએ. રાજાએ પણ જાસુસોને તુર્ત હુકમ કર્યો કે કુવા પાસે જેના પગ હોય તે માણસનો પત્તો લગાડો. ઘરેણું શોભા આપે છે પણ તેથી પહેરનાર બાળકને કેટલું નુકશાન છે તે શેઠને પ્રથમ લોકોથી ખબર મળેલી તથા ડાહ્યા માણસોએ તેને વાર વાર સુચના કરી હતી કે, આવાં ખોટાં લાડ કરી બાળકને શોભાવવા કરતાં વિદ્યાદાન આપી તેને પોતાનેજ રત્ન સમાન બનાવવાની આવશ્યકતા છે વિગેરે ઘણું કહ્યા છતાં આ શેઠ પોતે પુરાણા જમાનાનો હોવાથી ઉલટું ડાહ્યા માણસોને ઠપકો આપતો કે જેના ઘરમાં દાગીના હોય પુત્ર હોય રૂપીઆ હોય તેજ ઘરેણાંથી દીપે, નિર્ભાગીઓ પુણ્યહીનો પુત્ર વિનાના તથા ધન વિનાના ક્યાંથી છોકરાને પહેરાવી ઓઢાડીને ખુશ થાય! ખબરદાર! તમારે મારા છોકરાની વાત ન કરવી! નજર લાગશે તો મારો છોકરો માંદો થઈ જશે આવી રીતે તે શેઠ બીજાને ધમકાવતો હોવાથી તેઓ તેની દયા ખાતા હતા કે કોઈ વખત આ કાંતો દાગીના ગુમાવશે અથવા કાંતો આ છોકરાને ગુમ કરશે! પણ જ્યાં સુધી રાજા સત્તાધીશ હોવાથી કાયદો ન બાંધે ત્યાંસુધી આવા અજ્ઞાન માબાપો પોતાના છોકરાને પોતાના હાથેજ મરાવવા ઘરેણાં પહેરવાની બુરી આદત છોડવાના નથી અને આપણે કદાચ કહેવા જઈએ પણ જ્યાંસુધી પુરનો ટેટો નહી દેખે ત્યાં સુધી આ માનવાનો નથી, તેથી હવે તેને કાંઈ કહેવું પણ નહોતું તેમ તેમ શેઠે પણ મારા દાગીના બનાવી પહેરાવી તેને એક નોકર સાથેજ ફેરવવા માંડયો હતો પણ પોતાના છોકરાની ચિંતા જેટલી પોતાને હોય તેટલી નોકરને ક્યાંથી હોય? અને આખરે છોકરા તથા ઘરેણાને બદલે કોઈએ બાંધેલું મડદું દેખવામાં આવ્યું ત્યારે તે શેઠનું મોઢું કાળું શ્યામ થઈ ગયું પણ તે મારનારને શિક્ષા કરાવવા બદલ હજારો રૂપીયા ખર્ચ કરવા માંડયાં.

પેલા ડાહ્યા માણસો વિચારતા હતા કે ધનવાનોની બુદ્ધિ કેટલી દુષ્ટ હોય છે કે પોતાના ધનનો સદુપયોગ કરવાને બદલે પોતાના હાથે છોકરાને બાપમાં નાંખી હવે પાછું દ્રવ્ય બગાડવા મંડયો છે। તે કરવા કરતાં પુણ્યના માર્ગે ધન ખરચી પર લોકનું હિત સાધે તો કેટલો ફાયદો થાય! મારનાર કદી પકડાઈ ગયો જશે તો પણ તેનો છોકરો જીવનાર નથી તેમ વિચારી પાછું શેઠને સમજાવવા લાગ્યા કે ભાઈ! હવે તું વૃદ્ધ છે, કાલે તને કોણ દીપો, તારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ અને અમારું કહેવું ન માન્યું, હવે પણ સમજ. અને તારો પૈસો ધર્મમાં લગાડી પરમાર્થ કરી પર ભવનું હિત સાધ હવે તારો છોકરો મરેલો જીવતો થવાનો નથી. વ્યર્થ સમય અને ધન કેમ ગુમાવે છે! છોકરા માફક તારું મૃત્યુ પણ હવે નજીક આવે છે તે કેમ સમજતો નથી! શેઠ વૃદ્ધ હોવાથી કાંઈક સમજ્યો પણ છોકરાના મારનારની શોધ કર્યા વિના તેની આબરૂ પણ આવે તેમ નહોતી તેથી તેણે શોધ કરતાં આખરે દાગીના સાથે પેલા હરીદાસને પકડાવ્યો. સીપાઈઓએ પણ અનેક ઠેકાણે ફરી છ માસે નાસેલા હરિદાસને પકડી કાઢ્યો હતો અને જ્યારે કોર્ટમાં કેસ ચાલ્યો ત્યારે હરિદાસે મરદ થઈ કબુલ કર્યું કે મેં માર્યો છે. અને ગુનોહ સાબિત થવાથી તેને ફાંસીની શિક્ષાનો હુકમ થયો.

ફાંસીના દિવસે ચૌટામાં માણસો તેને ફાંસીએ ચઢતો જોવા આવ્યાં હતાં અને જેની

ખુશીમાં આવે તેવો અભિપ્રાય આપતાં હતાં, કોઇએ શેઠનો દોષ કાઢ્યો, કોઇએ રાજાનો દોષ કાઢ્યો, કોઇએ સરકારનો દોષ કાઢ્યો, કોઇએ ખોટા રીતરિવાજોનો દોષ કાઢ્યો કોઇએ છોકરાનો દોષ કાઢ્યો, પણ કોઇએ છોકરાની માતાનો દોષ ન કાઢ્યો તેથી હરિદાસના મનમાં બહુ લાગી આવ્યું કે બધામાં અધિક પાપિણી તો મારી માતા છે અને તે કુશળ ક્ષેમ બચી જાય તે તો બહુ ખોટું! માટે હું જ તેને જીવતા જીવતા શિક્ષા કરી જાઉં.

જ્યારે ફાંસી ચડાવવાનો અમલ થયો ત્યારે તેને એજ સમયે સીપાઇએ પૂછ્યું કે તારી ઇચ્છા કોઇ બાકી રહી હોય તો શીઘ્ર બોલ! તારી આ છેલ્લી ઘડીઓ જાય છે. જન્મ ધર્યો ના ધર્યો જેવો તું થઈ જઇશ!

હરિદાસે લોકોને પ્રાર્થના કરી કે ભાઇઓ! એક મારી પ્રાર્થના છે કે મારી વહાલી માતાને બોલાવો! તેને મારે વાત કરવી છે તે મારા મનમ જ રહી જશે! લોકો પણ આગ્રહ કરી તેની માતાને બોલાવી લાવ્યા અને મા બેટો પરસ્પર પ્રેમથી અંત ઘડીએ ભેટયા તે સમયે પુત્રે કહ્યું; માતા! તારી જીભ કાઢ, હું ચુંબન કરી લઉં અને ફાંસીએ ચડું! માતાએ જીભ કાઢી ત્યારે હરિદાસે પોતાના દાંતમાં એટલા જોરથી કચડી કકડો જુદો પાડ્યો કે સુડીમાંથી જેમ સોપારીનું ફાડચું અલગ પડે છે!

માતા હાય બાપ કરવા લાગી. હજારો લોકો તે દુષ્ટ છોકરાને ધિક્કારી મારો કાઢી મારવા તૈયાર થયા પરંતુ સીપાઇએ તેમને રોકયા કે હવે તેને ફાંસી ચડાવવું છું. મારવાથી અધિક શું છે તે વખતે છોકરો હસી પડ્યો અને બોલ્યો કે હવે હું સુખેથી ફાંસી ચડીશ! પાપી માતાને યોગ્ય દંડ કરવાથી હવે મારો જીવ શાંત થયો છે!

લોકો વિચારમાં પડ્યા કે માતાએ શું પાપ કર્યું છે? તે માતા બોબડી થવાથી બોલી શકશે નહીં તથા છોકરો ફાંસી ચડવાથી મરી જશે તો ખરી વાત કોણ કહેશે? તે માટે બધા લોકોએ સીપાઇને કહ્યું કે પ્રથમ તેની વાત સાંભળી પછી ફાંસી ચડાવીદો પરંતુ છોકરાએ રાજા સિવાય તે વાત કોઇને પણ કહેવા ના પાડવાથી રાજાને બોલાવ્યો અને છોકરાએ માતાની વાત કહેવા માંડી- રાજા સાહેબ! જ્યારે હું નાનો હતો ત્યારે મારી માતા મને જો તે વખતે ભણવા મોકલત, અને રસ્તામાં ન રખડાવત તો આ મારી દુર્દશા કેવી રીતે થાત! પ્રથમ તો નાનું બાળક રમતીયાળ હોય, રમતમાં જીવ હોય, ભણાય નહી ન આવડે તો જરા માર પડે કે હસ્તદંડ બેવ મફત છોકરો ચમકે તે વખતે જો મા બાળકનું ઉપરાણું લે તો છોકરો તો પ્રથમ ખુશી થઇ જાય પણ તેનો આખો દિવસ કેવી રીતે પૂરો થાય તે વિચાર તેની માતાને હોવો જોઇએ! અધ્યાપક ક્રોધમાં આવી કદાચ મારે તો વખતે વધારે માર ન લાગે તે માટે એકાંતમાં માબાપે અધ્યાપકને સમજાવવો જોઇએ પરંતુ બાળકને તો ગમે તેમ સમજાવી પાછો ભણવા મોકલવોજ જોઇએ

બાળક અને પાણી બરોબર છે જેવા રંગમાં મુકો તેવા રંગમાં બદલાઇ જાય! હું જો જુગારીની સોબતમાં મીઠાઇ ખાતા ન શીખ્યો હોત તો મારી માને મને મીઠાઇ માટે ચોરી કરતો ન કરવો પડત! વળી આ નિમજી બાળક જ્યારે મીઠાઇ લઇ આવ્યો ત્યારે ક્યાંથી

લાવ્યો તે પૂછવાને બદલે પણ હરામનો માલ આવ્યો તૈયાર થઇ ગઇ અને મને દિવસે દિવસે ચોરી કરતો જાણવા છતાં મને વારવાને બદલે મને આજે પાકા ચોર અને ખુની તરીકે લોકમાં ફજેત કરાવી ખુરા હાલે મરાવી દુર્ગતિમાં પહોંચાડે છે અને મારો અમૂલ્ય મનુષ્ય જન્મ વ્યર્થ કરાવે છે! હા! ફરીથી હું મનુષ્ય જન્મ કેવી રીતે પામીશ! રાજાને આવી વાતો સાંભળી મનમાં ઘણી દયા આવી અને બધા લોકોને પુછ્યું કે આ છોકરાને ફાંસી ચડાવી તેની જીંદગી રદ કરવા કરતાં જો એક વખત તેનો ગુનોહ માફ કરી સારે રસ્તે ચાલવાનું કરીએ તો કેમ!

લોકોએ તેને ટેકો આપ્યો અને બધાએ જોરથી અવાજ કર્યો કે એક વખત તેને જીવન દોરી આપવી જોઇએ! બીચારો જ્યારે આટલો પશ્ચાતાપ કરે છે તથા તેની બહુ નાની ઉમર છે, વિના ભણે પણ તેની આવી સુંદર વાણી છે તો તે ભણ્યા પછી શું શું સારૂં કાર્ય નહીં કરી શકે!

રાજાએ શેઠને પૂછ્યું કે જ્યારે તમારી વૃદ્ધાવસ્થા છે તમારે પુત્ર નથી હવે થવાની આશા પણ નથી, ધન પારકો કોઇ ખાઇ જશે તે કરતાં તમનેજ જો આ પુત્ર સોંપવામાં આવે અને તેની ભણવાની તજવીજ કરવામાં આવે તો તે સુધરી તમારૂં નામ કેમ નહીં રાખે!

શેઠે પોતાની પત્નીને રાજાની બધી વાત સમજાવી તથા તેને ધૈર્ય આપ્યું કે હવે આપણે જ્યારે વૃદ્ધ થવા છીએ ત્યારે આટલો પણ પરમાર્થ અંત વખતમાં શા માટે ન કરી જઇએ? તેની પણ સુબુદ્ધિ થઇ ગઇ તેથી તે છોકરાને શેઠને સોંપ્યો અને શેઠે સારા શિક્ષક પાસે બે વરસ સુધી ખુબ ભણાવ્યો. ધર્માત્મા શિક્ષકે પેટના પુત્ર માફક પોતાનું બધું કાર્ય છોડી તેને ભણાવ્યો.

શેઠની વૃદ્ધાવસ્થામાં કાંઇક અધિક સુખ દેખવું લખ્યું હશે જેથી આ છોકરો ભણવામાં એટલો સરસ નીકળ્યો કે જે વિદ્યાર્થીઓ દશ વર્ષમાં અભ્યાસ કરી શક્યા નહોતા તે આ ખંતથી ભણવા મંડેલો હોવાથી બે વર્ષમાં તૈયાર થઇ ગયો અને જ્યારે રાજાને આ વાતની ખબર પડી ત્યારે શેઠને ખાસ ભલામણ કરી કે આ વિદ્યાર્થીને હમણાં ભણાવવાનું બંધ ન કરવું તેથી વધારે નિપુણ શિક્ષકોને બોલાવી તેને સોંપ્યો. સરસ્વતીના વરદાન માફક આ વિદ્યાર્થી સાક્ષાત્ બૃહસ્પતિનો અવતાર બની ગયો અને રાજાએ તેને ન્યાયાધીશની જગ્યા આપી તેની ઇજ્જત વધારી.

આ ન્યાયાધીશમાં એ ખુબી હતી કે કોઇ પણ ગુનાહમાં નિરપરાધીને અથવા સાપરાધીને અધિક શિક્ષા કરવાને બદલે તેની મેળે પશ્ચાતાપ કરી પોતે તેવા પાપથી અટકે તેવી ખાસ યોજના કરી હતી. અને પોતે કેદખાનામાં જઇ તે કેદીઓની ખાનગી તપાસ કરી તેમની વર્તણુક તપાસી જેનામાં અધિક યોગ્યતા દેખાય તેને કરેલી શિક્ષામાં પણ ઓછી શિક્ષા કરી છુટા કર્યા હતા.

નાની ઉમરના બાળકોને ફટકા મારવા કે કેદની શિક્ષા કરવાને બદલે ઉદ્યોગ શાળામાં મોકલવાનું રાખ્યું હતું. એક વખત જ્યારે ન્યાયાધીશ પોતે ગાડીમાં બેસી ફરવા નીકળેલો ત્યારે તેની ખરી માતા

અંદા કપડાંથી છોકરાંથી પજવાતી જોઇ. તેને દયા આવતાં પૂર્વ પ્રેમથી હૈયું ભરાઇ આવ્યું અને તેના ચરણમાં પડી પોતે પોતાનો જીભ કરડવાનો અપરાધ ક્ષમાવ્યો અને કહ્યું. હે જનની! જો કે તારો અપરાધ ઘણો મોટો હતો છતાંપણ જેમ દયાની આકાંક્ષા રાજા પાસે મેં રાખી હું છૂટો થઇ સુખી અવસ્થા પણ પામ્યો અને ઇજ્જત પણ પામ્યો, પરંતુ મેં નિર્દયતાથી તારી જીભને નુકશાન કર્યું છે તેથી તું હવે કોઇપણ રીતે સારી થઇ શકે તેમ નથી તથા તારી પાસે કંઇપણ દ્રવ્ય ન હોવાથી છોકરાંઓ તને ચીડવે છે. અહાહા! તારો કરેલો અપરાધ હું કેવી રીતે વાળી આપું? પરંતુ શીકર નહીં ધન અને બુદ્ધિ શું નથી કરી શકતાં આજથી તું મારા ઘેર ચાલ, પુરાણા ઘરને પડતું મુક, અને મારો રસોઇઓ તને એકદમ ગળે ઉતરી જાય જીભને તકલીફ ન પડે તેવી રાબડી જેવી તારી ઇચ્છિત વસ્તુઓ પુરી પાડશે. આ પ્રમાણે કહી ગાડીમાં બેસાડી પોતે માતાને ઘેર લાવી નોકરોથી તેની યોગ્ય વ્યવસ્થા કરાવી બનતી રીતે પોતે પણ સેવા કરવા લાગ્યો તેથી એક જીભની કસર સિવાય બીજું કશું દુઃખ માતાને રહ્યું નહોતું.

માતાથી બોલાય તેમ નહોતું અને બોલ્યા વિના તેનાથી કંઇપણ સમજાય તેમ નહોતું તેથી પુત્રે એક સારા નિપુણ શિક્ષકની સહાયતાથી તેને ઇસારત વડે ભણતાં શીખવવા માંડ્યું પ્રથમ તો જરા મ્હેનત પડી અને મા કંટાળો ખાવા લાગી પણ પુત્રે ધમકી આપી કે ખાવાનું બંધ થઇ જશે તો પૂર્વની પીડા તને પાછી વળગશે તેથી માતાએ હિંમત રાખી ભણવા માંડ્યું. એક વર્ષમાં બારાખડી આંક વગેરે આવડ્યું અને બે વરસમાં તો પોતે પત્રો લખી પોતાના વિચારો જગતને જણાવવા લાગી. સારાં પુસ્તકોનો સંગ્રહ કરી માતાને પુત્રે બતાવ્યું કે ભણવામાં તથા ભણાવવામાં કેટલો આનંદ છે તે હવે તારાથી સમજાશે?

પુત્રની આવી સારી ચાલથી સારા સારા ગ્રહસ્થોને ત્યાંથી તેને કન્યા આવવા માંડી. એક સારા ગ્રહસ્થની કુળવાન કન્યા સાથે લગ્ન કર્યું. આ વખતે તેને એકને બદલે બે માતાઓ અને એક પિતા સહાયક હતાં તેમાં પણ સર્વેને ભણવાનો શોખ લગાડેલો હોવાથી સારાં પુસ્તકોમાંથી સારાં ચરિત્રો પુત્ર પોતે પણ વાંચીને ઘરમાં બધાંને સુશીલ બનાવી તેમનામાં રહેલી ભિન્નતાથી દૂર કરી એક કુટુંબ તરીકે કરી નાંખ્યું હતું. ભાગ્યોદયથી હરિદાસની પત્નીએ પુત્રને જન્મ આપ્યો અને થોડો કાળ તેમને રમાડી શેઠ શેઠાણી સમાધિથી મરણ પામ્યાં.

રાજાએ લોકદ્વારા ન્યાયાધીશની અધીક પ્રશંસા સાંભળી તથા ગુનાહો ઓછા થતા દેખી એક વખત પોતે એકાંતમાં બોલાવી પૂછ્યું કે, મારા રાજ્યમાં કઇ બાબતની વધારે અગત્યતા છે. ત્યારે હરિદાસે ઉત્તર આપ્યો કે આ દુનિયામાં જો કંઇ પણ ઉત્તમ વસ્તુ ગણાતી હોય તો આ મનુષ્ય દેહ છે કે જેમાં પરમાત્માનું ઓળખાણ થાય છે અને પોતે શરીરના બંધનથી મુક્ત થાય છે. જન્મ મર્ણના દુઃખોથી છૂટાય છે. જો આ મનુષ્ય જન્મમાં અજ્ઞાન દશા હોય તો મારી માતા માફક પોતે દુઃખ પામી બીજાને દુઃખમાં નાખવાના કારણ રૂપ થાય છે. અજ્ઞાન દશામાં મેં મારી માતાની જીભ કરડી તેને આખી જીંદગી દુઃખી બનાવી છે, અજ્ઞાન દશામાં એક કોમળ બાળકની હત્યા કરી તેના માત પિતાને દુઃખી બનાવ્યાં પરંતુ જ્યારે મને આપની કૃપાથી જ્ઞાન અભ્યાસ મળ્યો છે અને અત્યારે હું મહા દુષ્ટ મહા ખુની મહા અપરાધી મહા

નિર્દય પણ જગત માનનીય થયો છું તથા મારી માતાને સુખી બનાવી છે, જો કે તે બોલી શક્તી નથી પરંતુ વાંચી લખી જાણે છે, તથા પોતાના હૃદયના ભાવો બધાને સુખેથી જણાવી શકે છે, તથા મને સ પત્તિ મળવાથી તેની ઉમ્મરને કસર છતાં ઇચ્છિત પ્રવાહી ભોજન મળવાથી તેનુ પોષણ થાય છે. અને તે પ્રસન્ન રહે છે. એટલા માટે જો આપને પોતાની પ્રજામાં ખરેખરો આનંદ મેળવવો હોય તો સૌથી સારો રસ્તો એકજ છે કે આપશ્રીએ આજેજ હુકમ કાઢવો કે દરેક માબાપે પોતાના તન્દુરસ્ત છ વર્ષનો છોકરા વા કન્યાને ભણવા મોકલવાં. જો ન મોકલે તો તેનું કારણ બતાવવુ તથા કારણ યોગ્ય ન હોય તો તેમને કઠિન શિક્ષા કરવી અને જે મા બાપો પોતાના બાળકોને સમય ઉપર નિયમિત મોકલે તેમને ખાસ ઇનામ ઉત્તેજન દાખલ આપવું.

દરેક શુભ કાર્યમા તેવા વિદ્યાર્થીઓને બોલાવી સારા ભણવામાં નિપુણ વિદ્યાર્થીઓને પારિતોષિક (ઇનામ) આપવુ. આવી પ્રથા જો દાખલ થાયતો દરેક કાર્યમા પોતાનુ કર્તવ્ય શુ છે તે સમજશે પરંતુ એટલુ આવશ્યક છે કે નિર્ધનતા પણ એક મહાપાપ છે તેથી કેટલાક માબાપો પોતાનું પેટ ભરવામા અસમર્થ હોવાથી તે બાળકોની સહાયતા લે છે અને તેથી બાળકોનો અમૂલ્ય સ્વાર્થ વ્યર્થ જાય છે તેથી જેઓ ભણવામા સારાં બુદ્ધિશાળી હોય તેવા બાળકોના માબાપની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવો. આળસુઓને ઉત્તેજન આપવા કરતા ખરી જરૂરીયાતવાળાં કુટુંબોના નિર્વાહ માટે જે આજતો ની આવશ્યક્તા હોય તે વધારે વપાસી તેમને સુખી બનાવાય તો પછી બાળકોની સહાયતા માબાપને લેવી ન પડે

તથા ઘરેણાના લોભે તે બાળકને મારી મે હત્યાનું પાપ લીધુ છે તે ઘરેણું હવે કોઈ પણ ન પહેરાવે તથા પહેરવાથી કેવું ભયંકર નુકશાન છે, તે પ્રત્યક્ષ બનાવવા તે બાળકના ખુનની જગ્યાએ એક સ્થાન બનાવી રસ્તામાં જતા આવતા લોકોના વચવા માટે ત્યાં એક પથરમાં સ્મરણ લેખ કોતરાવવો તથા જે પ્રમાણે મેં હત્યા કરી છે તે બધો દૃશ્ય બતાવવો જેથી મા બાપો ખોટા મોહમાં ન ફસાય તેવો પ્રયત્ન કરવો. જો કે મારો અપરાધ મોટો છે અને હુ તે પાપથી કેવી રીતે છૂટુ તે મને સુઝતું નથી છતા પણ મારા જેવો બીજો કોઇપણ પાપી અપરાધી ન થાય માટે આપના રાજ્યમાં જુગારખાનુ કે વોરવાર મીઠાઇ ખાવાની આદત છોકરાની ન પડે તે માટે એવા રમવાનાં ઠેકાણા દૂર કરી નિર્દોષ રમતનાં ઠેકાણાં રાખી આપે તથા આપના અમલદાર વર્ગે તપાસવા જોઇએ

એક કોમળ બાળક જ્યારે પૃથ્વી ઉપર જન્મ લે છે, ત્યારે તેના રક્ષક માતપિતા ન્યાતિનો શેઠ રાજા અને ધર્મગુરુ તેને સારે રસ્તે દોરવનારા છે. જો ચારેમાથી કોઇ પણ તેને સારે રસ્તે ન દોરવે અને બાળકને ખરાબ સંજોગો મળવાથી તે બગડી જાય તો તે બાળકનું પાપ ઉપરનાં ચારેને લાગે છે, અને તે પાપના ભારે બોજાથી તેઓને દુર્ગતિમા જવાનો સંભવ છે.

કેટલાક લોકોનું એવું માનવું છે કે જે કરે તેનેજ તેનું ફળ મળે એ વાત સર્વથા સત્ય નથી. કેટલેક અંશે વડીલો પણ ગુનેહગાર થાય છે. નાવમાં બેસનારનો નાવિક નાવ ચલા-

વનાર છે. જો નાવિક સારો ન હોય તો નાવ ડુબે છે તેવી રીતે અનાદિ કાળથી નિશ્ચય અને વ્યવહાર બન્ને નયો સાથે આવે છે. નિશ્ચય નયથી આત્માનું મુખ્ય તરવાનું કે સુતરવાનું સાધન ગુરૂ ઉપદેશ છે. જો ગુરૂનો ઉપદેશ ન મળે તો આત્માની ઓળખાણ પણ થવી મુશ્કેલ છે.

જેમ પત્થરના ટુકડા નદીમાં ઘસડાવાથી ગોળ થઇ જાય છે પરંતુ બધા કકડા પોતાની મેળે ગોળ થઇ જતા નથી કેટલાકને કરવા પડે છે તેથી ધર્મિષ્ઠ સુખ મેળવવામાં પોતાના હૃદયમાં આત્માને આત્મબળથી ઉત્તેજિત કરી ઉપરથી વ્યવહાર નયને મુખ્ય માની સારા ગુરૂની સહાયતા લેવી. જેમ ઉદ્યમને બહારથી પ્રધાન માની ભીતરથી નશીબને પ્રધાન માની ધંધો કરવો જેમ ગુમાસ્તો ઘરનું અને શેઠનું બન્નેનું હિત એકજ વખતે સાચવે છે. આ વિષય ગૂઢ હોવાથી ફરીથી ચર્ચીશું. ન્યાયાધીશની વાતો રાજાને રૂચી અને યોગ્ય રીતે તે અમલમાં મુકવા માંડી.

લેખક.

---

# અખીલ ભારતીય ગોપરિષદ.

નાગપુરમાં કોંગ્રેસના સમયે અખીલ ભારતીય ગો પરિષદની બેઠક સ્વદેશ ભક્ત લાલા લજપતરાયના પ્રમુખપણા નીચે મળી હતી. આ વખતે સંખ્યાબંધ લોકોએ હાજરી આપી હતી. લાલા લજપતરાયે પ્રમુખ પદેથી એક અસરકારક ગોરક્ષકના ધર્મને અનુસરતું ઉમદા ભાષણ કીધું હતું અને તેની હાજર રહેલાઓ ઉપર ભારે અસર થવા પામી હતી.

## લાલા લજપતરાયનું ભાષણ.

તારીખ ૨૭-૧૨-૨૦ સોમવારના રોજ પરીષદની બેઠક લાલા લજપતરાયના પ્રમુખપણા નીચે મળી હતી. તે વખતે રીસેપ્શન કમીટીના પ્રમુખ મી૦ સેઠીએ પોતાના ભાષણની અંદર સમયને અનુસરીને વીવેચન કરી પશુ ધનની રક્ષા કરવા તથા હીંદુસ્તાનમાં સરકારની અંગ્રેજી ફોજ માટે તેમજ આવેલા માંસના ઉદ્યોગ વી૦ માટે જે ગો હત્યા મોટા પ્રમાણમાં ચાલી છે તે બંધ કરવા તેમજ જંગલોમાં જાનવરો માટે ગઉચર ખુલ્લાં મુકવાની ભલામણ કરી હતી તેમજ બીજી અનેક દલીલોથી ગો હત્યા વીષે પ્રસંગાનુસાર ભાષણ કર્યુ હતું.

ત્યારબાદ લાલા લજપતરાયજીને પ્રમુખ સ્થાન સોંપવામાં આવ્યું હતું અને તેઓએ ઘણુંજ વિદ્વતા ભરેલું તથા સચોટ દલીલોથી ભરપુર એવું પોતાનું ઉપયોગી ભાષણ રજુ કરતાં જણાવ્યું હતું કે બીજા દેશોના મુકાબલામાં આપણો દેશ પશુધનના વીષયમાં વધારે નીકમ્મો થતો જાય છે અને ગો રક્ષાના સત્તાધારીઓના આપણા અભાવ અને બેદરકારીને લીધે આપણને, આપણા બચ્ચાંઓને અને આપણા આપણા આખા સંસારને બહુ કષ્ટ વેઠવુ પડે છે. રામાયણ અને મહાભારતમાં યુગે રાજાઓ, ઋષી મુનીઓ અને પ્રજા પશુધનની

કીમત આંકી શકતા હતા અને જે દેશમાં ક્ષીર સાગર રૂપ દુધની નદીઓ વહેતી હતી, જ્યાં ગાયોના દુધથી પ્રજા સંતુષ્ટ અને બળવાન બનતી હતી. અને જે દેશમાં શ્રી કૃષ્ણ ભગવાનની મુરલીના તાન ઉપર ગાયો આનંદ કરતી હતી અને જેને લઇ શ્રી કૃષ્ણ પરમાત્મા ગોપાલ બન્યા હતા, જે ગાયોને પાળવામાં રાજાઓ પોતાનું ઇષ્ટ કર્તવ્ય સમજતા હતા અને ગો પ્રતી-પાળનો ઇલકાબ ધરાવતા હતા અને જ્યાં અનેક વખતે ગાયોના રક્ષણ માટે ક્ષત્રી રાજકર્તાઓએ પોતાના ભોગો આપવામાં પાછી પાની કરી ન હતી, ત્યાં આજે ચાલીચારી કતલ ચાલી રહી છે અને ક્ષીરસાગરને બદલે રૂધીરસાગર દેશમાં ચાલી રહેવાથી ગાયની ભુંડી દુર્દશા થઇ પડેલી છે. સારા પણ ઉમદા પ્રકારના ક્વચીતજ નજરે પડે છે અને તેથી જે ઓલાદ નજરે પડે છે અથવા ભવીષ્યમા થશે તે પણ નીરબલ હોવાથી આપણી જરૂરીઆતો યોગ્ય રીતે પુરી પાડી શકે તેમ નથી વળી આપણે ગાયો ને અને ઢોરોની તરફ તદ્દન બેદરકાર રહીએ છીએ. અને ગંદકીવાળી જગ્યામા તેને રાખવાથી તેમજ દુર્ગંધી તળાવોના હાનીકારક પાણી તથા ખોરાક ખવડાવવાથી જાનવરો તંદુરસ્તી પ્રાપ્ત કરી શકતા નથી બલકે તેની તંદુરસ્તી નષ્ટ થવાથી આપણે પણ સહન કરવું પડે છે માટે જાનવરોના ખોરાક પાણી અને રહેઠાણ માટે સ્વચ્છતાની ખાસ જરૂર છે. ત્યારબાદ આગળ ચાલતા લાલજીએ જણાવ્યું કે આપણા દેશમાં ચામડા તથા માંસના વેપારને માટે સીવીલ તથા મીલીટરી લોકોના ખોરાક માટે તેમજ કુરબાની એ ત્રણ મુખ્ય કારણને લીધે આપણા દેશમા ગોવધ પ્રચલીત છે. ચામડાના વેપાર માટે જે ગોવધ થાય છે તેમજ બીજી રીતે જે ગોવધ થાય છે તેના સતાવાર આંકડાઓ તેઓએ રજુ કર્યા હતા અને મુસલમાનભાઇઓએ હીંદુઓની લાગણીનો વીચાર કરી કુરબાની માટે ગાયો કાપવાનું બંધ કરવા માટેના શુભ ચીન્હો માટે તેઓને મુબારકબાદી આપી હતી. વીશેષમાં તેઓએ જણાવ્યું કે ગાયોના દુધ પુરતા જથામાં લોકોને નહીં મળવાથી તેઓ દુરબળ બનતા જાય છે તેની સાબીતીમા હું એક જ દાખલો ટાંકી બતલાવીશ કે જે બાબત આપણે સર્વને ત્રાસ ઉપજાવે એવો અનુભવ ગયા ઇનફ્લુએન્ઝા વખતે થયેલ છે. તેમણે જણાવ્યું કે તે દરદથી સરકારના સતાવાર આંકડા મુજબ હીંદુસ્તાનમાં ૬૦૦૦૦૦૦ માણસો મરી ગયા હતા, પરંતુ હું તો કહીશ કે તેથી વધારે લાખો માણસો મરી ગયા હશે. ઇનફ્લુએન્ઝાનુ વીવેચન કરતા ડાક્ટરો આપણને કહે છે કે તે દરદ એટલું બધું પ્રાણજનક નથી. જો લોક હરરોજ પુષ્કળ દુધ પીતે પડયો રહે તો તે દરદ સામે ટક્કર ઝીલી શકે છે ને બચી જાય છે પણ અમારી નજર આગળ શહેર અને ગામડાઓમાં દુધ નહી મળી શકવાને કારણે પોતાની શક્તી નહી ટકાવી રાખવાથી લાખો માણસો મરી જતા અમે જોયા છે આજકાલ જે માણસોના મરણનું પ્રમાણ વધ્યું છે તેનું કારણ બીમારી નહી પણ બીમારી સામે ટક્કર ઝીલવાનું તેઓનામા બળ રહ્યું નથી તે છે અને એ નીર્બળતા માટે દુધ અને અન્ન એ બને વસ્તુના અભાવ કેવળ જવાબદાર છે.

ઉપસંહારમાં પોતાનું ભાષણ પુરૂં કરતાં લાલા લજપતરાયજીએ ઘણાજ નીરાશાજનક શબ્દોમાં જણાવ્યું કે સરકારને આ કહેવાની આશા રાખવી નીરર્થક છે. કેમકે સરકાર કોઇના કહેવાથી કરવું તે તેના ગૌરવને હાની થતી હોય એમ સમજે છે અને જે બુદ્ધિ પ્રમાણે જે કરે છે તે સમયના કારણને લીધે ઉલટુંજ પડે છે તેથી હવે અમે સરકારને પ્રાર્થનારૂપે કહેવાની

ઇચ્છા રાખતા નથી અને તેથી દેશના હીત ખાતરની આ વાત હોવાથી તે બતાવી દેવ અમે અમારૂં કર્તવ્ય સમજીએ છીએ. લાલાજીએ વળી કહ્યું કે પ્રથમ તો હોજોને માટે ગોહત્યા થાય છે, તે બંધ થવી જોઇએ. બીજું આપણા ઢોરોનો જે બહાર નીકાસ થાય તે બંધ થવો જોઇએ. ત્રીજું જંગલોની એવી વ્યવસ્થા થવી જોઇએ કે તે આસપાસના ગામના ઢોરો તેમાં ચરી શકે, સાંઢોની હત્યા બંધ થવી જોઇએ, પશુ પક્ષીના શીકારના નીયમો પણ સરકારે ઘડેલા છે તેવા નીયમો પણ સરકારે હજી સુધી ગાયોના રક્ષણમાં બનાવ્યા નથી તે આશ્ચર્ય છે, આ કારણને લીધે આપણા દેશમાં અનેક વિપતીઓ આવી પડી છે અને તેને ટાળવાને માટે હજુ પ્રબંધ જેવા જોઇએ તેવા થયા નથી.

છેવટે લાલાજીએ પ્રજાવર્ગને આ બાબતમાં એકઠે થઇ કંઇપણ ભેદભાવ વગર ગઉ રક્ષણ કરવાને ભલામણ કરી હતી અને ગૌ રક્ષણમાં આપણી પોતાની રક્ષા છે એમ જણાવ્યું હતું, અને પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું.

સબજેક્ટ કમીટી નીમવામાં આવી હતી અને તેણે કેટલાક ઠરાવો ઘડી કહાડયા હતા તથા પસાર થયા હતા તે નીચે પ્રમાણે હતા.

(૧) આ પરિષદ એવો ઠરાવ કરે છે કે (અ) આપણો હીંદુસ્તાન દેશ કે જે ખેતી વાડી માટે ખાસ અનુકુળ છે તેમાં ઢોરોની ઘણી ઉપયોગીતાનો ખ્યાલ કરીને અને હાલમાં જે ઢોરો આપણા દેશમાં હયાત છે તેની સંખ્યા પણ ખેતીવાડી તેમજ દુધ ઇત્યાદી ઉપયોગ માટે પુરતી નહી હોવાથી તેમજ વિશેષમાં સરલ તેમજ ચોખ્ખુ દુધ આખા દેશમાં નહીં મળવાને લીધે મુખ્ય કરીને આપણા બાળકોનુ જે મરણ પ્રમાણ ચોંકાવનારી હદ ઉપર પહોચેલું છે તે સર્વે હકીકત ધ્યાનમાં લઇને આ પરિષદ એવો મત ધરાવે છે કે ગાયો તથા તેની ઓલાદની જે કતલ થાય છે તે તદન બંધ કરવી અને તે હીલચાલમાં પ્રજાની જુદી જુદી કોમોના અગ્રેસરો સામેલ થઈ તેને સંપુર્ણ ટેકો આપે એવી તેમને વીનંતી કરવી.

(બ) દુધાળા તથા ખેતીવાડીના ઉપયોગના ઢોરોની કતલ બંધ કરવા તથા તેમની પરદેશ ખાતે થતી નીકાશ અટકાવવા માટે દેશના કેટલાક પ્રતીનીધીત્વ ધરાવનારા જાહેર મંડળોએ નામદાર વાઇસરોયને લખેલ વીનંતી પત્ર ( memorial ) ના હીંદી સરકારે તેના તા. ૬ ઠી મે ૧૯૨૦ ના ૭૭૮૨૩ નાં પત્રમાં દીધેલાં નીરાશાજનક જવાબથી આ પરિષદ પોતાનો ઘણોજ અસંતોષ જાહેર કરે છે.

(ક) ઘણાં હીંદી રાજ્યોએ તેમના સંસ્થાનોની હદમાં ગાયનો વધ તદન બંધ કરવા વીષેના સંબંધી જે પગલાંઓ ભરેલાં છે તેની આ પરીષદ ભારે કદર કરી નોંધ લે છે.

(ડ) પોત પોતાની હદમાં ગાયોનો વધ બંધ કરવાને માટે પેટા કાયદાઓ પસાર કરવાની આ પરીષદ દેશની સર્વ ગ્રામ્ય પંચાયતોને ભલામણ કરે છે.

(ઇ) બેલગામ ડીસ્ટ્રીક્ટમાં આવેલ વનમાઅર્દી મ્યુનીસીપાલીટીએ, લોકોએ ઉઠાવેલો સખત વાંધો છતાં, તેની હદમાં એક કસાઇખાનુ સ્થાપવાનો જે ઠરાવ કરેલ છે તેને બહુ ખાસ્તી ભરેલ માને છે અને મ્યુનીસીપાલીટીના કર ભરવાવાળાઓને તે ઠરાવ ફેરવવા માટે સખત પ્રયાસ કરવા આ પરીષદ ખાસ આગ્રહ કરે છે.

(૨) (અ) ગાયોની અંદર જે ભયંકર સંખ્યા ઘટેલી છે અને તેથી કરી આપણને દુધ અને દુધમાંથી બનતા પદાર્થોની મોંઘવારી ભોગવવી પડે છે તેને માટે ચરીયાણની જગ્યાની ખામીને આ પરીષદ જવાબદાર ગણે છે, અને તે ધ્યાનમાં લઈને.

(બ) દેશના રાજાઓ જમીનદારો અને જેઓ પાસે જમીનનો કબજો ભોગવટો હોય, તેને સર્વને અને તેની રૈયતને દરેક શહેર અને ગામ માટે પુરતા પ્રમાણમાં ચરીયાણ જગ્યા અલગ કાઢવા માટે, અને (ખ) જરૂર પડે તો તેના ઉપયોગ માટે તેવી જમીન મેળવવા યોગ્ય પગલાં ભરવા માટે આ પરીષદ ભલામણ કરે છે.

(ખ) ઢોરોની ઓલાદ સુધરવાને ઉત્તેજન આપવાને માટે તેને વાસ્તે મોટી સંખ્યામાં ચરીયાણ જમીન અલગ કાઢવા માટે અને જરૂર જણાય તો રીઝર્વ જંગલોમાંથી પણ કેટલીક જમીનનો ભાગ તે કામ માટે અલગ કાઢવા આ પરીષદ ના. સરકારને આગ્રહ કરે છે.

(૩) આ પરીષદ એવું ઇચ્છે છે કેઃ—

(અ) દુધાળી ગાયો અને ખેતીના ઢોરોની ઓલાદ સુધારવાની અને વધારવાની ખાસ મુખ્ય અગત્યતાની આવશ્યકતા દેશના શુભેચ્છકો અને ખાસ કરીને જમીનદારો અને ખેડુતોનાં મન ઉપર ઠસાવવી; કે જેથી વૈજ્ઞાનીક શક્તી પ્રજનન કરવાથી અને તેને પુષ્કળ ખોરાક આપવાથી તેઓની આરથીક કીમતમાં મોટો સુધારો થઇ શકે.

(બ) ચરીયાણ જમીન અલગ પાડવા ઉપરાંત ઢોરોનાં ખોરાક જેવા કે ઘાસ, કડબ, ગાજર, ગવાર, ખોળ, કપાસીયા, મકાઇ, વી૦ મોટા જથામાં તૈયાર કરવા ખાસ બંદોબસ્ત કરવો.

(૬) વીજ્ઞાન, ખેતીવાડી અને પશુ વૈદકશાસ્ત્રના ખાતેથી લોકોએ સઘળાં શહેરો તથા ઉપયોગી ગામોમાં ઉંચી જાતનાં દેશી સાંઢોઢાંક ઢોરોની ઓલાદ વધારવા તથા તેને ઉત્તેજન ઉદ્યોગો ખોલવા માટે મદદકારી મંડળો સ્થાપવાં.

(૪) ચેપી રોગોના હુમલામાંથી ઢોરોને બચાવવાને માટે અને તેના [illegible] ઉપચારો અને અટકાવનું જ્ઞાન જાહેર પ્રજામાં ફેલાવવા માટે કુશળ લેખકો પાસે [illegible] લખાવવી અને હેન્ડબીલો તઇયાર કરાવી તેનો ફેલાવો કરી પ્રજાને કેળવવા માટે [illegible] અને તે દરેક પ્રાંતની ભાષામાં છપાવવા આ પરિષદ ઠરાવ કરે છે.

ધોરણ ઉપર દેશના અગત્યના શહેરો અને ગામોમાં ડેરી સ્થાપવાને તે સંસ્થાઓના પ્રતીનીધીઓને આ પરીષદ આગ્રહ કરે છે

(૬) હીંદુસ્તાન દેશ કે જે મુખ્ય કરીને ખેતીવાડીનો દેશ છે જેમાં તેમાં ઉપયોગી ઢોરોની ખોધારત વધી ગયેલી છે તે ધ્યાનમાં લઇને ના. સરકાર ઢોરોની પરદેશ ખાતે થતી નીકાશ એકદમ બંધ કરવા માટે ચાંપતા ઉપાયો હાથ ધરે એવો તેને આગ્રહ કરે છે.

(૭) (અ) હીંદુસ્થાનના ઢોરોની ઓલાદ હાલ જે અધોગતીએ પહોંચી છે અને જે માટે ખરાબ ઓલાદ અને સારા ઉચી જાતના સાંઢોની જરૂરીયાતો જવાબદાર છે અને આખેલા સાંઢ કે જેને ઓલાદ વધારવા શીવાયના બીજા કામના ઉપયોગમાં લેવામાં આવે છે તે હકીકત ધ્યાનમાં લઇને આ પરિષદ સરકારને એવી સુચના કરે છે કે તેમને આખલા સાંઢને જે રક્ષણ આપવા માટે કાયદા ઘડવા અને સઘળી મ્યુનીસીપાલીટીઓ તથા લોકલ પંચાયતોએ પુરતી સંખ્યામાં મજબુત અને તંદુરસ્ત સાંઢો ઓલાદ વધારવાના કામ માટે નાખવા કે જેનો ઉપયોગ પ્રજા સહેલાઇથી કરી શકે તેમજ ગઉશાળા વીગેરે ખાનગી સંસ્થાઓ પણ તેનો લાભ લઇ શકે તે માટે તેને ઓછી કીંમતે તેનો ઉપયોગ કરવા દેવો.

(બ) ઓલાદ માટે પરોપકારાર્થે નબળા સાંઢો નહી આપતા મજબુત અને તંદુરસ્ત સાંઢને આપવા માટે હીંદુ પ્રજાને આ સભા વીનતી કરે છે

(૮) પરદેશ માટે આયેલા માંસનો જે ઉદ્યોગ ચાલે છે તેમજ બીજા દેશો માટે અપાયેલ માંસ તેમજ ચામડાનો તેમજ તેને લગતો બીજો વેપાર જે ચાલે છે અને જેથી આ દેશના જનાવરોની કતલ ગીનરેતી થઇ પડવાથી દેશને જે નુકશાન ભોગવવું પડે છે તે માટે તેવા ઉદ્યોગો તથા વેપારો એ કદમ બંધ કરવા આ પરીષદ નામદાર સરકારને આગ્રહ પુર્વક વીનતી કરે છે.

(૯) (અ) ગાયો જ્યારે વસુકી જાય છે ત્યારે તેને નભાવવાનું આકરૂ થઇ પડે છે તેથી આ પરીષદ ગઉશાળા તથા પાંજરાપોળોને તેવી વસુકી ગયેલી ગાયો અને વાછરડાઓ માત્ર નામની કીંમતે સાચવવા માટે રાખી લેવા ખાસ ભલામણ કરે છે અને તેની ઓલાદ ઉચી જાતના સાંઢોથી સુધારવાની આ પરીષદ તે સંસ્થાઓને ભલામણ કરે છે.

(૧૦) કેટલાક લોકો જે ધર્માદા માટે પઇસો કઢાવવા માટે પાંચ પગ વાળી ગાયોને તથા વાછરડાઓને ફેરવે છે તે "નદીયાની" કહેવી કે જે માટે એક વધારાનો પગ ગાય અગર વાછરડાનો અંગનો સાથે લગાડવામાં આવે છે તેને આ પરીષદ તીરસ્કારની દ્રષ્ટીથી જુએ છે અને તે બધી દરેક પ્રકારના ચાલત ખેલાનેરી દબાવી દેવા માટે દેશના સર્વ શુભેચ્છકોને આ પરીષદ વીનતી કરે છે

(૧૧) બકરી ઇદનો તહેવાર કે જે દીવસે મકરબથી હીંદુઓની સાર્વજનીક લાગણી ઘણીજ દુખતી હતી તેના ધ્યાનમાં લઇને મુસલમાન સંસ્થા અને મુસલમાન રાજાઓએ ગઉવધ તે દીવસે બંધ કરવાના જે ઠરાવો બહાર પાડયા છે અને તેથી કરીને હીંદુ મુસલમાન વચ્ચે

સંપુર્ણ બંધુભાવ વધારવાના કાર્યમાં હીંદુસ્થાનના મુસલમાનોએ જે મોટો ભાગ ભજવ્યો છે તે કાર્ય આ પરીષદ ઉપકારની સાથે આવકારદાયક લેખે છે

(૧૨) હીંદુઓમાંના અંત્યજ અને અસ્પર્શ્ય વર્ગના લોકોને ગઉરક્ષાના કાર્યમાં સામેલ કરી તેની પાસે ગઉવધ તથા ગઉમાંસાહાર છોડાવવા માટે ખાસ પ્રયાસો કરવા અને દરેક પ્રાંતની સસ્થાને આ હીલચાલ અમલમાં મુકે તેવો આ પરીષદ ઠરાવ કરે છે.

(૧૩) આ પરીષદના ઉદ્દેશ અને આશયો પાર પાડવાને તથા વધારવાને એક મધ્ય રાષ્ટ્રીય ગઉમંડળ સ્થાપવું કે જે સ્થાનીક અને પ્રાંતીક મંડળો સાથે સામેલ રહે અને તેનું કાર્ય કરવા તરફ દોરે અને કલકત્તાની અખીલ ભારત વર્ષીય ગઉમંડળ આવા મંડળ સ્થાપવાના પગલાં ભરે એવી વીનતી કરવી અને જો કોઇપણ કારણથી ઉપરોક્ત એસોસીએશન આ કામ કરવા ના પાડે તો નાગપુર ગઉરક્ષણ સભાને તે કામ લેવા સત્તા આપવામાં આવે છે (આ પરીષદના પ્રમુખ સાહેબની સંમતી સાથે )

આ

ના

यतो धर्म स्ततो जयः

# સનાતન સભા નડીઆદ પત્રીકા.

( લેખક-અંબુશંકર ગીરધરલાલ મહેતા. )

क અર્થ, કામ કે મોક્ષસાધક કોઇ પણ કર્મ ધર્મ પોષક હોવું જોઇએ, એમ મનુષ્ય જન્મનો આદેશ માનવો

ख કુટુંબ, જ્ઞાતી, કે ધર્મની સસ્થા ધર્મ રક્ષક હોવાથી તે સંસ્થાની શીથીલતા કરનાર પ્રવૃત્તિઓ ત્યાજ્ય માનવી

આર્થીક અને રાજકીય પ્રગતી કરવાની આવશ્યકતા આપણા દેશમાં ઉભી થઇ છે એ ખરૂં છે, પણ તે પ્રગતીને ત્વરીત કરનાર ધુનમાં કેટલાક રાજકી-નેતાઓ, નસાર સુધારકો વીગેરે એવી પ્રવૃત્તિઓ કરે છે કે જેથી તેઓ આર્થીક કે રાજકીય લાભ કરે, તોપણ તેથી સસાંરીક અને ધાર્મીક હાની થાય તે હાનીઓ ન થાય અને દેશ હિતૈશીઓ સર્વ યથાશક્તિ પગુ પ્રગતી કરનાર પ્રવૃત્તિઓજ કરે તે ઇષ્ટ છે, એ દર્શાવવો આ પત્રિકાઓનો ઉદ્દેશ છે.

પ્રશ્ન-ધર્મ દ્રષ્ટિથી લગ્ન વડીલોની મારફત થાય તે કે સ્વતંત્ર વરકન્યા પ્રેમ લગ્ન કરે તે પૈકી કેવું લગ્ન સંસારને સુખ કરે છે? હીંદુઓમાં ધર્મ લગ્નના કારણે અખંડ બ્રહ્મચર્ય સ્ત્રીઓને પાળવું પડતું નથી (સેન્સસ રીપોર્ટ) પારસી બહેનોમાં સેંકડે ૯ ને અખંડ બ્રહ્મચર્ય પાળવું પડે છે. (વડોદરા રાજ્ય સેન્સસ રીપોર્ટ) પશ્ચિમ યુરોપમાં અખંડ બ્રહ્મચર્ય સેંકડે ૨૭ ને પાળવાનું હોય છે. (જુઓ કે ડેજ) પ્રેમલગ્નથી કે આમ કરાવું રહે

ચ પણ શંકા થાય કે આ ધર્મ લગ્નથી વીધવાઓ વધી જાય છે તેમને દાંપત્ય સુખ ક્યાં છે ! આ પ્રશ્નના જવાબમાં કુંવારી રહેવાથી વીધવા થવાથી કે તેવી રીતની ઘણી વીનાની એકલવાઇ થયેલીનું પ્રમાણ જોઇએ. હીંદુમાં સરેરાશ સોમાં વીધવા ૧૨ હોય છે (વડોદરા રાજ્ય) પારસી બાઇઓમાં ૨૭–૨૮ તેવી હોય છે. (વડોદરા રાજ્ય) પશ્ચિમ યુરોપમાં સોમાં તેવી ૫૧ હોય છે (જ્યોર્જ ડ્રેજ) હીંદુસ્તાનના સેન્સસ પ્રમાણે ઘર દીઠ માણસની સંખ્યા ૪.૯ છે એટલે દરેક ઘરમાં યુરોપ જેટલી એકલવાઇ થવાનો પ્રસંગ આવે તો ઘર માત્રમાં એક એકલવાયો અને એક એકલવાઇ હોય. વીધવાનાં દુઃખ તરફ પ્રમાણીક દયા ખાનાર કોઇ બેનોએ પ્રેમલગ્નથી ઉપર મુજબ વધી જતાં અર્ધોઅધીક એકલવાયાંનો વીચાર કરી સારાસાર તરફ ધ્યાન આપી સંસાર સુધારવો એ ધર્મ નહીં ? હીંદુ સંસારમાં સુધારો સુચવનારે, સુધારાવાળા દેશમાં તે સુધારાથી થયેલું ફળ હીંદુ સંસારની હાલની સ્થીતિથી સારૂં છે, એમ સાબીત કરવું પડે, બાકી વ્યક્તિ કે વ્યક્તિ સમુહને દુખજ ન રહે તેવાં ધોરણ તો આ દુનીયાના કોઇ નીયમથી બન્યાં નથી બનવાનાં નથી, અને એ દ્રષ્ટિથી કુટુંબ, જ્ઞાતિ કે ગુરુની કોઇ પણ સંસ્થામાં કંઇ સુધારવાનું નથી, એમ પણ કહેવું નથી. તે કાયમ રાખી સુધારો કરવો તેમાં અને તે તોડી ત્રીશંકુ થવું તેમાં તો મોટો ફેર છે. એકલવાયાં પોતાને જ દાંપત્ય હક ન હોવાનું દુખ છે. અને તેથી સંસારને બીજી હાની નથી એમ માનવું તે પણ અનુભવના અભ્યાસ વિનાનું છે.

કલકત્તાની વસ્તીમાં કલકત્તા બહાર જન્મેલા સેંકડે ૭૧ છે અને મુંબઇમાં તો તેવા ૮૦ ટકા છે. રોજગારના સાધ, ઘર ભાડાંની મોંઘવારી, વીગેરે કારણે આ બહારથી આવનાર પુરુષો, બૈરાં કે કુટુંબ વિના આવે છે. જેને લીધે શહેરોમાં સ્ત્રી પ્રમાણ ઓછું છે. કલકત્તામાં સ્ત્રીઓ પુરુષ કરતાં અડધી પણ નથી. મુંબાઇમાં ૧૦૦૦ પુરુષે ૫૩૦ સ્ત્રીઓ છે (હીંદુસ્થાનનું સેન્સસ.)

અને એકલવાયાં સ્ત્રી તથા પુરુષમાં વ્યભીચાર અને વ્યસન પેસે છે તેનો ચેપ બીજાને લાગે છે આમ અધર્મ પોષાય છે.

કલકત્તામાં વસ્તી ૮૯૯૦૫૭ છે કસબણ ૧૬૦૦૦ છે, અને તે ધંધા માટે ઉછરતી બાળા ૧૦૦૦ છે. મુંબાઇમાં પણ આજ પ્રમાણ છે (મોડર્ન રીવ્યુ ડીસેમ્બર ૧૯૧૮) નડીઆદની ૨૭૧૪૫ ની વસ્તીને હીસાબે આ શહેરોના પ્રમાણમાં આ બદી (પીડા) નડીઆદમાં હત. તો. હમારે, સાં. ૪૮૦ કુમળી ઉંમરની. ૨૦ ને. ધંધામાં ઉછરતી. બીજી ૯૦ પણ છે તો માત્ર એ ત્રણ ગણા એ બદી ૨૦૦–૨૫૦ ઘણી ઓછી છે, અને નાના ગામમાં તો કસબણ સ્ત્રીઓ હોતીજ નથી. હમે માનીએ છીએ તે કારણોને લીધે આ બદી ન હોય તો તેના કારણો શોધી ઇલાજ કરી અમારાં ગામડાં માફક શહેરને સુધારી જો હમને હમારી સંસ્થાઓ તોડવા જણાવે તો તો સુધારકોનો ઉપકાર થઇ જાય છે તે તોડી તેમના શહેરોની સ્થીતીએ લઇ જવા હોય તો તેની દવા કેવી રીતે કહેવી ? અર્થ અને કામ ધર્મ પોષક ન હોય તેથી થતા વ્યભીચારનો વધારો દરશાવ્યો. હવે વ્યસનનો જોઇએ. રેઢી દારુનું પીવું કેટલા પ્રમાણમાં છે તે નીચેનાથી સમજીએ. મુંબાઇ ૨૨૦૯ ડ્રામ અમદાવાદ શહેર ૧૪૦૪ અમદાવાદ જીલ્લાના ઇતર ગામમાં ૧૦૦ ખેડા જીલ્લાના ગામડામાં ૧૦૪ (આબકારી રીપોર્ટ ૧૫–૧૬)

મુંબાઇથી વધારે પીનાર કાંપવાળાં શહેરો તો આપણા પ્રાંતમાં છે. પણ તેમાં દારૂ નીષેધ મંડળીઓ નહીં હોવ માટે તે લીધાં નથી. વીચારવાનું એ કે દારૂ પીવાથી શારીરીક અને ધાર્મિક હાની હોવાની વાત સર્વમાન્ય હોવા છતાં શહેરોમાં સુધારાવાળાં હોવા છતાં એ બદી ચૌદથી બાવીસ ઘણી ત્યાં વધારે અને ગામડામાં ઓછી તો સંસ્થાઓ ગામડાની સારી કે શહેરની ? અને શહેરોમાં સ્વચ્છંદ વધારે હોવા સીવાયનું કારણ શું કલ્પાય ? વધારે ભણેલાં શહેર સ્વતંત્રતાનો સ્વચ્છંદતામાં ઉપયોગ કરે છે તો સ્વચ્છંદતા રોકનાર કુટુંબ, જ્ઞાતી અને ગુરૂનો ધામીક મોભો કેમ તોડવો ? અને ધર્મ રહીત આર્થીક પ્રવૃત્તીઓ શા માટે પોષવી ? વારૂ દારૂ પાછળ નાણાં કેટલાં જાય છે.

### દર દશ હજારની વસ્તીએ ફુલ.

મુંબાઇ રૂ. ૬૫૫૬૨ અમદાવાદ જીલ્લો રૂ. ૭૫૩૨ ખેડા જીલ્લો ને પંચમહાલ જીલ્લો રૂ. ૨૭૩૭

( આબકારી રીપોર્ટ ૧૫-૧૬ )

આને ઇનમચાર કરીએ તો ખેડા જીલ્લામાં દર માણસે ૦-૪-૦ અમદાવાદ જીલ્લામાં ૦-૧૨-૦ મુંબાઇમાં ૬-૮-૦ થી વધારે ખર્ચ આવે છે.

આર્થીક લાભ વધારો અમદાવાદ ત્રણ ઘણું, મુંબાઇ છત્રીસઘણું નાણું કમાતા કરતાં દારૂમાં ખર્ચે છે, આનેજ ધર્મ રહીત, અર્થ કામ કહેવાય. અને સુધારી ન શકીયે તો એ અર્થજ ત્યાજ્ય છે, ધર્મ ત્યાજ્ય નહી. કેમકે એ અર્થથી અન્ય પણ "મનુષ્ય જન્મનો આદેશ" તોડી પશુવૃત્તિ વધારનાર રૂણ છે જેમકે-દારૂ પી તોફાન કર્યાના ગુન્હા:—

| | વસ્તી. | ગુન્હા. | | વસ્તી. | ગુન્હા. | | વસ્તી. | ગુન્હા. |
|---|---|---|---|---|---|---|---|---|
| મુંબાઇ | ૯૭૯૪૪૫ | ૪૧૨૦ | અમદાવાદ જીલ્લો | ૮૨૭૮૦૯ | ૮૧ | ખેડાજીલ્લો | ૬૯૧૭૪૪ | ૩૮ |

વસ્તીના પ્રમાણમાં અમદાવાદમાં બમણા પણ મુંબાઇમાં તો એંશીગણા ગુન્હા !!

કમાવા-ઘર છોડવું, પશુવૃત્તિઓ પોષવી, અને શરીર તથા નીતિધર્મ એકલાં રહી ગુમાવવો. છતાં મુંબાઇને સુધરેલ કહેવું એ તે ભાવાનો દુર ઉપયોગ કે બીજુ કાંઇ. એવોજ સુધારો ચાલુ રહે તો યુરોપ જેટલું ખર્ચ કરતા થઇશું. યુરોપમાં માણસ દીઠ દારૂનુ ખર્ચ પા. ૩ શી. ૧૦ પેન્સ ૧૦ (ચેરિટિ રજીસ્ટર ૧૯૧૬.)

એટલે હાલના બજાર ભાવે રૂ. ૫૦) ઉપરાંત માણસ દીઠ આવે છે તેટલે નહીં પોંચો તેનો ઇલાજ દેખાડશો અને આપણુ સર્વ તેટલે જવું ચાલુ રાખીશુ તો મુંબાઇને તો માત્ર આઠગણું પણ હમારે તો હાલ કરતાં માણસદીઠ ૨૦૦ ઘણું ખર્ચ વધશે. 'અને પ્રમાણમાં હાની પણ કરી હાલ આટલેથી વીરમીશું' અને દેશના નેતાની સૂચનાઓ કે ટીકાની રાહ જોઇશું. દેશોદય સીવાય ભાવનાથી આ લખતુ નથી છતાં કોઇને અરૂચીકર 'લાગે કે ભુલ હોય તે માટે ક્ષમાની યાચના છે.

सुज्ञेषु किं बहुना.

# વિવિધ વિષય.

૧ ધ્વનિની ગતિ કલાકે ૭૦૦ થી ૮૦૦૦ માઇલની ગણવામાં આવેલી છે.

૨ વિદ્યુતની ગતિ ૧૭૩૦૩૦ માઇલ, દર સેકંડે છે એમ વિજ્ઞાન વેત્તાઓએ નક્કી કર્યું છે.

૩ પ્રકાશ ૧૮૬૩૬૦ માઇલની ગતિએ દર સેકંડે પ્રવાસ કરે છે.

૪ સૂર્યના પ્રકાશને પૃથ્વી પર આવતા બરાબર આઠ મિનિટ લાગે છે.

૫ ઇંગ્લેંડમાં પ્હેલાં દાદીપર કર લેવાતો.

૬ ઓસ્ટ્રીયામાં યુદ્ધને માટે પૈસા એકઠા કરવા માટે નીચેની યુક્તિ યોજવામાં આવે છે. એ યુક્તિને ધી ગ્રીસ આયરન મેન સ્કીમ કહે છે.

ધી ગ્રીસ આયરનમેન એ ખરૂં જોતાં લાકડામાંથી કોતરી કાઢેલું અને કાળું રંગેલું એક અદ્ભુજ મોટું પુતળું છે. એ પુતળાના શરીરમાં દશ લાખ ખીલા ઠોકવાના હોય છે. જે માણસ એક શિલિંગ આપે તેને એક ખીલો ઠોકવાનો હક મળે છે. એક શિલિંગથી વધારે આપે, તો તેને સ્વીકારવામાં આવે છે. તે માણસનું નામ The golden Book એટલે સુવર્ણ ગ્રંથમા નોંધી લેવામાં આવે છે. દશ લાખ ખીલા ઠોકાઇ રહ્યા કે તે પુતળું લોઢાનું બની ગયેલું માનવામા આવે છે. એ પૈસામાંથી અનાથ બાળકો તથા યુદ્ધમાં મરી ગયેલ પુરૂષોની સ્ત્રીઓનું ગુજરાન કરવામાં આવે છે.

૭ પેટ્રોગ્રાડમા ૮૫ ચંદાવાળું એક ઘણુંજ મોટું અને આખી દુનિયામાં વધારેમાં વધારે અજાયબી ભરેલું ઘડિયાળ છે. તે અનેક સ્થળોનો ટાઇમ, અનેક કેલેન્ડરની તારીખો જ્યોતિષની કેટલીક માહિતી વગેરે ઘણું પૂરૂં પાડે છે.

૮ પુરૂષનું હૃદય દશથી બાર ઔંસના વજનનું હોય છે ઓરતનું હૃદય ૮થી દસ ઔંસ ના વજનનું હોય છે એમ સિદ્ધ થયું છે, હૃદયનું સરાસરી કદ ૫ ઇંચ લાંબુ, ૩॥ ઇંચ પ્હોળું ને એક ઇંચ જાડું છે.

૯ ફક્ત બેંક ઓફ ઇંગ્લેંડજ નાની મોટી બધી કિંમતની નોટોમાં સફેદ કાગળ વાપરે છે.

૧૦ રશિયન નોટ મેઘધનુષના સર્વે રંગમાં છપાયેલી હોય છે એકજ રંગની રશિયન નોટ હોય છે અને તેમા કથ્થાનો ભૂરો, કે પીળો, અથવા તો તેજદાર જાંબુડીઓ રંગ વપરાય છે.

૧૧ ફ્રાન્સની ગોલ્ડની નોટ ચાર રંગ ભૂરો કાળો પીળો ને ગુલાબીમાં છપવામાં આવે છે.

૧૨ જર્મન નોટમાં તો જુદા જુદા રંગના છાપા હોય છે

૧૩ ઑસ્ટ્રીયન નેટ રંગના ચળકાટવાળી હોય છે. તે એક બાજુ જર્મન અને બીજી બાજુ સ્લાવ ભાષામાં છપાય છે.

૧૪ સ્વીડનની પાંચક્રાઉનની નોટ પીળા રંગની અને બહુ નાના કદની હોય છે. એજ દેશની ૮૦૦૦ ક્રાઉનની નોટ લગભગ ચારેક ફુલ્સકેપ જેટલી સાઇઝની અને રંગે ભૂરી હોય છે. એ દેશની નોટો કિંમત પ્રમાણે કદમાં વધે છે!

૧૫ અમેરિકાની નોટોને greenback ગ્રીનબેક કહેવામાં આવે છે કારણ તે લીલી શાહીમાં છપાય છે

## ગૌશાળા અને પાંજરાપોળનો વિસ્તાર

ભારત વર્ષમાં આ સમયે ૬૩૬ ગૌશાળા અને પાંજરાપોળ છે. જેનું લિસ્ટ નીચે આપવામાં આવે છે. એ ગૌશાળાઓમાં લાખો રૂપીઆનો ખર્ચ હોવા છતાં પણ એનો પ્રબંધ જોઇએ તેવો ઠીક નથી. જ્યાં સુધી આ તમામ ગૌશાળાઓ ઉપર કોઇ એક સંસ્થાનો કાબુ નહિ હોય, ત્યાં સુધી અવ્યવસ્થા દૂર થવાનો સંભવ નથી. ગૌ-મહા-સભા આ કાર્ય સારી રીતે કરી શકે.

| | |
|---|---|
| ૨ આસામ ( ડિબ્રૂગઢ, ગૌહતી ) | ૯૯ પંજાબ |
| ૧ બલુચિસ્તાન (ક્વેટા) | ૧૮૭ સંયુક્ત પ્રદેશ |
| ૩ ઉત્તર પશ્ચિમ પ્રદેશ (ડેરાઇસ્માઇલખાં, બન્નુ ઇશાકખેલ) | ૩ વડેદરા રાજ્ય |
| ૫૩ બિહાર ઓરીસા | ૨૪ મધ્ય હિંદુસ્થાન |
| ૧૨૮ મુંબઇ ઇલાકો | ૯ હૈદ્રાબાદ નિઝામ |
| ૧ બરમા (રંગુન) | ૧ કાશ્મીર ( જમ્મુ ) |
| ૩૫ મધ્ય પ્રદેશ | ૨ મ્હૈસુર |
| ૮ મદ્રાસ ઇલાકો | ૫ અજમેર મેવાડ |
| | ૬૦ રજપૂતાના |

આ પ્રમાણે ૬૩૬ ગૌશાળા અને પાંજરાપોળ છે. પણ આંડામાન નિકોબાર કર્ન, નાલકોર, કોચીન, એ ચાર સ્થાનોમાં ગૌશાળા કે પાંજરાપોળ બીલકુલ નથી

## પ્રકીર્ણ.

ખ્રિસ્તિઓનો ધર્મગ્રંથ "બાઇબલ" નો અનુવાદ દુનીઆની ભાષામાં થઇ ચૂક્યો છે જો એ સર્વભાષાઓમાં એક એક બાઇબલ આદિથી અંત સુધી વાંચવું શરૂ કરે તો સાડાસોળ મહીનામાં બધાં સમાપ્ત થઇ શકે

ઇંગ્લાંડમાં કોઇ ડૉક્ટર બીજા ડૉક્ટર વા તેની સ્ત્રી છોકરાં અથવા વિધવાની મદદથી પ્રસંગે ઔષધાદિ માટે તેને ત્યાં જાય તો કાંઇપણ ફી લેતા નથી. જાણવામાં નથી કે ભારતવર્ષમાં પણ એ નિયમ છે કે નહિ

ફ્રાન્સના યુદ્ધ સ્થળમાં એક અંગ્રેજી પલટને એક સમાચાર લખી બીજી પલટનને પોતાના એક દુત કૂતરા સાથે મોકલ્યો. રસ્તામાં ગોળી લાગવાથી કુતરાનું એક જડબું તૂટી ગયું પણ તેની તેણે કાંઇ પરવા ન કરી અને સમાચાર પહોંચાડયા પછી તેના પ્રાણ છૂટી ગયા.

## રમુજી આક્ષેપ.

ફ્રાન્સના એક પત્ર સંપાદકે એક લેખમાં એક સ્થાનિક રાજ્યના કામની કટાક્ષભરી આલોચના કરી. રાજનીતિજ્ઞ એના ઉપર બહુ નારાજ થયા અને તેમણે સંપાદકને નીચે પ્રમાણે પત્ર લખ્યો.

સંપાદક મહાશય—

તમારા લેખમાં તમે જે ધૃષ્ટતા વાપરી છે, તેના દંડરૂપે તમારા બન્ને કાન પકડીને અમળાવું છું. તમે સમજજો કે કાન અમળાવ્યા. તમે તે અહો ભાગ્ય માનો કે મેં પત્ર દ્વારા તમને માર ન માર્યો।

આપનો—

### ઉત્તર.

સંપાદકે તારદ્વારા એનો ઉત્તર આપ્યો કે 'તમે પત્રદ્વારા મને માર ન માર્યો અને માત્ર કાન અમળાવ્યા એ બદલ ધન્યવાદ પરંતુ હું તારદ્વારા તમારા માથામાં ગોળી મારૂં છું. સમજજો કે તમે મરી ગયા છો. અને આ સંસારમાં તમે નથી. તમારી લાશને હું દફન કરૂં છું.



# તો શું થયું ?

ખીલ્યાં જે પુષ્પ વાડીમાં, સુગન્ધી રંગમાં રાતાં,
સુકાણાં પ્રેમીના હાથે, સુંઘાતા તો થયું શું હા ?
મધુરાં પ્રેમનાં ગીતો, લવન્તુ મીઠડું બુલબુલ,
હસવતાં પ્રેમીને ડૂબ્યું, થયું તેથી કહો શું હા ?
હમારા દેશને માટે, હમારા બન્ધુને માટે,
પડે કાયા હમારી તો, થશે તેથી જગે શું હા ?
હમારી માતની સેવા, હમારા બન્ધુની સેવા,
કરન્તા જો પડે કાયા, થશે તેથી જગે શું હા ?

સ્નેહસાગર.



# એકલડું જીવન.

જીવન ઝરણું એકલડું સરતું સદા
હૃદયે ધારી ઉંચા કંઇ અભિલાષ જો !
ઉંચી એ અભિલાષા, કરવા તૃપ્ત હા !
સમભોગી એ ઝરણું શોધે નિત્ય જો !

નભમાં ઉંચે ઉડી કંઇ વિહંગવા,
કહીં કહીં ઉંચા ઇચ્છે ઉર વિહાર જો !
એક પાંખથી ઉડવું પણ શું શક્ય છે ?
બીજી માટે તંઇ માંહ્યમાં અર્જ જો !

ટોળાય હા ! સઘળું કંઈ અપંથમાં,
એ ઝરણુંનું વ્હેતું અખંડિત વ્હેણ જો !
યોગ્ય તાલ જો જીવન ઝરણું દે કદિ,
તો ન્યુનતા સૌ ટળી વહે બે એકમાં.

સ્નેહસાગર.

# " વીશ્વપતીને પધારવા અરજ. "

( રાગ—હરિગીત. )

લેખક ભકતરાજ આભયરામ—મુ૦ આજોલ ( જી. ગુજરાત )

સુંદીર સાયા સ્યામળા હરજી હૃદયના હાર છો,
ઓ ! કષ્ટ હારક કેશવા કુગ્રિમિઓના કાળ છો;
ભૂધર દયાળુ નાથ દિનના ભકત હૃદયે ભાવજો.
અરજી અમારી ઉર ધરીને આપ વહેલા આવજો. ૧

અદભૂત માયા આપની અખિલેશજી અનુરૂપ છો,
મુન્તિ મનોહર મોહીની અજીત અવની રૂપ છો;
સર્વ દુઃખ ભંજન ગર્વ રંજન દયા દિલમાં લાવજો,
અરજી અમારી ઉર ધરીને નાથ વહેલા આવજો. ૨

નવરંગ સ્વામી નાથજી પ્રભુ ભક્ત જનના પાલ છે,
મુરારી કેશવ કોડીલા કુકર્મિઓના કાળ છો;
સત વાકય શિષ્ય મુખે વદાવી જગમાં દીપાવજો,
અરજી અમારી ઉર ધરીને નાથ વહેલા આવજો. ૩

સત્ ધર્મ દાન દયા સુકર્મ સુબુદ્ધિને ફેલાવજો,
ટાળી તિમીર સત્ દીપથી આપુ ગિરા બતાવજો;
ભવ સિન્ધુ ખાડગે ભાગતું નોકા અમારૂં બચાવજો,
અરજી અમારી ઉર ધરીને નાથ વહેલા આવજો. ૪

હરજી હૃદયના હાર છો વ્હાલા તમે માબાપ છો,
વસુદેવ સુત શ્રી કૃષ્ણ કમલાકાન્ત વિશ્વાધાર છો,
ઓ દયા સાગર દેવતા લક્ષ્મીને સાથે લાવજો,
અરજી અમારી ઉર ધરીને નાથ વહેલા આવજો. ૫

લી૦ સેવક
આભયરામ-



## —ગંદીલી કાયાનો ગર્વ—

( સુણ ચતુર સુજાણ, પર નારીની પ્રીત કદીએ નવ કીજીયે–એ રાગ )
સુણજો સજ્જન, આ ગંદીલી કાયાનો ગર્વ ન કીજો. ( એ ટેક )
માયા તણો ગર્વ તો છે ખરો, ચેતન જાસે, ઉડી ચાલી,
મદ માંહિ રહ્યા છો શું મ્હાલી,—સુણજો— ૧
જતના કરી તેને સણગારી, વળી નવનવા ધારો ધારી,
પણ અંતે તો થાશે ન્યારી, સુણજો— ૨
તેલ અત્તરથી રંગે હોળી, શુદ્ધ કેશર ચંદનથી ધોળી,
આ કાયાને બહુ રંગરોળી, સુણજો— ૩
યૌવન વયે શું થાઓ અંધા, આદરી બેઠા ઉલટા ધંધા,
જડ્યાવરચ્યા જો ઝઘડા બાંધા, સુણજો— ૪
સમજો જુદાં જીવને કાયા, મુની ચાલ્યા કે મંદીર માયા,
નવ રહ્યા મહીપતી મહારાયા, સુણજો— ૫
જેમ દુધ ખટાશથી જાય વણસી, કાયાને પણ તેવી ગણશી,
સુખોઠો કેમ બધવા બણશી, સુણજો— ૬
કાયા તણા ગર્વને દ્યો છોડી, મુજ વિનતી છે કરીકર જોડી,
પ્રિત "પુનમ" પ્રભુથી સે જોડી, સુણજો— ૭

રચયીતા–પુનેમચંદ પીતાંમ્બર શાહ ધાનેરવાળા.

## સીદ્ધ–કર્મ.

( હરિગીત–છંદ )

( લેખક–શાહ દલસુખભાઇ, ગીરધરલાલ. મુ. માણેકપુર )

છે ઇંદ્ર વરણુ આસમે, રૂપે રૂડુ રળીયામણું;
સેવા ઘણું લલચાય છે, મન મોહથી માનવતણું.
સૌંદર્ય દેખી સ્વાદ લેતા, મૂર્ખ કાચુ તે કરે;
સિદ્ધ કર્મ થાએ સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે (૧)
કોટી ઉપાય કર્યાં છતાં, કાર્ય નિષ્ફળ જાય છે,
વળી મન સાધ્યાં, ભૂત સાધ્યા, પવન આદિ ઉડી જાય છે.
કારણ સબળ છે તેહનુ, જન વ્યર્થ ઘા બખતો કરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે (૨)

જો મૂર્ખ જન વિદ્વાનનો તે, વેષ અંગે ધારતો,
શુભ પાઘ મેલી માથમાં તે, પોથીઓ બહુ મારતો.
પંડિત તણી પરિષદ્ વિષે તે બોલતાં શરમાઇ મરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૩)

મ્હોટા સુભાષણ ખંતથી, જન મંડળે કરતો ફરે;
કે લેખ મદન ભલે લખી, પત્રો મહિ છાપ્યા કરે.
તેથી ફરે કહો કાર્ય શું ? મન મેલ જો નર દૂર હરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે (૪)

તીર્થો કર્યે, કે વ્રત કર્યે, કે "રામ રામ" મુખે ભજે,
કે ધ્યાન બગ પેઠે ધર્યે, બહુ બાહ્ય આડંબર સજે.
કદિ કાર્ય સિદ્ધ થતું નથી, જન માથું ફૂટી છો મરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૫)

ભગવા ધરીને ભટકતો જે, સાધુ જનના વેષમાં;
શાખાઓ રાખી તે ફરે, ધન ધૂતવા આ દેશમાં.
શુભ જ્ઞાનને શુભ વૃત્તિ વિણ, કલ્યાણ કોનું શું કરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૬)

સંગ્રામમાં જાવા ભલે, શસ્ત્રો બહુ અંગે ધરે;
મોટા કદાવર અશ્વ લઇ, સંભાળથી સ્વારી કરે.
નિર્વીર્ય પણ જો તે હશે, તો કાર્ય ત્યાં જરૂરું સરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૭)

બગલો સરિતા તીર બેસે, તુલ્ય તાપસ તે બની;
હાલે નહિ ચાલે નહિ બહુ, સ્થિરતા તે નીચની.
પણ લાગ સાંધી મચ્છને તે ઝડપ લઈ ચાંચે ભરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૮)

કોઇ દેવ કે કોઇ દેવ કે કોઇ મેલીને વળી કાળીકા;
કોઇ ઉમાપતિ શંકરા, કે કોઇ પાર્શ્વનાથ જીનેશ્વરા.
તે સર્વનું સ્તવન કરતાં, થાય લીલા લહેરરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૯)

કોઇ યોગી કે વળી ભોગી કે, અત્યંત આડંબર ધરી,
ભોળા પણાના લોકને, એમ ભમાવે યુક્તિ કરી.
બહુ નાહિ ધોઇ સેવા કરી, પછી તિલક મોટું તાણેરે, (૧૦)
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે.
શ્વેત રંગ ધ્યાન ધારી, સ્થાન સરવર બેસતા;

ભક્તિ બગલી ઠગ સમી છે, ભલા તે તો દીસતું.
મન પરિણામે નર્ક પડશે, નિશ્ચે તે તો આખરે,
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૧૧)

દેહ રૂપી બંગલો ખુબ, ઉપરથી શોભીત બન્યો;
આણુ, રક્ત, પિત્ત અસ્થિ મેદ આદિથી ચણ્યો.
કીધુ ન સુકૃત આવી જગમાં, પિંડ મના ઠાલો કરે,
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૧૨)

આ વિશ્વ તો એવુ બન્યું, જેમાં અનેક તરંગ છે,
જેમ નાવ સિંધુને વિષે, તેમ તન ભૂમિ પર ખરે.
ખોટા ખરાને સાથ જાહ, ખોટી ખોલીને ખોલરે:
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૧૩)

પ્રાણથી અધિક તે તો, પ્યારીને વળી વાહલી,
નહિ રહે એ તારી પાસે, જય ઘડી ચાલી જતી
માટે તુ પ્રાણી મોહ મમતા, છોડ ભાઇ કહું અરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૧૪)

સામર્થ કેવા હતા જગમા, હેમચંદ્ર આદિ તો;
મિઠાં ફળો ચાખે બધા લૈ, ગુણી વળી પ્રમાદિતો.
ઇંદ્રિજયથી વિજય નિશ્ચે, જગત માહિ વિસ્તરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૧૫)

માટે સુણો સહુ સજ્જનો, ગુણ જ્ઞાનના ગ્રાહક થશો;
ઢોંગી જનોના ઢોંગથી, કદિપિ ભંભાઇ નવ જશો.
સાવધ થઇ શુદ્ધ સત્વ સેવી, મોક્ષપદ પામો અરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૧૬)

કુલટા નારી સતી પણાનો, ડોળ કરવા જાય છે,
ડોળ દિલમાં ધરો કરીને, પાપણી મલકાય છે.
પણ સતીઓ જે સ્થલ શોભતી, તે સ્થલતો નોંધાયરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૧૭)

કકકો ભણી કદાપી કોઇ, કવિ થવાને જાય છે,
તેથી કરી શું લેશ માત્રમા, કવિપણું પમાય છે;
મુરખના મન ભલે ઠરે પણ, કવિ પાસ તે પકડાયરે,
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે. (૧૮)
હંસ તણી ગતિ જોઇ, જુઓ કાગડો લોભાય છે;
પણ કોઇ કાજે તેહ ગતિ શું, તેનાથી પમાય છે.

ઉલટુ તેમ કરવા થકી તો, અપ ગતિ પણ જાયરે
સિદ્ધ કર્મ થાય સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે, (૧૯)
જાણે બને કાઇએ નહિ પણ, વૈદ બનવા જાય છે,
નાડ હાથમાં મૈની લઇને, દવા પછી અપાય છે,
નિદાન કેરી વાત પૂછે તો, પોગળ સહુ જણાયરે
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે (૨૦)
વાંચક ભલે પ્રીતે કરી સદ્‌ગુણ આભુષણ ધરી,
અજ્ઞાન રૂપ પિયાશને, કાઢી મૂકે હિમ્મત ધરી,
રાખે પ્રભુમા પ્રેમને, ચારિત્ર શુદ્ધ કર્મો કરે,
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે (૨૧)
ના હોય જો રથળ જડ ત્યા જાયમ, એરંડો વખણાય છે,
અજ્ઞાન જનોની આગળે, અલ્પજ્ઞ ત્યમ પૂજાય છે
પણ ગુણ દોષ જોવાય ત્યારે ખરી કિમત અકાર્યરે,
' સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે (૨૨)
પેરણા સાથિ મતિ, સહુ ઉરમાં નિશ્ચે ધરો
હુ અલ્પ જ્ઞાની છુ ખરે, સ્તુતિ મારી દીલ ધરે"
સત્કર્મ હોય " દિલખુશ " કરજો, કરજોડીને વિનતિ કરે,
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે (૨૩)

લખા—દીο જીο શાહ
સ્ટાο માધુસીકપુર

---

# સત્સંગમહાત્મ્ય.

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यम् ।
मानोन्नतिं दिशति पापमपा करोति ॥
कीर्तिं च दिक्षु वितनोति तनोति लक्ष्मीम् ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

મનુષ્યમાત્રને જનમડળમા કીર્તિ પ્રાપ્ત કરવાની પ્રબળ ઉકંઠા હોય છે આ ઇચ્છા પૂર્ણ કરવા માટે તે સતત પ્રયત્ન કરે છે, અનેક કષ્ટ મર્દન કરે છે, વિવિધ વિશેષ જ્ઞાન મેળવે છે, અનહદ દ્રવ્ય સંપત્તિ પ્રાપ્ત કરે છે તે છતા પણ કોઇ વખત આ સાધનોથી કીર્તિ પ્રાપ્ત થતી નથી ઉલટુ કેટલીક વખત આ સાધનોથી મનુષ્ય નીચ રસ્તે દોરવાઇ જઇ તે નીચત્વને પ્રાપ્ત થાય છે આમ વ્યવહારમાં લક્ષ્મી જ્ઞાન, વિદ્યા ને વૈભવથી જે

મોટાઇ મળતી નથી, તે આપણને આપણા સદ્વર્તનથી મળે છે. સદ્વર્તનને લક્ષ્મી સાથે કંઇ સંબંધ નથી. લક્ષ્મીથી આપણું વર્તન ઉંચા પ્રકારનું થતું નથી પણ કેટલીક વખત દ્રવ્ય આપણા વર્તનને બગાડનાર થઇ પડે છે. અનેક શાસ્ત્રોનું કે બી, એ; એમ. એ–ની પરીક્ષાનું જ્ઞાન મેળવેલા માણસ કરતા સદ્વર્તનમાં કોઇ સાધારણ માણસ પણ ચઢી જાય છે. લક્ષ્મી, જ્ઞાન, કે વૈભવને સદ્વર્તન સાથે કંઇપણ સંબંધ નથી પણ સત્સંગને સદ્વર્તન સાથે ગાઢ સંબંધ છે. સત્સંગ વિના આપણું વર્તન ઉચ્ચ થઇ શકતુંજ નથી. સત્સંગ ઉત્તમ પુસ્તકોનો હોય કે સાધુ પુરૂષોનો હોય.

મનુષ્ય અનુકરણ કરનાર પ્રાણી છે. શાળામા જેમ શિક્ષકના વર્તનની છાપ શિષ્ય પર પડે છે, અને ઘરમાં માબાપના વર્તનની છાપ નાના બાળકોના મન પર અસર કરે છે; તેમ સંસાર શાળામાં આપણા સમાગમમાં આવતા માણસોની છાપ જાણે કે અજાણે પણ આપણા હૃદય પર પડયા વિના રહેતીજ નથી. જમીનમાં વાવેલું બી જેમ આસપાસથી પોષક તત્વો મેળવી વૃદ્ધિ પામે છે, તેમ આપણે પણ આપણા સમાગમમાં આવતાં મનુષ્યોના સદ્‌ગુણ દુર્ગુણ આકર્ષી વૃદ્ધિ પામીએ છીએ. બાળપણમાં પડેલા સારા કે નઠારા સંસ્કાર આગળ જતાં ટેવનું સ્વરૂપ ધારણ કરે છે ને ટેવનું પ્રાબલ્ય એટલું બધું છે કે તે મનુષ્યને પોતાનો ગુલામ બનાવી દે છે. ગ્રામોફોનની થાળી પર પડેલા સંસ્કાર, જેમ જેવાને તેવા બહાર નીકળે છે તેમ આપણા હૃદયપર પડેલા સારા કે નઠારા સંસ્કાર પણ આપણા વિચાર, વાણીને કર્મદ્વારા બહાર દર્શન દે છે. નાનપણમા પડેલા સંસ્કાર ત્યાગ કરવા દુષ્કર છે, અને એવાં આત્મસંયમી માણસો થોડાજ હોય છે. આપણી બુદ્ધિ સારા વા નરસાં કૃત્ય કરે છે. આમ હોવાથી આપણે હમેશ સત્સમાગમ કરવા તત્પર રહેવું જોઇએ.

આપણે હમેશા આપણાથી વધારે જ્ઞાનવાળા, વધારે સદ્ગુણી ને વધારે અનુભવી માણસોનો સમાગમ રાખવો જોઇએ, જે માણસોના સહવાસમા આપણે આવીએ છીએ તેઓના આચાર, વિચાર, વાણી, રીતભાત સર્વ આપણામા એવી રીતે અસર કરે છે કે આપણને તેની ખબર સરખી પણ પડતી નથી. માણસનો સ્વભાવ તેની સોબત ઉપરથીજ જણાઇ આવે છે. સદ્ગુણી મનુષ્યોના સહવાસમાં રહેનો મનુષ્યો સદ્ગુણીજ હોય છે. સદ્ગુણી માણસોના સહવાસમાં દુર્ગુણી માણસો કદાપિ આવતાજ નથી. દુર્ગુણી અને અનાચારી માણસોના ભક્ત તેમના જેવાજ હોય છે. આવા માણસોના સહવાસથી આપણું મન સંકોચાય છે, હૃદયમાં પાપવાસના પ્રકટ થાય છે ને મન, નઠારાં કામ કરવા આકર્ષાય છે. દુર્ગંધમય પદાર્થો પણ તેના સમાગમમાં આવતી હવાને દુર્ગંધમય કરે છે તો પછી ચેતન સ્વરૂપ દુર્ગુણી મનુષ્યો, પોતાના સમાગમમાં આવતાં મનુષ્યોને પોતાના જેવાજ બનાવે તેમાં આશ્ચર્ય શું? નીચ વૃત્તિના મનુષ્યો સાધુ સમાગમમાં કદાચિત્ આવતાજ નથી અને જો કદાપિ એઓ તેમના સમાગમમાં આવે તો તેમની પાશ્વિક વૃત્તિ પલટયા વિના રહેજ નહિ. પણ એવાં હતભાગ્ય મનુષ્યોના પ્રારબ્ધમાં સાધુ સમાગમ હોતાજ નથી તેથી કહ્યુ છે કેઃ—

सतां मद्भिः संगः कथमपि हि पुण्येन भवति ।

કેવા સમયે થવો જોઇએ એ સર્વ આપણે ભુલી ગયા. બસ ફક્ત શબ્દ માત્રજ યાદ રહયો અને તેનો દુરૂપયોગ એટલે સુધી વધ્યો કે આપણું જીવન જ શાંત થઇ ગયું.

સંસારમાં, પ્રકૃતિમાં, સૃષ્ટિના રહસ્યમાં સર્વ જગાએ આંદોલન વિરાજમાન છે. હિંદુ પોતાના જ્ઞાન સેતથી તથા વૈજ્ઞાનિક લોક પોતાની શોધથી એટલું જાણે છે કે આ સૃષ્ટિના વર્તમાન રૂપની પૂર્વે તમામ જગતનું મુળબીજ શાંતિથી અથાગ નિદ્રામાં સુતેલું હતું. પ્રાચિન ધર્માનુસાર બ્રહ્માની રાત્રી વિતતાં અર્થાત્ તેમના પુનઃ જાગૃત થતાં, એટલે તેમની શાન્તીનો ભંગ થતાં સૃષ્ટીનો આરંભ થયો. અને વૈજ્ઞાનીકોના મતાનુસાર બ્રહ્માન્ડ વિરાટ ગોળામાં સૃષ્ટિ બીજ સમુદ્રમાં જે શાન્તિ હતી તેનો કોઇ પ્રકારથી ભંગ થતાં અર્થાત તેમાં આન્દોલન ઉપસ્થિત થવાથી સંસારનું ચક્ર ફરી ચાલતું થયું.

જેનું ચક્ર હમેશાં ચાલતું હોય, જેમાં અહર્નિશ પરિવર્તન થતું રહે ત્યાં શાન્તિ કેવી રીતે આવી શકે; કદાચ શાંન્તિ આવશે તો ચક્રનું ચાલતું રોકાઇ જશે, પરિવર્તન થતું બંધ થઇ જશે. વહેતું રોકવાથી જે પ્રકારે જળમાં દુર્ગંધિ આવે છે, દિલનું ધડકનું બંધ થવાથી જેવી રીતે શરિર ઠંડુ થઇ જાય છે, એજ પ્રકારે સૃષ્ટિનો અંત પણ શાન્તિથી આવી રહે છે.

શાન્તિ મૃત્યુનું ચિન્હ છે. તે સડો અને દુર્ગંધીનું નામ છે ચાલવાનું રોકાઇ જવું છે, વધતા જતા શરીરનું સંકોચાઇ જવું છે, પાણીનું તળાવમાં રોકાઇને કોહી જવું છે. જીવનતા શરીરનું મૃત્યુ થવું છે. એવી રીતે શાંતિ એ જીવતી જાગતી જાતિને માટે મૃત્યુનો સંદેશો છે.

કદાચ આપણે પ્રકૃતિથીજ શિક્ષા ગ્રહણ કરીએ તો આપણને શું દેખાઇ આવે છે ! આપણને સંસારમાં ક્યાંય પણ શાંતિ નહી દેખાય. આકાશને જુઓ, શું જોવામાં આવે છે ? તે જળ વાયુ અને કોઇ કોઇ વખત બીજા જીવ જંતુઓને ખાઇને પણ પોતે જીવન પર્યંત વધતોજ જાય છે. તે ઉપરથી શાન્તીની શીક્ષા મળતી નથી. વળી કીડી મકોડીને જુઓ કોઇ વખતે કોઇએ તેને શાંતીમાં જોયા નથી. દુરબીનમાં જે જીણામાં જીણો જંતુ દેખાય છે, અથવા જંતુ થવા પહેલાની અવસ્થામાં જે જીવનું સ્વરૂપ હોય છે, તેમાં પણ અશાંતીજ જણાય છે, તે પણ હમેશાં હાલતા ચાલતા રહે છે.

હવે તેનાથી વધારે મોટા જીવ તરફ જોશો તો તમને જણાશે કે જન્મથી લઇને ઠેઠ મરણ સુધી તેને એક ક્ષણ પણ શાંતી મળતી નથી. મળે પણ કેવી રીતે કેમકે જીવન તો અશાંતીનું નામ છે. અજવાળામાં અંધારું ક્યાંથી આવી શકે.

હવે બીજી કુદરતીની વસ્તુઓને લ્યો તો શું જોવામાં આવે છે ? કદાચ હવા એક ક્ષણને માટે શાંત થાય તો લાખો જીવ શ્વાસ લીધા વગર મરી જાય. સૂર્ય કદાચ શાંત થઇ જાય તો દીવસ, રાત્રી, મહીના, મોસમ વગેરેનું બદલાવું બંધ થઇ જાય. પાણી કદાચ વહેતું ન રહે તો કોહીને દુર્ગંધી મારે, મનુષ્ય કદાચ હાથ પગ ન હલાવે. તો લોક કહેશે કે લકવો થઇ ગયો છે શ્વાસ ન લેતા તરત મરી જાય; તો પછી આ શાન્તિનઃ ભુખેડો ક્યાંથી આવીને ઉપસ્થિત થયો જે આપણા રાષ્ટ્રિય જીવનમાં ઘુન જેવો લાગી ગયો છે.

ધાર્મિક વિચારાનુસાર માણસને કઠણ પરિશ્રમ કરીને બ્રહ્મચર્ય અવસ્થામાં વિદ્યા સંપાદન કરવી પડે છે. ગૃહસ્થ અવસ્થામાં ઘરબાર જંજાળમાં રહેવું પડે છે. વાનપ્રસ્થ અવસ્થામાં પણ શાન્તિ દેખાતી નથી પરંતુ કઠણ તપસ્યા કરવી પરમ ધર્મ હોય છે. અહીં તપસ્યાનો પણ અર્થ જરા વિચારવો અપ્રાસંગિક નહિ ગણાય. આંખો બંધ કરી એકાન્તમાં બેસી રહેવું તેનું નામ તપસ્યા નથી પરંતુ કોઇ જ્ઞાનાન્વેષણમાં નિમગ્ન થઇ તેમાં લુપ્ત થવું તેને તપસ્યા કહે છે. કઠણ માનસિક ચિંતા અને વિચાર પછી મસ્તકમાં જે આન્દોલન થાય છે તેને અશાન્તિ કહે છે. ચોથા સન્યસ્થમાં પણ શાન્તિ નથી. તેમાં પણ સેવા એજ ધર્મ છે, પોતાની સેવા નહિ જે આજકાલ જોવામાં આવે છે પરંતુ બીજાની સેવા કરવી. પછી આ શાન્તિ ક્યાંથી કુદી પડી? સાંભળો આ અંતિમ અવસ્થા છે. અર્થાત્ જ્યારે મનુષ્યનું શરીર જર્જરિત થઇ જાય છે, કોઇ કામ કરવાને યોગ્ય રહેતો નથી ત્યારે મનુષ્ય શાન્તિની ઇચ્છા કરે છે અર્થાત મૃત્યુ ઇચ્છે છે.

ઉપર્યુક્ત કથન ઉપરાન્ત હું એ પ્રશ્ન ભારત બંધુઓને કરવા ઇચ્છું છું કે તે ઉત્તરના વિચાર ઉપરાંત તમો મને બતાવો કે આપણે જે રાત દિવસ શાન્તિનો પાઠ કરીએ છીએ તેનો શો અર્થ છે? શું આપણે પોતાના અસ્તિત્વથી દુઃખી છીએ કે જેથી શાન્તિની નિંદ્રમાં મૃત્યુ ઇચ્છીએ છીએ? શું આપણે ભીરૂ છીએ કે જેથી સંસારના યુદ્ધ સ્થળથી પલાયન કરી મૃત્યુની પાછળ સંતાવા ઇચ્છીએ છીએ. અગર નહિતો એ અમંગલ શબ્દને છોડી દો, અગર સંસારમાં કેવળ જીવવુંજ છે તોપણ અશાન્તિનો પાઠ ભણો. સંસારમાં મોઢું ઉંચું કરી રહેવું હોય તો અધિક અશાન્તિ માટે કટિબદ્ધ રહો. અશાન્તિ કાંઇ બુરી વસ્તુ નથી, તે જાતીય જીવન છે. નદીનું મીઠું અને સુસ્વાદયુક્ત વહેતું પાણી છે. પ્રાણધાર ચાલતી વાયુનુંજ નામ અશાન્તિ છે; બ્રહ્માન્ડના જ્યગોળામાં આન્દોલન ઉત્પન્ન કરનાર આદિશક્તિનું નામ પણ અશાન્તિ છે. જીવતી જાગતી જાતિમાં હમેશાં અશાન્તિનુંજ રાજ્ય હોય છે; અશાન્તિ વીના કોઇ કાર્ય આ સંસારમાં થઇ શકતું નથી; જીવવું હોય ઉઠવું હોય તો અશાન્તિના માર્ગમાં પદાર્પણ કરો નહિ તો શાન્તિના ગઢમાં સદાને માટે મૃત્યુ નિદ્રામાં વિશ્રામ કરો. અશાન્તિથી આપણું એ તાત્પર્ય નથી કે પોતે પોતાનાથી બહાર થઇ જવું. પોતે ઉદ્ધત થઇ જવું. શાન્તિ ત્યાગવાથી આપણું એક માત્ર તાત્પર્ય એ છે કે કર્મયોગની વિદ્યુત શક્તિ આપણી રગોમાં દોડવા લાગે, આપણે કર્મશીલ થઇએ અને શાન્તિથી બ્હાર એટલે કે મૃત્યુને શરણ થઇએ નહિ. અસ્તુ.

---

## દસેરાપર થતી ધર્મને નામે પશુહિંસા.

ઉપરોક્ત તહેવારોના દીવસોમાં આ આર્ય ભુમીપર તે નિમીતે યજ્ઞમાં થતી ઘોર હીંસાઓ (બકરાં, પાડા વિગેરેના દેવી દેવતાઓને અપાતા ભોગો) જેમ બને તેમ તન મન ધનથી અટકાવવા સારુ, હું આ આર્ય ભુમિપરના તમામ હિન્દુ બાઇઓને વારંવાર વીનવિ

વીનંતિને કહું છું કે જાગૃત થાઓ! અને આવા ઘોર અત્યાચારો જડમૂળથી નાશ થાય તેવા ચાંપતા ઉપાયો લેવા તત્પર થવુંજ જોઈએ છે. ખરેખર!! અને તેવા ઘોર અત્યાચારો જેવા ભારે કમકમાટ ભરેલી દીલગીરી ઉત્પન્ન થવાથી આખી આલમને, આ મારાં અંતરના ઉદ્ગારો શાસ્ત્રોક્ત પ્રમાણથી જણાવવા આ સ્થળે પ્રગટ કરું છું, તે વાંચી વંચાવી સુજ્ઞ મનુષ્યોને પણ બોધ આપી જાગૃત કરવા તત્પર થશો, એમ હું લેખક આશા રાખું છું.

કેળવણી અને સુધારા વધારાના આ જમાનામાં વ્હેમોએ, અજ્ઞાનતા અને બીન કેળવણીના જંગલી જમાનાની માફક ધર્મને બહાને, મુંગાં પ્રાણીઓનો વધ કરવાના દહાડાઓ હવે વહી ગયા છે, કારણ કે કેળવાયેલી બુદ્ધિ, સાદી સમજ અને લાગણી દુખાવનારું અઘોર હીંસક કૃત્ય કરવાને આ જમાનો સાફ-સાફ-ના પાડે છે; આજનો જમાનો કેળવણી રૂપી સૂર્યના ઝળકાટે અંધકારરૂપી-અજ્ઞાનનો નાશ કરનારો છે, તેમ છતાં આજ સુધરેલા જમાનાને નહીં છાજતા બનાવો બને એ ખરેખર ખેદજનક એક વિચીત્ર બીના છે.

દેવ દેવીઓને સંતોષ પમાડવાના નિયમથી આ મુંગા જાનવરોના જાનની ખુવારી કરવામાં આવે છે, અને એમ માનવામાં આવે છે કેઃ—યજ્ઞમાં પશુ વધ કરી હોમવાથી મરકી, કોલેરા, શીતળા, અને દુકાળ વીગેરે ભયંકર આફતોનો નાશ થશે, આવા બીન પાયાદાર જડ ઘાલી રહેલા વ્હેમી રીવાજોથી અજ્ઞાન મનુષ્યો દેવ દેવીઓને સંતોષ પમાડવા તહેવારોના દીવસે જે પશુવધ કરે છે; અને ગમે તેવા હઠીલા કઢાવવા યોગ્ય ઇલાજો હાથ ધરવામાં આવે છે, એજ હીન્દુઓમાં તેમજ બીજી કોમોમાં હાલો વખત અમ શાસ્ત્રોક્ત આધાર નહીં હોવા છતાં વેદીક ધર્મ શાસ્ત્રોને કલંક લગાડી ક્ષેપક રીતે જડ ઘાલી બેઠેલા સંસ્કારોને પુરસ્કાર કરી આપવાને પુરતા છે.

આ સ્થળે જણાવવામાં આવ્યું કે-દેવ દેવીઓને મુંગા પ્રાણીઓનો ભોગ આપવાથી સંતોષ થાય છે તે કથની તદ્દન ખોટી, બીનપાયાદાર છે. દશેરા તથા અષ્ટમી અને ગજેવ વીગેરેના દીવસે બકરાં પાડા આદિ નિર્દોષ પ્રાણીઓનું બલીદાન આપવાનું ધોરણ ચાલવાનું કારણ માત્ર એમ સમજવામાં આવે છે કેઃ—"વામ માર્ગીઓ" નું જે વખતે પ્રબલ જોર હતું તે વખતે દાખલ થઈ ગયેલાનું જણાય છે. પણ જેમ જેમ વીદ્યાની વૃદ્ધી થતી ગઈ તેમ તેમ કેટલાક વીચક્ષણ રાજ્ય કર્તાઓએ શાસ્ત્રોક્ત તપાસ કરી-કરાવ્યા અને તેઓને જણાવ્યું કે એવા બલીદાન આપવાથી દેવ દેવી રંજન થતાંજ નથી, પણ ઉલટા કોપાયમાન થાય છે. અને સદ્ગતી થવાના કાર્યો તેમજ લૌકીક કાર્યોમાં પણ અસંખ્ય વીઘ્નો આવી પડે છે; એવો ચોક્કસ નીર્ણય કરી પોતે ( રાજાઓએ ) તથા પોતાની પ્રજાએ પણ એવા ઘોર પશુવધ તહેવારોમાં સાગર હંમેશને માટે બંધ કર્યો છે. અને હજુ પણ જેમ જેમ સુધારો થતો જાય છે તેમ તેમ બંધ કરતા જાય છે

"વેદ" જેવા પવીત્ર ધર્મ શાસ્ત્રમાં આવું ઘાતકી કાર્ય કોઈપણ સ્થળે ઉપદેશ્યુંજ નથી માત્ર કેટલાક આપસ્વાર્થી દુષ્ટ મનુષ્યોનું પ્રાબલ્યપણું હોવાથી કેટલા રાજકર્તાઓની અંધ શ્રદ્ધાનો લાભ લેઈ ઉદર પોષણની સ્વાર્થીય ભાવનાએ આવું ઘોર અનર્થકારી કાર્ય પ્રવેશાવી દીધું છે

વળી દેવ દેવીઓ તો-સાફ-સાફ! કહે છે કેઃ—ભાગ મહાત્મ્યનું એકવાર શ્રવણ નીની-પૂર્ક કરવાથી એક વર્ષ સુધી બહુ પૂજા કરી મારી પ્રીતી મેળવે તેના બરોબર છે. જ્યારે

તેમના મહાત્મ્ય પાઠ શુદ્ધ અંતઃકરણથી સાંભળેથી એટલે બધો લાભ થાય છે તો તેવો વધુ લાભ મુકીને ઓછો લાભ લેવાનું કોણ કરે? અજ્ઞાનજ કરે. જ્ઞાની અને સમજુ તો કદી પણ નજ કરે; વળી તે દેવની ઉપાસના આપણે આધીન છે કે તે દેવને આધીન છે? આના પ્રસંગમાં તો એમ હું માનું છું કે—ઉપાસના દેવીને આધીન નથી પણ ઉપાસકને આધીન છે, એમ સાંભળ્યું છે, અને વીચારતાં પણ મને એમજ જણાય છે કે—જેની પ્રીતી મેળવવી તે પ્રીતિ મેળવનારને આધીન છે, અને તે પ્રીતી અગાધ પ્રેમ વડે વધે છે; પણ પ્રેમ વીના રહાય તેવા ઉત્તમ પદાર્થો આપીએ તેથી કાંઇ પ્રીતી થતી નથી, પણ જો તેમની પ્રતે નિષ્કાલમ પણે શુદ્ધ અંતઃકરણથી થોડું (સામર્થ પ્રમાણે) આપીએ તો પણ ઘણુંમાં ઘણુંજ આપ્યું એમ મનાય છે અને તેથી અમાપ પ્રીતી વધે છે.

સ્થુળ બુદ્ધિએ પ્રત્યક્ષ પ્રમાણુથી જોતાં જે દેવને સંબધી આપે છે તે તો દેવી દેવતાઓ બીલકુલ દેખતાંજ નથી, એટલુંજ નહીં પણ જે તેમને બલીમાં આપીએ છીએ તે તે લેતાં હોય એવું પણ જરાએ જણાતું નથી; પણ તેમના આગળ જેટલું ધરીએ છીએ તેટલુંને તેટલુંજ રેહે છે, તેમાં કીંચીત માત્ર પણ ફરક પડતો નથી, તો તે દેવ દેવીએ તેમાંથી લીધું તેની શી ખાત્રી?—વળી દેવ દેવી આગળ જેઓ પશુઓને મુકે છે અને તે પશુઓમાંથી પણ એમના આશિર્વાદમાંથી કીંચીત માત્ર વધઘટ થતી નથી ને તેવુંને તેવુંજ રહે છે તો તેથી પણ કેમ મનાયે કે દેવ દેવી ભોગ લે છે? ના ના દેવ દેવીને તમો ભોગ આપો ને તે લે એનો માનવામાં નથી આવતું. તે તો બીલકુલ હલારો છેજ નહીં, પણ પેટભરા આપસ્વાર્થીઓ બરાનારખી થઇ પોતાના ઉદરની ખાતર મનુષ્યોને અવડે માર્ગેજ દોરવનારા છે.

દેવ દેવીઓને આપેલો ખોરાક તેઓ લઇ શકતાં નથી, અગર તેમાં તે કંઇ ફેરફાર કરી શકતાં નથી, તેમનામાં તેવુ કરવાપણું નથી ત્યારે તેમને નહીં આપવાથી તેઓ કાંઇ નુકશાન તો કરેજ નહીં, એવો પેટભરા આપસ્વાર્થી દુષ્ટ મનુષ્યોએ દેવ દેવીઓની નીંદા કરાવી નાહક બીચારાં નીરપરાધી મુગાં પ્રાણીઓનો શા માટે વધ કરવો જોઇએ? નજ મારવો જોઇએ. એ ગરીબ મુંગાં પ્રાણીઓને પણ આપણા મનુષ્ય જેટલીજ આશા છે. માટે મનુષ્યોએ પોતાની ઉપાસના દર્શાવો જોઇ પ્રાણીઓ પર દયા રાખવી, એજ ઉત્તમ મોક્ષ પદનો આધાર છે.

વળી કહ્યું છે કેઃ—પ્રાણ દાનથી બીજું અધીક શ્રેષ્ટ દાન આજ સુધી થયું નથી, તેમ થશે પણ નહીં; કારણ કે આત્માથી અધિક કાંઇપણ અધિકપ્રીય પ્રીય છે નહીં એતો નિશ્ચયજ છે.

અહિંસાનું લક્ષણ—"યોગ સુત્રપર" વ્યાસ ભાષ્ય છે, તેમાં લખે છે કેઃ-સર્વ પ્રકારે સર્વદા સર્વ પ્રાણીઓનો અદ્રોહ કરવો તેજ અહિંસા ગણાય છે; તથા વળી "યાજ્ઞવલ્કય" સંહિતામાં કહેલ છે કેઃ—સર્વદા સર્વ પ્રાણીઓને જે મન-વચન-અને શરીર વડે કલેશની ઉત્પતી ન કરવી તેનું નામજ અહિંસા છે. વળી યાજ્ઞવલકય સ્મૃતિના આચારાધ્યાયમાં કહેલ છે કે.—"અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા, ઇન્દ્રિયનિગ્રહ, પરોપકાર, દયા, દમન. તથા ક્ષમા" એ નવ સર્વને ધર્મનાં સાધન છે; આ યાજ્ઞવલકયના મતમાં અત્રિસંહિતા, વિષ્ણુ સ્મૃતિ, હારિત સ્મૃતિ, ઔશનસિ સ્મૃતિ, અંગીરસ સ્મૃતિ, આપસ્તંબ સ્મૃતી, હંસ વર્ન સ્મૃતી,

કત્યાયન સ્મૃતિ, બૃહસ્પતિ સ્મૃતિ, પરાશર સ્મૃતિ–વ્યાસ સંહિતા, શંખ સંહિતા, લીખિત સંહિતા, દક્ષ સંહિતા, ગૌતમ સંહિતા, શાતાતપ સંહિતા વશિષ્ટ સંહિતા, પુલસ્ત્ય સ્મૃતિ, બુધ સ્મૃતિ, અને કશ્યપ સ્મૃતિ વિગેરે સ્મૃતિયો અને સંહિતાઓ જરા પણ એક બીજાથી વિરૂદ્ધ નથી.

યજુર્વેદ સ્મૃતિમાં કહ્યું છે કેઃ—"પરમેશ્વરને આપણે જાણતા નથી કે જે પ્રજાને ઉત્પન્ન કરે છે, તેને ને આપણને પણું અંતર હોતું હશે; માટે તે પરમેશ્વરના રૂપને જાણ્યા વિના અજ્ઞાનમાં વિંટાએલા મનુષ્યો બકવાદ કરે છે, અને કહે છે કે—"આવી રીતિએ પશુઓની હિંસા કરવાથી, તથા માંસ ભક્ષણ કરવાથી અનેક જાતનું આ લોકનું તથા પરલોકનું સુખ મળે છે, એવા ઉદગારો પેટભરા કેટલાક અજ્ઞાનીઓ પેટ ભરવાના સ્વાર્થથી કરે છે તેતો કેવળ કર્મ જાળ છે—કોઈ પણ ધર્મને જાણનારાવાળા નથી; મીથ્યા બકવાદ કરે છે, કોની પેઠે કે—જેમ મેરી વટોળીઓ આવેતો હોય ને તેથી કોઈ જોઈ શકતો ના હોય ને તેને પુછીએ કે પુર્વ દિશા કેઇ? (તેની આંખમાં વટોળીઆથી ધુળ પડેલી તેથી) તો તે વટોળીયાના લીધે અંધાપાથી–પશ્ચીમને પુર્વ કહે અને દક્ષીણને ઉત્તર કહે તેમજ અજ્ઞાની મૂર્ખ પુરૂષો હીંસા કરવા થકી આ લોક પરલોકનું સુખ મળે' એમ માને છે, પણ ના ના તેમ આ લોક પરલોકનું સુખ મળતુ નથી પણ ઉલટું નીચ યોનિમાં વારંવાર નીચ અવતારોજ લેવા પડે છે.

વળી સ્મૃતિ કહે છે કેઃ—શાસ્ત્ર નીસિદ્ધ–જે–યજ્ઞમાં પશુવધ ઇત્યાદિ પાપ કર્મોનો કરનાર પુરૂષ જલદીજ નીચ યોનિને પ્રાપ્ત થાય છે, જેવી કે—કદી શ્વાન યોનીને અને કદી શુકર યોનીને પામે છે, એ આદી લેઇને બીજી પણ અનેકાનેક નીચ યોનિયોને પામે છે. તેમજ "યજુર્વેદ ઇશોપનિષદ" અથવા "વાજસનેય સંહિતોપનીષદ" માં કહેલ છે કે—જે પુરૂષ કેવળ કર્મનેજ કરે છે તે પુરૂષ અદર્શનરૂપ તમને પામે છે (પરમાત્માને) અને પુરૂષ કેવળ ઉપાસનામાં પ્રીતિવાળો છે તે પુરૂષ દારૂણ્ય તમને પામે છે, વળી શ્રુતિ કહે છે કે— "કારણ અવ્યા કૃત નામ માયાની ઉપાસના કરે છે તે પુરૂષ અદર્શનરૂપ તમને પ્રાપ્ત થાય છે, તથા જે પુરૂષ હિરણ્યગર્ભ રૂપ નામ કાર્યની ઉપાસના કરે છે તે પુરૂષ અધિક મેર તમને પામે છે, તથા શિર ઉપનિષદ તથા ગર્ભ ઉપનિષદ, નાદબિંદુ ઉપનીષદ બ્રહ્મબિન્દુ ઉપનિષદ અમૃતબિંદુ ઉપનિષદ, વિગેરે બીજા ઉપનિષદોમાં પણ કયા દશરા તથા અષ્ટમી જેવા પર્વને દીવસે અગર બીજા કોઇ દીવસે પશુવધ કરવો એમ છેજ નહીં. વળી ઇશ, કૈન, પ્રશ્ન, મુંડક માંડુક્ય, તૈતીરીય, ઐતરેય, છાંદોગ્ય એ ઉપનિષદો જે એ ચારે વેદનાં છે તેમાં પણ કોઇ પણ સ્થળે પશુવધનો ઉલ્લેખ છેજ નહીં

આવી રીતના પશુવધના બદલામાં–દેવ દેવીઓ તથા આસુર દેવોને બીજી કોઇ હિંસા રહિતની ક્રીયા કરી તે પર્વ આરાધવામાં આવે, તો તેથી સર્વ પ્રસન્ન થાય છે, તેવી ક્રીયાઓ કરવાને સારૂ કાળીપુરાણમાં કહ્યું છે કે—સાકર, કેળું, શેરડીની કાતલી એ સારસ પક્ષીઓના માંસ બરોબર કહ્યા છે, માટે એઓ તૃપ્તિને વિષે નિરંતર બકરા તુલ્યજ છે, અથવા સુંદર શીફળ તેને લુગડું વીંટાળીને તેની પુજા કરીને છરી વડે છેદી અર્પણ કરવું તે બકરાના વધ પ્રમાણે છે.

વળી કોઇ-સવાલ કરશે કેઃ-પશુવધ ના કરતાં-દેવી દેવતા પાસે પશુ લેઇ જઇ તેના અંગમાંથી નાક, કાન ઇત્યાદી ખંડીત કરી કાઢી મુકીએ તો શું ખોટું ?

ઉત્તર—એ તો વધ કરવા કરતા પણ બુરામાં બુરૂંજ ફેલ થાય, કારણ કે તે વિષે તંત્રોતરમાં જણાવ્યું છે કે બોકડનું નાકનું કે ઇંદ્રીઓનું માંસ અથવા રૂધીર બલીદાનમાં કોઇ પણ વખત આપવું નહીં. પરંતુ તેને દેવ દેવી પાસે ઉભું રાખી છુટું મેલી દેવું તેજ ઉત્તમ છે તે કરતાં તો પશુનું દાનજ ના કરવું એ અધીકાધીક શ્રેષ્ટ છે.

આવા ઘોર અત્યાચારો કરનાર કોણ છે ? તો તે આસુરી સંપતીવાળા છે; એમ શ્રી કૃષ્ણ ભગવાન્ કહે છે. જુઓ ભગવદ્ગીતા અધ્યાય ૧૬ શ્લોક ૫ મો દેવી સંપત્તી મોક્ષ કારણે-અને આસુરી બંધન કારણે છે, તથા શ્લોક ૬માં કહેલ છે કે આ લોકમાં દેવની અને અસુરની એવી બે પ્રકારની ભુત સૃષ્ટી છે. અધ્યાય ૧૭માં શ્લોક ૮માં કહે છે કે સાત્વીક જન દેવને યજે છે. રાજસ તે યક્ષ રાક્ષસને-અને તામસ જન તે ભુત ગણને યજે છે. અધ્યાય ૧૬ શ્લોક ૧૭માં કહે છે કેઃ—કોઇ સત્ય પુરૂષે પુજ્ય કરેલા નહી પણ પોતેજ પોતાની મેળે પુજ્ય બની બેઠેલા-અનમ્ર, ધનથી થયેલા માન અને મદવાળા, અહંકાર, બળ, વિગેરે ગર્વથી, કામ અને ક્રોધનો આશ્રય કરીને રહેલા, અર્થાત્ અહંકાર આદિ દુર્ગુણોમાં બુડેલા, સન્માર્ગમાં ચાલનારા પુરૂષપર દોષનો આરોપ કરનારા તથા હું જે બીજાના દેહમાં ચૈતન્યાસવડે રહ્યો છું તેનો દ્વેષ કરનારા કે જેઓ ઉપર કહેલા આસુર છવો દંભથીજ માન નામનાજ યજ્ઞોવડે યજન કરે છે. વળી અધ્યાય ૧૬ શ્લોક ૧૯-૨૦ માં કહ્યું છે કે—મારો દ્વેષ કરનારા (હીંસા કરનારા) તથા ક્રુરને અધમ પુરૂષોને જન્મ મરણના માર્ગરૂપ સંસારમાં અતી ક્રૂર વ્યાઘ્રાદિ યોનિઓમાંજ હું નાંખું છું; અર્થાત્ તેવા પાપીઓને એવાં ફળ આપું છું કે—એ આસુરી યોનિને પામેલા મુઢ પુરૂષોનું હે ! કુંન્તાના પુત્ર, મને પામ્યા વિના અર્થ પ્રાપ્ત (મારી પ્રાપ્તિ તો) હોયજ ક્યાથી, પણ મને પામવાના ઉપાય રૂપ સન્માર્ગને પામ્યા વિના તેથી પણ તેઓ ગાઢી ગતિને પામે છે. અર્થાત્ કૃમી-કીટ-આદિ યોનિમાં અનંતીવાર જન્મે છે અને લય પામે છે.

વળી ભાગવત ધર્મમાં યજ્ઞને માટે હિંસા નિંદ્ય માનેલી હોવાથી પશુ યજ્ઞને બદલે પ્રથમ દ્રવ્ય યજ્ઞ શરૂ થયો, અને આખરે જપ યજ્ઞ કિંવા જ્ઞાનમય યજ્ઞજ સર્વમાં શ્રેષ્ઠ કહ્યો છે. દ્રવ્ય યજ્ઞ કરનાર સત્પુરૂષો યજ્ઞ કરતા અવશિષ્ઠ રહેલો ભાગ ગ્રહણ કરનારા સર્વ પાપથી મુક્ત થાય છે, અને જે દાંભીક પાપી પુરૂષો (યજ્ઞ ન કરતાં એટલે દ્રવ્ય યજ્ઞ) પોતાને માટેજ જે પાપ કરે છે તે પાપનુંજ ભક્ષણ કરે છે.

કાળીપુરાણના શ્લોકમાં કહ્યું છે કેઃ—સાકર, કોહોળું, શેરડીનો સાંઠો, અડદ (અડદના લોટનો કરેલો બનાવેલો પદાર્થ અગર અડદની દાળને પલાળી તેનાં વડાં વિગેરે) તથા કંસાર એ બલિ સમાન છે અને તેથી સદા દેવીઓને બકરાં અને પાડા સમાન તૃપ્તિ થાય છે.

સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરતા અનુમાન એ આવે છે કે યજ્ઞમાં પશુઓ હોમવાથી યજ્ઞને આગળ નઠારૂં પરીણામ આવ્યું છે કે કેમ ? હા. આવેલું છે—જુઓ કે કાશીનો રાજા સુદક્ષિણ તેણે યજ્ઞમાં પશુ હિંસા કરી તેથી સુદર્શન ચક્રે કાશી બાળીને સુદક્ષીણ રાજાને

હણ્યો. સકુનીનો પુત્ર વૃકાસુર જેણે યજ્ઞમાં માંસ હોમવાથી મરણ પામ્યો. જરાસંધે ભૈરવ યજ્ઞ કર્યો, ને તેમાં પશુવધ કર્યો જેથી મૃત્યુ પામ્યો. કર્ણે ધનુર્યાગ ભૈરવ યાગમાં પશુ વધ કર્યા તેનું ફળ એ મળ્યું કે તેને શ્રી કૃષ્ણે અમૂતાઓ મદીન માર્યો, પ્રાચીન બર્હિરાજાએ યજ્ઞ કર્યો તેમાં જે પશુ હિંસા થયેલ તે પશુઓ ને રાજાને મારવા માટે વાટ જોઇને રહ્યાં હતાં કે, રાજા ક્યારે મરે અને હમો હમારૂં વેર લેઇએ ! એવું નારદે તે પ્રાચીન બર્હિરાજાએ પ્રત્યક્ષ દેખાડયું હતું, અને પછીથી પોતાની ભુલ કબુલ કરી યજ્ઞ કરવા બંધ કર્યા, અને નારદના ઉપદેશથી બચી ગયા; સહસ્રાર્જુને યજ્ઞ કર્યો ત્યારે તરતજ જમદગ્નીની સાથે વેર થયું ને તેનો નાશ થયો, એટલુંજ નહીં પણ તેનાં છોરા બીજાની સ્ત્રીઓને ઉડાવ ને એકવીસ વાર નક્ષત્રી, પૃથ્વી થઇ, તે એનુજ પરિણામ જણાય છે. તથા પાંડવોએ રાજસુ યજ્ઞ કર્યો તે વારે પછીથીજ તેમની વીપરીત બુદ્ધિ થઇ દુર્યોધનનું હાસ્ય કર્યું, જુગટુ રમ્યા તેથી રાજપાટ ખોઇ બેઠા અને બાર વર્ષ સુધી વનવાસ ભોગવવો પડયો. એવી રીતે તેઓ મહા હેરાન થઇ ગયા ને મહાભારત યુદ્ધ થયું. અને યુદ્ધમાં શ્રી કૃષ્ણ ભગવાનની સહાયતા હોવાથી પાંડવો બચી ગયા પણ એ મહાભારતના યુદ્ધથી બહુજ નુકશાન થયું. મહાભારતના યુદ્ધ પેહેલાં એકજ ધર્મ હતો; પણ મહાભારત યુદ્ધ થયા પછી રાજાઓમાં કુસંપ પેઠો, સાર્વજનીક રીત વિચારવાનું બાજુપર રહ્યું; અરે કુસંપ વધતો જતો માહોમાંહે વઢી મુવા, અને અનેક જાતીના ધર્મો નીકળ્યા, તેમાં પણ લડાઇઓ થઇ અને તેનાં મુળ એટલા બધા ઉંડા પેસી ગયા કે હાલ આપણા ઘરોમાં પણ એકસંપ કયાંય જણાતો નથી, તો દુનિયામાં હોયજ કયાંથી. અને મ્લેચ્છોના હસ્તક પડયા ને હેરાનગતિ અસહ્ય પ્રકારે ભોગવતા થઇ ગયા છીએ, તે સર્વે પ્રતાપ જેવા દુષ્ટોએ અસંખ્યાત પ્રાણીઓના યજ્ઞોમાં હોમ કર્યા તેનાજ શ્રાપો, આપણને સોસવા પડે છે. માટે આપણું આ આર્યાવર્તમાં એવા આસુરી રીવાજોવાળા હિંસામય યજ્ઞો આસુરી દૈવી સંપ્રદાયોનો સમુહ જ્યાં સુધી બંધ નહીં કરે ત્યાંસુધી એકયતા કોઇ કાળે થશેજ નહીં.

હાલના કેટલાક ધર્માચાર્યો મીષ્ટ ભોજન ખાઇપી મદગલ થઇ બેઠા છે, ઉપદેશ વગર લેશ નથી, ધર્માલયોમાં શું થાય છે તેની તેઓને ખબરો મળ્યા છતાં નિદ્રાવશ થઇ-રંડીબાજી વિગેરેના અત્યાચારો કરવા લાગ્યા છે દેવોનાં દગા ખાતા-ગુરૂનાં દગા ખાતાં, પરાઇ સ્ત્રીઓનો ઉપભોગ કરવો ને સેવકોનાં ધન હરવાં આંધળપાટુ ભક્તોને ઠગવા-એ રીતના ધર્મ ગુરૂઓ થઇ જવાથી દેશની પાયમાલી થવા આવી, અરેરે શું ! આ થોડું માઠું પરિણામ છે. વળી કહ્યું છે કે:—બુદ્ધિર્યસ્ય બલંતસ્ય નિર્બુધ્ધેસ્તુકુતોબલં-જેને સારી બુદ્ધિ તેજ બળવાન છે, બુદ્ધિ રહિતના કયાંથી બળવાન થાય, બુદ્ધિ તો કર્માનુસાર છે; જુઓ બુદ્ધિ કર્માનુસારે થઇ અને તેથી એવાં માઠાં પરિણામો આવ્યાં જાય છે, જ્યારે યજ્ઞકર્મવિડે પશુ વધ કરવાથી ખરાબી છે તે જાણીનેજ કરો ને ખરાબ થાઓ તેમાં શું નવાઇ છે ! વળી દેવોનાં રાજ પણ ગયાં, પાયમાલ થઇ ગયા તેનું પરિણામ પણ હીંસાજ છે; માટે "અહીંસા પરમો ધર્મ" એ પરમ પવિત્ર સિદ્ધાન્તને ગ્રહણ કરી જરા જ્ઞાન દ્રષ્ટિએ જુઓ કે સર્વ કર્મમાં હીંસાનોજ ત્યાગ છે, અને જે હીંસક યજ્ઞ કરતા હોય ને જે દેવતાને સુરા માંસનું નૈવેદ્ય અપાતું હોય, અને બારા આદિક જીવની હીંસા થતી હોય તે દેવતાનું નૈવેદ્ય કદારે પણ લેવું નહીં, આમ સિદ્ધાંતો છતાં

દયા ધર્મને ન વળગો તો પરિણામે જમે ઉધાર તમારાં નામમાં જમે બાજુએ મીંડાંજ કોઇક અવતારે આવ્યા કરશે, માટે પ્રાણી ઉપર દયા રાખવી એજ વેદનું સત્ર છે. માટે યજ્ઞોમાં જ્યાં જ્યાં પશુ-વધની હીંસાઓ થતી તમોને જણાય ત્યાં ત્યાં આત્મભોગ આપીને પણ બંધ કરાવવા પ્રયત્નો કરજો દેવી-એ-આદ્ય શક્તિ છે અને તે જગત જનની છે (જનેતા છે) તો તમારી જનેતા કે તમો જેના ઉદરમાંથી નિકળ્યા છો તે તમારો કોઇ પણ વખતે વધ કરી કરાવી ભક્ષણ કરે છે ? ના-નહીં, ક્યાંય નહી, માટે હે મારા આર્ય બંધુઓ જગત જનેતાને-જગત ભક્ષણીનું કલંક આપો છો તો તે તમારા પરનો રોષ શી રીતે સહન કરી શકે ! તે જરા ધ્યાનમાં રાખી વીચારી જાણજો તેની સમજણ-હું-તમોનેજ સોંપુ છું.

જો કે સકળ પ્રજા સુખી થવાની ઇચ્છા ધરાવતી હોય તો ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે,

" હે પરંતપ ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનમય યજ્ઞ શ્રેષ્ઠ છે. કારણ; હે પાર્થ ! સર્વ કર્મનું પર્યવસાન જ્ઞાનમાંજ થાય છે."

જ્ઞાન યજ્ઞ આ શબ્દ ગીતામાં આગળ આવી ગયેલ છે, આપણે દ્રવ્યમય યજ્ઞ કરીએ છીએ તે પરમેશ્વરની પ્રાપ્તિ માટે કરીએ છીએ, પણ પરમેશ્વરની પ્રાપ્તિ તેના સ્વરૂપનું જ્ઞાન થયા વિના થતી નથી, માટે પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી તે જ્ઞાનને યોગ્ય આચરણથી પરમેશ્વરની પ્રાપ્તિ સિદ્ધ કરવી તે માર્ગ કીંવા સાધનને "જ્ઞાન યજ્ઞ" કહે છે. આ યજ્ઞ માનસ છે, બુદ્ધિસાધ્ય છે, અને તેથી દ્રવ્યમય યજ્ઞ કરતાં તેની યોગ્યતા વધારે સમજાય છે. જ્ઞાન યજ્ઞનું આ જ્ઞાનજ મોક્ષ શાસ્ત્રમાં મુખ્ય છે અને આ જ્ઞાનથીજ સર્વ કર્મનો ક્ષય છે, અને ગમે તેમ થાય પણ છેવટે પરમેશ્વરનું જ્ઞાન થવુંજ જોઇએ, તે વીના મોક્ષ નથી, એવી રીતનો ગીતાનો કાયમ સીદ્ધાંત છે. માટે સર્વ પાપી મનુષ્યથી, પણ પાપાચરણી હોઇશ તોપણ જ્ઞાનરૂપી નૌકાથી તું સર્વ પાપ તરી જઇશ, જેવી રીતે કે પ્રજ્વલીત કરેલો અગ્નિ કાષ્ટને બાળી ભસ્મ કરી નાંખે છે તે પ્રમાણે જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે માટે-પશુ હીંસાઓ અટકાવો અટકાવો ! ! એમ હું મારા આ આર્ય ભુમીપરના ભાઇઓને બ્હેનોને, અગાધ વિનંતીથી તમારા ચરણ કમળમાં મસ્તક નમાવી-નમાવીને-જાહેર કરું છું કે આવી રીતની થતી હિંસાઓ અટકાવશો.

આત્મા અને પરમાત્મા એકજ છે, એમ ઉપનિષદોમા આપણને ઋષિ મુનિઓએ પણ શિખવ્યુ છે, જેમ જેમ મનુષ્યના આત્માના સંબંધમા વિચારો વધારે શુદ્ધ થતા જાય છે તેમ તેમ આપણી સાધનાશક્તિ ખીલતી જાય છે; દરેક પ્રાણીઓપર દયા એ એક ધર્મનું સ્વરૂપ છે અને વિશ્વની ચાલુ સ્થીતિમાં તેની ખાસ જરૂર છે. અને દયાના અનુમાનથી સમસ્ત વિશ્વ એકજ છે. આ દુનિયામાં જન્મ ધરીને અહિંસાત્મક કાર્યો અટકાવવાનું કાર્ય કરવું એ મોક્ષ પ્રાપ્તિ કરવાનોજ ટુંકામાં ટુંકો અને સહેલોજ રસ્તો છે. સુજ્ઞેષુ-કિં-બહુના.*

ડૉક્ટર હરીલાલ તુલસીદાસ ભાવસાર.



* દયા ધર્મ પ્રચારિણી સભા-અમદાવાદ તરફથી પ્રકટ થએલી પત્રિકા.

# "પ્રાયશ્ચિત."

## —પરિચ્છેદ પહેલો—

"આ કોની છોકરી છે? અહા! એનું મોં કેવું સુંદર ભોળુંભાળું છે." ભોજ-ભુખણદાસે પોતાની પ્રૌઢા સ્ત્રી ખોળામાં એક વર્ષની બાળકીને લઇને તેનું મોં ચુમી રહી હતી તેને આ પ્રશ્ન પુછયો.

પત્નીએ જવાબ આપ્યો "એતો પડોશના કરસનની છોકરી છે. પરમ દહાડેજ એની મા મરી ગઇ છે. જુઓ, ત્યારથી બિચારી નાની છોકરીનું મોં કેવું રડુંરડું થઇ રહ્યું છે."

શેઠ—"હાં! કરસનની છોકરી! પેલા કરસન વાળંદની? ઉતાર, ઉતાર, હમણા ને હમણા ઉતાર એને ખોળાપરથી!! વાળંદની છોકરીનું તે મોં ચુમ્યું!! હરિ! હરિ!!

પત્ની—હાય! હાય!! એમ ના કરો, જુઓ આ બિચારી છોકરીની મા મરી ગઇ છે, એનું ભોળુંભાળું મોં અને રડુંરડું આંખ જોઇને દયા આવે છે.

શેઠ—રહેવા દે તારી દયા અને ભોળુંભાળું મોં! હજુ તો તેં એને ખોળા પરજ રાખી મુકી છે. ઉતાર ઉતાર જલદી! આપણા ઘરમાં ઠાકુરદ્વારું! અને આ આવો અનાચાર! ઉતાર એકદમ શેઠે કડક પણે કહ્યું; ભોજભુખણદાસ શેઠની પત્ની, હીંદુ વૈષ્ણવ ઘરની ગૃહીણી, ચાળીસ વર્ષથી વધારે ઉમ્મરની, પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કેમ કરી શકે. પતિનો ઇશારો પણ તેને માટે બ્રહ્મ વાક્ય હતું, વળી ઉપરથી આટલી કડક ધમકી મળી. વિવશ થઇને આંખથી આંસુ સારતાં તેણે છોકરીને ખોળામાંથી ઉતારી મુકી.

બારજ મહિનાનું અણજાણપણું બાળક જે હમણા માતાના ખોળા જેવો સુખનો અનુભવ કરી રહ્યું હતું તે એકદમ કઠણ ઠંડી જમીનના સ્પર્શથી રડી પડયું, અને નાનાનાના ઘુંટણોના જોરથી ચાલીને શેઠાણીનાં વસ્ત્રનો છેડો પકડવા હાથ લાંબા કીધા. તેની રડતી આંખ શેઠાણીના તરફ બહુ તાકીને જોઇ પાછી ખોળામાં લેવા પ્રાર્થના કરી રહી હતી. તેને એકદમ જમીનપર કેમ મુકી દેવામાં આવી તે તેનું નાનું સરખું મગજ જાણવાને અસમર્થ હતું. એટલામાં શેઠજીએ "ગંગા ગંગા"!! કરીને બુમ મારી અને એક દાસી આવીને તે રડતી છોકરીને ઉંચકી લઇ ગઇ. હજુપણ દૂરથી તે નાની છોકરીનું રડવું શેઠાણીના કાનમાં ગુંજી રહ્યું હતું અને તેના કોમળ કલેજામાં દુખ ઉત્પન્ન કરી રહ્યું હતું. હાય! હીંદુ રમણી!! તને ધન્ય છે!! લોકો કહે છે કે 'આત્મ સંયમી તપસ્વીને મોક્ષ મળે છે,' પણ અમારું કહેવું છે કે એમ હોય તો હીંદુ રમણીઓ મોક્ષની પહેલી અધીકારીણી છે. અસ્તુ—હવે શેઠજી બોલ્યા "તેં બહુ ખોટું કામ કર્યું! તારા વાળ પાકવા આવ્યા, છોકરાંની મા થઇ તો પણ હજુ તારામાં કંઇ અક્કલ આવી નહિ. વાળંદને અડકીને નહાવું પડે છે, તેં તેની છોકરીના મોં ને બોકી દીધી. હવે પ્રાયશ્ચિત વગર હું રસોડામાં પગ ના મુકતી, હમણા ગોરને બોલાવું છું જે જે જોઇતું હશે તેની એક યાદ કરીને મોકલું છું. નરસિંહદાસ પાસે ગંગાજી લેજે, પાછું 'કૃચ્છ ચંદ્રાયણ વ્રત' કરવું પડશે. હું શું કરું? કીધું તેવું ભોગવ.

એમ કહીને શેઠ બહાર ગયા અને શેઠાણીએ-પતિવ્રતા સ્ત્રીએ ચુપ ચુપ સ્વામીના વાક્યને બ્રહ્મવાક્ય માનીને આ દંડ અંગીકાર કર્યો. તે આજ કાલની 'ભણેલી' તો હતીજ નહિ કે પતિની વાતને જવાબ દે. અસ્તુ, હવે શેઠ સાહેબે બહાર આવીને કંઇ નચીંત થઇને ગાદી તકીએ બેસીને ૧૯૭૨ ની સાલનો વ્યાજનો ચોપડો કાઢીને જોવા માંડયો. એટલામાં ચાલીસ પીસ્તાળીસ વર્ષના એક અધેડ ઉમરના મનુષ્યે ઓરડામાં પ્રવેશ કર્યો અને "શેઠ જે ગોપાળ" કહીને ગાદીના એક ખુણાપર બહુ વિનયથી બેસી ગયો. કોણ છે? ગોકળદાસ! આવો આવો સાહેબ! આજ કંઇ સવારમાં?

ગોકળદાસ—શેઠ, કેમ આપ જાણતા નથી? મારાપર મહેરબાન આપની એવી કરડી નજર કેમ છે કે મને આવો ભારે દંડ કરવામાં આવ્યો, એમાં મારો તો કંઇ અપરાધ નથી.

શેઠ—અપરાધને કંઇ શીંગડાં ઉગતાં હશે (શેઠે ગુસ્સા ભરેલા અવાજે કહ્યું) ધર્મા-ધર્મને પગ નીચે કચડી નાંખવો અને પછી કહેવું કે "મારો તો કંઇ અપરાધ નથી."

ગોકળદાસ—શેઠ સાહેબ, આપ મોટા છો—અમારા લોકના મુરબ્બી છો, હમારા જેવા ગરીબ સાધારણ આદમી, આપ જેવા જ્ઞાની, માની, પંચમાં હોવા છતાં કોઇ કદી ધર્મની વિરૂદ્ધ ચાલવાની હીંમત કરી શકે!

શેઠ હમારી વાત કંઇ સમજાતી નથી. શું કહો છો? છોકરાને વિલાયત મોકલીને અહીંઆ છોકરાં સમજાવવા આવ્યા છો. તે વખતે પંચને ટેકરે બાંધી હતી!! પંચ કંઇ આંધળું નથી તે તમારી સાથે પાછો વ્હેવાર ચાલુ રાખી જીવતી માખી ગળે.

ગોકળદાસ—કોણ કહે છે કે મેં છોકરાને વિલાયત મોકલ્યો? શું કોઇ એ વાતની સાબીતી કરી શકે છે કે મારો છોકરો મારી રજાથી વિલાયત ગયો છે? આ એક મને સીંગાપુરથી કાગળ લખ્યો કે "હું વિલાયત બેરીસ્ટરનો અભ્યાસ કરવા જાઉં છું" બીજો કાગળ વિલાયતથી આવ્યો છે. શેઠ કહો, એ બાબતમાં હું લાચાર હતો કે નહિ.

શેઠ—એ બધો પાઠ બીજાને ભણાવજો. તે છોકરો શું પાંખ લગાવીને વિલાયત ઉડી ગયો કે આગબોટ વાળો તેનો મામો લાગતો હતો તે વગર ભાડે વિલાયત પહોંચાડી આવ્યો અને સ્ટીમરનું ભાડું કોણે આપ્યું અને હવે દર મહીને તેને બબ્બે રૂપીઆ કોણ મોકલે છે?

ગોકળદાસ—મને એની વિલાયત જવાની ખબરજ પડી નથી તો હું ભાડું કેવી રીતે આપું, ભાડું એને મળ્યું હતું પણ મારી પાસેથી મળ્યું નથી.

શેઠ—કોની પાસેથી મળ્યું!

ગોકળદાસ—કહેતાં બીક લાગે છે. તમે વળી કહ્યું માનશો નહિ.

શેઠ—કહો તો ખરા, હું જાણું તો ખરો.

ગોકળદાસ—મારા છોકરા મણીલાલને સમજાવીને વિલાયત મોકલનાર અને ભાડાની મદદ આપનાર બીજું કોઇ નહિ પણ આપના જમાઇ ચીમનલાલજ છે. એમ પણ સંભળાય છે કે તે પોતે પણ આજ કાલમાં સીવીલ સર્જન થવા વિલાયત જવાના છે.

શેઠ સાહેબની આંખો લાલ થઇ ગઇ અને ભમર ચગાવીને બોલ્યા " જુઠુ ! તદન જુઠુ ! ' તમરૂ નાક કપવીને બીજાનુ પણ કાપવા આવ્યા છો ' બાડાના ફુગીઆ મારા જમાઇએ આપ્યા !!! અને તેણે એના દીકરાજીને સમજાવીને વિલાયત મોકલી દીવો !! ' જુદી, તદન જુદી વાત છે !! એમ પણ કહેતા નથી કે એના દર મહિનાનો ખર્ચ પણ તેજ મોકલે છે

ગોકળદાસ—નહિ શેઠજી હુ જુઠુ બોલીશ નહિ તેનો માસિક ખર્ચ તો હુજ મોકલુ છે સાત સમુદ્રપાર વિદેશમા પોતાના પેટનો છોકરો પૈસા વગર ભુખે મરે એવો કોઇ બાપ જોઇ શકે નહિ તમારે પણ છોકરો છોકરી છે અને છોકરા અગ્રેજી ભણે પણ છે

શેઠ—હા, હા, હવે તમે રામુ ભોળા તમે આખા જગતને તમારા જેવુ નકકુ કરવા માગો છો બસ, બસ, હવે બહુ થયુ હવે વધરે વાત હુ સાભળવા માગતો નથી થવાનુ હતુ તે થઇ ગયુ જે ઇસાફ આપ્યો છે તેમા રતીભર પણ ફેરફાર થવાનો નથી, પચનુ કહેવુ ન માનવાની જઝા તો થોડા દિવસ ચાખો

ગોકળદાસ—ખેર, જેવી ઇશ્વરની મરજી પણ ગરીબને સતાવવા એ સારૂ નથી એવુ ન થાય કે તમને પોતાને એવુ કઇ ભોગવવુ પડે તે સભાળજો

શેઠ—જાઓ, જાઓ, હવે, અચકની બીકે લુગડા કઢી નાખીએ ત્યારે તો થઇજ રહ્યુ

રામરામ કરીને ગોકળદાસ તો વીદાય થયા, પણ પોતાના જમાઇના વિલાયત જવાના સમાચાર જ્યારથી શેઠે સાભળ્યા ત્યારથી તેના મનમાં ઉથલપાથલ થઇ રહી હતી, કેમકે તેના વેવાઇ હતા નહી એટલે ચીમનલાલજ પોતાના ઘરનો માલીક હતો, અને પોતે શ્રીમત હોવા છતાં તેને મહેનત કરીને સ્વતત્રપણે જીવન નીભાવવાનુ વધરે પસદ હતું બી૦ એ૦ પાસ થઇ ચુક્યો હતો અને ખરેખર ઇંડીઆન મેડીકલ સર્વીસ માટે વિલાયત જવાની તૈયારી કરી રહ્યો હતો. તેને ખબર હતી કે મારા સસરા આ બાબતમાં જરૂર વાધો લેશે તેથી તેણે હજુ તેને એ બાબતની ખબર આપી નહોતી લગ્ન થયાને હાલ એક વર્ષ થયાં હતા તેની સ્ત્રી ચપકલતા તેને પીઆરીજ હતી ચપકલતા પદરજ વરસની નવોઢા બાલિકા, ગુલાબજળ, નાજુક, ચપલીની ફુલની પેઠે શ્વેત વર્ણની પ્રસ્ફૂટોન્મુખ કલિકા જેવી હતી પિતાની બહુ લાડકી હતી તેનુ કુમળુ પાતળુ શરીર અને શાંત નમ્ર સ્વભાવ જોઇનેજ તેના પિતાએ તેનુ નામ ચપેલી રાખ્યુ હતુ શેઠ ઘરમા આવતાજ ચપીને પહેલા બોલાવતા અને તેજ તેમના પગ ધોવાનુ પાણી, હાથ લુછવાનો રૂમાલ અને પાન સોપારી રકાબી લાવી મુકતી શેઠ ઘણા વ્હાલથી તેની સાથે વાત કરતા અને તેને પોતાની આંખની પુતળીજ બનાવી હતી આજસુધી તેના જેવા કોઇ કન્યાના લગ્ન નવ વરસથી વધારે ઉમરે થયા હતા નહિ પણ સ્નેહ વશ શેઠે લબાવી લબાવીને, બાર વરસ પુરા થયા પછી જ્યારે જાણ્યુ કે હવે વધારે લબાવવાથી શેઠને ખોટા લાગશે ત્યારે પોતાની સ્નેહલતા ચપેલીના લગ્ન ચીમનલાલ નામના અને શ્રીમત યુવાન સાથે કરી દીધાં પણ હજુ આણુ થયું ન હતુ અને આણાને બહાને હજુ તે તેને તેના પતિને ઘેર મોકલતો ન હતો.

બની શકે ત્યાં સુધી હજુ પણ એક બે વર્ષ પોતાની આંખની પુતળી ચંપેલીને આંખ આગળજ રાખવી એવો તેનો વિચાર હતો. પોતાના જમાઇની વિલાયત જવાની વાત સાંભળીને તેના હોશકોશ ઉડી ગયા. તેની પકકી ખાતરી કરવા તેણે પોતાના ગુમાસ્તા હરકીસનને મોકલવા નિશ્ચય કર્યો. નીચે પેઢીમાં ગુમાસ્તો ખાતાવહી લખતો હતો તેને બધી હકીકત જાણવા ને નાના જમાઇને ત્યાં જવા કહી શેઠ જમવા ઉપર ચાલી ગયા.

## —બીજો પરિચ્છેદ.—

ખીમચંદ સુખલાલદાસ શેઠના ઘરની નીચે એક નજરબાગ હતો. સંધ્યાનો સમય હતો પણ હજુ અંધારું થયું નહોતું. શેઠ આજે આ બાગમાં માથું નીચું રાખીને આમ તેમ ફરતા હતા. હજુ પણ સાંજનો શીતળ મંદમંદ સુગંધી વાયુ વાતો હતો. પક્ષીઓ પોત પોતાને માળે વિસામો લેવા જતાં હતાં. શેઠનું મન આજે આ બધી ચીજોમાંથી કોઇપણ તરફ જતું ન હતું. તે માથું નીચું રાખીને ધીમેધીમે ફરતા હતા અને વચ્ચે વચ્ચે નિશ્વાસ નાખતા હતા. ફરતા ફરતા સામે એક ચંપેલીના વેલાની કમાન હતી ત્યાં શેઠ આવીને ઉભા. કમાન આગળ સંગેમરમરના રવેશવાળો સરસ ચબુતરો બનાવ્યો હતો. ચંપેલીના ફુલની ધીમી સુગંધી આવી રહી હતી. શેઠે આ જગ્યા બહુ પ્રેમથી બનાવરાવી હતી. તે આજે એકીએક તે ચંપેલીના ક્યારા આગળ આવીને ઉભા અને બહુ વાર સુધી તે કુંજ તરફ જોયા કર્યું, રાત પડી ગઇ.

માગસર સુદ પુનેમની રાત હતી શેઠ ઉઘાડે શરીરે નજરબાગમાં ચંપેલીના ક્યારાની સામે ઉભા રહી એકીટસે જોઇ રહ્યા છે. તેને રાતનો કે ટાઢનો કંઇ ખ્યાલ ન હતો. ઉભા રહેતાં રહેતાં આઠ વાગી ગયા ત્યારે નોકરે આવીને બુમ મારી "શેઠ, શેઠ વાળુ કરવાનો વખત થયો છે." કોણ પરસોતમ ચાલ આવું છું. અહો ! આટલી રાત થઇ ગઇ ! ! આમ કહીને શેઠે એક ઉંડો શ્વાસ લીધો અને તેની આંખમાંથી બે ટીપાં આંસુનાં પણ ટપક્યાં. આંખ લુછી નાખી હમેશનો ગંભીર ચહેરો રાખી શેઠ ઘરમાં ગયા. ઘણીરાત જવાથી તેની પ્રેમમયી કન્યા સુઇ ગઇ હતી. શેઠાણીએ ભોજનની થાળી લાવીને પતિની આગળ મુકી. પત્નીએ પતિના ચહેરામાં કંઇ ફેરફાર જોયો ગમે તેટલું છુપાવો પણ સ્ત્રી અથવા માતા આગળ મનનો ભાવ છુપાવવો એ કંઇ સહેલી વાત નથી. કેમકે તે રાત દહાડો પતિ કે પુત્રનું મોં જોયાજ કરે છે. જો કે શેઠે મનની વ્યથા છુપાવવાને બહું ગંભીરતા ચહેરાપર ધારણ કરી હતી, તોપણ પતિવ્રતા સ્ત્રી યશોદાબાઇ સમજી ગઇ કે સ્વામીના હૃદયમાં કંઇ ઉંડુ દુઃખ છે. જમવા બેસતાં શેઠે કહ્યું "પુરી પુરી બધું લઇલો આજે દુધજ પીવું છે." યશોદાએ ધીમેથી ડરતાં ડરતાં પુછ્યું કેમ જીવમાં તો સારૂં છે ને ? "હા, જરા તબીયત ઠીક નથી" કહી શેઠે વાત ઉડાવી. પછી મોં ધોઇને પાન ખાતાં ખાતાં પલગ પર જઇ બેસીને સ્ત્રીને બોલાવીને કહ્યું "બેસ સાંભળ." સ્ત્રી પતિનું બેહદ ગંભીર મુખ અને કંઇક વિકૃત સ્વર જોઇને સમજી ગઇ અને મોં નીચુ કરીને બેઠી. શેઠે બોલવા માંડયું "આજ કાલ આપણે માથે બુરી દશા આવી છે, માટે આગળથીજ સાવધાન રહેવું સારૂં છે. તને બીલકુલ ખબર નથી કે કાલ આપણી ચંપેલીના પતિ ચીમનલાલ વિલાયત ઉપડી ગયા. ઘરમાં તેની મા દાદી અને નાને

થઇ છે. મીલકતનો વહિવટ પોતાના જુના મુનીમ ગીરધરલાલને સોંપી ગયા છે. એ બધી હકીકત મને હાલે મળી છે. તે હવે જાનીગટ થઇ ગયા છે. તેના ઘરવાળાંને પણ તેવાંજ સમજવાં જોઇએ. હવે (જરા અટકીને) ચંપેલી (હિંદુક શુકનીકો છે) ચંપેલી (ફરીને કંઇક જરા અટકી ગયા, જાણે મનની કઠની વેદનાને દબાવવાનો પ્રયત્ન કરે છે. બારણાં તરફ જઇને ખંખારીને થુંક્યા અને પાછા આવીને બેઠા અને કહેવા લાગ્યા ) હા-ચંપેલીને પણ હવે આપણે આપણે ઘેર રાખી શકતા નથી. કાલ સવારેજ એને સાસરે મોકલવી પડશે માટે એનાં કપડાં, લત્તાં, ઘરેણાં, ગાંઠાં જે કંઇ હોય તે પેટીમાં બરાબર મુકી રાખો. કાલ સવારમાં પાલખી આવશે. શેઠાણીની મરજી તો ચંપેલીને સાસરે મોકલવાની ક્યારની થઇ હતી, પણ સ્વામી આગળ એ વાત કાઢવાની તેની હીંમત ચાલતી ન હતી, અને પતિની મરજી વિરૂદ્ધ હઠ પકડવાનું તેણે વાજબી ધાર્યું નહોતું. જ્યારે પતિને મોઢે પોતાની વ્હાલી દીકરીને તેને સાસરે, તેને ઘેર મોકલવાની વાત સાંભળી ત્યારે તેના પતિ થોડા વખતમાં વિલાયતથી આવી રહેશે એવા વિચારથી મનમાં કંઇ દીલગીર થઇ નહિ. વિલાયત જવામાં આવો ભારી અધર્મ છે એવું તે ભોળીભાળી સ્ત્રીને આજ સુધી કોઇએ ખુલાસો કરીને સમજાવ્યું ન હતું, અને એમાં તે પોતાની પતિની એક જાતની હરકત સમજતી હતી, અને એ હઠ સહન કરવાની તેને નાન-પણથી ટેવ પડી ગઇ હતી, કે જ્યારથી તે દશ વર્ષની પરણીને અહીંઆં આવી હતી. અસ્તુ, તેણે ગતાગમ-કન્યાનાં વસ્ત્રાભૂષણ વગેરે બધું બરાબર ઠીકઠાક કરી દીધું અને સવાર થતાંજ કન્યાને તેની સૂચના પણ કરી દીધી. આ વાત સાંભળીને ચંપેલીએ રડવું શરૂ કરી દીધું અને બાપુજી, બાપુજી કરી બુમ મારવા લાગી. કન્યાને વિદાય કરવાનું બધું કામ પોતાની સ્ત્રી અને મુનીમને સોંપીને શેઠ સવારના કોઇ ઠેકાણે ચાલી ગયા હતા, કેમકે પોતાની વ્હાલી છોકરીને ઘેરથી વિદાય કરતી વખતનો દેખાવ જોવાની તેનામાં હીંમત રહી ન હતી. અસ્તુ, દશ વાગે શેઠ ઘેરે આવ્યા ત્યારે ચંપેલીની પાલખી અંતઃપુરમાંથી નીકળી ચુકી હતી.

નજરબાગમાં ઉભા રહેલા શેઠના કાનપર હજુ પણ પાલખીઆ વાળા ભોઇના હમ્બો પડતા હતા. શેઠ નજરબાગમાં ઉભા રહીને પેલા ચંપેલીના કમારાને એક નજરે જોઇ રહ્યા હતા. એકદમ મનમાં કોણ જાણે શું વિચાર આવ્યો કે એકાએક મજુરો બે લાવીને તે સંગે મર-મરના રવેશને તોડવાનો હુકમ આપ્યો અને ચંપેલીના વેલાને ઉખેડીને ફેંકાવી દીધા, અને ત્યાંના માટી બરાબર કરાવી દીધી. આ કામથી પરવારીને પેઢીમાં આવી બેઠા અને પોતાનો એકનો એક પુત્ર મુંબઇ એલફીન્સ્ટન કોલેજમાં બી એ. નો અભ્યાસ કરતો હતો તેને " એકદમ તારી અંગ્રેજી બધી ચોપડીઓ લઇ ઘેર આવી રહે " એવો તાર કરીને બોલાવી લીધો. પુત્ર કીશોરલાલ ગભરાઇને પોતાનાં પુસ્તકોની ગઠડી બાંધી ઘેર આવી પહોંચ્યો. તેને તેના બનેવીની વિલાયત જવાની ખબર હતી. ઘેર આવતાંજ પિતાનો ક્રોધ, બેનને સાસરે મોકલી દેવી વગેરે બાબતની ખબર પડી. માતાએ પુત્રને ગળે લગાવીને માથે હાથ ફેરવ્યો અને ઘણાં વ્હાલથી સામે બેસાડી હાથ પગ ધોવાડી ખાવા બેસાડ્યો. પુત્રને જમાડતાં કરતાં વિશેષ આનંદ માતાને બીજો કોઇ નથી. કીશોરલાલનું પણ માપર ઘણું હેત હતું અને ઘેર આવતો ત્યારે તેનો ખોરાક બમણો થતો. બીજે દિવસે પુત્રને બોલાવીને બાપે કહ્યું—" હવે તારો અંગ્રેજી અભ્યાસ પુરો થયો. મુંબઇ જવાની હવે કંઇ

જરૂર નથી, અને હવે મારા ઘરમાં એકપણ અગ્રેજી પુસ્તક રાખવા દેવાનો નથી આજ સુધીમ જે અગ્રેજી ભણ્યો છે તે બધુ ભુલી જા. તારા બધાં પુસ્તકો ભીખા ચાકરને આપ્યાં છે તે તેને નજરબાગમાં બાળી મુકે છે. "

આ સાંભળી કીશોરલાલના હોશકોશ ઉડી ગયા અને તે નજરબાગમાં દોડી ગયો ત્યાં જઇને જોયું તો સાચેસાચ આગ બળી રહી છે અને તેના સદાના પ્યારા શેક્સપીઅર અને મીલ્ટન, ડાઇન અને હોમર જેની રમણીય કવિતાઓ વાંચી વાંચીને તેનો આત્મા સ્વર્ગ-સુખ અનુભવતો હતો, તેની તથા ત્રિકોણમિતી, ગ્રીસ અને રોમનો ઇતિહાસ, પ્રાચીન ભારત-વર્ષનો તુલનાત્મક ઇતિહાસ, બૌદ્ધોનો ઇતિહાસ વગેરે અમુલ્ય પુસ્તકો તથા દર્શનગણિત, વ્યાકરણનાં બારે પુસ્તકો જેનો અભ્યાસ કરવામાં તેણે વર્ષો સુધી અર્ધીઅર્ધી રાત સુધી આંખો બાળી હતી તે સર્વની એક અસભ્ય ભીખા નામના ચાકરે ત્યે ભસ્મ થઇ રહી હતી આગમાં બળતી મીલ્ટનની કવિતાનો કોઇ કોઇ અંશ હજુ પણ કીશોરલાલની નજરે પડે છે, અને પછી પ્રબળ અગ્નિની શીખામાં ભસ્મ થઇ જાય છે. 'પેરેડાઇઝ લોસ્ટ' ( Paradise Lost ) નું બળવું તેને મારે આજે સાક્ષાત પેરેડાઇઝ લોસ્ટ (સ્વર્ગભ્રષ્ટ) જેવું નજરે પડી રહ્યુ છે, અને એ વિદ્યા દેવી ની સ્વર્ગની સીડીપરથી પોતાને સ્વર્ગભ્રષ્ટ સમજી આજે કીશો-રલાલ આંસુ પાડી રહ્યો છે શુ ખરેખર મને સ્વર્ગ ભ્રષ્ટ થવુ પડશે ? શું આજથી માતા સરસ્વતીની અનુપમ છટા મારી આખથી દૂર થઇ ? હા ! પિતાજી ! તમે મારી આ વેદનાને શુ જાણો ? હુ સરસ્વતી દેવીના જે નદન વનમા આજ સુધી વિચરી રહ્યો હતો, જ્યાની સૌરભ યુક્ત કોમલ સરસ પુષ્પોની સુગધ મા મગજમા સમાઇ ગઇ છે, તે બાગનાં દ્વાર શું મારે માટે હમેશને સારૂ બધ થઇ ગયાં ? નહિ ! કદાપી નહિ ! હુ એ વાટિકાની અતીમ મજલ સુધી ભ્રમણ કરીશ, અને જરૂર કરીશ. પિતાજીનો આ અ-ત્યાચાર અને મારી સ્વર્ગસ્થ માતા સરસ્વતીની સેવાથી કદીપણ વિમુખ કરી શકશે નહિ કદાપી નહિ. મનમા ને મનમાં આ દ્રઢ પ્રતિજ્ઞા કરતા કરતાં કીશોરલાલે આસુ લુછી નાખ્યા અને ઘેર આવીને સુઇ ગયો. સજના વાળુ વખતે માતાએ બહુ ઉઠાડયો પણ માથુ દુખવાનુ બહાનું કરીને તે પડીજ રહ્યો. સુતાં સુતા આખી રાત તેણે પાસાં બદલ્યાં કર્યાં સવારમા કીશોરલાલને પથારીમાં નહિ જોઇને બધા અજાયબ થયાં. માએ રડવા માંડયુ શેઠને પણ ચીંતા થવા લાગી આમતેમ બહુ શોધ્યો પણ કઇ પત્તો લાગ્યો નહિ. મુબઇમાં, કોલેજમાં, ચપેલીને ત્યાં, તેના અધ્યાપકોને ત્યાં, બધી જગાએ શોધ્યો પણ કોઇ ઠેકાણે પત્તો લાગ્યો નહિ ત્રણ દિવસ વીતી ગયા ચોથે દિવસે મુંબઇથી કીશોરલાલનો તાર આવ્યો " હું મારા બનેવી સાથે વિલાયત સિવિલ સર્વિસની પરિક્ષા આપવા જાઉ છુ. આજે બાર વાગે સ્ટીમર ઉપડશે. માતે ધીરજ આપશો. ત્રણ વર્ષમા પાછો આવીશ એકાએક ખબર આપ્યા વિના ચાલ્યા જવા માટે ક્ષમા માગુ છું." ચીમનલાલને જવાને હજુ પાંચ છ દિવસજ થયા હતા. તે મુબઇમાં હતા, તેને કીશોરલાલ જઇને મળ્યો, અને બન્નેનો વિચાર એક થઇ ગયો પુત્રનો તાર મળતા શેઠને માથે જાણે વજ્રપાત થયો હાય વિધાતા ! આ તે શુ કર્યું " કન્યા પણ ગઇ અને એક માત્ર પુત્ર તે પણ ગયો ! ! ' આમ કહીને શેઠ આખથી આસુ પાડવા લાગ્યા શુ કરે ? આ વખત તો કીશોરલાલ પાચારો માઇલ દૂર સમુદ્રની લહેર પર ચાલી

ગયો હશે. હા ! ભગવાન !! ગોકળદાસનો શ્રાપ આટલી વારમાંજ ફળ્યો. ખેર, ભગવાનની જેવી મરજી. પતી પાસે જઇને પુત્રના વિલાયત જવાના સમાચાર કહ્યા અને કહ્યું "લે તારો દીકરો પણ વિલાયત ગયો. ત્રણ વર્ષમાં કલેક્ટર થઇને આવશે" પ્રેમાળમાતા જે પુત્રનો પત્તો નહિ લાગવાથી રાત દિવસ રડયા કરતી હતી, તે પુત્રનો પત્તો મળવાથી નિશ્ચિન્ત થઇ, અને જ્યારે તેણે સાંભળ્યું કે ચીમનલાલ અને હીરાલાલ બન્ને સાથેજ છે અને ત્રણ વર્ષમાં બન્ને મોટા ડાક્ટર અને કલેક્ટર થઇ આવશે ત્યારે તેનું દુઃખ બહુ ઓછું થઇ ગયું. તેણે તેના પતિની વાતનો કંઇ જવાબ આપ્યો નહિ અને અગાઉ માફક ઘરને ધંધે વળગી. પણ કેટલે રાતે ઉંઘ ન આવતી હતી અને દિવસે ચેન પડતું ન હતું. દુઃખ અને ચીંતાથી તેનું મન હમેશા ખિન્ન રહેવા લાગ્યું. હીરાલાલ ચપેટીના સુના કયારાને કલાકોના કલાકો સુધી જોયા કરતા ને કદી હીરાલાલની પુસ્તક વગરની અભરાઇ બેસી જોયા કરતા, એમ દિનપર દિન વીતવા લાગ્યા. દર મહીને ચીમનલાલ અને હીરાલાલનો પત્ર વિલાયતથી આવતો પણ ગોકળ તેનો જવાબ કદી આપતા નહિ

## —ત્રીજો પરિચ્છેદ.—

સેકન્ડ ક્લાસના કમ્પાર્ટમેંટમા બેઠેલા એક યુવકે બીજાને પુછ્યું "કેમ શું વિચાર છે ?" બીજા યુવકે જવાબ આપ્યો "એજ વિચારમાં પડયો છુ કે શું કરવું ?"

પહેલાએ જવાબ આપ્યો "વિચાર કરવાનું શું કામ છે, મારું ઘરનો આખરે નાખી ગયું નથીને ?"

"વારુ જરા વધારે વિચાર કરી લેવા દો, હજુ તો બે ત્રણ કલાકની વાર છે હીને" બીજો યુવક હાથપર હડપચી રાખીને પાછો પોતે ચીંતામગ્ન થઇ ગયો.

આ બન્ને યુવક કોણ છે અને તેઓ મેલ ગાડીમા કયાં જાય છે તે જાણવાની ખરેખર બધા વાચકોને ઉત્સુકતા હશે આ કારણથી વધારે વિલંબ ન કરતાં ટુંકમાંજ કહી દેવું યોગ્ય છે કે એમાંનો એક આપણો પૂર્વ પરિચિત ચીમનલાલ છે, અને બીજો શેઠ ગોકળનો છોકરો હીરાલાલ છે ચીમનલાલ હવે બિરસ્ટર સી એસ મરૈયા, આઇ. એમ. એસ. અને હીરાલાલ કે. બી. ગાંધી આઇ. સી. એસ ની ડીગ્રીથી વિભૂષિત થયા છે. એક મહાશય સિવિલ સર્જન અને બીજા જોઇન્ટ મેજીસ્ટ્રેટ થઇને વિલાયતથી આવ્યા છે અને આ વખતે મેલ ટ્રેનમાં પોતાને વતન ભાવનગર જાય છે. ચીમનલાલ તો ઘર જઇને માતાને ભેટવાને અધીરો બન્યો છે. આજ ત્રણ વર્ષ પછી પોતાનાં બચપણના પ્રમોદસ્થાનને જોશે તે ખુશીમાં ખીલી રહ્યો છે, પણ આપણા જોઇન્ટ મેજીસ્ટ્રેટ સાહેબ ગંભીર વિચારમાં છે. "શુ સીધું ઘેર જવું ! શું પિતાજી ઘરમાં રહેવા દેશે ? કદાચ તેમણે મને ઘરમા પગ મુકવા ન દીધો તો શું થશે ? નકામું અપમાન સહન કરવુ પડશે ? તો શું બનેવીને ત્યા ચાલ્યા જવું કે ડાક બંગલામા રહેવું ? ત્યાં સુધી બીજો કોઇ બંગલો ભાડે લઇ જુદો રહુ ? ના બનેવીને ત્યાં તો નહિ જવાય. ત્યારે શુ કરવું ? શુ એક વખત ઘેર જવુ ? જોઇએ માતા શું કહે છે ? શુ તે પણ મારો તિરસ્કાર કરશે ? એવો સમજાતો નથી ? આજ ત્રણ વરસ પછી પુત્રવત્સલ જનનીના દર્શન પણ શુ

નહિ કરી શકીશ ? ગમે તે થવાનું હોય તે થાય એકવાર માતાનાં દર્શન તો કરીશ " આગળ્યા કલેકટર સાહેબ આ બધું વિચારી રહ્યા હતા. ગાડી હવે આગલે સ્ટેશનથી ઉપડી અને ભાવનગર આવવાનો હવે વધારે વખત ન હતો. આ દરમ્યાન ચીમનલાલે પુછ્યું. " કેમ મેજીટ્રેટ સાહેબ ફેસલો ક્યારે આપશો. "

હીરાલાલ-અરે એમાં ફેસલો શું છે ?

ચીમનલાલ-શું નિશ્ચય કર્યો હવે તો ઘર આવી પહોંચ્યું.

હીરાલાલ-ભાઇ, ગમે તેમ થાય એક વખત ઘેરતો જઇશ અને આટલા વખત પછી માની ચરણરજ માથે લગાડીશ.

ચીમનલાલ-ને તો ખરું, પણ માતાના ચરણસ્પર્શ કરવા મળશે ત્યારે ને ?

હીરાલાલ-જોઇ લઇશું. જે થવાનું હોય તે થાય એક વખત જઇશ તો ખરે.

ચીમનલાલ-" ખેર, જેવી આપની મરજી " કહીને ડાકટર સાહેબ ચુપ રહ્યા. થોડા વખતમાં ભાવનગર સ્ટેશન આવી પહોંચ્યું. ડાકટર સાહેબના નોકર ચાકર મેનેજર ગાડી ઘોડા વગેરે હાજર હતું, પણ મેજીસ્ટ્રેટ સાહેબને લેવા કોઇ ચીડીઉં પણ ન હતું. ચીમનલાલે પાછું એકવાર કહ્યું " ચલો મારે ત્યાં ચાલો. " હીરાલાલે એક દીર્ઘશ્વાસ લઇને કહ્યું 'ના' અને એક ભાડાની ગાડી કરીને ઘર તરફ ચાલ્યો. ઘર જેમ જેમ પાસે આવતું જતું હતું તેમ તેમ હીરાનું હૃદય ઉદ્વિગ્ન થતું જતું હતું. આખરે નજરબાગ આગળ ગાડી આવીને ઉભી રહી. સામેથી શેઠનો આગલો ગુમાસ્તો આવતો હતો. બિને જોતાંજ ખુશીથી બુમ પાડીને બોલ્યો " કોણ, હીરાભાઇ, આવો ! આવો ! ! આવો ! ! ! હતરો. "

હીરાલાલ—જરા સબુર કરો. બાપુજી સારા છે ? મા સારી છે ? ચંપેલી સારી છે ? " હા બધાં સારા છે ચાલો હતરો " હમણા નહિ. જરા પિતાજીને પુછી આવો પછી તેની આજ્ઞા હશે તેમ કરીશ. સારૂં કહીને મુનીમ શેઠ પાસે ઉપર પેઢીમાં ગયો. હીરાના આવવાના સમાચાર સાંભળીને એક વખત તો તે ચોંકી ઉઠ્યો, કંઇ રોમાંચ થયો, પછી થોડે વખત ગંભીર વિચારમાં પડ્યા મુનીમ પાછું પુછ્યું ત્યારે કહ્યું " જાઓ, કહી દોકે કીરસ્તા ! આ મારે અહીંઆં જગ્યા નથી ? મુનીમે પોતાના શેઠનો ઉત્તર સાંભળીને કંપી ઉઠ્યો અને નાના શેઠને આવીને સંભળાવું તેવું કહી સંભળાવ્યું. હીરાએ એક ઉંડો શ્વાસ લઇને પાછુ કહેવરાવ્યું "તમારા ઘરમાં મુસલમાન સાઇસ, કોચમેન રહે છે. શું હું તેના કરતાં પણ નાચો થઇ ગયો ?" "હા, કોચમેનના તબેલામાં રહેવું હોય તો રહેવાશે" શેઠે કહેવડાવ્યું. ત્રણ વર્ષ પછી, આટલા દિવસના લાંબા પ્રવાસ પછી હીરાને પિતાના આવી કઠોર આજ્ઞાની આશા ન હતી. તેનું મોં લાલ થઇ ગયું. માથાપર પસીનો આવી ગયો અને ગુપચુપ પુતળાની હાલતમાં બેઠેલો રહી ગયો એટલામાં ઘરના એક ઘરડા નોકરે આવીને હીરાને નમીને સલામ કરી અને કહ્યું "આપને માજી અંદર બોલાવે છે. "

" માજી બોલાવે છે " એ શબ્દો કાને પડતાંજ હીરાર કુદીને લાંબીલાંબી ફલંગ ચાલીને ઘરમાં જઇ પેઠો. બાપનો ક્રોધ, પોતાનું અપમાન એ બધું ભુલી ગયો. "મા બોલાવે છે " બસ એજ શબ્દો તેના કાનમાં ગુંજી રહ્યા હતા આજ ત્રણ વર્ષ પછી, આટલા લાંબા

પ્રવાસ પછી,-ઘરમાં પગ મુકતાંજ જશોદાએ બુમ મારી, "ભાઇ, તું આવી પહોંચ્યો." "હા મા, આવી પહોંચ્યો" કહીને કીસોરે માતાના પગપર માથું મુકી દીધું. માતાએ, તરત ઉઠાડીને પોતાના પુત્રને ગળે લગાડયો અને આંસુઓથી પુત્રનું માથું ભીંજાવવા લાગી. પતિની લાલ આંખ, તેની કઠોર શિક્ષા, એ બધાનું તેને ભાન રહ્યું નહિ. એટલામાં શેઠ અંદર આવ્યા અને માતા પુત્રનો મેળાપ જોઇને એક વખતનો તેને પણ ઉમળકો આવ્યો, પણ પાછો જીવ કઠણ કરીને બોલ્યા "આ શું." "અરે આ તું શું કરી રહી છે." શેઠાણીએ રડતાં રડતાં એટલુંજ કહ્યું "કાઢી મુકો, અમને બન્નેને કાઢી મુકો, હું તબેલામાં રહીને, મારા દીકરાને રાખી જમાડીશ" "હા, ભગવાન"! કહીને શેઠ માથું પકડીને ત્યાંજ બેસી પડયા.*

સમાપ્ત.

ઠેકાણું શ્રી ગુજરાતી સ્કુલ, અયોધ્યા, વાયા આમલસાડ. } ગુલાબભાઇ ખુશાલભાઈ દેસાઇ.

---

# સત્તાનો મદ.

## નહુષ.

### લી. અમરસુત-ઉંડાચ.

પૃથ્વી, અંતરિક્ષ, ને સ્વર્ગ એ ત્રણ લોકમાં જગતમાં પ્રખ્યાત છે, તેમાં સ્વર્ગ એ તેઓમાં શ્રેષ્ઠ છે. સ્વર્ગમાં દેવતાઓનો નિવાસ છે. અને તેનો રાજા ઇંદ્ર નામે ઓળખાય છે. આગળ થઇ ગયેલા યુગોમાં એક સમય એવો હતો કે, તે સમયે પૃથ્વી ઉપરના પ્રતાપવાન પુરૂષો સ્વર્ગમાં જઇ દેવતાઓ સાથે વ્યવહાર રાખી શકતા હતા. દેવતાઓનું કલ્યાણ કરવામાં એકવાર ઇંદ્રથી બ્રાહ્મણહત્યા થઇ ગઈ, અને તેથી તેને એ પાપ વળગ્યું અને સર્વમાં તેની અપકીર્તી પ્રસરી. દેવતાઓ, કે જેનું હીત કરતાં આ પાપ થઈ ગયું હતું તેઓ પણ ઇંદ્રની નિંદા કરવા લાગ્યા. કોઇપણ જીવ, નહિં કરવાનું પાપનું કામ કરે છે, તો તેનાં સગાં, વહાલાં, મિત્ર અને શત્રુ કોઇ તેનો તિરસ્કાર કરે છે. કેટલાક ખુલ્લી રીતે નીંદા કરે છે, અને કેટલાક મોઢે નહિ બોલતાં મનમાં સમજી તેના પ્રતિ અપ્રીતિ બતાવે છે. બીજાનું સારૂં કરવા માટે જો દુષ્ટ કામ કરીએ તો બીજો પણ આપણને ધિક્કારે છે. દુષ્ટ કર્મથી ગભરાઇ ડરીને ચાલવાનું તેટલાજ માટે મોટા પુરૂષો કહી ગયેલા છે. પાપ થઇ ગયું. તેથી ઇંદ્ર પણ ચિંતાતુર થઇ સુખ શાંન્તી ખોઇ બેઠો, અને તેણે પોતાનું ધામ છોડી વનમાં જઇ, કરમનો માર્યો છુપાઇ બેઠો. સ્વર્ગમાં રાજા કોઇ રહ્યો નહિં, અને ઉત્પાતો થવા લાગ્યાં; પ્રજા પિડા પામવા માંડી, અને દેવતાઓને મોટી ચિંતા થઇ. અંતે દેવતા, ઋષિ આદિએ વિચાર કરી નહુષને ઇંદ્રાસન ઉપર સ્થાપિત કીધો. નહુષ શુદ્ધ ધર્મિષ્ટ અને વિચારવાળો હતો, પણ જ્યારે અધિ-

* એક હીંદી લેખનો અનુવાદ.

કાર, સત્તા, ઉંચી પદ્વિ પ્રાપ્ત થય છે ત્યારે ઘણાજ થોડા જનો સાત્વિક વૃત્તિ સાચવી શકે છે. રજોગુણનું બળ વધી જાય છે અને મદીરાનું પાન મેળ્યા પછી જેમ મદ ચડી જાય છે, તેમ મોટી પદ્વિ અને સત્તાથી ઘણાઓની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. ઇંદ્રપદ ઉપર આવતા નહુષ નાના પ્રકારનાં સુખ અને વિલાસો ભોગવવા લાગ્યો. એમ કરતા તેના મનમાં આવ્યું કે, હજી મને ઇંદ્રાણીનુ સુખ બાકી રહી જાય છે. તેણે ઋષિ તથા દેવતાઓને બોલાવીને કહ્યુ કે હજી ઇંદ્રાણી મારી પાસે કેમ નથી આવતી; શું તેણે આવીને મારી સેવા નહિ કરવી જોઇએ! તમે એને મારી પાસે લાવો. દેવતાઓ અને ઋષિઓથી તેણે જાણ્યું કે ઇંદ્રાણી બ્રહસ્પતિનો આશ્રય લઇને રહેલી છે અને તેથી તેણે બ્રહસ્પતિ ઉપર ક્રોધ કરીને કહ્યુ કે તમે સહુ બ્રહસ્પતિને જઇને કહો તું જો એને નહિ મોકલે તો હુ તને મારી નાંખીશ, એમ નિશ્ચય જાણજે........દેવતા અને ઋષિઓએ પરસ્ત્રી ઉપર વિકારવાળી દ્રષ્ટિ કરવી એ માટું પાપ છે, અને સત્પુરૂષોને કલંક લગાડે છે ઇત્યાદી બહુ શિખામણની વાતો કહી. પણ પોતાની સત્તાથી તેને અભિમાન વધી ગયું હતું, અને મદથી તે અંધ થઇ ગયો હતો. સારા નરસાના વિવેકનો નાશ થયો હતો. અને પોતાની ધુનનેજ તે વળગી રહ્યો અને કોઇનું તેણે સાંભળ્યુ નહિ. આ સઘળી હકીકતની વત દેવતાઓએ અને ઋષિઓએ ઇંદ્રાણી, જેને શચી પણ કહે છે તેને જાણ્યુ કરી, હવે શુ કરવું, એ મોટી ચિંતા પ્રગટી. જેની જેની સલાહ લેવી ઘટતી હતી તેની સલાહ લીધી પછી અમુક નિશ્ચય થયો તે નિશ્ચયને અનુસરીને સચી નહુષ રાજા પાસે ગઇ, અને બ્રહસ્પતિ પણ તેની સાથે ગયા. બન્ને સાથે આવતાં જોઇ નહુષ બહુ હરખો અને બોલી ઉઠયો કે સર્વ લોકથી પુજિત ઇંદ્ર હું હવેજ થયો. શચી કાંપતી અને લજ્જાથી નીચે મુખે તેને કહે છે કે હે રાજન હુ આપને પતિ કરવાની ઇચ્છા રાખું છું. પણ એક સશય છે કે ઇંદ્રનું શું થયું તે જણાતું નથી. તે જીવતો ભાગ્યેજ હશે, પરંતુ તે જીવતો હોય તો મારાથી આપની સાથે લગ્ન થાય કે નહિં, હું ધારૂં છુ કે એ માટે ઇંદ્રની શોધ કરો. અને થોડા વખત આપ થોભી જાઓ. આ વચન નહુષને રૂચ્યું અને ઇંદ્રની શોધ, થવા માંડી તે દરમ્યાન બ્રહસ્પતિએ બ્રહ્મહત્યના પાપથી ઇંદ્રની મુક્તિ થવા માટે પ્રયશ્ચાદિક ઉપાયો કીધા. અને ઇંદ્ર પોતાનું પૂર્વનુ તેજ ફરીથી પામ્યો અને તે પ્રગટ પડયો. તેણે શચી તથા બ્રહસ્પતિ સાથે મસલત કરી કેમકે સર્વ સત્તા નહુષના હાથમા હતી. કેમકે તેની સામું તે એકલો શું કરી શકે! આ થયથી મસલત પ્રમાણે સચી નહુષ પાસે ગઇ અને કહ્યુ કે, હે રાજન મારે નાનો સરખો મનોરથ છે તે તમે પુરણ્ કરો. અને હું તમારી હમેશની દાશી બની રહીશ. નહુષે તે પુરણ કરવાનું વચન આપ્યું. ને પુછ્યુ કે તે શું છે. શચીએ ઉત્તર આપ્યો કે દેવતાઓમા કોઇને હંસનું કોઇને ગરૂડનું અને વૃષભનુ એમ વાહન હોય છે. પણ આપતો સર્વના અધીશ છો માટે આપ મુનિ લોકનુ વાહન કરી મારી પાસે પધારો. "અહો એજકે! એતો હું સહજ કરીશ" એમ નહુષ બોલી ઉઠયો ત્યાર પછી ઋષિઓને બોલાવીને નહુષ કહેવા લાગ્યો. કે શચીની આ પ્રમાણે ઇચ્છા છે, હું તેના વિના મરણ તુલ્ય થઇ રહ્યો છું, માટે મારા ઉપર દયા લાવી આટલું કામ તમે કરો. આ અયોગ્ય માગણીથી સહુ ચકિત બની ગયા પણ ભાવીને અંગિકાર કરયા વગર છુટકો નથી, એમ મુનિઓએ વિચાર્યુ,

એ પ્રમાણે મુનિઓનું વાહન બન્યું. અને નહુષ સ્વારી કરી મોહથી આંધળો બની ગયેલો નહુષ ભ્રાંતિ રહીત ગમે તેમ બોલવા લાગ્યો, ઉતાવળથી ચલાવવા માટે "સર્પ" સર્પ ઉચારવા લાગ્યો, અને પોતાની ધુનમા અગસ્ત્યજીને પદનો પ્રહાર પણ તેણે કીધો અગસ્ત્યજીએ ક્રોધ કરી તેને શ્રાપ દીધો કે હે દુષ્ટ, હે દુરાચારી, વારંવાર તુ સર્પ કહે છે માટે તુ સ્વર્ગથી ભ્રષ્ટ થઇ વનમાં ઘોર શરીરનો સર્પ બની ઘુમતો ફર. આવુ થતામા નહુષ નમકી ઉઠયો, તેને ભાન આવ્યુ અને અત્યંત પસ્તાવો કરવા લાગ્યો અગસ્ત્યજીની વારંવાર ક્ષમા માગીને પગે લાગ્યો અને તેથી તે મોટા મનના, દયાળુ મહાત્માએ શ્રાપની અવધ બાંધી આપીને કહ્યું કે એ અવધ પુરી થતાં તુ ફરી સ્વર્ગમા આવીશ ×



# વિવિધ વિષય.

## મજુરીનો દર.

અમેરિકામા સ્ટાવરી નામના ફ્રેંચ એકત્ર કરનાર મજુરને રરેરજના આઠ રૂપીઆ મળે છે !!

## યુદ્ધમાં કામ કરનાર સ્ત્રીઓની સંખ્યા

સમાપ્ત થયેલાં મહા યુદ્ધમાં એકતાલીસ લાખ બત્રીસ હજાર સ્ત્રીઓ કામે લાગી હતી તેમોની ૬, ૨૧૦૦૦ દારૂ ગોળો બનાવવાનાં કામ પર હતી અને બાકીની નીચે જણાવ્યા પ્રમાણેનાં કામ પર લાગેલી હતી

| | |
|---|---|
| રસાયન ઇત્યાદિ કામ પર | ૨૧,૦૮૦૦૦ |
| લશ્કરી વહાણો પર | ૨,૧૦૦૦૦ |
| બેન્ક ઇત્યાદિમાં | ૪,૯૬,૦૦૦ |
| ટ્રામ અને રેલોમા | ૧,૧૧,૦૦૦ |
| સરકારી દફતરો ઉપર | ૨,૩૧,૦૦૦ |
| કૃષિ કાર્યમાં | ૭૮,૦૦૦ |
| સાફ કરવામા | ૬૪ ૦૦૦ |
| સરકારી નોકરીમા | ૧,૬૦,૦૦૦ |
| હોટલ ઇત્યાદિમા | ૭ ૦૭,૦૦૦ |

## હવામાં ચાલતી રેલ્વે.

એમલ બેયલટ નામના એક ફ્રેંચ કામના વિદ્વાને હાલમા હવાઇ રેલ્વેની શોધ

---

× શ્રી દેવી ભાગવત સ્કંધ છઠ્ઠા ઉપરથી

કરી છે. અને તેથી એ હવાઇ રેલ્વેનું નામ "એચલટ લીવી ટાઇટ રેલ્વે" પાડ્યું છે. એ ગાડી ઉપર અને નીચેના કાઇ પણ આધાર સિવાય હવામાં ચાલે છે. અને એક કલાકમાં ૩૦૦ માઇલની મુસાફરી કરી શકે છે. એન્જીન અને રેલ્વે લાઇન સિવાય એ ચાલી શકે છે. માત્ર વિદ્યુત ગતિની જરૂર પડે છે.

આ શોધ એચલટ સાહેબના ત્રીસ વર્ષના પરિશ્રમનું ફળ છે. હમણાં નમુનાને માટે એક ગાડી બનાવવામાં આવી છે અને તેનું વજન ફક્ત ૨૦ શેર છે. તેને લંડનનાં એક મકાનના બીજા માલના એક ઓરડામાં રાખવામાં આવેલી છે. નીચે ધાતુની લાઇન પર તેને મુકવામાં આવી છે. એચલટ સાહેબ જ્યારે લીવર ખેંચે છે કે તે સડક ઉપરથી ઉછળીને ઉપર લટકી રહે છે. અને એક વીર્જ ફળ એચર્ગાજ ગાડી લગભગ ભરવા માંડે છે. ગાડી ચાલે છે તે વખતે પ્રકાશની ચિંગારીઓ નીકળે છે. નમુનાની ગાડી હાલ માલ લઇ જવાના કામને માટે બનાવવામાં આવી છે. તે વિજ્ઞાન વેત્તાનું એવું કહેવું છે કે ટપાલ લઇ જવામાં એ ગાડીથી સમયનો બહુ બચાવ થશે. તે નીચે પ્રમાણે જણાવે છે.

૧ લન્ડનથી મેન્ચેસ્ટર અમર લિવરપૂર ૪૮ મિનિટ.

૨ લન્ડનથી ગ્લાસગો એક કલાક ૧૫ મિનિટ.

૩ લન્ડનથી બરમિંગહામ ૨૫ મિનિટ.

૪ કેલેથી બ્રિન્ડીજ ૧ કલાક.

૫ પેરિસથી પેટ્રોગ્રેડ ૧૦ કલાક.

હવાઇ રેલ્વેની ગાડીઓ ઘણી લાંબી હોય છે પણ પહોળાઇ બહુ થોડી છે.

હાલમાં હવાઇ રેલ્વેને માટે એટલીજ હકીકત બહાર આવી છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે મનુષ્ય દુનિયામાં ધારે તે કરી શકવાને સમર્થ છે.

## એક નવાં જાનવરની શોધ

મધ્ય આફ્રિકામાં ૬૦૦ માઇલ લાંબો અને લગભગ ૨૦૦ માઇલ પહોળો એક ભયાનક પ્રદેશ છે. ત્યાં ભીષણ ગરમી અને પુષ્કળ હવાથી યુરોપીયન લોકોને આફત થઇ પડવાથી તે પ્રદેશ બહુધા અજ્ઞાત રહ્યો છે. અમેરિકાના એક પ્રાણી સંગ્રહાલય મંડળીએ પોતાના ખર્ચે તે પ્રદેશમાંથી એક નવીન પ્રાણી પકડી મંગાવ્યું છે. તેનું નામ 'ઓકાપી' છે. અન્ય કોઇ પણ સંગ્રહાલયમાં તે જીવતું મળતું નથી. એ પ્રાણીની ઉંચાઇ પાંચ ફીટ છે, તેનું માથું હરણના જેવું અને મ્હોં ભરાવદાર છે. પાછળની પીઠ અને પગ પર સફેદ પટીઓ છે. એની કર્ણેન્દ્રિ ઘણી તીવ્ર હોવાથી એનો શિકાર થઇ શકતો નથી. અમેરિકન શાસ્ત્રજ્ઞોનો એવો અભિપ્રાય છે કે, વીસ લાખ વર્ષો પૂર્વે પૃથ્વીપર 'જિરાફ' નામક એક પશુની જાતિ અસ્તિત્વમાં હતી. તેનાં ન્હાનાં ન્હાના અને ચામડાંથી મઢેલાં શીંગડાં હતાં. તે જિરાફના વંશનું એ ઓકાપી પ્રાણી છે એ પ્રાણી દિવસે સુપ્ત રહેછે અને રાત્રિએ ચરવા માટે ફર્યા કરે છે.

अहिंसा परमो धर्मः।

मैत्री सर्वभूतेषु।




વર્ષ ૫મું. અંક ૨૨ મો. માઘ પૂર્ણિમા વિક્રમ સં. ૧૯૭૦

## "વસન્ત-સત્કાર."

આવે વસન્તરાજ આજ મારે આંગણે !
હૈયું હરખાય હા ! અતિ હર્ષના સંભારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !
આમ્રકુંજ વાસી !
કોકિલ પ્રેમ પ્યાસી !
મીઠા મીઠાં ગાન ગાંતી, વીરાને વધાવતી !
હૃદયે ઉલ્લાસ શો વીર સ્નેહના સંભારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !
ખીલી નવ ચૂતમંજરી, સોહે કુંજ-નિકુંજ,
ઘોર ઘટા તરૂ આમ્રની, સાક્ષાત્ સહન રસપુંજ.
ધારી રંગ સુંદર શણગાર તન સુહાવે !
વ્હાય શીત સમીર સાથ સુરભિ ગી બહુલા વે !
સજ્જ થઇ મધુકણ સવે વીર સ્વાગતને કારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !
નવ પલ્લવ ધરી વનલતા, સખી વૃન્દ હીસે રસરેલ,
જાણે સ્વર્ગીય સુન્દરી, ભૂતલ વસી થઇ ચેલ
ચારુ પુષ્પ ખીલી ઉપવન શું વિહારે !
કુંજે અલિગણ ભમી હુલ્લાસ શું ગુંજારે !
હોલી નવેલી થઇ ઘેલી વીરને વારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !

શોભા અહા ! શી વસન્તની શાન્તિ પ્રદા ઉર વ્યાપતી;
વ્યાપ્તિતત્વથી રસરાજની રસરેલ રગ રગ જામતી;
સમ્ભ્રાન્ત અંગ અખિલને કરતી કંઇ નવ સંચારથી,
ઋતુરાજની ગતિ અકળશી! વસી ઉર અતિ સન્તાપતી.
હેતે હુલાવે !
કાળી કોચલડી ઝુલાવે !
દિવ્ય ગાન ગાતી શા, વીરાને વધાવે ! —
હૃદયે ઉલ્લાસ શો વીર સ્નેહના સમ્ભારણે!
આવે વસન્તરાજ આજ મારે આંગણે !

—વસન્ત પંચમી—
"શારદા-વિહાર"
હવાડીઆ ચકલો-સુરત

છોટુભાઈ દાજીભાઈ દેશાઈ

## કૃષ્ણ-સ્વતન ગીત.

(રાહ–ગુર્જરી રાગ—આશાવરી તાલ)

જલ ધર સુન્દર મદન મનોહર હૃદય તમોહર કૃષ્ણ હરે.
વ્રજકુલ ભૂષણ, દલિત વિદૂષણ, દિવ્ય વિભૂષણ દિવ્ય ગતે,
જય જય જયકર, દીન દયાકર, જગતિ દિવાકર દિવ્ય પતે,—જલધર.
નિજ જન રંજન; ભવભયભંજન, ભુવન નિરંજન, ભકતરતે,
મુનિ જન મંડન, વિષય વિખંડન, ખલગણ દંડન, દંડ વિધે.—જલધર.
અસુર નિકંદન, સુર વૃષનંદન, ચર્ચિત ચંદન, સુકત મુને,
ભવજલ તારણ, દોષ નિવારણ, મંગલ કારણ, દીન પતે.—જલધર.
નિજ હિત શાસન, ચાપવિનાશન, હય ગરૂડાસન, સાદિ વૃન્તે,
દુર્ગ પરાસન, ભક્તિ વિભાવન, ભૂજિત કુવાસન, ભક્તરતે.—જલધર.
રચિત નિજાવન, ભક્તિ વિભાવન, પંક્તિ સુપાવન, પુણ્યપતે,
સુરજન શંકર, વૈરિ ભયંકર, ધર્મ ધુરંધર, જય શ્રીપતે,
જલધર સુન્દર, મદનમનોહર, હૃદય તમોહર, કૃષ્ણહરે.

છોટુભાઇ દાજીભાઈ દેશાઈ.

## સત્સંગ મહાત્મ્ય.

ઉત્તમ જન સંસર્ગ સદાએ ઉન્નતિ ઉપજાવે,
ગંગ પ્રસંગ થતાં કુત્સિત જળ પાવનતા પાવે ઉત્તમ જન સંસર્ગ;
પવન પ્રતાપ ધુળધરણી પત, શિર જો ચઢી જાવે
પુષ્પાશ્રય ત્રિપ્રિલાશંકર શિર ઇંદુ અમી પાવે ઉત્તમ જન સંસર્ગ
કૃષ્ણ અધર ધરતાં વેણુયશ સકલ જગત ગાવે.
મછગંધા યોજનગંધા તે મુનિ જન મળવાએ. ઉત્તમ જન સંસર્ગ
રાય કરે સ્વારી હય ગજને, સૃષ્ટિ શિરનાવે.
અમલદારના અમલબળે, સેવક સાહેબ થાવે. ઉત્તમ જન સંસર્ગ
સુવર્ણ સંગે લાખ છતાં, યુવતિ ઉરમાં આવે,
રૂ જાતાં રૂડા કર કીંમત જો જાદે આવે. ઉત્તમ જન સંસર્ગ
પહાણ છતાં સોની સ્હાયે, સોના શું તોળાએ.
તેહ સીલાટ તણી સોબતથી, શિવ થઇ પુંજાએ. ઉત્તમ જન સંસર્ગ
પારસ પલટાવે લોહું, સોનું સો ટચ થાવે.
ચંદન બાવળ ચંદન કરશે, સુગંધ સોહાવે. ઉત્તમ જન સંસર્ગ
કિરાત કુળ વાલ્મિક તે, મુનિમાં મુખ્યજ મનાએ
નારદ નારાયણ મન તે, સતસંગ તને સ્હાવે. ઉત્તમ જન સંસર્ગ

પુરાણી મગનલાલ જગન્નાથ વસોવાળા.



## મ્હારી વ્યાપકતા

( ગઝલ—કવ્વાલી )

ચરાચરમાં ભર્યો છું હું, બધો સંસાર મ્હારો છે;
થરેથર પાથર્યો છું હું, બધે વિસ્તાર મ્હારો છે.
પવનની મન્દ લ્હેરોમાં, વહું સૌગન્ધ રૂપે હું;
નચાવી ચેતના વૃક્ષો, જગત સંચાર મારો છે.
ખીલું હું પુષ્પ થઇ વૃક્ષે, વસું હું માતની કુક્ષે;
લખું હું ભર્ણને લક્ષે, બધે અધિકાર મ્હારો છે.

ગજાવી મેઘમાલાને, ડગાવી વિશ્વ શાલાને;
જગત્ સૂતું જગવનારો, અજબ ટંકાર મ્હારો છે.
કરૂં ઉંચા ઉભા પ્હાડો, રચું ત્યાં પુષ્પ ફળ ઝાડો;
બનાવું રાતને દહાડો, બધો એ કાર મ્હારો છે.
ઘુમે છે સૂર્યમંડળ આ, હજારો મંડલો તેવાં;
ધરાને શેષ ધારે પણ ખરો આધાર મ્હારો છે.
ઉદયનો મંત્ર ફૂંકીને, રચું છું સૃષ્ટિઓ લાખો;
કરૂં પાછો પ્રલય ત્હેનો, અજબ વ્યાપાર મ્હારો છે.
બની હું બાદશાહ પોતે, પ્રજા સરજું છું પોતાને;
જમાવું જાતપર સત્તા, જગત્ દરબાર મ્હારો છે.
બનાવી વીજના સંચા ચલાવે લોક સન્દેશા-
બધી એ 'બેટરી'ને સાંધનારો તાર મ્હારો છે.
હૃદયને ભેદી આલાપો, નિવારે તપ્તના તાપો;
અગમ ગમ ભાખનારો એ, અલખ સીતાર મ્હારો છે.
બની ગજરાજ ગાજું છું, બની મૃગ અશ્વ ભાગું છું;
જીવન-મૃત્યુ બનું છું હું, અજબ ચમકાર મ્હારો છે.
રજત સોનું અને રત્નો, રચ્યાં કોટિ કરી યત્નો;
કુબેરો સાચવ્યો હોએ, બધો ભંડાર મ્હારો છે.
પ્રકાશું ચન્દ્ર થઇ ગગને, પ્રજાળુ સૂર્ય થઇ જગને;
રસું રક્તે રગે રગને, બધામાં પ્યાર મ્હારો છે.
બનાવી સપ્ત લોકોને, વિદારી દુઃખ શોકોને.
રચું લીલા વિલોકોને, વિવિધ સંસ્કાર મ્હારોછે.
ઉગ્યો હું વૃક્ષ પાંદડીએ, હસ્યો હું પુષ્પની કળીએ,
વસ્યો ભૂમિ ગગન દરિએ, ભર્યો મજધાર મ્હારો છે.

"વસન્ત-મન્દિર" સુરત. } "વસન્ત."

# શ્રી જ્ઞાન ભાનૂદય નાટિકા.

કિંવા

## પ્રપંચીઓના પ્રપંચ એજ એમની અધોગતિનો પન્થ.

સં:—રા. રા. કવિ છોટુભાઈ દાજીભાઈ દેશાઈ.—"શારદા-વિહાર." સુરત.

—પ્રથમ અંક—

[ સ્થાન-રંગભૂમિ.

### નાન્દી.

પંચ વરણમય મૂર્તિ મનોહર, વિશદ અનાદિ અનન્ત અનૂપ,
મહિમા મહત જગે સુવિદિત જેનો, પ્રણમું ૐકાર ચિદ્રૂપ;
તત્સ્વરૂપ શ્રીમુખદ સ્વયંભુ, જેનુ ચરણ કમલ સુખદાય,
સકલ ભૂમિતલ સુવિભૂષણ, પ્રણમું તેને વિધિયુત પડી પાય. ૧
ભૂતલવાસી ભ્રાન્ત જીવોને, ભૂરિ ભૂરિ સુખ આપે સાર,
ભવભ્રમ ભંજિની ગુર્જર ભાષા, ભજો સદા ભવ નાશન હાર;
પુનઃ વન્દુ ગુરૂદેવ ચરણોપરિ, ભક્તિભાર યુત વારંવાર,
જેના ગુરૂ ગ્રન્થનની રચના, બુધ જન-મન-વિકસાવન હાર. ૨

( નાન્દી અન્તે સૂત્રધાર. )

**સૂત્રધાર:**—બસ અધિક વિસ્તારની આવશ્યકતા શી! મેં શ્રી બ્રહ્મકમલ સાગર તથા બ્રહ્મકીર્તિ સાગરને આજ્ઞા તો આપી દીધી છે કે સમસ્ત દ્વાદશાંગરૂપ સમુદ્રના સર્વ સ્વરૂપ, **"શ્રી જ્ઞાન ભાનૂદય નાટિકા"** કિંવા **"પ્રપંચીઓના પ્રપંચ એજ એમની અધોગતિનો પન્થ"** નામક નવીન નાટક સમસ્ત સભ્યજનો સમક્ષ ભજવી બતાવવાનું છે. તેમજ આ સમય કાંઈ પણ કુતૂહલ જોવાને માટે સર્વ સભાસદ ગણનું ચિત્ત પણ લલચાઈ રહ્યું છે. જેથી આપ સર્વની ઇચ્છા હોય તો ઉક્ત નાટક ભજવી બતાવવામાં આવે!

**સભાસદ ગણ:**—નટાચાર્ય! આપનો ખેલ જોવાને અમો સર્વ ઘણા ઉત્કંઠિત થઈ રહ્યા છીએ! તેમજ તમો બતાવવાને માટે ઉત્સુક છો! પછી શું જોઈએ!

( આર્યા-ગીતિ. )

?, કેવળ કરે અતિ દૂર દૂર પ્રયાણ;
હિ થાએ, તો છાંડી આવે શું બુદ્ધિવાન!

સૂત્રધારઃ—[ સભાને હર્ષિત જોઈ નેપથ્યાભિમુખે ] આવ ! આવ ! પ્રિયે ! જો ! આ સભ્યગણ કેવું હર્ષિત અને ઉપશાન્ત ચિત્ત થઇ રહ્યું છે !

( નટી પ્રવેશ કરે છે. )

નટીઃ—લો ! હું આવી ! પ્રાણનાથ ! શી આજ્ઞા છે ! આપનું વચન સાંભળી મારા હૃદયમાં એક આશ્ચર્ય ઉત્પન્ન થયું છે !

સૂત્રધારઃ—એમાં આશ્ચર્ય પામવા જેવું શું દીઠું ?

નટીઃ—એ તો એજ કે જે સર્વ સભ્યગણ નાના પ્રકારના વ્યાપાર ભારમાં દબાઇ રહેલા છે, તથા એઓના ચિત્ત પોતાના સ્ત્રી પુત્રોના મુખ નિરીક્ષણ કરવામાંજ આનંદ માની રહેલાં છે. તો પછી એ ઉપશાન્ત ચિત્ત ક્યાંથી થઇ ગયા ?

સૂત્રધારઃ—પ્રિયે ! લોકોના ચિત્ત સ્વભાવથી તો ઘણું કરીને શાન્તજ રહે છે, પરન્તુ કર્મને લીધે કદાપિ ભ્રાન્તરૂપ થાય જે પાછાં ઉપશાન્ત થઇ જાય છે. તેં શું એ નથી સાંભળ્યું કે "જે રામચંદ્રજીએ પોતાની પ્યારી સ્ત્રી સીતા પ્રતિના મોહથી વ્યાકુલ થઇ રાવણ સાથે યુદ્ધ કર્યું, તથા તેનો સંહાર કર્યો હતો, તેજ રામચંદ્ર પાછળથી સ્વસ્થ-શાન્ત તથા પરિપૂર્ણ બુદ્ધિ થઇ વૈરાગી બન્યા હતા." પૂર્વ કાળમાં જંબૂસ્વામી, સુદર્શન, ધન્ય કુમાર આદિ મહાત્માઓ પ્રથમ સંસારનો આરમ્ભ કરી અન્તે શાન્ત થઇ સંસારથી વિરક્ત થયા હતા. તદનુસાર આ સમયે પોતાના પુણ્ય પ્રભાવના ઉદયથી સભાસદગણ ઉપશાન્ત ચિત્ત થઇ રહેલા છે. જેથી એ વિષયમાં આશ્ચર્ય અથવા સન્દેહ કરવાને માટે જગ્યા નથી.

નટીઃ—અસ્તુ ! પરન્તુ એટલું તો બતાવો કે સભ્યજનોના ચિત્ત શી રીતની ભાવનાઓથી અથવા શી રીતના દૃશ્યથી રંજિત થઇ શકે ?

સૂત્રધાર—આર્યે ! વૈરાગ્ય ભાવનાથી અર્થાત્ વિરાગ રસ પૂર્ણ નાટકના કૌતુકથી એમનું ચિત્ત આહ્લાદિત થશે. શૃંગાર હાસ્યાદિ રસાન્વિત આચરણ તો આજકાલ લોકો સ્વાભાવિક રીતેજ આચરે છે. એ સમ્બન્ધી દૃશ્ય બનલાવવાની કાંઇ પણ આવશ્યકતા નથી. તેમજ તેથી એમનું મન રંજન પણ નહિં થાય, કારણ કે જે ભાવના—દૃશ્ય અદૃષ્ટ પૂર્વ હોય છે, અર્થાત્ જે એ લોકોને માટે તદ્દન નવીનજ યોજવામાં આવે, તે અપૂર્વ આશ્ચર્યકારી-હૃદય હારી થાય છે. કોઇએ કહ્યું છે કે—

अदृष्टपूर्वं लोकानां मायो हरति मानसम् ।
दृश्यश्चन्द्रो द्वितीयायां न पुनःपूर्णिमोद्भवः ॥

અર્થાતઃ—જે ચીજને પહેલાં કદી પણ જોઇ ન હોય તે ચીજ લોકોનું મન હરણ કરે છે—અને જોઇને ઉત્સુક થાય છે. જુઓ બીજ ચન્દ્ર સર્વ કોઇ જોવાને તલસે છે. પૂર્ણિમાના ચન્દ્રના દર્શન માટે આતુરતા હોતી નથી.

સૂત્રધારઃ—(રંગ મંડપ પ્રતિ નિહાળી) " આ ચૈતન્ય સ્વભાવ અથવા અનાદ્યનંત આત્માને સુમતિ અને કુમતિ નામે બે માનિની સ્ત્રીઓ છે ". એ બંને સાથ પ્રેમ કરવાને

લીધે—આસક્ત રહેવાથી એણે બે કૂલ ઉત્પન્ન કર્યાં છે. પહેલું કૂલ જે **સુમતિથી** ઉત્પન્ન થયું છે. તેમાં **પ્રબોધ, વિવેક, સંતોષ** અને **શીલ** એ ચાર પુત્રો છે, અને બીજું કુલ જે **કુમતિ** મહારાણીના ગર્ભથી ઉત્પન્ન થયું છે તેમાં **મોહ, કામ, ક્રોધ, મન અને લોભ** એ પાંચ સુપુત્રો તેની જનની કુખની શોભા વધારે એવા છે"

**નટી:**—હે આર્ય પુત્ર! આત્મા જે પહેલાં **સુમતિમાં** આસક્ત હતો, પાછળથી **કુમતિ** સાથે શી રીતે રત થઇ ગયો ?

**સૂત્રધાર:**—પ્રિયે! બલવાન કર્મસમ્બન્ધથી સર્વ થઇ શકે છે. જો! શાસ્ત્ર વચન પણ છે કે:—

लब्धात्मवृत्तोऽपि हि कर्मणोगाद्,
भूयस्ततो भ्रश्यति जीवएषः ।
लब्धाः स्वकीयप्रकृतेः समस्ता
श्चन्द्रः कलाः किं न मुमोच लोके ॥

અર્થાત—"આ જીવ અનેકવાર આત્માના સ્વભાવની પ્રાપ્તિ કરે તો પણ—આત્મામાં લવલીન થયાં છતાં પણ પ્રારબ્ધાનુસાર યોગથી ભ્રષ્ટ થાય છે. ચન્દ્રમા પોતાની સ્વાભાવિક સોળકળાઓ સાથે ચિરકાળ પાર્ધવસ્થા છતાં તેને છોડી આલોકથી મુક્ત થતો નથી. અને ફરી ફરીને સ્વરૂપથી ભ્રષ્ટ થવા છતાં એક, બે ત્રણ એમ આદિક્રમ સર એ કલાઓને પકડવાને પ્રયત્ન કરે છે" એ રીતે **સુમતિ** સરખી સ્ત્રી છોડી **આત્મા કુમતિ** સાથે પ્રીતિ કરવાને ઉદ્યત થયો છે.

"આત્માએ એ રીતે બેઉ કુલો સાથે રાજ્ય કરતાં કરતાં બહુ કાળ વ્યતિત કીધો. અનન્તર **કુમતિની** ફસામણીમાં ફસાઇ જઇ **મોહને** રાજ્ય અને કામને યૌવરાજ્યપદ આપવાને તૈયાર થયો."

**નટી:**—આર્ય! પરન્તુ **આત્માએ** પ્રબોધાદિ પુત્રોને રાજ્ય કેમ આપ્યું નહિ ?

**સૂત્રધાર:**—કુમતિથી વશ થઇને.

**નટી:**—આહ! શું સ્ત્રીઓનું અવિચારિત વચન જ્ઞાનવાન આત્મા પણ માને ખરા ?

**સૂત્રધાર:**—જી હાં! આજકાલ સહુ લોક સ્ત્રીઓના કહ્યા અનુસાર કામ કરે છે. તો પછી આત્માને દોષ શો દેવો ! [હસે છે.

**નટી:**—શું પૂર્વ કાલમાં પણ કોઇએ સ્ત્રીના કહ્યા અનુસાર આવું અનુચિત આચરણ આચર્યું છે. ? મારા જાણવામાં તો કશું આવતું નથી !

**સૂત્રધાર:**—નથી કેમ ? જો ! સાંભળ:—

(વસન્તતિલકા.)

**કૈકેયીના** વચન દુ:ખદ સાંભળીને,
રોષાન્તમાં **દશરથે** સુતને અરણ્યે;
કીધો વિદાય લઘુસુતને આપી રાજ્ય,
સત્તા શી સ્ત્રી જન તણી, પ્રિય ! વિશ્વ વ્યાપ્ત.

જેમ દશરથે કૈકેયીના કહેવાથી રામ જેવા પુત્રને વનમાં વિદાય કર્યા તેવીજ રીતે આજ-કાલ બહુએ રાજાઓ સ્ત્રીઓના વચનમાં લુબ્ધ બની મોટાં મોટાં કુકાર્ય કરે છે. એઓ ઓઓના વચનને પ્રાયઃ બ્રહ્મવાક્યજ સમજે છે.

**નટીઃ**—હાય! ધિક્કાર છે, એવા રાજાઓને, નાથ! શું પ્રજા પણ રાજાને એ બાબતમાં કંઇ વિવેચન નહીં કરે?

સૂત્રધાર—નહીં, પ્રિયે! લોક શું કહે! એઓ પણ રાજાનું અનુકરણ કરવાવાળા છે. લોકમાં પ્રસિદ્ધ વાક્ય છે કે, **"यथा राजा तथा प्रजा"** અર્થાત્ જેવા રાજા તેવી પ્રજા હોય છે. રાજા ધર્માત્મા હોય તો પ્રજા ધર્માત્મા, રાજા પાપી તો પ્રજા પણ પાપિની, અને રાજા સમ તો પ્રજા સમ. સારાંશ કે સહુ રાજાનું અનુકરણ કરે છે. આથી કરીને—કોઇની પણ અનુમતિ ન લઈ પ્રબોધ, **શીલ સંતોષાદિની** અવજ્ઞા કરી **આત્માએ મોહાદિને** રાજ્ય આપ્યું

(બડબડ કરતો **વિવેક** રંગભૂમિપર પ્રવેશ કરે છે)

**વિવેક**—પાપી સૂત્રધાર! તું પણ તારી ઇચ્છા પ્રમાણે લોકોની સમ્મુખ મોહાદિનું રાજ્ય કરે છે! અરે! શું તને નથી માલૂમ કે અમને છતે તેની સમક્ષ એ મોહ કામાદિથી શું?

**સૂત્રધારઃ**—(દૂરથી ક્રોધાગ્નિત વિવેકને આવતો જોઇ) પ્રિયે! જો; આ સમસ્ત શાસ્ત્રનો પારગામી **વિવેક** પોતાની પ્રાણપ્યારી **સ્ત્રી મતિના** સ્કંધ ઉપર કર કમલ નાંખી તથા મારા વચનોને તૃણ સમાન તુચ્છ માની આ તરફ આગમન કરી રહ્યો છે. જણાય છે કે, આપણી વાતચિત સાંભળી એને કાંઇ ક્રોધ ઉત્પન્ન થયો છે. એવી સ્થિતિ છે, તો અધુના આપણું અહીંથી ચાલ્યા જવામાંજ સાર છે. (બંને જાય છે.)

[ અપૂર્ણ-શેષમગ્રે ]

---

# મદ્યનિષેધક પરિષદ્.

સમસ્ત ભારતવર્ષીય મદ્યનિષેધક પરિષદ્‌ની બેઠક ગઇ તા૦ ૨૭ મી ડીસેમ્બરે કરાંચી ખાતે મળી હતી. હોલ પ્રેક્ષકોથી ચીકાર હતો. સ્વાગત મંડળના પ્રમુખ **સીન્ધ કોલેજના પ્રોફેસર શાહાનીએ** ડેલીગેટોનો સત્કાર કર્યો હતો. પરિષદ્‌ના પ્રમુખ **મદ્રાસ નિવાસી ઓન. મી. ટી.વી. શેશાગીરી આયરે** પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે **આબકારી ખાતાની આવક પ્રતિવર્ષે વધતીજ જાય છે, અને આવતા વર્ષમાં તેની આવક દશ કરોડ રૂપીઆ જેટલી થશે.** મદ્યપાન તરફ જો કે સરકાર અણગમાની નજરે જુએ છે, પરન્તુ મદ્યનિષેધકની હીમાયત કરનારાએ સાથે મળી કાંઈ વ્યવહારી પગલાં ભરતી નથી. મદ્યપાનના કેટલાંક માઠાં પરિણામો અટકાવવાને સરકારે કાંઇક કર્યું છે ખરૂં! પરન્તુ સરકારે

પ્રથમ તો માદક પદાર્થો વેચવા માટેના લાઇસન્સોની સંખ્યા કમી કરવી જોઇએ. તથા મેળાઓમાં અને તહેવારોમાં વેચાતા દારૂના પ્રમાણુમાં ઘટાડો કરવો જોઇએ. બીજું સ્થાનિક પ્રદેશોમાં દુકાનો ક્યાં રાખવી તે સત્તા લોકોને મળવી જોઇએ. ત્રીજું દુકાનો જાહેર રસ્તા તથા સ્થળોથી ઘણી દૂર રાખવી જોઇએ. ચોથું દુકાનો ખોલવા તથા બન્ધ કરવાના સમય ઉપર વધુ સખ્તાઇ થવી જોઇએ. પાચમું સગીરો તથા સ્ત્રીઓને દારૂ વેચવાની મનાઇ કરવી. સિવાય મહેસુલ ઉઘરાવનારા અને લાઇસન્સ આપનારાં ખાતાં જુદાં જુદાં રાખવા જોઇએ. તથા દરરોજ કેટલું વેચાણુ કરવું તે નક્કી કરવું જોઇએ.

### ઠરાવો.

પરિષદ્‌માં મદ્યનિષેધક મંડળના ડેપ્યુટેશનની મુલાકાત લેવા માટે ના૦ વાઇસરાયનો આભાર માનવાનો, સ્વયં સેવકોની એક મંડળી ઉભી કરવાનો, રેલ્વે નોકરો નોકરી ઉપર હોય ત્યારે તેમને દારૂ નહી વેચવાની ભલામણુ કરવાનો, કોકીનની બદી દાબી દેવાનાં પ્રાંતિક સરકારના પ્રયત્નોની પ્રશંસા કરનારો, હાલમાં દેશી દારૂની ખપત વધે છે તેના કારણો શોધી કાઢવા માટે અમલદારો તથા બીન અમલદારોની કમિટિ નીમવાની ભલામણુ કરવાનો, સદરહુ ઠરાવો સત્તાવાળાઓને મોકલી આપવાની પ્રમુખને સત્તા આપવાનો અને આવતા વર્ષ માટે સર ભાલચન્દ્રકૃષ્ણુ તથા મિ. ગાઇડરને જનરલ સેક્રેટરીઓ નીમવાના ઠરાવ થયા હતા. આ સિવાય પરિષદ્‌માં રા. બા. બુલાચન્દ, મિ. શો, મિ. રાજભૂજદત્ત ચોધરી, દિવાન કેરામલ, દિવાન પ્રભુદાસ વગેરેએ ભાષણો કર્યા હતાં. **તંત્રી.**

## ભીમસેન ને ગૌમાતા

(લેખકઃ—જ્ઞાનભિક્ષુ)

પ્રિયભાઇઓ ! અને બ્હેનો ! આજે કેટલોક વખત થયાં આ **પાક્ષિકપત્ર** "સત્સંગ" આપની સેવા બજાવી રહ્યું છે તેમાં હર વખતે નીતિ અને બોધ સમ્બન્ધીના સુન્દર અને અધ્યયન કરવા યોગ્ય લેખો પ્રકટ થાય છે તેમજ તેના ઉપદેશથી કેટલા બધા બન્ધુઓ પર સારી અસર થઇ છે અને હજી પણ પરમ કૃપાળુ પ્રભુ સાનુકૂળ રહે તો થશે તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. **લોહને પારસ સ્પર્શ થતાં જરૂર સુવર્ણ બનશે.**

થોડા સમય ઉપર દિલીપને ગૌમાતાનો અતિ રહસ્યયુકત લેખ આપણા વાંચવામાં આવ્યો હતો. ભૂતકાલના મહાન્ રાજાઓ ગૌસેવા કરી પોતાની જીન્દગીનું સાર્થક તેમજ ધારેલી ધારણા સફળ કરી શકતા એ સર્વ આપણે સૂર્યવંશી મહરાજા દિલીપના વૃતાન્તથી જાણી ચૂકયા છીએ. તેવુંજ આ બીજું દૃષ્ટાન્ત ચંદ્રવંશમાં ઉત્પન્ન થએલા પરમપૂજ્ય શ્રી કૃષ્ણુજીના પરમ સખા પાંડુ પુત્રોનું છે. તેમણે ગૌસેવા માટે પોતાનાં તન મનને ધન સમર્પણ

કીધાં હતાં, તેવીજ રીતે તેનું ફળ પણ અનુપમજ પ્રાપ્ત કીધું હતું એ આપણે નીચેના વૃત્તાન્તથી જાણી શકીશું.

આપણા પ્રાચીન સનાતન ધર્મમાં પ્રાચીન પુસ્તકોમાંનું એક મહાભારત છે. ને તેનું રહસ્ય ઘણુંજ સરલ ને જાણવા જેવું છે. વળી તે પ્રાચીન હોવા છતાં વર્તમાનકાળમાં ઘણું બોધપ્રદ છે. પરન્તુ આપણું લક્ષ તેમાંની ગૌસેવા પ્રતિજ હોવાથી સર્વનું વિવેચન અનાવશ્યકજ છે.

આજે વડી એકાદશીનો તહેવાર છે. હસ્તિનાપુરમાં ઘર ઘર ધામધુમ થઇ રહી છે. દરેક શિવાલયોમાં દર્શનાભિલાષી જનોની સારી ભીડ મચેલી છે, તેમની તે માટેની આતુરતા શ્રદ્ધા તેમની સારી દૃષ્ટીથી જણાઈ આવે છે. કેટલાક પ્રભાતનો પવિત્ર સમય હોવાથી પુનિત નદી ગંગાને તીરે સ્નાન કરવા ચાલ્યા જાય છે. નદીના કિનારાપર કેટલાક સ્નાન કરી બ્રહ્મ દેવોને આનંદભેર દાન કરી રહ્યા છે કોઇ ગૌસેવા પ્રતિ લક્ષ દોરી રહ્યા છે. કેટલાક હર હર મહાદેવ। હરહર મહાદેવ! નો જય ઘોષ ઉચ્ચારી રહ્યા છે. એ ધ્વનિ મુખમાંથી નીકળી આકાશ માર્ગે ગમન કરી જાણે કૈલાશપર શિવ ભગવાનને વિદિત કરવા જતો હોય એમ લાગે છે, આજે મોટી દેવશયની એકાદશી હોવાથી સર્વ સ્ત્રી પુરુષો તેમાં ઉત્સાહથી ભાગ લેતાં જણાય છે.

આ વખતે ભૂતખાનાવાળા મ્હેલમાં કે જ્યાં દુષ્ટ બુદ્ધિ દુર્યોધને પાંડવોને ઉતારો આપ્યો હતો તે તરફ આપણી દૃષ્ટિ ફેરવીએ. માતા કુન્તા **ભીમસેન**ને ઉદ્દેશી કહેવાં લાગ્યાં કે ભાઇ ભીમ! આજે મોટી એકાદશી હોવાથી તારે પણ ઉપવાસ કરવો જોઇએ માતાના વચન સાંભળી લેશ પણ ન ગભરાતા હાજર જવાબી **ભીમસેન** તુરતજ બોલી ઉઠયો. માતા! ભલે હું વ્રત કરવાની આનાકાની કરતો નથી પરન્તુ મારાથી ક્ષણભર ક્ષુધાતુર રહી શકાતું નથી, તથાપિ આપની આજ્ઞા શિરે ચઢાવી આજે હું પણ ઉપવાસ કરીશ ભીમસેને એકાદશીનો દિવસ તો ફરી ફરી કાઢયો, પરન્તુ રાત્ર ઘણીજ વસમી લાગી. આમ તેમ કરી રાત્રિના ચાર વગાડયા તુરતજ હરિ સ્મરણ કરતો ઉઠયો, માતાને જાગૃત કરી, પારણા માટે રસોઇ કરવા વિનતિ કરી, માતા ઉઠી, અને કહેવા લાગી, ભાઇ ભીમ નદી તીરે સ્નાન કરી આવ, તેટલા વખતમાં તૈયાર કરું છું. તુરતજ ભીમસેન ઉઠીને નદી કિનારે ગયો. કિનારાપર ઉભો રહી દૃષ્ટિ કરતાં નીર થોડું નિહાળ્યું. આથી વિચારના વમળમાં ગોથાં ખાવા લાગ્યો કે હવે શું કરવું. થોડીવાર ઉભા રહ્યા પછી જેમ ગઇ વસ્તુ પુનઃ પ્રાપ્ત થાય તેમ એકદમ હૃદયમાં વિચાર સ્ફુરી આવતાં તુરતજ સરિતામાં ઉતરી જળ પ્રવાહના વ્હેતા ધોધની આડે સુતો. આથી આવતું પાણી અટકી જેવું થવા લાગ્યું. પાંચ વાગવાનો વખત થયો હતો. સૂર્યનો ઉદય થવાને થોડીવાર હતી, તેમજ **ભીમસેને** પણ પાણી સામી જરાપણ દૃષ્ટિ ન રાખતાં **શિવ** પ્રત્યે પોતાનું ધ્યાન જોડી દીધું હતું. આથી જળ સમુદાય ભીમસેનના શિવ ભક્તિમાં લીન પણાને લીધે ઘણોજ વધી ગયો હતો એકત્ર થએલું પાણી આગળ વધવાનો માર્ગ ન મળવાથી આજુબાજુ પ્રસરવા માંડયું. કાંઠાપર આવેલાં એક જીર્ણ દેવાલયમાં પણ તેના પ્રવાહથી પાણી પેસવા માંડયું શિવલિંગના માથા સુધી પાણી પહેચી વળ્યું આથી

મહાન્ સતી સાધ્વી શક્તિ સ્વરૂપ ઉમા ગભરાયાં. શિવ સ્તુતિ કરી પતિને પૂછવાં લાગ્યાં, પ્રભો ! આશું આવાં સરિતાના ન્હાના ને સુન્દર જળ પ્રવાહમાં પાણીની વૃદ્ધિ શી રીતે થઈ તેનો સત્વર ઉપાય કરો, નહિ તો આપણે નન્દી સહિત સરિતામાં જઇ પડીશું. તરતજ શિવે સમાધિસ્થ થઇ જોયું તો ભીમસેન કારણ ભૂત જણાયો. શિવ શક્તિને કહેવા લાગ્યા, કે હે સાધ્વી ! ગઇ કાલે એકાદશી હોવાથી મારા ભક્તે એકાદશી કીધી હતી, તે આજે દ્વાદશીનું પ્રાતઃકાળમાં પારણું હોવાથી સ્નાન કરવામાટે આવ્યો છે. આ તેનું કૃત્ય છે. એ જોર જુલમથી મનાવાય એવો નથી હે સતી ! તેનો ફક્ત એક ઉપાય છે મારો ભક્ત ગૌસેવામાં હંમેશાં તત્પર રહે છે. ગૌમાતાની રક્ષા કરવા હમેશા તન મનથી મ્હેનત કરે છે. માટે તું ગાય થા, અને હું વિકાળ સિંહ સ્વરૂપ ધારણ કરૂં, અને આપણે તેની આગળ અગાડી પછાડી નીકળીએ ગૌરીએ ગૌરૂપ ધારણ કર્યું. શિવે સિંહનું સ્વરૂપ ધરી ગાય પાછળ મહાન્ ગર્જના કરી ફાળપર ફાળ ભરવા માંડી આગળ ગરીબડી ગાય રૂપ ગૌરી બરાડા પાડતાં નાસવા લાગ્યાં તુરતજ પાણીમાં પડેલા ભીમે એ તરફ જોયું. ગાયને કહેવા લાગ્યો હે માતા ! અહીં પધારો હું આપને સહાય કરૂં ! મારાથી ઉઠી શકાય એમ નથી, પરન્તુ ગાય ધ્યાન ન આપતાં કરૂણ સ્વરે બરાડા પાડવા ચાલુ રાખી નાસવા લાગી. આખરે ભીમે ઉઠી સિંહના માફકજ ફાળ ભરી પાછળથી બે પગો પકડી માથાપર લઇ પાસે પડેલી શિલા ઉપર એકાદશી ઉપવાસે ભૂખે ડાંસ જેવા ક્રોધાવેશ થએલા ભીમે પછાડયો. સિંહ તરતજ પાસેના મન્દિર તરફ દોડી ભરાયો. ભીમે મન્દિરમાં જઇ ખુણે ખાંચરે સર્વત્ર તપાસ કરી પણ સિંહ દીઠો નહિં. એક ખુણામાં કોઇ મહાન્ તપસ્વી ધ્યાન ધરતા જણાયા ભીમે તેને હાથ જોડી પૂછ્યું, કે હે ઋષિરાજ ! તમોએ આ મન્દિરમાં પેઠેલા મારા શિકારને જોયો છે ! ઋષિ કેટલોક વારે ભીમને ઉદ્દેશી કહેવા લાગ્યા હે પુત્ર ! હું તારાપર પ્રસન્ન છું તારો ઇપ્સિત વર માગ ! ભીમ હાથ જોડી કહેવા લાગ્યો. હે મહારાજ ! હું શું માગું ? તપસ્વીએ કહ્યું, હે પુત્ર ! તારી ગૌસેવા પ્રભુ હમેશાં આવીજ રાખો. તારી ગૌ ભક્તિ જોઇ હું ઘણોજ પ્રસન્ન થયો છું. માટે તારૂં અર્ધાંગ ( જે સિંહ સાથેના યુધ્ધે ક્ષત થયું હતુ,) વજ્ર જેવું થશે.

પ્રિય ભાઇઓ ને ભગિનીઓ, ઉપરના વૃત્તાંતથી આપ જાણી શકયા હશો, કે ગૌસેવા દરેક મનુષ્યને ગુણકારી તેમજ સ્વર્ગની ચાવી છે સ્વર્ગ પ્રાપ્તિના અભિલાષીઓએ હમેશાં ગૌ સેવા કરવી જોઇએ.



## અશક્તાશ્રમ.

હેતે કરો પુણ્ય પવિત્ર હાથે,
હાથે કર્યું તેજ સદૈવ સાથે;
બીજું નહીં એક મળે ઉગારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં.



મનુષ્ય કાયા નથી મોજ માટે,
ઘડી નથી તે પશુ પક્ષિ માટે;
અખંડ સ્વર્ગે સુખ આપનારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં.

  

રાખી દયા હૃદય વિષે, કરો લોક ઉપકાર;
ઉત્તમ કારજ એજ છે, સર્વ ધર્મનો સાર.

(દલપત કાવ્ય.)

સત્સંગથીજ આનંદ માનનારા-પામનારા પ્રિય ભાઇઓ! તથા ભગિનીઓ! ઉપરની લીટીઓ અમારા વાચક ગણને-શ્રીમન્ત જનોને આદર્શરૂપ થાય જાણી ઉતારી છે. એનો અર્થ સુસ્પષ્ટજ છે, તો તેના વિસ્તારની આવશ્યકતા શી! એમ સહજ કહી શકાય! પરન્તુ કહેવાને અસન્ત દિલગીર છીએ કે એનું સાર્થક્ય થતું જવલેજ જોવામાં આવે છે. અમારા તરફથી ખોલવામાં આવેલાં અશક્તાશ્રમમાં આવતી મદદ ઉપરથી અમારૂં ઉપયુક્ત કથન જેનાં લેશ પણ અતિશયોક્તિ જેવું હમને જણાતું નથી! ભારતભૂમિ જેવી વિશાળભૂમિમાં અનેક ધની, દાની, પુરુષોનું અસ્તિત્વ છે. છતાં આ એક અપંગ નિરાધાર મનુષ્યો માટેના આશ્રમ પ્રતિ હજુ અલક્ષ જણાય છે. ભાઇઓ! આ મનુષ્યોની કાયા પશુ અને પક્ષીઓ જેમ સ્વચ્છંદ વિહાર કરે છે, તેવી રીતે મોજ માણવાને માટે કરી નથી. પરન્તુ મનુષ્ય જન્મ પોતાની તેમજ પોતાના પરિજનોના કલ્યાણને માટે નિર્માયલો છે. એ મનુષ્યોમાં રહેલી વિશેષ બુદ્ધિ બનાવી આપે છે. "જે હાથે તેજ સાથે" તેમ જે પોતાના જીવનમાં પ્રભુ તરફથી નિર્માણ થએલી ફરજોને અદા કરી શકાય તેજ તેને પ્રભુ સમીપ પહોંચાડવાનું સાધન છે.

અમારા આ રામપુરાને નાકે આવેલાં ખા. બા. અરદેશર કોટવાળની વાડીમાં સ્થાપેલા અશક્તાશ્રમમાં આવી મુલાકાત લઇ તેમાંના અશક્તોને રૂબરૂમાં જોશો તો તમુને આપોઆપ ભિન્ન ભિન્ન પ્રકારનું મનુષ્ય જીવન યાને વિધવિધ રીતે ગુજારાતાં મનુષ્યોનાં જીવનનો ખ્યાલ આવશે. તમારા હૃદયમાં નિરાધારોનું દુઃખ જોઇ આપોઆપ દયા સ્ફૂરશે. જે વસ્તુ આપણી સાથે આવતી નથી તેવી વસ્તુના અભિમાનમાં રહી સ્વચ્છંદે ઉપયોગ ન કરતાં પ્રભુએ પોતાને પૈસો શા કારણથી આપ્યો છે તેનો લેશ પણ વિચાર કરી આ આશ્રમ પ્રતિ શ્રીમન્તોએ જરૂર દૃષ્ટિ ફેરવવી જોઇએ. તેમજ એકવાર ખાલી મુલાકાત લઇ દુઃખે સડતા જનોને જોવાની હમારી નમ્ર ભલામણને માન આપશો.

તંત્રી.

# "સતી ચરિત ચમત્કાર."

## કિંવા

## પતિવ્રત ધારિણી સ્ત્રી શું ન કરી શકે?

પ્રયોજક—રા. રા. કવિ છોટુભાઈ દાજીભાઈ દેશાઈ-હવાડિઆ ચકલો-સુરત.

[ ગતાંક પૃષ્ટ ૧૧૬ થી શેષ ]

**અશ્વપતિ**—દેવર્ષિ! આપ મને એ રાજપુત્રના સદ્ગુણ-નીતિ રીતિ વિષે કંઇક કહેશો!

**નારદ**—રાજન્! સત્યવાન્ સૂર્યસમાન તેજસ્વી, **બૃહસ્પતિ** તુલ્ય બુદ્ધિમાન્, **ઇન્દ્રની** બરાબર વીર અને પૃથિવી સદશ ક્ષમાવાન્ છે. વળી યથાશક્તિ દાન કરવામાં કુબેર જેવો છે. **ઉશીનર**ના પુત્ર **શિબિ**રાજાના સમાન બ્રહ્મણ્ય, અને સત્યવાદી છે. તેમજ યયાતિરાજાની તુલ્ય ઉદાર અને ચંદ્રમાની પેઠે દર્શનપ્રિય છે. વળી **ધુમત્સેનનો** બળીપુત્ર સૌન્દર્યમાં **અશ્વિની-કુમાર** સદશ, આત્મસયમી, કોમલ, શૂર, અ યન્તશ્રેષ્ઠ, જીતેન્દ્રિય પ્રાણીમાત્રનો મિત્ર, અનિન્દક, લજ્જાવાન્ તેમજ ધૈર્યશીલ છે. એનામા સદા આર્જવ વસે છે. એટલુ સંક્ષિપ્ત વર્ણન મેં તપોવૃદ્ધ અને સદાચાર વૃદ્ધ પુરુષો પાસેથી સાંભળ્યુ છે

**અશ્વપતિ**—હે ભગવન્! **નારદજી**! આપે સત્યવાન્ના સર્વ ગુણોનું વર્ણન કર્યું સાથે તેમનો એક દોષ શો! તેપણ કહો?

**નારદ**—રાજન્! **સત્યવાન્**નો દોષ સર્વ ગુણો કરતા ભારી છે, જે દોષ પ્રયત્નથી દૂર ન કરી શકાય! અને તે દોષ એજ છે કે ક્ષીણાયુ **સત્યવાન્** આજથી એક વર્ષને અન્તે શરીર ત્યાગ કરશે-મૃત્યુ વશ થશે

**રાજા**—પુત્રિ **સાવિત્રિ**! તું અન્ય કોઇનો પતિ તરીકે સ્વીકાર કર! કારણ **સત્યવાન્**નો એક દોષ તેના સર્વ સદ્ગુણોનું ઉલ્લંઘન કરી રહેલ છે. પૂજ્ય **નારદજી** કહે છે તેમ તેનું આયુષ્ય ફક્ત એક વર્ષનું છે.

**સાવિત્રિ**—હે પિતાજી! વસ્તુના એકજવાર અંશો નિપતિત થાય છે, કન્યા એકજવાર કોઇને અપાય છે-પરણાવાય છે, તથા કન્યાદાન કરનાર પણ "**कन्याम्देहि**!" એ વાક્ય એકજવાર કહે છે, આ ત્રણ વાતો એકજવાર બની શકે છે. **સત્યવાન્ દીર્ઘાયુ હો! વા અલ્પાયુ હો! ગુણવાન્ હો વા ગુણહીન હો! પરન્તુ મેં મનથી એકવાર એને પતિ તરીકે માન્ય કીધા પછી અન્યને ન વરૂં!** પ્રથમ નિશ્ચય કર્યા બાદ વાણીદ્વારા તે કહેવાય છે, અને તદનુસાર કર્મ કરાય છે. તેમ મેં મનમાં નિશ્ચય કરી આપને વાણીદ્વારા કહ્યુ છે. અને તેજ પ્રમાણે હું **સત્યવાન્**સહ જીવન ગુજારીશ.

**નારદ**—હે નરશ્રેષ્ઠ! રાજન્! તમારી પુત્રી **સાવિત્રી**ની બુદ્ધિ સ્થિર છે, તેમજ કોઇ મનુષ્ય એના નિશ્ચયમાં પરિવર્તન કરાવે એમ નથી, **સત્યવાન્ના** સદ્ગુણ અન્ય કોમાં જોવા કઠિન્જ છે. આથી **સાવિત્રી**ના લગ્ન **સત્યવાન્** સાથે થાય એ મને યોગ્ય લાગે છે,

**अश्वपतिः**—आपनुं वचन उल्लंघन न करतां आपनी आज्ञानुसार वर्तीश. कारण आप माराथी गुरु (मोटा) छो!

(**नारदजी**नी अनुमतिथी राजाने खातरी थई हती के भविष्यमां कांईक सारुंज थनार हशे. कारण **सावित्री** अवश्य विधवा थनार होय तो देवर्षि मंजुरी आपे नहीं. आथी पूर्वकाळमां गुरुवचन केटलुं प्रमाणनीय गणातुं ते पण जाणी शकाय छे)

**नारद.**—राजन्! तमारी कन्याना विवाह (प्रश्न) मां ईश्वरनी कृपाथी कांई विघ्न न आवे, ज्यां सुधी अमारी थई शकशे, त्यां सुधी आपनुं अने **सावित्रीजी**नुं हित साधन साधशुं. हुं हवे जाउं छुं, तम सर्वनुं कल्याण हो! (**नारदजी**ना आ अन्तिम वचनथी पण शुभ भविष्यनी प्रतीति थाय छे) एम कही **नारदजी** आकाश मार्गे स्वर्ग प्रति चाल्या गया अने **अश्वपति** पुत्रीना विवाहार्थ संभार (तैयारी) करवामां मंड्या. सर्व प्रकारनी तैयारी कर्या बाद वृद्ध ब्राह्मण, ऋत्विक, पुरोहितोने बोलावी शुभ दिन जोई कन्याने साथे लई वन प्रति प्रयाण कर्युं. अरण्यमां **द्युमत्सेन**नो आश्रम शोधी कही पदाति (पगे चालवुं) थई राजर्षि **द्युमत्सेन** पासे गयो. शाल वृक्षनी नीचे कुशसिंहासनपर महाभाग्य नेत्रहीन राजाने निहाळी **अश्वपति**ए **द्युमत्सेन**नो यथा सत्कार प्रणामादि करी पोतानुं नाम, धामादि निवेदन कर्युं. धर्मात्मा **द्युमत्सेने** अर्घ्यासन, निवेदन करी **अश्वपति**ने आगमन कारण पूछ्युं. **अश्वपति**ए **सत्यवान**ने उद्देशी पोतानो अभिप्राय तथा उद्दिष्ट कर्तव्य कही दई कह्युं, हे राजर्षि मारी आ सुन्दर **सावित्री** नामक कन्या छे, हे धर्मज्ञ! तमो धर्मानुसार आपना पुत्र वधु करवाने माटे मारी कन्यानो स्वीकार करो?

(अपूर्ण—शेषमग्रे)

## एक बोधप्रद संवाद.

(काल्पनिक.)

भाई! तुं कहे वा न कहे! परंतु तारुं कहेवुं मने खीलकुल रुचतुं नथी. साचुं बोली पोतानुं पाप जनसमूह आगळ बोली देवुं, अने फजेती लूटवी, तेना करतां बहेतर छे के जूठुंज बोलवुं! **असत्यवादी**ए पोताना भाइबन्ध **सत्यवादी**ने कह्युं.

हा! भाइ! हा! तारुं कहेवुं साचुं छे. जूठुं बोली गुन्हेगारमां खपी वगर भाडांनी कोटडीने स्वाधीन थइ पैसानो बचाव करवानुं कोने सारुं न लागे! **सत्यवादी** प्रत्युत्तरमां बोल्यो.

**असत्यवादीः**—जूठुं बोली गुन्हो तो छुपावी दीधो, पछी लोक शुं जाणे? के गुन्हेगार छे, अने न जाणे पछी वगर भाडांनी कोटडी जोवानो समयज क्यांथी आवे! भाइ! एवुं वगर विचारे शुं लवलव करे छे?

हा भाइ! तारे मन तो लवारीज तो! परंतु जूठुं क्यां सुधी छुपाय, पापनो घ भराये ने फुटवानी तैयारी थइ के तारां सांचां वचनने फेरवनार साक्षीओ तैयारज होय ?

તેમજ જુઠું બોલી જડ્જને ભૂલાવામાં નાંખી કરેલી ક્રોધાવશ સ્થિતિથી તારે બમણી શિક્ષા ભોગવવાને પણ તૈયારજ રહેવાનું છે! **સત્યવાદીએ** પ્રત્યુત્તર આપ્યો.

**અસત્યવાદી:**—જડ્જની શી સત્તા કે કાયદાનું ઉલ્લંઘન કરી બમણી શિક્ષા કરે! રહેવા દે ભાઇ, તારૂં ટાયલૂં મને બીલકુલ પસંદ આવતું નથી.

જાતપર ભાર આવે એટલે ટાઇલૂં શી રીતે ગમે! પણ એ તો નક્કીજ છે કે શાંત ચિત્તે કરેલી સજા કરતાં ક્રોધાવેશથી જ્હાં ત્હાં કરતાં બમણીજ સજા થાય છે. કારણ શાંત ચિત્ત હોય તથા તરત સાચું કહી દેવાથી જે સ્વાભાવિક દયા સ્ફૂરે છે તે ક્રોધાવેશ સ્વરૂપ થતાં દયાના અંશથી જેટલી ઓછી સજા થનાર હોય તેના જેટલીજ ક્રોધાવેશે વધેજ! માટે ભાઈ! મનુષ્યત્વ પ્રાપ્ત કરવું હોય, તો જીદ છોડી દે, અને મારૂં કહ્યું માન? **સત્યવાદીએ** શિખ આપી.

ચોળાને ચીકણું કરતાં તો મને પણ આવડે છે. સર્વથી છાની રાખેલી વાત બસ જાણેજ કોણ? અને કદાચ જાણશે તો વીતશે તેવું વેઠાશે, અને પડશે તેવા દેવાશે! **અસત્યવાદીએ** છેવટનો વિચાર જણાવ્યો.

**સત્યવાદી:**—તોરમાં ને તોરમાં છેક છકી ન જા! કદાચિત્ અત્રે તારો ભરમ ખુલ્લો ન પડે, પરંતુ આખરે મરણ બાદ પરમકૃપાળુ પ્રભુના દરબારમાં તેના જડ્જ આગળ તારૂં પ્રાગટ્ય થયા વિના રહેવાનું નથી! અને શિક્ષા ભોગવ્યા વિના કયેમે કરી તારો ઉદ્ધાર થવાનો નથી. કારણ શાસ્ત્ર વચન છે કે यथा कर्म तथा गतिः ॥

"શારદા-વિહાર"
હવાડિઓ ચકલો—સુરત. } **છોટુભાઈ દાજીભાઈ દેશાઈ.**

---

## સાભાર-સ્વીકાર.

દર વર્ષના રાબેતા મુજબ રા. રા. શેઠ હીરાચંદ નેમચંદ જે. પી. મોતીના ધર્મના કાંટાના પ્રમુખ સાહેબ તરફથી રૂ૦ ૨૪૦) જીવદયા પ્રબોધક ફંડના નિભાવ અર્થે મળ્યા છે, જેનો અમો ઘણાં માન અને આભારની લાગણી સાથે સ્વીકાર કરીએ છીએ. તેમજ આવા ધાર્મિક માર્ગમાં પ્રવર્તતાં મંડળ પ્રતિ તેમનો પ્રીતિભાવ તથા ઉદારતા જોતાં એમ કહીએ કે આવા સૌજન્ય શિરોમણિ દાનવીર નરબન્ધુ એજ આ વિશ્વનું ભૂષણ છે, તો લેશ પણ અતિશયોક્તિ નહિ ગણાય!

---

## અશક્તાશ્રમની પહોંચ.

**અશક્તાશ્રમ**—ખા. બા. અરદેસર કોટવાલની વાડી—રામપુરા—**સુરત.**

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમના ઉપદેશક ભટ્ટ મગનલાલ

જગન્નાથ મારફત નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલાવવા કૃપા કરી, તે ઑ. સેક્રેટરી ડૉ. ટી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે.

| | |
|---|---|
| ૫—૦—૦ | શાહ નવલચંદ વીરચંદ |
| ૨૫—૦—૦ | શેઠ કાવશજી દુબાશ આબકારી ફારમર મુંબઇ |
| ૧—૦—૦ | શાહ જેકીશનદાસ મોતીરામ લીમડાચોક |
| ૩૦—૦—૦ | શેઠ કાવશજી નગીસ તરફથી ઉધરાણાના |
| ૧૫—૦—૦ | શા હીરાલાલ નગીનદાસની કંપની રંગુન તરફથી |
| ૦—૮—૦ | ભાવનગરના એક ગ્રહસ્થ |
| ૧૧—૦—૦ | શા મગનલાલ ગુલાબદાસ વાડી ફળીઆ |
| ૫—૦—૦ | શાહ કરસનદાસ નેમચંદ મોટા મંદીર કાપડબજાર |
| ૨—૦—૦ | નાનપરાના શેઠ મુળચંદ લક્ષ્મણ શેઠાણીએ શીરાપુરીના જમણ સાથે આશ્રમને ભેટના આપ્યા. |
| ૧—૦—૦ | શા. રતનચંદ શીવચંદ ચોકબજાર |
| ૦—૪—૦ | શા. આતમારામ લખમીદાસ ચોકબજાર |
| ૧—૦—૦ | શેઠ બાબુભાઈ નરિણદાસ વાડી ફળીઆ |
| ૧—૦—૦ | લીમડાચોક કાપડબજાર તરફથી |
| ૦—૮—૦ | ફુલચંદ શીવચંદ ચોકબજાર |
| ૯૮—૪—૦ | |

# અશક્તાશ્રમની પહોંચમાં સુધારો.

પોષ અમાવાસ્યાના અંકમાં હસ્તદોષથી થએલી ભૂલનો સુધારો.

૧૫-૦-૦ ભાટીયા મિત્રમંડળને બદલે—શેઠ લક્ષ્મીદાસ રવજી તેરશી.

૫૦-૦-૦ પી. ડી, પથારીઆને બદલે—પી. ડી. પટણી. સી. આઈ. છે.

સર વસનજી ત્રીકમજી મુલજીના નામે રૂપીયા પંદર છે તેને બદલે રૂપીયા એકાવન આવેલા છે. ઉપર પ્રમાણે થયેલી ભૂલને દરગુજર કરશો

# હરિકિર્તનના અભિલાષીઓને ખાસ નિમંત્રણ.

અમારા તરફથી સુરત-રામપુરા-ખા. બા. અરદેશર કોટવાલની વાડીમાં ખોલવામાં આવેલા અશક્તાશ્રમમાં અશક્તજીવોને તેમની સુરક્ષિત સ્થિતિ સાથે ઐહિકપારલૌકિક સુખ અને શ્રેયના હેતુથી સદરહુ આશ્રમના મકાનમાં સુરતના સુપ્રસિદ્ધ શુકલજી બલવંતરામ પાર્વતીશંકરને રોજ હરિકિર્તન (સંગીત-હારમોનિયમ સાથે) કરાવવામાં આવે છે. સંગીતનો આનન્દ અવર્ણનીય છે. તેમજ સંગીતથી મન પ્રફુલ્લિત થતાં શરીરમાં કાંઇ અલૌકિક જાગૃતિ, ઉત્સાહ પ્રાદુર્ભૂત થાય છે. વળી સર્વની અનુકૂળતા જાળવી શકાય માટે સમય ૫ થી ૬ નો રાખ્યો છે, જેમાં હરિકિર્તનના અભિલાષીઓને તેમજ આખા દિવસની સાંસારિક ખટપટથી-ધન્ધાની પ્રવૃત્તિથી નિવૃત્ત થઇ ઘડીભર પ્રભુ ભજન શ્રવણમાં તીવ્ર ઇચ્છા ધરાવનારાઓને ખાસ નિમંત્રણ કરવામાં આવે છે. તેઓને એક વખત હરિકિર્તન સમયે પધારવાની તથા "એક પન્થને દોકાજ" તેમ સાથે આશ્રમની વ્યવસ્થા જોવાને પણ હમારી નમ્ર ભલામણ છે.

તંત્રી.

# કામિની અને કાંચન

લખનાર,

## છગનલાલ નારાયણભાઇ મેથી.

" નંદનવનનો નાશ, શુભલક્ષ્મી, ઇન્દુકુમારી, રકતું રત્ન" ઇ ના કર્તા.

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાયેલી બોધદાયક સાંસારિક નવલકથા જેમાં કામિની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે આ નવલકથાની વસ્તુ સકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે, તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના ભાગ્યે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહી પણ એનું અન્ય ભાષામાં ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ ના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. હ્ય કલોથ બાઇન્ડીંગ, રૂ. ૧॥ પેપર કવર રૂ. ૧) ૮૦ પે૦ જુદુ.

મુબઇ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ

તંત્રી "સત્સંગ"

મેહતાનશેરી-સુરત

## જાઇએ છે.

આ પત્રમા જાહેર ખબર માટે ખાસ પૃષ્ઠ રાકવામા આવનાર છે, તે તરફ ધંધાદારીઓનુ ખાસ લક્ષ દોરવામા આવે છે તેમને તાકીદથી ભાવ નક્કી કરી જાહેર ખબર આપવાની ભલામણ કરવામા આવે છે કારણ કેટલી ખાસ માગણીને લીધે આ યોજના કરેલી હોવાથી પાછળથી નિરાશ થવુ પડશે.

ભાવ માટે પત્રથી યા રૂબરૂમા મળી જવાનો કરો

"સત્સંગ" ઓફિસ
સેતાન ફળીઆ—સુરત.

## બાટલીવાળાની રામબાણ દવાઓ

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુમી ફ્યુઅર" અને "એગ્યુપીલ્સ" આબાદ છે

૨ "દરાજનો મલમ" એક દિવસમાં દરાજ, ખુજલી અને ફોડ મટાડે છે કિં ૪ આના

૩ "કૉલેરા" ઉલટી, જુલાબ અને કોલેરાના જંતુને નાશ કરે છે કિ. રૂ ૧

૪ "હેરટોન" સફેદ બાલને કાળા કરી ઘડપણમા જુવાની બનાવે છે કિં રૂ. ૧

૫ "અબરીલી ટૉનીક પિલ્સ" શરીર સશક્ત બનાવવાનો રામબાણ ઈલાજ રૂ ૪

૬ "દાંતનુ મંજન" દાતને મજબુત કરનાર સુગંધી મંજન કિંમત આના ૮ નમુના ૧

આ દવાઓ દરેક બજારોમાંમળે છે નહિતો લખો—ડૉ બાટલીવાળા મુંબાઈ વરલી ફાટક

## ચમત્કાર ત્યાંજ નમસ્કાર

જ્યોતિષ તત્વસાર અને ભવિષ્ય ફળ દર્પણ

જન્મની સાલ માસ તિથિ વાર અને કાળ (કલાક) ઉપરથી જન્મોત્રિ ટૂંકા વર્ષ ફળ વગેરે નબરવાર ગ્રાહકની મરજી મુજબ બનાવી આપનાર તથા તાત્કાલિક પ્રશ્ન ઉપરથી કુંડળી (જન્મોત્રિના જેવી) વર્તમાન પ્રશ્નો ફળ સાથે બનાવી આપી ભવિષ્યસ્થિતી દરેક પ્રશ્નના ખુલાશા સાથે ઉત્તર તથા મનમા ધારેલો પ્રશ્ન ઉત્તર ગ્રાહકોની ખાત્રી માટે કહેનાર

સમય

સવારે ૯થી ૧૨ સાંજે ૪થી ૬ વધુ વિગત માટે રૂબરૂ મળો અગર શુકન જોવાની ટીકીટ બીડી પ્રાસ્પેક્ટસ મગાવો

જ્યોતિષી રેવાશંકર ભવાનીશંકર
ખાપરીઆ શેરી—સુરત

REGISTERED No 910



આ પત્ર ખુ અ ના "ધી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ" મા દલપતરામ કાશીરામ એ છાપી સુરત સૈતાનફળીઆમા આવેલી સત્સંગ પત્રની ઓફીસમાથી પ્રસિદ્ધ કર્યું ખપાટીઆ ચકલા સુરત.

"દુર્વ્યસન નિષેવક જીવદયા પ્રબોધ અને નીતિવર્ધક મંડળ" સુરત.
દર માસની પૂર્ણિમા.તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિકપત્ર

# સત્સંગ.

વર્ષ ૫ મું.) ફાગણ-પૂર્ણિમા (વિક્રમ સં. ૧૯૭૦. ( અંક ૬૫મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सैवमूताना गाव सर्व सुसावहा ।



श्लोक

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निंद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
संतानफळीआ-सुरत.



તા૦ ૧૨ મી માર્ચ સને ૧૯૧૪ ને ગુરૂવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂા ૧). આશ્રયાર્થે ધર્મ તુમાર , પોસ્ટેજ ૦ાત્ર

## सत्संग–विषयावलि.

अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु।




વર્ષ ૫મું. અંક ૧૫મો. ફાગણ-પૂર્ણિમા વિક્રમ સં.૧૯૭૦

# કરમાતું કુસુમ.

અને

## તેની ઇશ અભ્યર્થના.

(૧) પ્રભુ ! આ પુષ્પ કોમળને, તું ચૂંટીલે ! તું ચૂંટીલે !
ન પરવા વિશ્વની સુજને, તું ચૂંટીલે ! તું ચૂંટીલે !
(૨) બહુ જોયું, બહુ જાણ્યું, સહ્યું છે ને સહું છું હા !
થયો નિર્વેદ એ સૌથી, તું ચૂંટીલે ! તું ચૂંટીલે !
(૩) મરન્દોનાં બની ટોળાં, દિલે ડંસે થઈ ભેળાં !
ગુજારે જુલ્મ થઇ જુલ્મી, તું ચૂંટીલે ! તું ચૂંટીલે !
(૪) પડે પર્જન્યની ધારા, ઠરી તે શિર્ષપર મારા !
કરે સમ્ભ્રાન્ત કાયાને, તું ચૂંટીલે ! તું ચૂંટીલે !
(૫) પ્રભો ! સહવાસ સહચારી તણો આનન્દ હો ભારી,
અટારૂં તે હવે લાગે, તું ચૂંટીલે ! તું ચૂંટીલે !
(૬) વહે છે મંદક્રાન્તિ આ, પ્રસારે ઠંડી ઉર્મીને;
અનિલ તે ઉગ્ર લાગે છે, તું ચૂંટીલે ! તું ચૂંટીલે !
(૭) વસી આ વિશ્વ વાડીમાં, લીધા લ્હાવા કંઇ લટકે
હવે એ વૃત્તિ ઉર ખટકે, તું ચૂંટીલે ! તું ચૂંટીલે !
(૮) પ્રભો ! કર રંકપર પ્રીતિ ! નિહાળી દીન દુસ્થિતિ,
વિદાર તું વિશ્વની ભીતિ ! તું ચૂંટીલે ! તું ચૂંટીલે !

"પ્રગતિ-નિવાસ"-કતારગામ } છોટાભાઈ દાજીભાઈદેશાઈ.

# સત્સંગીઓને હરિસ્મરણ માટે નિમંત્રણ.

(કુંજલડીના ગરબાને મળતો)

આવો ઉમંગી, શાણા સત્સંગી, પ્રેમે પ્રભુરસ પીજીએ જીરે;
મોંઘો મનુષ્ય દેહ મળીયો મણિથી, તેનો લ્હાવો આજ લીજીએજીરે.
આવો ઉમંગી, શાણા સત્સંગી.

દુઃખ રૂપ આ રે સંસારે શું? રાચીએ,
નટવર નામ લેઈ નેહથી નાચીએ,
મુકિત પદારથ મોંઘાં તે જાચીએ,
જન્મ્યાનું સાર્થક કીજીએ જીરે.
આવો ઉમંગી, શાણા સત્સંગી.

સાખી—અજ્ઞાને અગણિત ભવ, ફરીયા આપણ ફોગ,
કેશવની કરૂણા થકી, આ મળીયો શુભ જોગ,
મિથ્યા માયા મોહ જાળે ફસાઇ, તેને જાવા શીદ દીજીએજીરે,
આવો ઉમંગી.

રસના એ રામકૃષ્ણ ગોવિંદ ભાખીએ,
દિનપર દહાડી દયા દિલ દાખીએ,
મુકિત મેવા ફળ મીઠા તો ચાખીએ,
લોક લાજથી શીદ બ્હીએજીરે.
આવો ઉમંગી.

કામ ક્રોધ મદ મોહનું, મરડી જડથી મૂળ;
સાચું સ્મરણજ સાધીએ, તો વામે ભવશૂળ.
માધવ મુકુંદ મધુસુદન મોરારી, ભજન તીરથ માંહિ ભીંજીએજીરે;
આવો ઉમંગી.

પુરાણી મગનલાલ જગન્નાથ-વસોવાળા

# દારૂનું વધતું જતું દુર્વ્યસન.

તેનાપર મૂકવો જોઇતો અંકુશ.

દારૂ અને કેફી પીણાથી આ દેશની અવનતિ થઇ છે, એમ ભાર મૂકીને કહેવામાં આવે છે, છતાં અજબ જેવું છે કે દિન પ્રતિદિન દારૂનો ઉપાડ વધતોજ જાય છે ! હિન્દૂ ધર્મ તથા મુસલમાન ધર્મમાં દારૂ પીવાની મનાઇ છે છતાં આ દેશમાં આ વ્યસન જબરી

જડ ઘાલી બેઠું છે! ખરૂં છે કે કેટલીક હલકી વર્ગોમાં દારૂનું વ્યસન અતિશય છે, પરન્તુ તેના છાંટા ઉચ્ચ ગણાતી સુધરેલી કોમને પણ ઉડયા છે! જે કોમ જાહેર રીતે દારૂ સામે નિષેધ ધરાવે છે, તેવી કોમમા પણ ગુપ્તપણે આ વ્યસનનું સેવન થવા લાગ્યું છે! અને જો આ બદીપર ઘટતો અંકુશ ન મૂકાય તો તે ઘણું પાયમાલી કરનારૂં પરિણામ લાવશે. એક બાજુ આ દેશને સુધારા વધારાથી અલંકૃત કરવામાં આવે છે, અને તેનું ભવિષ્ય સુધારવા માટે હિન્દી સરકાર અને પ્રજા તરફથી ચાલુ પ્રયત્નો થાય છે, ત્યારે બીજી તરફથી પાયમાલી કરનારાં તત્ત્વો વધતાં જાય છે. તે તરફ પણ ખાસ લક્ષ ખેંચવા જેવું છે; નહિં તો છેવટ પરિણામ શૂન્યજ આવશે. દારૂ એક એવું વ્યસન છે કે તે ગળે વળગ્યા પછી છુટતું નથી, તેમ તે તન–ધન–મનની પાયમાલી કરનારૂં છે, એમ અનેક દાખલાઓથી પુરવાર થએલું છે. તોપણ તેનો ખપ વધ્યો છે એ શું બતાવે છે? વળી કેટલેક ઠેકાણે એક બીજાના સ્વાગત કરવાના સાહિત્ય તરીકે દારૂ વપરાય છે એ આ જમાનાની તાસિર સિવાય બીજું શું કહી શકાશે? જો કે મદ્ય નિષેધક મંડળો અને ટેમ્પરન્સ કોન્ફરન્સો તરફથી પ્રજાને દારૂના ભયંકર વ્યસનથી વેગળા રહેવાને લગતુ જ્ઞાન આપી, આ વ્યસનને વધતું અટકાવવાના જોસભેર પ્રયાસો ચાલે છે, પણ આ દેશને માટે કાયદેસર અંકુશ હોવાની ખાસ આવશ્યકતા છે. ખરૂં છે કે દારૂ વિગેરે માદક પદાર્થોની સાથે સરકારની ઉપજનો સવાલ રહેલો છે. આ માદક પદાર્થોની સરકારને મોટી ઉપજ છે, અને છેલ્લાં દશ વર્ષમાં જેમ ઉપાડ પાંચ–છ ગણો વધી ગયો છે, તેમ તેની સરકારને ઉપજ પણ મોટા પ્રમાણમાં મળે છે, એ સમ્બન્ધી સરકારી મહેસુલી આકડાઓપરથી પણ જણાય છે કે હિન્દી સરકારને છેલ્લા દશ વર્ષોમાં જ્યારે બીજી બાબતોની ઉપજમા ૨૫ ટકા જેટલો વધારો થયો છે ત્યારે દારૂ વિગેરે માદક પદાર્થોની ઉપજમાં ૮૭।। ટકા જેટલો વધારો મળ્યો છે, અર્થાત્ દારૂ વિગેરેના વધુ ઉપાડથી ના૦ સરકારને પેદાશ વધે છે, પરન્તુ બીજી બાજુએ એ વ્યસનોથી જે ભયંકર પાયમાલીનો પાયો રોપાય છે, તેનો વિચાર કરવામાં આવે તો તે પેદાશ કંઇ વિસાતમાં નથી. કારણકે પ્રજાની આર્થિક, શારીરિક, અને નૈતિક પ્રગતિને નબળી પાડનારા આ વ્યસનોના અસ્તિત્વ વચ્ચે ના૦ સરકાર પ્રજાને આબાદ કરવાના મોટા સુધારાઓ (કે જે પાછળ કરોડો રૂપિઆ ખરચવામાં આવે છે) શી રીતે બર આવશે? હજુ આ દેશમાં ૨૫ ટકા વર્ગ દારૂ વિગેરે વ્યસનનો ભોગી થએલો છે, પણ જેમ તેના બહોળા ખપ પ્રમાણે વધુ ટકા વર્ગ પણ આ વ્યસનનો ભોગ થઇ પડશે, તો પરિણામ શું આવશે? એ સાદી સમજ ધરાવનાર પણ સારી રીતે સમજી શકશે! હિન્દી સરકાર આ બદીને અટકાવવાને મહેસુલી રૂએ કેટલીક મદદો આપે છે. એમ આપણે કહેવું જોઇએ છે, પણ આ વ્યસનનું મૂળ હુમચાલી નાખવાને માટે તો અંકુશ મુકનારી સીધી (Direct) કાયદેસર મદદ થવી જરૂરની છે, કે જેમ કરવાને સરકારને પોતાની ઉપજનો કેટલોક ભોગ આપવો પડે તેમ છે; પરન્તુ ચીન જેવા દેશને અફીણની બદીમાથી મુક્ત કરવાને હિન્દી સરકારે ઉદાર પગલું ભર્યું છે, તો હિન્દ દેશનાજ ભલા ખાતર દારૂના ભયંકર વ્યસન તરફ હિન્દી સરકારે વધુ લક્ષ ખેંચવા જેવું છે. વળી કોકેન જેવા માદક પદાર્થો માટે સરકારે કાયદો ઘડી અંકુશ મુકયો છે, એ એક જીવતો જાગતો દાખલો છે. કોકેન કરતાં દારૂ કંઇ ઉતરતો કે ઓછો હાનિ

કર્તા નથી. બલ્કે તે વધુ નુકસાનકારક હોઈ, પાયમાલીના રસ્તે લઈ જનારો છે, તો દારૂપર પણ તેવો અંકુશ મુકાયલો જોવાને હિન્દી પ્રજા ખરેખર ખુશી થશે.

હાલ દારૂનો ખપ-વૃદ્ધિ પામતો અટકાવવાને માટે દારૂની દુકાનો કમી કરવા તરફ સરકાર તરફથી લક્ષ અપાય છે, પરન્તુ દુકાનો કમી થવાથી આ બદી નીકળી જશે એમ સંભવતું નથી. કેટલાંક સ્થળોએ દુકાનો કમી કરવા છતાં ઉપાડ વધ્યો છે, એ માટે તો દારૂનો ઉપાડ ઓછો થાય એવો કાયદો ઘડી અંકુશ મૂકાય એજ સારામાં સારો રસ્તો છે.

તંત્રી.

# આવી હોળી, રંગ રેલો રસીલાં !

હોળી ખેલો ભારતભાઇ ! તમારે નિત્ય નવા આનંદ.
લો નવ લ્હાવ તજી દુરિત છન્દ,—તમારે—

(૧) જુઠી લાલી ગુલાલની આ, ધોતાં થાય વિનાશ,
રંગ રેલી પરિધાન પરિ થતું, ઉપહાસાન્ત નિરાશ;
તજો ક્ષણ દ્યના સુખદ સહુ છન્દ,—તમારે—

(૨) દેહ લાલી લૂંટનારી રીતિ, તજીદો બાળ વિવાહ,
એ અનિષ્ટ રીતિ મૃતથતાં ઝટ, ટળશે હૃદયના દાહ;
રહેશે તવ તમ સુખ લાલી અખંડ,—તમારે—

(૩) શીખો સત્ય સુનીતિ કે જેના, ચહુ દિશ પ્રસરે રંગ,
વ્યસન વળગશે વિદ્યાનુંએ, વ્યસન વિષે વસે ઊમંગ;
થશે બસ ! જેથી બુદ્ધિ પ્રચંડ—તમારે—

(૪) માજમ, ભાંગ, સુરા દુર્વ્યસને, નવ ઝુકો થઈ અન્ધ,
જોડો જો અનીતિ પંથ નેતા, વ્યસન સાથ સમ્બન્ધ;
થશે તમ અસ્ત તુર્ત સુખચન્દ.—તમારે—

(૫) પિઓ પરસ્પર પ્રેમ પ્યાલુંજે, અમીરસ થકી ભરેલ,
નવ અડશો કદી કુટિલ કામિની, કસણગુ સ્નેહ વિષવેલ;
કરે જે બાળ બુધ્ધિ અતિ મન્દ.—તમારે—

(૬) પ્રીતિ વધારો સહોદર જાણી, ભરત ભૂમિના તન,
વદો કુવેણ નહિકોઈ પ્રતિ જે, સુણી લાજે સજ્જન;
વાધે તમ જેથી અતિ સુખકન્દ.—તમારે—

(૭) શોખો સભ્યતા જેથી વરસે, ચહુદિશ સુખના મેહ,
વસુધા એજ કુટુમ્બ તમ ગણી, દ્વેષ તજો ધરી નેહ;
પ્રસારો અંગ કુસુમ મકરન્દ, તમારે નિત્ય નવા આનંદ.
હોળી ખેલો ભારત ભાઇ ! તમારે નિત્ય નવા આનન્દ.

"શારદા-વિહાર"—સુરત } છોટુભાઈ દાજીભાઈ દેસાઈ.

# જ્ઞાન ભાનૂદય નાટિકા.

કિંવા

## પ્રપંચીઓના પ્રપંચ એજ એમની અધોગતિનો પન્થ.

નિયોજક—રા. રા. કવિ છોટુભાઇ દાજીભાઇ દેશાઇ—' ગાન્દા-વિહાર -સુરત.

[ગતાંક પૃષ્ટ ૧૪૧થી શેષ] [પ્રથમ અંક દ્વિતીય-ગર્ભાંક]

[સ્થાન-મોહનું રાજ ભવન

(મોહ અને તેના દંભ આદિ કર્મચારી બેઠા છે દ્વાર પર લીલાવતી નામની દાસી ઉભેલી છે)

[વિલાસ પ્રવેશ કરે છે

વિલાસ—લીલાવતિ ! મને માયાએ મોકલ્યો છે માટે તૂ જઇને મોહ મહારાજાને સૂચિત કર ?

લીલાવતી—(મહેલમા જઇ) દેવ ! વિલાસ આવ્યા છે ?

મોહ (સહર્ષ ઉઠીને)?—લીલાવતિ ! વિલાસને જલદી લાવ ?

લીલાવતી —(વિલાસ પાસે જઇ) પધારો મહાશય ! રાજકુલ સાથે વાર્તાલાપ કરો !

વિલાસ —મહારાજા મોહ રાજની જય હો ! જય હો ! જય હો !

મોહ —પ્રિય વિલાસ ! કહો શા સમાચાર છે ?

વિલાસ —મહારાજ ! જગન્તાહિની માયાને જોતાજ હરિ, હર, તથા બ્રહ્મા સ્વાગત કરવા લાગ્યા કે —

(અરવિંદમુખી વૃત્ત.)

ભૃકુટિ દ્વિ દિસન્ત દ્વિતીય મયંક ! દ્વિનેત્ર ખીલ્યા અરવિંદ સુનાયે !
મુક્તા ફળ પંક્તિ દિપન્ત સુદન્તની આનન દર્શથી ઇંદુ લજાયે !
વર વેણી સુવ્યાલ ઉરોજ દ્વિ ચક્ર તથા મધ્ધિથી મ્હરિ વાસ અરણ્યે !
ભલેં આવીં અનૂપમ રૂપની ખાણુ પધાર ! પધાર ! તુ માનિની માતે !

તમોએ આજ શા નિમિત્તે અત્ર આવવાની કૃપા કરી ! બહુ દિનો પશ્ચાત્ આજે તમારો મેળાપ થયો ! કેમ ! કુશળ તો છો ને ? તથા કહો તો ખરા કે હમણા આવા દુર્બલ કેમ થઇ ગયા છો ? યદિ કોઈ કાર્ય હોય તો કહો ? એટલુ કહી એ ત્રણે દેવોએ પોતાને આસનથી ઉઠી માયાના રૂપમાં અતિશય અનુરક્ત ચિત્ત થઈ નાના પ્રકારના વિભ્રમ વિલાસ કરતારી માયાને આલિંગન કર્યુ ! તેમજ પ્રેમમયી માયા પણ આનંદથી એઓની ગોદમાં ભરાઇ બેઠી !

**દમ્ભ —**શુ જ્યારે માયાને આલિંગન કર્યું પરે એને પોતાના શીલ ભંગનો કાંઇ પણ ભય પ્રાદુર્ભૂત ન થયો

---

* સિદ્ધ

**વિલાસ**—(હસિત વદને) મહાશય ! જે પદાર્થોનું અસ્તિત્વ હોય છે, તેનો વિનાશ થાય છે, અસત્ પદાર્થનો વિનાશ કોયએ સાભળ્યો છે ? હવે જ્યારે આકાશ પુષ્પ સમાન યા શશશૃંગ સદૃશ બ્રહ્મચર્યનો અત્યન્ત અભાવ છે, ત્યારે એનો વિનાશ શી રીતે હોઈ શકે ? અને પછી તેનો ભય પણ હોય ક્યાંથી ?

**દમ્ભ**—અરે પાપી ! અસત્ય બોલ મા ! નન્દનન્દન કૃષ્ણજીનું શીલ પ્રસિદ્ધ છે સાભળ્યું છે કે એક વાર બાળ બ્રહ્મચર્યના પ્રભાવથી યમુનાજીએ માર્ગ આપ્યો હતો

**વિલાસ**—મારી સમજમાં તો એ કથન 'માતા તુ મમ વન્ધ્યાસીત્' સમાન સ્વવચન વ્યાઘાતક જણાય છે ! શું તમોએ આ નથી સાભળ્યું કે—

સાખી

વૃન્દાવન બીથી કુંજ જ્યાં ગુંજે મંજુ મલિન્દ,
સઘન–પીન–કુચ–યુવતિ સંગ, રમત રસિક ગોવિન્દ

**દમ્ભ**—શું ! ગોવિન્દ ગોપિકાઓ સાથ આસક્ત હોવા છતાં પણ બ્રહ્મચારી હતા !

**વિલાસ**—નિસ્સન્દેહ ! એને લીધેજ આપનું વાક્ય સ્વવચન વિઘાતક છે !

**દમ્ભ**—અસ્તુ ! પરન્તુ સાથે આ પણ કહો, કે માયા પણ એઓમાં એકાએક કેમ અનુરક્ત થઈ ગઈ ?

**વિલાસ**—સ્ત્રીઓને આસક્ત થવાને શી વાર લાગે છે ? જુઓ, "સ્ત્રીઓનું ચિત્ત સ્વાભાવિક રીતે ઘણું ચચળ છે પછી સમય આવતા તો પૂછવું જ શું ? જે વિના મદ્યપાન કર્યે નૃત્ય કરતો હોય તે નિશામા ચકચૂર થતા શું ન કરે ?

**મોહ**—દમ્ભ મહાશય ! આ સમયે આ વિષયાન્તરને છોડી દો ! વારુ વિલાસ ! પછી શું થયું ?

**વિલાસ**—સ્વામિન્ ! હરિ, હર તથા બ્રહ્માને માયાએ કહ્યું કે 'મોહરાજા આપના બળથીજ પ્રબોધાદિ સાથ યુદ્ધ કરવા ચાહે છે, એથી કરીને આપ નિર્વાહ પર્યન્ત અર્થાત જ્યા સુધી વિજય ન થાય, ત્યા સુધી એના પક્ષમા રહો ?" એ સાભળી બ્રહ્માદિ દેવોએ કહ્યું, અમો એનો સ્વીકાર કરીએ છીએ પ્રિયે ! અમે સ્વભાવથીજ પ્રબોધાદિના વિરોધી છીએ તથા તેમાં વળી આપની આજ્ઞા થઈ ! હે દેવિ ! મોહ, ક્રોધ, લોભ, મદ, માત્સર્ય, રાગ, દ્વેષ, અસત્ય, અહંકાર, દમ્ભાદિ અમારા આજના મિત્ર નથી ! ઘણા જ પુરાણા છે ? અમારા ભક્તજન પણ એની સાથ ગાઢ પ્રીતિ રાખે છે તત્કારણ નક્કી જાણજો, કે અમે સર્વ મોહાદિનો પક્ષ કરી પ્રબોધ–શીલ–સંતોષાદિને જડથી ઉખેડી ફેંકી દેશું !" આ શ્રવણ કરી માયાએ હર્ષિત થઈ ઘર આવી મને આપની પાસે મોકલ્યો છે.

[ વિલાસ જાય છે

[ અહંકાર પ્રવેશ કરે છે

**અહંકાર**—(પ્રણામ કરી) સ્વામિન્ ! આપ આજ કંઈ ચિન્તાતુર જણાઓ છો ! નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે, પુરુષોને પોતાનું સત્ત્વ એજ એક પ્રશસનીય છે. પક્ષ અમારા છે

જુઓ! બાહુબલીએ સત્તાવલમ્બનથી ચક્રવર્તિને પણ પરાજિત કીધા. વળી કોઇએ કહ્યું છે કેઃ—

( હારગીત )

"રથ ચક્ર એકજ ભુજગ યમિના લંગડો છે સારથી,
સપ્તાશ્વ કેવળ પથ પ્રચંડે ખેંચતાં રથ મથીમથી;
ને ખેડવો નભ પાન્ય દુરતગ પથ નિરાલમ્બિત મહા;
તદપિ રવિ પ્રતિદિન જાય અપાર નભની પાર હા!"

આથી સિદ્ધ થાય છે, કે મહા પુરુષોની કાર્ય સિદ્ધિ એનાં સ્વીયત્ત્વ ( તેજ ) માં રહે છે, ઉપકરણો—સહાય વસ્તુઓમાં રહેતી નથી, અર્થાત્ જે સત્ત્વવાન્ હોય તે સ્વીય પોતાની અભીષ્ટની સિદ્ધિ કરી શકે છે" વળી બીજું આપ જેમને પક્ષકાર બનાવવા પ્રયત્ન કરો છો, તે સ્વયં નિર્બલ છે! જુઓ! હું એ સર્વની ભડ ખોલું છું. પહેલા શ્રી કૃષ્ણજીને લઇએ બિચારા **જરાસંધ** રાજાના પુત્ર **કાલયમન** ના ડરના માર્યા સૈન્ય સહિત **સૌરીપુરથી** ભાગી સમુદ્ર કિનારે જઇ વસ્યા, તથા **રૂદ્ર** મહારાજ તો એથી પણ બળહીન તથા મૂર્ખ છે. પોતે એકવાર સારી બુદ્ધિ ખરચી **ભસ્માંગદ**ને વરદાન આપ્યું હતું, કે તું જેના મસ્તકપર હસ્ત સ્પર્શ કરશે, તે તત્કાલ મૃત્યુ પામશે, પછી જ્યારે **ભસ્માંગદે પાર્વતી** પર મોહિત થઇ એ મના પરજ એ કલા અજમાવવા પ્રયત્ન કર્યો ત્યારે બિચારા **નન્દી, કન્થા,** તથા **પાર્વતીને** છોડી નાઠા, અને કોઇ પણ પ્રકારે પોતે પોતાનો જાન બચાવવા મંડયા. બ્રહ્માજીનું તો કંઇ પૂછવુંજ નહિ એકવાર ઇર્ષ્યાથી ઇન્દ્રનું રાજ્ય લેવાને માટે વનમાં જઇ ધ્યાન મગ્ન થઇ તપસ્યા કરવાનો પ્રારમ્ભ કર્યો હતો. પરન્તું ઇન્દ્રની મોકલેલી **રંભા-તિલોત્તમાએ** પોતાના હાવભાવ, વિભ્રમ, વિલાસોથી તથા સુન્દર ગાયનથી ક્ષણ માત્રમાં તપથી ભ્રષ્ટ કરી દીધા. હવે જ્યારે એઓ સ્વયં પોતાની રક્ષા નથી કરી શકતા, ત્યારે બીજાની શી સહાયતા કરવાના હતા? એથી કરી એનો ભરોસો છોડી દઇ પોતાના સત્ત્વનું અવલમ્બન કરવું સમુચિત છે. હું એકલોજ એ **પ્રબોધાદિને** જીતવાને બસ છું? સાભળોઃ—

( વસન્ત તિલકાવૃત્ત. )

સમ્મુખ કોણ શશી, તુચ્છ દિનેશ મારી!
સત્તા શી રાહુ વળી કેતુ તણી સુરારિ!
નાગેશ શી ગણતીમાં, શી યમેશ ભીતિ,
ભ્રૂભંગથી છેતું સુરેશ સહિત ક્ષિતિ!

વળીઃ—

( દ્રુત વિલંબિત વૃત્ત)

વિનય ધર્મ સુરનેહ ગુરૂપ્રતિ,
વળી વમે અતિ અધ્યયને પ્રીતિ;
વસત સદ્‌ગુણ સૌ જન ચિત્તમાં,
ન ધરૂં ધનુબાણ હું હસ્તમાં.

રાજા મોહઃ—પ્રિય અહંકાર! હું તમારા બળથીજ જય પામવાની અભિલાષા રાખું છું, પરંતુ સમુદાય કઠિન દિસે છે. એ પણ વિસરવું ન જોઇએ કે યદિ નિર્બલ પુરૂષ પણ સંખ્યામાં બહુ હોય, તો ઘણા બળવન્તાને નિશ્ચય પૂર્વક પરાજિત કરી શકે છે? નાની નાની છે છતાં અગણિત પિપીલિકા સર્પને પરાસ્ત નથી કરતી? અસ્તુ! અત્યારે અહીંથી રુર્વે વારાણસી નગર તરફ ચાલો? ત્યાં જઇ આપણી ઇપ્સિત મંત્રણા કરીશું.

[ સર્વ જાય છે ] [ જવનિકા પડે છે ]

इतिश्रीज्ञानभानूदयनाटिकायां प्रथमोऽङ्कः समाप्तः।

(અસમાપ્ત.)

# એક ગાય કેટલી ઉપયોગી છે?

એક ગાય-ન્યુનમાં ન્યુન (કમતીમાં કમતી) ચૌદ શેર દુધ આપે, અને બીજી ગાય આઠ શેર દુધ આપે, તો ઇસકા મધ્ય ભાગ પ્રત્યેક ગાય અગિયાર શેર દુધ આપે, એમાં તો જરાપણ શંકા નહીં. એટલે એક માસમાં બરાબર ૮ા અંકે સવા આઠ મણ દુધ થાય. જુઓ ભાઇઓ! એક ગાય કમમાં કમ ૬ (૭) મહિના અને દુમની ગાય ૧૮ (અઢાર) મહિના દુધ આપે તો દોનોકા મધ્ય ભાગ પ્રત્યેક ગાય કે દુધ દેનેમેં બારા મહિને હોતે હય. ઇસ હિસાબમેં બાર મહિનામેં ૮ા×૧૨=૯૯ (નવાણું) મણ દુધ હોને એટલે ૩૯૬૦ શેર હોતા હય પ્રત્યેક માણસને સરેરાસ દોઢશેર દુધકી ખીર પુષ્કળ હોતી હય તો ૩૯૬૦ શેર દુધમાંથી ૪૯૮૦ મનુષ્યને ખીરનું ભોજન આપી એક વાર તૃપ્ત કરી શકાય.

પ્રત્યેક ગાય ન્યુનસે ન્યુન ૮ ઔર જ્યાદેમેં જ્યાદે ૧૮ વાર વીઆય છે, તો ઇસકા મધ્ય ભાગ તેર આયા તો ૧૯૮૦+૧૩=૨૫૭૪૦ મનુષ્યને એક ગાયના દુધથી આનંદ થાય છે.

ઇસ એક ગાયકી પેઢી મેં ૭ વાછડીઓ ઔર સાત બછડે હુએ, ઉસમેં એકાદ મરણી જાય તો ૭ બછીઆ (વાછરડી) ઔર ૭ વછડે તો રહેગા દેખો એ ૭ વાછડીઓથી ૨૫૭૪૦×૬=૧૫૪૪૪૦ મનુષ્યોને અચ્છી રીતે દુધકા પાલન હો શકતા હય પ્યારે ભાઇઓ! હવે એક ગઉકા ૭ બછડે રહ્યા. ઉસકી તીન જોડી હની હય એક જોડી દરસાલ ૨૦૦ મણ અનાજ નીપજાવે તો ત્રણ જોડી દરસાલ ૬૦૦ છસો મણ અનાજ નીપજાવે. એ જોડી આઠ વરસ સુધી ચાલે, તોએ હિસાબે ૪૮૦૦ મણ અનાજ થાય એટલે તેના શેર ૧૯૨૦૦૦ હોને હય, એક મનુષ્ય ૦ાાા શેર-તીન પાઉ અનાજ ખાવે તો ૨૫૬૦૦૦ મનુષ્યોને એક વાર ભોજન કરાય.

ભાઇ સાહેબો! દુધકી ૧૫૪૪૪૦ માણસની ઔર અનાજકી ૨૫૬૦૦૦ મનુષ્યકી એક વખતની રોજી હય તો એ હિસાબે *૪૧૦૪૪૦ ચાર લાખ દશ હજાર ચારસો ચાળીસ મનુષ્યોકા પાલન એક વારમે હોતા હય! હવે જો એ ગાયની ૭ વાછરડીઓની વાછ-

* હાજર રહેલા માણુસો આ નુકસની સાંભળી ચકિત થયા હતા.

**રહીઓનો હિસાબ કાઢીએ તો અસંખ્ય મનુષ્યોનું પાલન થાય છે.' એ આપણે નામદાર સરકારને નમ્રતા પૂર્વક જણાવવાની ખાસ જરૂર છે.** માંસાહારી લોકો તો એનું માંસ માત્ર એક દિવસ વાપરે છે. પણ એના લીધે દુગ્ધ લાભની ખાતર લાખો પ્રાણીઓના દૂધની અને અનાજની ભારે નુકશાની કરે છે. એ માંસાહારી લોકોએ કરેલી હાનિથી કેટલું પાપ થાય છે? એ સર્વનો વિચાર કરો.

ઉપરનો હિસાબ એક વખત મિ. જીવરાજ નીમચન્દ સાપલા કરે "પશુ રક્ષા" એ વિષય ઉપર ભાષણ આપતાં એક ગાયની ઉપયોગિતા રજુ કરી હતી. ભાષા હિન્દી—ગુજરાતી મિશ્રિત જેવી જણાય છે. પણ તે સરળ અને સમજી શકાય તેવી હોવાથી "સાંજ વર્તમાન" માં પ્રકટ થએલા રિપોર્ટમાંથી જરૂરી ભાગ શબ્દશઃ અત્રે ઉતાર્યો છે, ભાષણ કર્તાએ દર્શાવેલી ઉપયોગિતા કરતાં અમો કાંઇ વિશેષ ધારીએ છીએ. ભાષણ કર્તાના "બળદની જોડી આઠ વર્ષજ તૂલ નીપજાવે" એ ન્યાય જોતાં અમો પરિસ્થિતિ જોતાં ઘણી વધારે સારા તૂલ નીપજાવવા શક્તિમાન્ ધારીએ છીએ અને જો તેમ હોય તો તેમણે ગણેલાં મનુષ્યની સંખ્યામાં તેમણે ગણાવેલી એકંદર સંખ્યા જેટલોજ વધારો થવા સંભવ છે. આવી સ્થિતિમાં—એક ગાય જે સાત-આઠ લાખ માણસને આનન્દ દાયિની તૃપ્તિ-સંતોષ આપનારી છે તેના પાલન માટે દરેકે પ્રયાસ કરવોજ જોઇએ!

તંત્રી.



## અશક્તાશ્રમ—"હમારી અપીલ."

(અનુષ્ટુભ્)

*દુઃખીના દુઃખની વાતો, સુખી ના સમજી શકે*
*સુખી જો મ્હમજે પુરું, દુઃખના વિશ્વમાં ટકે.*

(અ. ફ. ખબરદાર)

શ્રીયુત કવિવર્ય ખબરદારનું કથન અક્ષરશઃ-સત્યજ છે. હમારા દુઃખ જો સુખી મનુષ્યો સ્હમજી શકતા હોય તો કેટલાક દાનવીરોએ હમારે માટે સ્થાપેલું અશક્તાશ્રમ આવી દીન દશામાં ઝુમે નહિં. અને સુખીઓને અપિલ કરવાનો અમારો સમય આવે નહિ. અશક્તાશ્રમ (ઠા. બા. અરદેશર કોટવાળની વાડી—રામપુરા—સુરત)ને આવી દીન દશામાં ઝુલતું જોઈ હમોને ખરેજ પ્રશ્ન થયા વિણ રહેતો નથી કે "શું ભારત ભૂમિમાંથી દાનવીરોનો લોપ થયો છે?" પરન્તુ આ અશક્તાશ્રમ—કે જેમાં હમો દુઃખી જીવન ગુજારિયે છીએ, અને અહર્નિશ આ દુઃખી જીવનનો અંત લાવવા પરમ કૃપાળુ પ્રભુને પ્રાર્થના કરિયે છીએ—ત્હેના ચાલકો તરફ દૃષ્ટિ ફેકીયે ત્યારા હમારે આ પ્રશ્નનું નિરાકરણ થાયછે—અને ભારત ભૂમિમાં હજીએ દાનવીરો અસ્તિત્વ ધરાવે છે એમ પ્રતીત થાય છે. દાનવીરોનું અસ્તિત્વ છતાં હમારા આશ્રયાર્થે સ્થાપેલ અશક્તાશ્રમ દીન દશામાં ઝુલે એ શું શોકજનક નથી? દુઃખી-

ઓના દુઃખ નિર્મૂળ કરવાં એ શું શ્રીમન્ત સુખીઓનો ધર્મ નથી ? કેટલાકો હમારા આશ્રમની મુલાકાતે આવે છે હમારી સ્થિતિ નજરે જુવે છે, પરન્તુ શોકજનક છે કે તેમાના કેટલાકો હમો દુઃખીઓને કોઇ પણ પ્રકારની મદદ કર્યા વગર આવ્યા તેવાને તેવા ચાલ્યા જાય છે. તેમજ ઘણા હમારી સામું જોવાને પણ ઇચ્છા રાખતા નથી પરન્તુ મહાત્મા તુલસીદાસના પેલા જગ પ્રસિદ્ધ દોહરાની પ્રથમ લીટી

તુલસી દયા ન છાડીયે જબલગ ઘટમે પ્રાન

એ ખરેજ તેઓના ઘરનમાં રહેતી નથી–નહિ તો ખરેજ ઉદારતાનો અર્થે સરલાયથા પોતાના હસ્તને તેઓ આ અશક્ત શ્રમ પ્રતિ લંબાવેજ ! સુખી શ્રીમન્તો ! શું હમારા હૃદયમા દયાને સ્થાન નથી ? જો હમારા હૃદયમા દયાને સ્થાન ન હોય તો હમારા જેવા દયા વિહીન હૃદયોના જીવન આ વિશ્વે ખરેજ નિરર્થક છે

(કલાપી)

મનુષ્ય હૃદયમાં દયા ખરેજ આવશ્યક છે કારણ કે —

દયા છે ઇશ્વરી માયા, આ સંસાર કુટ મહિ
દયામા બ્રહ્મ પ્રતિબું, કાંઇ ભાનજ તો કરે

(કલાપી)

તેથી અરે સુખી શ્રીમન્તો ! હમારા તરફ દૃષ્ટિ કરી હમો દુઃખીઓને ઉદારતાને અર્થે જાંબલા હસ્તને લબાવી–દુઃખમાંથી મુક્ત કરો અને "સત્સંગ" પાક્ષિક પત્રમાં આપના તારક અભિધાન અમર કરો ! અગાકતો.

---

# "સતી ચરિત ચમત્કાર."

કિંવા

## પતિવ્રત ધારિણી સ્ત્રી શું ન કરી શકે ?

જાક—રા. રા. કવિ ઇચ્છાભાઈ કાનજીભાઈ દેસાઈ—"શારદા-વિહાર"-સુરત.

[ ગતાંક પૃષ્ઠ ૧૪૫ થી શરૂ ]

આજ સત્યવાનના મરણનો દિવસ હતો ઉદર ત્રણ દિવસ સાવિત્રીએ દિન અને રાત રહેવાનું કઠિન વ્રત પળ્યું. અર્થાત્ બેસવું, સવું, ખાવું, પીવું, વિગેરે પણ ઇચ્છા ન કરી રાજા ધુમત્સેન સાવિત્રીના આ વ્રતરૂપ કઠિન નિયમ સાંભળી દુઃખી થઇ પોતાના આસનથી ઉઠી સમજાવવાને માટે સાવિત્રીને કહ્યુ કે હે ! તે આ ઘણુ કઠિણ વ્રતનો આરમ્ભ કર્યો છે ત્રણ દિવસ અને રાત નિરાહાર ! કર્યા વગર ઉપાધિ કરતા સ્થિર રહેવુ એ ઘણું કઠિન છે.

સાવિત્રીઃ—હે પિતઃ ! હે પૂજ્ય વર ! આપ દુઃખી ન થાઓ ! હું આ નિયમ પૂરો કરીશ. મેં આ કામ ઉત્સાહ તથા બુદ્ધિપૂર્વક આરમ્ભ્યું છે. અર્થાત્ આનું કારણ નિશ્ચયાત્મક બુદ્ધિ વા ઉત્સાહ એજ છે.

ધુમત્સેનઃ—પુત્રિ ! હું એમ તો તને નજ કહી શકું કે તું વ્રતનો ભંગ કર ! પરન્તુ તારો દઢ નિશ્ચય જોઇ મારા જેવા મનુષ્યોએ તો કહેવું જોઇએ કે ઉચિત રીતિથી વ્રત-નિયમ પૂર્ણ કર !

વિચાર શીલ ધુમત્સેન રાજા એટલું કહી ચૂપ થયા. સાવિત્રી પ્રથમ વત્ કાષ્ટ સમાન ઉભી થઈ રહી જપ કરવામાં નિમગ્ન થઈ ગઈ. કાલે પતિદેવનો અવસાન છે સ્મરી ચિન્તામાં ને ચિન્તામાં ગત રાત્રિ ગુજારી હતી. ચોથે દિવસે પ્રભાતમાં વહેલી ઉઠી સાવિત્રીએ અગ્નિ હોત્ર તથા સર્વ કર્મો કર્યાં પશ્ચાત્ સર્વ વૃદ્ધ બ્રાહ્મણો, સાસુ, શ્વસુરને આનુપૂર્વ (ક્રમ) પ્રમાણે પ્રણામ કર્યા. સાસુ, શ્વસુર, તથા તપોવન નિવાસી વૃદ્ધ તપસ્વીઓએ સાવિત્રીજીને "તારૂં સૌભાગ્ય સદા કાયમ રહો" એવી મધુર હિતકારિણી આશિષો આપી તેમજ ધ્યાન અને યોગ પરાયણ સાવિત્રીજીએ તપસ્વીઓના આશિર્વચનોને મનમાં ગ્રહણ કર્યા. મૃત્યુ અભિજ્ઞાતા રાજપુત્રી .સાવિત્રી આ સર્વ કાલ પતિના અવસાન સમયનું ચિન્તન કર્યા કરતી હતી. તથા આજ તેને સર્વ સુખદ આનંદ પ્રદ યોગ અગમ્ય હતો.

સાવિત્રીને એકાન્તમાં એકલી જોઇ સાસુ તથા શ્વસુરે કહ્યું કે હે સાવિત્રી ! જે પ્રકારે શાસ્ત્રોમાં વ્રત કરવાનું વિધાન છે તે પ્રમાણે તેં એ વ્રત પૂર્ણ કર્યું છે. પુત્રિ ! ભોજનનો સમય થઇ ગયો છે તો તું હવે ભોજન કરી લે !

સાવિત્રીઃ—હે પૂજ્યો ! સૂર્યના અસ્ત થયા પછી હું કૃતાર્થ થયા પશ્ચાત્ ભોજન કરીશ એવો મારા હૃદયમાં દઢ સંકલ્પ છે. મેં ભોજનનો સમય નિશ્ચિત કરી મુકયો છે.

ઉપર પ્રમાણે સાવિત્રી પૂજ્ય વર સાસુ સસરાને ભોજન માટે કહી રહી છે. એટલે નિત્યના નિયમ અનુસાર સ્કન્ધપર પરશુ (કુહાડી) મૂકી લાકડાં લાવવાને નિમિત્તે વન પ્રતિ પ્રયત્ન કરતો સત્યવાન્ ઘરની બ્હાર નીકળ્યો. સાવિત્રી તેને જોઇ તેને ઉદ્દેશીને બોલી કે આપે આજે વનમાં એકલા જવું યોગ્ય નથી. હું આપની સાથે આવીશ, કારણ કે હું આપને આજ એકલા મૂકી શકતી નથી.

સત્યવાન્—હે પતિવ્રતે ! તું આજ દિન સુધી કોઇ દિવસ વનમાં ગઇ નથી. વનનો માર્ગ ઘણો દુઃખદાયી છે. વ્રત-ઉપવાસ આદિથી કૃશ થએલી તું શી રીતે ચાલી શકીશ ?

સાવિત્રીઃ—ઉપવાસ કરવાથી મારો ઉત્સાહ ઘટયો નથી, આપની સાથ ચાલવાથી મને કશો પરિશ્રમ થનાર નથી અતઃ ! હે પ્રિયનાથ ! આપની સાથે ચાલવાને ઉત્સુક થએલીના ઉત્સાહને મન્દ ના કરો ?

સત્યવાન્—પ્રિયે ! જો તને ચાલવાનો ઉત્સાહ હોય તો ચાલ હું તને સહાય કરી તારૂં પ્રિય કરીશ પ્રથમ તું મારા માતાપિતાની આજ્ઞા લઇલે કે જેથી મને દોષ ન આવે !

પતિશ્રીના વચનને દેવવાણી માનતી સાવિત્રી સાસુ તથા શ્વસુર આગળ જઈ પ્રણામ કરી બોલી કે જુઓ આ મારા કુલભોજી ભર્તા વન પ્રતિ ગમન કરી રહ્યા છે શ્રેષ્ઠ એવા

હશે ! હશે ! કહી દેતી જવા, આજ ખરેખર આવ્યો તાલ !
[ઝીણાદેશાઈ પ્રવેશ કરે છે.
ઝીણાદેશાઈ(સર્વને)-"રોજ ઉઠીને આ ધિંગાણું મારાથી તો નહિં જ ખમાય !
હશે દિવસ ના એક એવો જે લડયા વિના તે ત્હમારો જાય !
નથી કમાવું પડતું તમારે ! નથી પડવું કરવું કંઈ કામ !
તોએ સાળું લડાઈ તણું તો ચાલુજ આખો દિવસ કામ !
લક્ષ્મીવહુ (સાસુ)-"જોયા કની આ ચાકર નફ્ફર ભરતા આખો દિન સલામ !
મળે પગાર રૂપરડી પંદર, ત્હેમાં તો કેટલો દોર દમામ !
ધાડ મારો છો કમાઇને જાણે ! ઘરમાં ના મળે ઘીનું નામ !
એ તો જો હું નહિ હોતતો સ્હમજણ પડતે તુર્ત તમામ !"
ઝીણાદેશાઇ:—"તેં આવીને દળદળ ફેડયું તેથી હું માનું તુજ પાડ !
માંદોહતો ગઈસાલ ત્યાર તેં ચાકરી કીધી' તી શી અપાર !
કહેતો હું ત્યારે તું કેવી ઝડપ લઈ કરતી' તી કામ !
તે દિનથી નિશ્ચય મેં કીધો લેવું ના હવે તારૂં નામ !"
[ઝીણાદેશાઈ જતા જતા છુપાઈ શ્રવણ કરે છે.
લક્ષ્મીવહુ:—ઘોડા દોડી દોડી મરે (પણ) ના સ્વાર તણા પડે પૂરા કોડ !
એવું જો હું જાણત તો ના મિથ્યા કરતે દોડા દોડ !
(દીકરીને) ચાલ દીકરી ! બાર બારણે વાગ્યા છે કરિએ કંઈ કામ !
આજ પછી નવ લેવું ત્હારે કદિએ વઉઆ વહુનું નામ !
[સાસુ તથા નણંદ બેઉ જાય છે.
"શારદા-વિહાર"-સૂર્યપુર ] અલવંત.

## સાભાર સ્વીકાર-સમાલોચન.

વિહાર:—(મરાઠી માસિક પત્ર) સમ્પાદક શ્રીયુત દત્તાત્રય કેશવ ગદ્રે. ૩૭૭ સદાશિવ પેઠ પુના. તરફથી અમને તેના પ્રથમ વર્ષના ૪-૫ અંક મળ્યા જે સાભાર સ્વીકારતાં જણાવવાની જરૂર છે કે જે ભાષાના સાહિત્યમાં સારાં સારાં માસિકોની અભિવૃદ્ધિ તેજ તે સાહિત્યની ઉત્તમતાનું ભાન કરાવે છે. સર્વને સુવિદિત છે ઉત્તમ કલ્પના શક્તિવાળાં લેખન પ્રદર્શનને માટે મહારાષ્ટ્રી લેખકો સુપ્રસિદ્ધ છે. ટાઇટલ પેઇજ સુશોભિત છે. અંદરના લેખો જોતાં કેટલાક ખાસ વાચવા તેમજ મનન કરવા યોગ્ય માલુમ પડે છે. કવિવર ભારવીકૃત કિરાતાર્જુનીયનું ગીતિવૃત્તમાં મરાઠી ભાષામાં આધુનિક સુપ્રસિદ્ધ લેખાતા કવિ રાધા રમણ દ્વારે અનુવાદ થએલું છપાય છેજે પ્રશંસનીય છે.

પ્રાચીન શ્વેતામ્બર, અર્વાચીન દિગમ્બરઃ-લેખક મુનિરાજ શ્રી વિદ્યા વિજયજી. પ્રકાશકઃ-શાહ હર્ષચન્દ્ર ભુરાભાઈ-અંગ્રેજી કોઠી-બનારસ. એ પુસ્તક જૈન શાસનની ત્રીજા વર્ષની ભેટ તરીકે આપવામાં આવ્યું છે. અમને એ પત્રના તંત્રી શાહ પુરૂષોત્તમ ગીગાભાઇ તરફથી સમાલોચનાર્થે મળ્યું, જે અમો આભાર સાથે સ્વીકારીએ છીએ. પુસ્તકનો વિષય જૈન માર્ગીઓને ખાસ મનન કરવા જેવો છે. શ્વેતામ્બર મત પ્રાચીન છે, અને દિગમ્બર અર્વાચીન છે, એ અનેક ઉદાહરણો દ્વારા સાબિત કરવામાં આવ્યું છે.

# અશક્તાશ્રમની પહોંચ.

**અશક્તાશ્રમ**—ખા. બા. અરદેસર કોટવાલની વાડી—રામપુરા—**સુરત.**

મહેરબાન " સત્સંગ " પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા નીરપુરુષોએ મોકલવા કૃપા કરી, તે ઑ. સેક્રેટરી ડૉ. ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે,

૧-૦-૦ શેઠ. પરશોતમ દીપચંદ ખેડાવાળા
૦-૮-૦ શેઠ. મોહનલાલ પરભુદાસ
૨-૦-૦ શેઠ મૂળચંદ મોહનદાસ તબોળી ના પંચ તરફથી
૧૬૫-૯-૩ મી. શેઠ મનુભાઇ એન્ડ નટુભાઇની કંપની તરફથી અશકતોને ખાટલા તથા ગદેલાં માટે
૫-૦-૦ શા. છગનલાલ રણછોડદાસ-નાણાવટ
૨-૦-૦ શેઠ ભગવાનદાસ મોતિરામ-નાવાપુરા
૧-૦-૦ ચોકસી નરોતમદાસ ત્રિભવનભદાસ-હરીપુરા
૧-૦-૦ ઘીવાળા ઘાંચી આત્મારામ લક્ષ્મીદાસના પૌત્ર ઠાકોરદાસ વસનભાઇના પુણ્યાર્થે
૩-૦-૦ બરાનપુરી ભાગળના કણીઆ પંચ તરફથી હા. આત્મારામ
૧-૦-૦ શા. હીરાલાલ ચીમનલાલ દફામપોળ
૨-૦-૦ શા. ઘેલાભાઇ રાયચંદ ગોઝારી
૧-૦-૦ શા. મંગુભાઇ જગુભાઈ-બેગમપુરા વડવાળી શેરી
૪-૪-૦ શેઠ ડાહ્યાભાઇ જગજીવનદાસ જરીવાળા (ફેબ્રુઆરી માસના)
૧૩-૧૦-૦ કપાસીઆના એસોસીએશન તરફથી હા. મગનલાલ લલ્લુભાઇ
૫-૦-૦ શેઠ લલ્લુભાઇ નિજભૂખણદાસ કાપડવાળા—નવાપુરા દાણીયાશેરી
૦-૮-૦ ચોકબજારના ગાંધીના પંચ તરફથી
૨-૦-૦ એક પારસી ગૃહસ્થ
૧-૦-૦ નાનપુરના તંબોળી પંચ તરફથી
૧-૦-૦ મી. એન. જે.ટી. ચૌટાબજાર
૦-૮-૦ શેઠ જગજીવનદાસ અંબારામ પારસીવાડ
૦-૮-૦ શેઠ ઘેલાભાઇ મૂળચંદ-ભાગાતળાવ
૧-૦-૦ તાસવાળા શેઠ હીરાચંદ વેણીલાલ ખપાટીયા ચકલો
૬-૧૩-૯ ચારઆના અને તેની અંદરની પરચુરણ આવક

૨૨૨-૫-૦ કુલ આવક

"દુર્વ્યસન નિષેધક જીવદયા પ્રબોધ અને નીતિવર્ધક મંડળ" સુરત.
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિકપત્ર

# સત્સંગ.

વર્ષ ૫ મું.) ફાગણ-અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૦. ( અંક ૧૬મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर संवभताना गाव सर्व सुखावहा ।



श्लोक

काव्य शास्त्र विनोदेन काले गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकशाक दलपतराम ठाकोरराम भट्ट.
सेतानफळीआ-सुरत.

તા૦ ૨૬ મી માર્ચ સને ૧૯૧૪ ને ગુરૂવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧) આશ્રયાર્થે ઇચ્છાનુસાર, પોષ્ટેજ ૦।≈

# सत्संग-विषयावलि.



## બસો રૂપીઆમાં અન્નદાન સાથે અમર નામ.

अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु।




વર્ષ ૫મું. અંક ૧૬મો. ફાગણ-અમાવાસ્યા વિક્રમ સં.૧૯૭૭

# રૂપ રંગનો મોહ પડદો.

(પદ અધવા આશાની લય)

રૂપ રંગને જૂએ, મૂર્ખ તે મોહ કૂપ પડી રૂએ.—ટેક
સાબુ ચોળી મસળી મસળી શરીર ચામડું ધુએ;
અંદરથી મળ મૂત્ર ભરીને બહારથી શું ધુએ.—મૂર્ખ—
સત્ય, ન્યાય કે ધર્મ, દયાનું નામ ધર્યું નહિ ઉરે;
પાપ પથારી કરી અંતરમાં કુલ પાથરીને સૂએ.—મૂર્ખ—
પાયાનું ઠેકાણું ન મળે, પોકળ વાસ્તુ કરે;
વ્હાઇટ વૉશ ચુનો ચોપડતા, કાત્યું વાળા ચૂએ.—મૂર્ખ—
દિવાલ ડોલે, પાયા હાલે, કાયા ગઢ ડગ ડગે;
તકલીદી એ તનના માળા, તાણે જીવ તે મૂએ.—મૂર્ખ—
કર્મ કરે આંખો મીંચીને, પુણ્ય પાપ ના જૂએ;
નરક કુંડમાં પડે-સડે પછી પોક મૂકીને રૂએ.—મૂર્ખ—
તેલ ફુલેલ ન કોઇ લગાવે, સાબુ કોઈ ન ધુએ;
ફાટી તુટી સડી ચામડી મસળે મળને ફૂવે.—મૂર્ખ—

वसन्त.



# ના મળ્યા તે ના મળ્યા.

૧

કૈં વર્ષ સુધી મ્હેં પઢી નિમાજ ત્હારા નામની
મસજીદમાં જઇ મ્હેં પુકારિ બાંગ મુલ્લાં સંગ ઘણી;
કીધું કુરાને શરિફ્ જીભાગ્રે ન રાખી મ્હેં મણા,
કિન્તુ પ્રભુજી ! આપ તો હા ! ના મળ્યા તે ના મળ્યા.

૨

દેવળ મહિંયે મેં જઈ વળી બંદગી હા ! આપની,
ગંભીર થઇને હે ! પ્રભુજી ! કીધી જો કે ઘણી ઘણી;
કૈં ભાષણો લાખો અરે ! મ્હેં પાદરીઓના સુણ્યા,
કિન્તુ પ્રભુજી ! આપ તો હા ! ના મળ્યા તે ના મળ્યા.

૩

વળી મન્દિરોમાં જઈ કર્યું પૂજન પ્રતિમા પ્રેમથી,
કંઇ ઘંટ ઢોલક મ્હેં વગાડયાં. શંખ ફૂંકયા જોરથી;
કંઇ ધૂપ દીપ કીધાં અને નૈવેદ્ય જો કે મ્હેં ધર્યાં,
દીર્ઘો લાંચ તોયે આપ તો પ્રભુ ! ના મળ્યા તે ના મળ્યા.

૪

કરીને ગુરુ મ્હેં જ્ઞાન ગુરુની પાસ હા ! બહુ બહુ લીધું,
વળી થઇ ગુરુ એ જ્ઞાન સઘળું શિષ્યને વ્હેંચી દીધું;
ને હું ફર્યો ગિરિ ગુપ્ત ગવ્હર આપને હા ! શોધવા;
કિન્તુ પ્રભુજી ! આપ તો હા ! ના મળ્યા તે ના મળ્યા.

૫

પ્રભુ ! આપને હા ! શોધતાં ઘણો ભાગ જીવનનો વહ્યો,
ને જીવન દીપક બુઝાવાની હા ! ત્વરા અતિ કરી રહયો;
છતાં જાપ તુજ અભિધાનના-વળી વ્રત ઉપવાસો-કર્યાં,
કિન્તુ પ્રભુજી ! આપતો હા ! ના મળ્યા તે ના મળ્યા.

માડીની ઝુંપડી-સુરભૂવન. } બલવન્ત

# જ્ઞાન ભાનૂદય નાટિકા.

કિંવા.

## પ્રપંચીઓના પ્રપંચ એજ એમની અધોગતિનો પન્થ.

નિયોજક—રા. રા. કવિ છોટુભાઈ દાજીભાઈ દેશાઈ—" શારદા-વિહાર "-સુરત

[ ગતાંક પૃષ્ટ ૧૬૦થી શેષ ]-[દ્વિતીય અંક-પ્રથમ-ગર્ભાંક ]

[સ્થાન -પ્રબોધનું રાજભવન]

• ( જ્ઞાન આદિ સામન્ત બેઠા છે, સત્યવતી દાસી દ્વારપર ઉભી છે, અને ઉપદેશ ચર (રાજદૂત) પ્રવેશ કરે છે )

ઉપદેશ —રાજન્ ! કાંઇ સાંભળ્યુ ખરૂ ?

પ્રબોધ —ના શુ કાંઇ નવીન છે ?

ઉપદેશ —હરિ, હર તથા બ્રહ્મા એ મોહના સહાયક થઈ ગયા જણાય છે

પ્રબોધ —મોહાદિની સાથ જાણે એનો પરિચય થયો ?

ઉપદેશ —મહારાજ ! પરિચય શુ ! હરિ, હરાદિક તો એનામા તન્મય થઇ રહ્યા છે ! બન્ને માયાની ઠગ છની જાલથી એઓ પરસ્પર વચનબદ્ધ થયા છે.

પ્રબોધ —ત્યારે તો એઓ પણ આપણા શત્રુ થયા !

ઉપદેશ —સ્વામિન ! મોહાદિક તો ઠીક છે, પરન્તુ હરિહરાદિ તો એઓથી પણ વધુ દ્વેષ રાખવા લાગ્યા છે !

જ્ઞાન —આયુષ્માન્ ! ચિન્તા ન કરો. દયા ને બોલાવો હુ સર્વ યોગ્ય કરે છુ

પ્રબોધ —( દાસીને ) સત્યવતી ! દયાને બોલાવી લાવ ?

સત્યવતી —જેવી આજ્ઞા !

[ જાય છે—જવનિકા પડે છે ]

### —દ્વિતીય ગર્ભાંક.—

સ્થાન —અન્તઃપુર

(દયા ઉદાસ વદને બેઠી છે એટલામાં સત્યવતી આવે છે )

સત્યવતી —દયે ! રાજકુળમાં તમારૂ સ્મરણ થયુ છે

દયા —( આશ્ચર્ય પામી ) શુ પ્રભુએ-પતિદેવે મારૂ સ્મરણ કર્યું છે ? ખરે તુ મને જુઠુ શા સારૂ કહે છે ?

સત્યવતી —તમો એવુ શુ પૂછો છો કે પ્રભુએ મારૂ સ્મરણ કર્યુ છે ? તમારા વિના એમને જરા પણ ચેન પડતુ નથી

દયા —સત્યવતી ! આવી જૂઠી વાત બનાવી ખરે તુ મને શુ વ્યર્થ રંજાયમાન કરે છે ?

સત્યવતી —યદિ જુઠૂ કહેતી હઉં, તો પ્રત્યક્ષ આવીને જોઇતો ! અત્યારે અધિક

કહેવાથી શું ! ગૃહસ્થ જેમ લક્ષ્મીનો લોભ ધારણ કરી સમય વ્યતીત કરે છે, તેજ પ્રકારે મહારાજ તમને હૃદયમાં ધારણ કરી રાત્રિ-દિન પૂર્ણ કરે છે.

( દયા ઉત્કંઠિત થઈ સત્યવતી સાથે જાય છે—જવનિકા પડે છે. )

## —તૃતીય ગર્ભાંક—

[ સ્થાનઃ—રાજભવન.

( દ્વારપર **સત્ય** પહેરો ભરે છે, **સત્યવતી સહ** દયા પ્રવેશ કરે છે. )

**સત્યવતીઃ**—ભગવતિ ! મહારાજ એકાન્તમાં બેસી તમારા માર્ગપ્રતિ નિરીક્ષણ કરી રહ્યા છે, તત્કારણ સત્વર જઇ એમને સંતુષ્ટ કરો.

**દયાઃ**—મહારાજની જય હો ! જય હો ! સર્વ પ્રકારે વૃદ્ધિ પામો ! મારા જેવી સ્ત્રીનું આજ શા કારણે સંભારણ કરવું પડ્યું ?

**પ્રબોધઃ**—આવ ! વ્હાલી આવ ! તારા વિના મારી સંપૂર્ણ ક્રિયા વ્યર્થ થઇ રહી છે. સત્ય છે કે.—

### સાખી.

સુ વૃત્ત શીલ સંતોષ વળી, પર વિવેક સુવિચાર;
તુજ વિણ સકલ વિફલજ છે, તુંજ સદા સુખકાર.

[દયા અધોદૃષ્ટિ કરી લજ્જિત થાય છે.

પ્રિયે ! તું અમારા ઘરમાં પ્રધાન છે, કેવળ સ્ત્રીજ નથી !

**સમ્યકત્વઃ**—દયે ! સંસાર સમુદ્રના સેતુ સ્વરૂપ હરિ, હરાદિ જે માયાની જાળથી (આવરણથી) ઘેરાયલા છે, અને આપણા પ્રતિ પક્ષીઓના સહાયક થઇ રહેલા છે, તેમને હરકોઇ પ્રયાસે તેમના પ્રતિ અપ્રીતિ ઉત્પન્ન કરાવવી જોઇએ. કારણ તેમ થયા વિના આપની જીત થવી કઠિન છે.

**દયાઃ**—આપ જે આજ્ઞા દેશો, તે બજાવીશ.

[દયા જાય છે. સમયાન્તર પુનઃ પ્રવેશ કરે છે]

**દયા**—મહારાજ ! સંપૂર્ણ મનોરથ પૂર્ણ થયો.

**પ્રબોધ**—પ્રિયે ! કહો શી રીતે એમ થયું ?

**દયા**—કોઇ વિદ્વાને યોગ્યજ કહ્યું છે કેઃ—

(આર્યા)

ભાગ્ય ઉદય થાએ જ્યાં, સુરગણપણ દે સ્હાય સ્નેહ લાવી;
સ્વજન દુર્જન બને છે, જો વિપરીત એથી હશે ભાવી.

**પ્રબોધ**—અસ્તુ ! વ્યતિત વૃત્તાન્ત તો સ્પષ્ટ કહેને !

**દયા**—પ્રભો ! મેં પ્રાતઃકાલમાં ધર્મોપદેશ રૂપી પ્રકાશ દ્વારા જગતના જીવોનો અજ્ઞાનાંધકાર દૂર કરનાર ત્રિગુણાત્મક સાક્ષાત બ્રહ્મ સ્વરૂપની એક ચિત્ત થઈ નિચે પ્રમાણે સ્તવન કર્યું—

(ભૈરવ—પ્રભાતી)

જગ જન અઘ હરણુ નાથ ! ચરણુ શરણુ તારૂ,
એક ચિત્ત નિત્ય ,, ભજુ કર શુભ મારૂ —ધ્રુવ
કીધો જેણે દેશભાવ, તમ પ્રતિ તેને કરી કુભાવ,
રવિ સન્મુખ ધૂલિ છટકાવ પડે શિરે જ્યમ વારૂ —જગજન
શિવ સ્વરૂપ સુખદ રૂપ, નિધિધિ- શધિ હર અનુપ
વિદગ્ધ વૈદ્ય વિશ્વ ભૂપ, અધિક શું વિસ્તારૂ —જગજન

સ્તુતિ કર્યા પશ્ચાત્ સર્વજ્ઞ દેવોએ મને કહ્યું કે હે ભગવતિ ! હે જગત્પરોપકારિણી દયે ! આજ શા કારણથી આગમન થયું ? મેં પ્રત્યુત્તર આપતા કહ્યુ, ભગવાન્ ! આપ ગાનાની જનથી ( આચરણથી) સત માર્ગને ભૂલ્યા છે જગતમા અનીતિ ફેલાવનારા મોહાદિનો પક્ષ પકડ્યો છે સૃષ્ટિના ઉત્પાદક તમોજ છો અને રક્ષક પણ તમોજ છો ! તો આ જગ જાતનો ઉચ્છેદ કરી આપના સમ ગુણ ધારી માહારાજા પ્રબોધ જે હાલ પાપતમા ઓના ઉન્માદથી કષ્ટ પામી રહ્યા છે તે કષ્ટને નષ્ટ કરવાવાળા આપને જે ઉચિત લાગે તે ભલું કરો ? એમ કહી હુ ચૂપ થઇ ઉભી

પ્રબોધ'—પછી શુ થયું ?

દયા:—મને તેઓએ કહ્યુ કે ' હે દેવિ ! પ્રબોધાદિના ઉપકારને અમો ન વીસરીએ ગાને હમારી ભૂલ સુધારી છે હમારા સર્વે એકેએક ભક્તજન પ્રબોધાદિ સાથ શીઘ્ર પરિવાર સહિત સહાય થવાને વિના વિલમ્બે આવી પહોંચે એવી ગોઠવણ કરી દઇએ છીએ " સર્વજ્ઞોની ઉક્ત આજ્ઞા સાભળી હુ અહી દોડતી આવી છુ આપશ્રે પણ શીઘ્ર તૈયારી કરવી જોઇએ

[સર્વ જાય છે—જવનિકા પડે છે ]
[સમાપ્ત]



## મહાત્મા દાદાભાઈના અમૂલ્ય નિયમો.

મહાત્મા દાદાભાઇ નવરોજજીનુ નામ હિન્દી પ્રજાના હૃદયમાં કોતરાઇ રહ્યુ છે એ મહાત્મા જેવી ભારતવર્ષની અપૂર્વ સેવા બીજા કોઈ પણ હિન્દવાસીએ ભાગ્યેજ બજાવી હશે

મહાત્મા દાદાભાઈની જન્મગાંઠને દિવસે મુબાઇના એક વર્તમાન પત્રના અધિપતિ તેમને અભિનંદન આપવા ગયા હતા, તેઓનુ મિ૰ દાદાભાઇએ સન્માન કર્યું, અને ધન્યવાદ આપ્યો એ જોઇ અધિપતિ સાહેબને આનન્દ સાથે ઉપરાન્ત આશ્ચર્ય પણ થયુ, કારણ કે ૮૨ વર્ષના વૃદ્ધ થયા છતાં પણ મહાત્મા દાદાભાઇ હૃષ્ટપુષ્ટ અને પૂરના તન્દુરસ્ત ઉપરાન્ત આનન્દી ચ્હેરાવાળા, ભવ્ય પુરુષ જણાતા હતા, જ્યારે બીજા કેટલાક એટલીજ ઉમરના માણસોના ડાચાં બેસી ગયેલાં, ચામડી ઉપર કરચલીઓ આવી ગએલી, આંખો

માથી પાણી ગળતું, અને શરીર સુકાઇ ગએલું જણાય છે. મહાત્મા દાદાભાઇને અધિપતિ-શ્રીએ એક પ્રશ્ન પૂછયો કે આપનું શરીર આટલું બધુ તન્દુરસ્ત રહ્યુ છે તેનુ કારણ શું ?
મહર્ષિ દાદાભાઇએ હસતે ચહેરે સૌથી પહેલા એજ ઉત્તર દીધો કે —
(૧) મેં હજુ સુધી કોઇ પણ દિવસ દારૂ પીધો નથી.
(૨) મે માસનો સ્પર્શ પણ કર્યો નથી.
(૩) મેં કદી પણ તમાકુ ખાધો, પીધો, સુઘ્યો નથી.
(૪) મે કોઇ દિવસ તીખા તમતમતા મરચાં મસાલાવાળા પદાર્થો ખાધા નથી.
(૫) મે અથાણાં વગેરે ખાધા નથી.
(૬) હુ હજુ સુધી તમોગુણની પાસે ગયો નથી, અર્થાત્ ગુસ્સામાં ખુબ ઉશ્કેરાઇ જઇ મારામારી કે ધમાધમા કરી નથી
(૭) મે હમેશા સખત મહેનત કરી છે, અર્થાત્ પુષ્કળ કામ કર્યુ છે.
(૮) મે દરેક કામકાજ દરરોજ નિયમિત રીતે કર્યુ છે.
આટલુ કહેતા ઉપરાન્ત શરીરના સંરક્ષણને માટે નીચે લખેલા પ્રમાણે નવ નિયમો પણ કહ્યા હતા.

(૧) સ્થૂલ દેહનુ આરોગ્ય એ કંઇ ખરૂ આરોગ્ય નથી. સ્થૂલ અને સૂક્ષ્મ એ બને શરીરો વિકાર રહિત હોવા જોઇએ.

(૨) શરીર, મન અને આત્મા એ ત્રણેની જે વડે ઉત્તરોત્તર ઉન્નતિ થાય એવાં કામ કરવાં એ આરોગ્યનો ખરો નિયમ છે.

(૩) આરોગ્ય રહેવાને માટે માત્ર સુખપૂર્વક ખાવું પીવુ એજ નિયમ નથી, પણ સદ્ગુણોમા પ્રવૃત્તિ રહેવી જોઇએ કે જે વડે આયુષ્ય વધે

(૪) સ્થૂલ અને સૂક્ષ્મ એ બન્ને શરીરને પરસ્પર સમ્બન્ધ છે. એ બેમાંથી એક વગર બીજુ ટકવાનુ નથી સ્થૂલ શરીરને સ્થૂલ અને સૂક્ષ્મને સૂક્ષ્મ ખોરાક આપવો જોઇએ. નિયમિત ખાવુ પીવુ એ સ્થૂલનો અને સદ્ગુણ, સદાચાર વિગેરે સૂક્ષ્મનો ખોરાક છે.

(૫) તાવ, ખાસી, ક્ષય ઇત્યાદિ રોગો સ્થૂલ શરીરના અને કામ ક્રોધ, ઇર્ષ્યા આળસ વિગેરે સૂક્ષ્મ શરીરના રોગો છે.

(૬) સાત્વિક આહાર શરીરને નિરોગી રાખે છે, અને મનને સત્વગુણી બનાવે છે.

(૭) તામસી આહાર જેવા કે મધ, માસ, મદિરા વિગેરે મનને તમોગુણી, દુર્ગુણી અને નીચ બનાવે છે.

(૮) પરોપકાર, દયા, ક્ષમા, સ્વાર્થત્યાગ, ઉત્સાહ, હિમ્મત, સ્વજન વાત્સલ્ય, અને સ્નેહેદ સેવા વિગેરે ઉત્તમ ગુણો મનને ઉન્નત બનાવે છે, અને શરીરને આરોગ્ય રાખીને આયુષ્ય વધારે છે.

(૯) શારીરિક અને માનસિક એ બન્ને પ્રકારનું આરોગ્ય હોય તોજ આનન્દ મળે છે, આયુષ્ય વધે છે, અને આબરૂ મળે છે.

મહર્ષિ દાદાભાઇના આ વાકયો-પ્રત્યેક જને પોતાના હૃદયમા લખી રાખવાં જોઇએ.

પોતાના ઘરમા સ્ત્રી, પુરૂષ, અને બાળકોને તે જ વધારવા જોઈએ, તથા તે પ્રમાણે વર્તવુ શીખવું-શીખવવુ જોઇએ મદ્ય, માંસના શોખીનોને પણ એ ઉપરથી બોધ લેવો જોઇએ કે ઉક્ત મહાત્માશ્રી વિલાયત જેવા દેશમા રહેવા છતા તેઓ કદી પણ મદ્ય, માંસને સ્પર્શ કરતા નહતા ! એઓનાજ દૃષ્ટાંતમા કહીએ તો દુર્વ્યસન સેવનથી બુદ્ધિ અધમ થાય છે હા ! ઘણા કુલીન પુરુષો આજે અનીતિ માર્ગે પડી બેહાલ દર્શનઅપ્રિય બના આપણા જોવામા આવે છે તેનુ મુખ્ય કારણ નીચ ખવાસમા ઉછરી નીચ બુદ્ધિ થઇ વ્યસનોના દુર્ગતિપ્રેરક ક્ષણિક આનન્દમાં મોજ માણવી એજ છે તેઓને આ દૃષ્ટાંતથી ધડો લેવા યોગ્ય જણાયા વિના રહેશે નહિ

તંત્રી

---

# વિચારવા યોગ્ય વાત.

પાઠકગણ ! આપ સર્વને વિદિત છે કે મદિરા કે જે સાધારણ રીતે સર્વત્ર વપરાય છે તે મહુડા નામના ફળમાંથી બનાવવામા આવે છે, એ ફળોને જે વખતે એક બીજની સાથે પાણીમા ભીંજવવામા આવે છે, તે વખતે એમાંથી એક જાતનો કીડો ઉત્પન્ન થાય છે, જેને યીસ્ટ ( Yeast ) કહે છે. એ કીડો એક કલાકમાં તૈયાર થાય છે, તથા દરેક કીડાની શક્તિ ૨૪ કલાકમા વીસ લાખ કીડા પેદા કરવાની છે. હવે જ્યારે મુકરર સમયમા કીડાની સંખ્યા પૂરી થઇ રહેલી હોય ત્યારે એને અગ્નિ ઉપર રાખીને અથવા કોઇ ખાસ યંત્રથી એનો અર્ક તૈયાર થાય છે

દયાળુ પુરુષો ! હવે જરા વિચાર કરવા જેવું છે કે એવી ચીજ કે સાંભળતાજ રોમ રોમ કમ્પાયમાન થાય છે કે લાખો નહી બલ્કે કરોડો કીડાના ભોગે તૈયાર કરેલો અર્ક જેનુ પાન કરીને મનમાં સમજે છે કે દુનીઆની મજા શરાબ પીવો એજ છે શરાબથી નીતિમા બગાડો થવા સાથે આ ઉત્પત્તિ જોતા કેટલા જીવોની હિંસાનુ પાપ છે મનુસ્મૃતિ એકાદશ અધ્યાય શ્લોક ૧૪૦મા કહ્યુ છે કે હજાર ક્ષુદ્ર જન્તુનો વધ કરવો એ એક શૂદ્ર વધના પાતક બરાબર છે. ત્યારે આ અનેક શુદ્ર (મનુષ્ય) વધના થતાં પ્રાયશ્ચિત હાથે કરી વ્હોરી લેવુ એનુ કર્તવ્ય નથી પરન્તુ જમાનાની વિચિત્રતા કે જેમા 'યદા પાપ તેજ મહાશયમા છપાય છે' એવી સ્થિતિ છે તેમાં આવો પણ વિચાર કરનારા ક્યાંથી મળી આવે ત્યા મગજમા એવોજ વિચાર ઘુમેલો હોય છે, કે દારૂ પીને મસ્ત થઇ ફરવુ એજ સાહેબ થવાનો રસ્તો છે ઘણીજ શરમની વાત છે કે યુરોપિયન પ્રજાની નિયમિતતા, સાહસિકતા, ખંત, ઉદ્યોગ આદિ સદ્‌ગુણો પર દૃષ્ટિ ન કરતા—તેનું અનુકરણ ન કરતા કેવળ તેમના દુર્ગુણો ઉપરજ મોહી પડેલ છે ધ્યાનમાં રાખવાનુ છે કે તેઓનુ વ્યસન આપણા પ્રાચીન આર્યોના સોમપાનની માફક નિયમિત છે કોઇપણ યુરોપિઅન રસ્તામા પીને રખડતો જોવામા આવશે નહી તેઓનુ પરંપરાથી ઉતરી આવેલ વ્યસન છે છતા તેમનો ઘણો ભાગ એ તરફ તુચ્છ દૃષ્ટિથી જુએ છે તો આપણે કે જેને એ વ્યસન દેશાચાર, દેશ સ્થિતિ, હવા પાણી વિગેરે જોતા તદન પ્રતિકૂળ છે તેમણે એનુ સેવન શા સારૂ કરવુ જોઇએ ? તેમજ હવે કોણીએ દયાળુ સજ્જન નિષેધ કરવુ જોઇએ ?

તંત્રી

# શું પ્રાચીન આર્યો ગોભક્ષક હતા?

પ્રાચીન આર્યો ગોભક્ષક હતા એમ યુરોપીયન અને તેઓને અનુસરનારા વિદ્વાનો માને છે અને મનાવવા પ્રયત્ન કરે છે, એ માન્યતામાં કેટલું સત્ય રહેલું છે, તે વિષેમાં કાંગડી ગુરૂકુળના પ્રોફેસર શ્રીમાન રામદેવજીએ પોતાના ભારતીય વર્ષના ઇતિહાસના દ્વિતીય ભાગના છઠ્ઠા પરિચ્છેદમાં ઘણું સારૂં વિવેચન કરેલું છે. આ વિવેચન આપણા હાલના ઇંગ્રેજી ભણેલા અને ઇંગ્રેજી ઉપરથી સંસ્કૃત જાણનારાઓને વિચારનીય છે. તેથી કેટલુંક આ જગાએ બતાવવામાં આવે છે.

યુરોપીય વિદ્વાનો પોતાની માન્યતાની પુષ્ટિમાં "અતિથિ"ને સંસ્કૃતમાં "ગોઘ્ન" કહેવામાં આવે છે, અને "ગોઘ્ન" એટલે જેને સારૂ ગાય મારવી પડે" એવો અર્થ કરી બતાવે છે. શ્રીમાન્ રામદેવજી આ વિષયમાં જણાવે છે કે આ અર્થ કેવળ વૈદિક શિક્ષાથી પ્રતિકૂળ તો છેજ પણ સાધારણ બુદ્ધિની પણ વિરૂદ્ધ છે કેમ કે—

વેદોમાં ગાયને માટે "અઘ્ન્યા" શબ્દ પ્રયુક્ત થયેલ છે.

अघ्न्या हन्तव्याभवति । अघ्नीति वातस्य एवा भवतिः—

सुयवसाद् भगवती हि भूया अथो वय भगवन्तः स्यामः ।

अद्धि तृणमघ्न्ये विश्वदानी पिब शुद्ध मुकदमाचरन्ती ॥

ઋગ્વેદ મંડળ ૧. સુક્ત ૧૬૫, મંત્ર ૪૦

'અઘ્ન્યા'નો અર્થ 'જે વધ કરવા યોગ્ય ન હોય' તે થાય છે. જયારે અઘ્ન્યા શબ્દનો ધાત્વર્થજ જે મારવાને યોગ્ય નહિ એવો છે. ત્યારે વેદોના સાહિત્યમાં ગોવધ કરવાની કરવા આજ્ઞા મળવાનો સંભવજ કેમ હોય? વળી વસિષ્ટ સૂત્ર અધ્યાય ૨૧ સૂત્ર ૧૮મા લખ્યું છે કે—યદિ કોઇ ગોવધ કરે તો તે પાપ શારૂ છ મહિના કૃચ્છ અથવા તપ્ત કૃચ્છ વ્રત કરે, તથા છ મહિના સુધી જે ગાયને મારી હોય તેનું કાચું ચામડું ઓઢી તથા પહેરીનેજ ફરે તથા ગૌતમ સૂત્ર અધ્યાય ૨૨ સૂત્ર ૧૮માં ગોવધ કરવાનુ પ્રાયશ્ચિત એક વૈશ્યને મારવાના પ્રાયશ્ચિત જેટલું કહેલું છે. એજ સૂત્રના અધ્યાય ૧૯ સૂત્ર ૧૪માં ગોશાળાને તીર્થસ્નાન બતાવ્યું છે. સૂત્ર ૧૮માં યુદ્ધક્ષેત્રમાં જે લડવૈયો પોતાને ગાય છું એમ કહે તેને કદી પણ મારવો નહિ એમ સ્પષ્ટ આજ્ઞા કરી છે.

આવી રીતે ગોરક્ષા માટે સેંકડો બલ્કે હજારો વાર વૈદિક સાહિત્યમાં આજ્ઞા આપ્યા પછી તથા ગાયનું મહાન્ ગૌરવ બતાવ્યા છતાં ગોવધ કરવાને પણ એજ સાહિત્યમાં આજ્ઞા આપે એ વાત કોઇપણ સાધારણ બુદ્ધિવાળો પુરૂષ માન્ય કરી શકશે? છતાં પણ યુરોપીયન વિદ્વાનો "યજ્ઞમાં પશુવધના સમર્થનમાં

सहस्र्यामप्रथ्यां वाश्वयुजी पक्षेतुवत्स तहीं रेवालभरेनचक्षो विसृजेयुः ।

તાણ્ડય બ્રાહ્મણમાંથી આ વાક્ય બતાવીને તેમાં "આલભેરન" શબ્દ આવ્યો છે તેના અર્થ "વધ"નો કરે છે. પણ વેદ સંબંધી સાહિત્યમાં "આલભેરન" શબ્દનો અર્થ કોઇપણ પ્રકારે "વધ" થઇ શકતો નથી. "આલભેરન" શબ્દનો ખરોઅર્થ "સ્પર્શ કર્યો" થાય છે. આ

શબ્દ "आ+लभ એવા બે શબ્દોના યોગથી થયો છે. आ એટલે "સારી રીતે" અને लभ એટલે "પ્રાપ્તિ" (डुलभष् प्राप्तौ) आलभिरे, आलभ्य, आलब्ध, आलभ्य, आलम्भ એ બધાં आलभના થોડાં થોડાં બદલેલાં રૂપ છે. અને એ બધાનો અર્થ સ્પર્શ સમ્બન્ધી થાય છે. આ શબ્દનો અર્થ મનુસ્મૃતિમાં પણ સ્પર્શના અર્થમાંજ લીધાનું પ્રોફેસર શ્રીમાન્ રામદેવજી બતાવે છે.

જુઓ.—

द्युतचं जनवादंच परिवादं तथानृतम् ।
स्त्रीणांच प्रेक्षणालम्भमुपघातं परस्यच ॥

મનુ૦ અધ્ય૦ ૨, શ્લોક ૧૭૯.

એવીજ રીતે મિમાંસા દર્શન અધ્યાય ૨ પાદ ૩ના ૧૭માં સૂત્ર ઉપર સુબોધિની ટીકા છે, તેમાં પણ आलम्भनો સંસ્પર્શ કર્યો છે, કેમકે:—

एतेनवत्सस्य धेनु समीप स्थितौ दुग्धप्रस्त्रावः प्रसिद्धो लोके तदर्थं वत्सस्य समीपे आनयनार्थमालम्भः स्पर्शोऽभवति—નો પછી "આલભેરત"નો અર્થ "વધ" કર્યો છે, તે કેવળ યુરોપીય વિદ્વાનોનો પોતાના અભિપ્રાયને અનુસરતો આગ્રહ માત્ર છે.

યદિ કોઇ માની પણ લીએ કે પ્રાચીન આર્યો ગોભક્ષક હતા. તો પણ કોઇ બુદ્ધિમાન આ વાતનો સ્વીકાર કરી નહિ શકે કે જ્યારે કેઇ અતિથિ પ્રાચીન આર્યને ઘેર આવે ત્યારે તે અતિથિને લીધે ગૌ વધ કરે ! યુરોપમાં ગોમાંસ એક સાધારણ ભોજન છે, પરન્તુ ત્યાં પણ ઘેર ઘેર કાંઈ કસાઇ ખાનું નથી. ભાષા વિતાનનો પણ વિદ્વાન અતિથિની સ્વાગત સાથે ગોવધનો એટલો બધો ગાઢ સબંધ હોય કે જેથી અતિથિનો અર્થજ જેને માટે ગાય મારવામાં આવે એવો માનવાને માટે તૈયાર નહિ થાય જો "ગોઘ્ન" યથોચિત કોઇ બીજો અર્થ ન હોય તો તે નિશંક આપણે એજ અર્થ સ્વીકૃતજ કરવો પડશે. પણ "ગોઘ્ન" ના અર્થ ઉપર વિચાર કરીએ તો "ગો" અને "હન" એ બે શબ્દના સયોગથી આ શબ્દ બન્યો છે. હવે "ગો" શબ્દના અનેક અર્થ છે. "ગો" એટલે વાણી, પૃથિવી, જળ, સ્વર્ગ, આના ઇન્દ્રિય, નેત્ર, ચન્દ્ર, "હન"શબ્દના મહર્ષિ પાણિની હિંસા અને ગતિ એવા બે અર્થ બતાવે છે. અને "ગતિ" નો અર્થ જ્ઞાન, ગમન, અને પ્રાપ્તિ થાય છે. એ અનુસાર "ગોઘ્ન" નો અર્થ નીચે પ્રમાણે થાય છે.

૧. જેને સારૂ જળની પ્રાપ્તિ કરવામાં આવી હોય.
૨. જેને સારૂ સુખની સામગ્રી એકઠી કરવામાં આવી હોય.
૩. જેનો વાણીથી સત્કાર કરવામાં આવ્યો હોય.
૪. જેના તરફ આંખો લાગી રહી હોય.

અતિથિનો આવો અર્થ તો સાધારણ બુદ્ધિ પણ સ્વીકાર કરી શકશે. કેમકે લગભગ સઘળા સભ્ય દેશોમાં પોતાના મેમાનને માટે ધરધણી પોતાના ઘરથી બહાર થોડું ઘણું પણ આવે છે (ગતિ), તેને પ્રિય વાણીથી બોલાવે છે (ગોણી), તેને માટે જળ, દૂધ પણ રજુ

કરે છે (જલ), તથા યથા સંભવ તેના સુખને માટે સામગ્રીઓ પણ રજુ કરે છે. આ પ્રમાણે કરેલા સ્વાગતથી પોતાનો મહેમાન સંતુષ્ટ થયે છે, કે નહિ તે જાણવાનો પોતાની આંખો તેના તરફ લાગી રહે છે. આવો શુદ્ધ અને સરળ અર્થ "ગોઘ્ન"નો મૂકી યૂરોપીય વિદ્વાનો ગાય મારવાનો વિષમ અર્થ કે જે અર્થ વેદ, શાસ્ત્ર, લોકોક્તિ, ભારતીય અંતઃકરણથી વિરૂદ્ધ છે, અને જેને સાધારણ બુદ્ધિ પણ સ્વીકાર કરી શકતી નથી, તેવો શા સારૂ લેતા હશે તે વિચારણીય છે. ( અપૂર્ણ. )

મોતિલાલ બિ. દલાલ.

---

# અશક્તાશ્રમ.

પીપળ પાન ખરન્તાં, હસતી કુંપળીઆં,
અમવીતી તમ વીતશે, ધીરી બાપુડીઆં.
( ડાહ્યાભાઈ )

વધુનો અલ્પમાં સમાવેશ થાય એવી જીવનનો દોર રૂપ કહેવતોમાંની આપણુ કહેવતજ છે. શિશિરઋતુમાં પીપળાના પાકા પીળાં વૃદ્ધ થએલાં પાનોને ખરી જતાં નવખીલેલી ઉગની જુવાન કુંપળો તેનો ઉપહાસ કરવા મંડી, તે જોઇ તેઓ બોલ્યાં કે બાપુ અધીરી ન થા! અમને વીત્યું તે સમય તમારો પણ આવશે. યાશીપકે રખે અધુરે કો ક્રૂરહસ્તે ક્વચિત્ ચગદાઇ મરશો. આ સરળ જણાતી વાત ઉપર અતિ વિચાર કરશો, તો જણાશે તો એજ વસ્તુ સ્થિત્તિ આપણી પણ છે. લક્ષ્મીથી ઉન્નત થએલાં શ્રીમન્તપ્રતિ નીચી નજરથી જોતાં, લાગમાં આવે તો આડ છેડ કરવા, અરે રસ્તામાં રખડતો અપંગ ભિખારી કાં આ-શાથી યાચના કરવા જાય તો કટુવચનો કહેતાં અરે આખરે લાત મારતાં પણ લજવાતા નથી ઉલટા અપંગપર કરેલા પ્રહારથી ખુશ થતા માલુમ પડે છે, તથા હાજીહા ભણનારા ભોળાગુ મિત્રો તેની મોઢાં આગળ પ્રશંસા કરે છે જેથી મલ્લસહ અખાડામાં કરેલી કુસ્તી કરતાં પણ વધારે પ્રબળ જીત મેળવી હોય, તેમ આનન્દ માને છે. આ ખરેખર શોચનીય છે. શ્રીમન્તોને તેના ઉપર લક્ષ્મીજી શા કારણે પ્રસન્ન થયાં છે તેની કાંઇ પણ ઝાંખી થતી હોય, એવું આવાં દૃષ્ટાન્તો જોતાં અમને જણાતું નથી! લક્ષ્મી ચંચળ છે. જ્યાં ધર્મ સાંજ લક્ષ્મી વસે છે ઉલટા અપંગ દુઃખી નિરાધારોને જોઇ કહેવા નિકળે છે કે પ્રભુએ એમના પૂર્વ કૃત્યો ભોગવવાને માટે એમને દુઃખ આપ્યું છે, તો તેમાં અમારે આડે શાસારૂં આવવું, પરંતુ એ તેમની ભૂલ છે. પ્રભુની પ્રેરણા " એક પન્થને દો કાજ " જેવી છે. પૂર્વ કૃત્યોનાં ભોગવટા સાથે લક્ષ્નીના કૃપાપાત્રને પોતાના શ્રેયનો માર્ગ સુઝે, અથવા પોતાના પૂર્વના કેટલાક સુકૃત્યને લીધે સારી સ્થિતિ પ્રાપ્ત થઈ છે તેથી ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિએ પહોંચવાનું સાધન મળી આવે, ઉભય બંન્ને કારણોને લઇનેજ વિશ્વમાં સારી નબળી સ્થિ-તિમાં માણસોને મૂક્યાં છે. નાસિરૂદ્દીન અને ઔરંગઝેબ જેવાં હિન્દપતિ બાદશાહો પોતાનો ખરચ રાજ્યમાંથી ન લઈ ખાનગી રીતે સંપાદન કરી ચલાવતા, એનું કારણ એમને લક્ષ્મીની અનિત્યતાની જાણ હતી એજ છે.

હવે દાન આપવાના, પોતાના પ્રાપ્તીભૂત દ્રવ્યમાંથી સુકૃત્યે વાપરવાના દ્રવ્યાંશને આપવાના અનેક અનેક રસ્તા છે. પરન્તુ તેઓમાં સૌથી શ્રેષ્ઠ કહીયું તે એજ કે રખડતા–સાધન હીન, અશકત–અપંગ નિરાધારને આપેલુ દાન છે. જ્યાં સુધી એવા મનુષ્ય જોઇને દયાની લાગણી સ્ફુરશે નહિ, જ્યાં સુધી તેમના તરફ પોતાની વૃત્તિ પ્રેરાશે નહિ; જ્યાં સુધી પોતાના હાથને તેના તરફ લંબાવવા ઉલ્લાસ થશે નહિ, ત્યાં સુધી પોતાના ઉદયની—સુગતિની આશા રાખવી વ્યર્થ છે, અર્થાત્ ત્યાં સુધી પરમપદ પામવાની અભિલાષા શશશૃંગવતજ લેખાશે. ખા. બા. અરદેશર કોટવાળની વાડી-રામપુરાઃ—સુરતમાં સ્થાપવામાં આવેલું અશકતાશ્રમ જેમાં અંધ, પંગુ, તથા દુઃસહ વ્યાધિના ભોકતા થએલ જનોને આશ્રય આપેલ છે, તે તરફ અમો શ્રીમન્ત સજ્જનોને ધ્યાન ખેંચીએ છીએ. એવું દાન રાજર્ષિ ભર્તૃ હરિ કહે છે તેમ ગુપ્ત દાન છે તો આખરે અમારે એવા દાનેશ્વરીઓને એટલુંજ કહેવાનુ છે કેઃ—

कीर्तिं पालय दुःखिते कुरुदयामेतत्सतां चेष्टित ॥भर्तृहरि ।

અર્થઃ—દુઃખિનો ઉપર દયા કરવું, અને કીર્તિનું પાલન કરવું એજ સજ્જનોનાં લક્ષણ છે.

સતી.

---

# "સતી ચરિત ચમત્કાર."

## કિંવા

## પતિવ્રત ધારિણી સ્રી શું ન કરી શકે?

લેખકઃ—રા. રા. છોટુભાઈ હાજીભાઇ દેશાઇ—"શારદા-વિહાર"-સુરત.

[ ગતાંક પૃષ્ટ ૧૬૪ થી ચાલુ ]

સાસુ તથા શ્વસુરની આજ્ઞા મળવાથી રાજી થતી થતી સાવિત્રી પતિ સાથે વનમાં પ્રયાણ કરવા લાગી. જો કે તેનું અન્તર તો દુઃખથી વિદીર્ણ હતું. વિપુલેક્ષણા સાવિત્રી મયૂરથી ભરેલા રમણીય અનેક વિચિત્ર દશ્ય યુકત અરણ્યને નિહાળવા લાગી. સત્યવાન સાવિત્રીને મીઠાં શબ્દોથી કહેવા લાગ્યો કે હે પ્રિયે! જો આ નદીઓ કેવી નિર્મળ જળ યુકત વહી રહી છે. આ સુન્દર પર્વતોની ઉપર દૃષ્ટિ ફેંક! જો તો ખરી! પર્વતોની ઉપર રહેલાં વૃક્ષો કેવાં પુષ્પવાન્ છે! પરન્તુ આજે આ સર્વ વાતમા સાવિત્રીજીને ખીલકુલ રસ પડતો હતો નહિ. તે તેના પતિદેવના મરણ ચિન્તનના

વિચારમાંજ નિમગ્ન હતી. **નારદ** મહર્ષિના વચનને સ્મરતી કોમલ ચાલથી ચાલતી હતી પરન્તુ તેના હૃદયમાં એક મહાન્ સંશયને સ્થાન મળ્યું હતું, અર્થાત્ તે પતિ મૃત્યુની પ્રતીક્ષા કરી રહી હતી.

કેટલોક માર્ગ કાપી આહાર માટે પાત્રમાં ફળો વીણ્યા, તથા કુહાડી લઇ **સત્યવાન** કાષ્ટ કાપવા લાગ્યો, લાકડાં કાપતાં કાપતાં **સત્યવાન્** ને પરસીનો તથા મૂર્ચ્છા આવી ગઇ તથા માથામાં કાંઇ પીડા થવા લાગી. અતિ તિવ્ર વેદના દુઃસહ થવાથી પરિશ્રમથી થકી આકુળ વ્યાકુળ થતો **સાવિત્રી** સમીપ આવી કહેવા લાગ્યો કે આવશ્યકતાનુસાર થોડું બોલવા વાળી **સાવિત્રી**! કાષ્ટ કાપતાં કાપતાં મારા માથામાં દુઃસહ પીડા થવા લાગી છે, મારૂં અંગ વ્યાકુળ થઇ રહ્યું છે, હૃદય ફાટી જાય છે. મારૂં શિર શૂળોથી વિંધાઇ ગયું છે એથી ઘભરાઇ હું જરા આરામ લેવા ચાહું છું, દેવિ! અત્યારે મારામાં ઉભા રહેવાની સુદ્ધાં શક્તિ નથી. **સાવિત્રી** તૂર્ત આસનથી ઉઠી પતિનું માથું પોતાના ખોળામાં મૂકી પૃથિવી પર બસી પતિને શયન કરાવ્યું. અને **નારદજી**એ કહેલાં **સત્યવાન**ના મૃત્યુનો સમય, ક્ષણ વગેરે સ્મરણ કરવા લાગી. મૃત્યુક્ષણ આવતાં રક્ત. વસ્ત્ર ધારણ કરેલો, બધ મસ્તકવાળો, પ્રચંડ શરીરી, કાળા વર્ણનો, લાલ નેત્રવાળો હાથમાં પાશ (ફાંસી) લઇ ઉભેલો સૂર્ય સમાન તેજસ્વી પુરૂષ **સત્યવાન**ની પાસે ટક ટક જોતો ઉભેલો જોયો એને જોઇ **સાવિત્રીએ** પતિનું મસ્તક ધીમેથી જમીન પર મૂકી જલદીથી ઉઠી સકમ્પ હૃદયે દુઃખિત થઇ હાથ જોડી કહેવા લાગી કે હું તમને દેવ જાણું છું કારણ કે તમારૂં શરીર મનુષ્ય સમાન નથી. હે દેવેશ! સત્ય કહો તમે કોણ છો? અને અત્ર રહી શું કરવા ધારો છો?

**યમરાજ** (પ્રત્યુત્તરમાં બોલ્યા):—હે **સાવિત્રી**! તું પતિવ્રતા તથા તપસ્વિની છે. એથી હે સુન્દરિ! હું કહું છું કે મને તું **યમરાજ** જાણ! આ રાજપુત્ર તારા પતિ સત્યવાન ક્ષીણ આયુ છે, આ તેના મરણની ઘડી છે, જેથી એના પ્રાણને બાંધી લઇ જવાને આવ્યો છું એ મારો અભિપ્રાય છે.

સાવિત્રી.—હે ભગવાન્! મેં સાંભળ્યું છે કે મનુષ્યોને લેવા માટે તમારાં દૂત આવે છે, તો હું પૂછુછું, કે હે પ્રભો! આજ અત્રે તમો જાતે કેમ આવ્યા છો?

(આ વાર્તાલાપ સાંભળી સહજ શંકા થાય છે કે આજ નિશ્ચ રીતિ જોતાં પતિનું મરણ થતું જાણી સાધારણ સ્ત્રીઓને પેઠે સાવિત્રી રોવા તથા માથું કુટવા કેમ ન મંડી? સમાધાનમાં એટલુંજ કે તપોબલ, તથા ધર્મબળનો મહિમા! સાવિત્રીના હૃદયમાં પતિવ્રત ધર્મનો પ્રભાવ એટલો બધો પ્રજ્વલિત હતો કે જાતે અચલ રહી ત્રિલોકને ડોલાવી શકે એવા મહા ભાગ સ્ત્રીને રોવા કુટવાથી શું લાભ?)

**સાવિત્રીનું** ઉક્ત વચન સુણી **યમરાજ** પ્રસન્ન થઇ પોતાના યથાર્થ સર્વ અભિપ્રાય કહેવા લાગ્યા, કે હે **સાવિત્રી**! આ ધર્માત્મા, રૂપવાન્ પરમવિદ્વાન્, સત્યવાનને દૂતો લઇ જવા યોગ્ય નહિ જાણી એને હું પોતેજ લેવા આવ્યો છું.

તદન્તર યમરાજે સત્યવાનના પ્રાણને પાશથી બાંધી સ્વવશ કરી અંગુષ્ટ માત્ર પુરૂષને વલ પૂર્વક ખેંચી લીધો. સત્યવાનનું શરીર, પ્રાણ-શ્વાસ, શોભા અને ચેષ્ટા રહિત થઇ ગયું તેની મૃતદેહ ભયંકર દેખાવા લાગી. યમરાજ અંગુષ્ટ માત્ર પુરૂષને પાશથી બાંધી દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યો, એ જોઇ વ્રતપરાયણ મહાભાગા પતિવ્રતા દુઃખ નિમગ્ન દીન સાવિત્રીજી પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. [ અપૂર્ણ–શેષમગ્રે ]



# અપૂર્ણ કેળવણીના અયોગ્ય દંભ.

ગઝલ.

દશા ચિત્રો જુઓ ભાળી, ઉછળતા હાલ મિત્રોની,
અનીતિ અલ્પ બુધ્ધિએ જણાએ ઉલટી જેની;
ખરા શિક્ષક તણું શિક્ષણ ધરે મદમસ્ત ના ઉરમાં,
અભાગી થાય છે પોતે ફસાઇ દુષ્ટ છંદોમાં; ૧
ધરે લવલેશ ના શંકા, ન વા લજ્જા તણો પડદો,
ગણી સર્વજ્ઞ પોતાને રહે તે સર્વથી અળગો;
સુણો અભ્યુદયેચ્છુઓ ! કહું વાતો અનુભવની,
ધરી સૌ હંસની વૃત્તિ ક્ષમા ચાહું છું દોષોની; ૨
જણાયે બાળ બહુ હમણા અનીતિ નિત્યઆચરતા,
તજી નીતિ કરી લૂચ્ચા ઠગાઈથી ઉદર ભરતા;
મૂકી વિવેકને બાજુ તિખા શબ્દોજ ઉચરતા;
ગણીને તુચ્છ બીજાને સ્વીયાડમ્બરથી વિચરતા. ૩
નથી કંઈ મૂલ્ય પૈસાનું ઉડાવે નીર તે જાણી,
ધરી મન મોટી આશાઓ કરે ધન બાપનું પાણી;
રખેને રોફમાં ખામી જણાય ન સ્ટીક લીધાથી,
કરે છે ઠાઠની વૃધ્ધિ તજી દઈ અન્યની ભીતિ. ૪
ચઢાવી બૂટને સ્ટોકીંગ ટુંકી વયમાં ધરે ચશ્મા,
સજે નેકટાઈ કૉલરને દિસે છે તોર સૌ વસમા;
વિના ઘડીઆળ ના ચાલે ઘડીમાં થાએ બાળ છે,
અછોડા ગોલ્ડ સિલ્વરના ઝુલાવે કોટ જાકીટે. ૫
સમારી કેશ કરે છે બેશ લગાડી તેલ અત્તરથી,

મુકે છે કેપ ઉંચેથી ન વિખરે વાળ યુકિતથી;
ધરીને શિરપર છત્તર બને છે વીર વિના ધીરનો;
ધરાથી પાય મુકીઅધ્ધર વિચરતો વીર વિના હીરનો. ૬
તજીને સંપ જ્ઞાતિમાં કુસંપે મોજ માણે છે,
"કુસંપે જમ્પ હોએ ના" ન એવું ધારતા ઉરે;
ગણે ના માત પિતાને જણાયે ઓલીયાં તે તો
કહે કંઇ શીખની વાતો બકે છટનોન એ પોતે; ૭

નિવૃત્તિ વાસ વડોલી. } ખંડુભાઇ બી. નાયક



## સાભાર સ્વીકાર—સમાલોચન.

**જાસુસઃ**—(હિન્દી માસિક પત્ર) સંપાદકઃ—શ્રીયુત ગોપાલરામ (ગહમર—(ગાઝીપુર) E. I. R.) નિવાસી તરફથી માર્ચનો અંક મળ્યો, જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ. છીએ. અંગ્રેજી Union Jack ની માફક ડિટેકટીવ વાર્તા દર માસે નિયમિત પ્રકટ થાય છે. અમને મળેલા અંકની કથા આગળથી ચાલતી આવેલી હોય અપૂર્ણ છે. વાર્ષિક લવાજમ રૂ૦ ૨, પૃષ્ઠ ૪૮.

**મહાજ્યોતિઃ**—આ માસિકનું પ્રકાશ–૨, કિરણ ૪ તેના નિમાયક શા૦ **હિમ્મતલાલ વ્રજવલ્લભ વીમાવાળા.** નં. ૨૬૩૬, ટંકશાળ સામે ખજુરીની પોળ—અમદાવાદ તરફથી મળ્યું. માસિકમાં લેખોનો ઘણો ભાગ સુપ્રસિદ્ધ લેખક શ્રીમાન્ ન. પુ. સંઘવીને છે. આધ્યાત્મિક વિષયોને ચર્ચતું આ માસિક જીવનનું શ્રેય સાધવાને બેશક ઉપયોગી થઇ પડે તેમ છે. વર્ષિક લવાજમ રૂ૦ ૨) પૃષ્ઠ ૩૨

**અનાવિલ હિતેચ્છુઃ**—અનાવિલ જ્ઞાતિની ઉન્નતિ અર્થે પ્રસિદ્ધ થતું માસિકપત્ર તેમના તંત્રી રા. દોલતરાય રતનજી દેસાઇ ખેતીવાડી–મેનરોડ–ગીરગામ નં. ૪ તરફથી વર્ષ ૧૬ના અંક ૧–૨ મળ્યા જે સાભાર સ્વીકારતાં અનાવિલ જ્ઞાતિનો અભ્યુદય ઇચ્છનાર આ માસિકને અનાવિલોએ આવકાર આપવો જોઇએ. વાર્ષિક લવાજમ રૂ૦ ૧॥

**મનુસ્મૃતિઃ**—સંસ્કૃત મૂળ સહ ગુજરાતીમાં સરળ અનુવાદ મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના ઉપદેશક **પં. મણિશંકર પ્રાણશંકર શર્મા** પાસે કરાવેલું તેના પ્રકાશક પા૦ નારણલાલ કૃષ્ણલાલ ગુપ્ત. મુ. નાવલી. તા. આણંદ તરફથી અભિપ્રાયાર્થે મળ્યું. રૂ૦ ૧ાની કીંમતમાં પાકું પૂઠું–પૃષ્ટ સંખ્યા ૬+૭૪+૪૦૨નું મૂળ સહ 'સરળ અર્થ' આપતું આ પુસ્તક સર્વ વર્ગને સંગ્રહવા યોગ્ય છે.

# હિન્દી શેઠીઆઓ અને કેપ્ટન સ્કૉટ.

આપણો શ્રીમન્ત નાજુક વર્ગ પોતાના પુત્ર પુત્રીઓને જરાપણ ટાઢ તડકો ન લાગી જાય, તેની સંભાળ લેવા માટે ઘણાં ધનનો વ્યય કરે છે. અજ્ઞાન "એન્ટાર્ટિક" મહાસાગરને નાકે જઇને દક્ષિણ ધ્રુવવાળી ભૂમિની શોધ કરતાં શરીરે મરણ પામેલો, પરન્તુ યશે અમર થએલા કેપ્ટન સ્કૉટનાં મરણ સમયના ઉદ્‌ગારનો અભ્યાસ એ નાજુક શેઠોએ કરવો ઘટે છે. કેપ્ટન સ્કૉટ જ્યારે મુસાફરીએ ઉપડયો, ત્યારે તે પોતાના તરતના જન્મેલા પુત્રને પોતાની પાછળ મૂકી ગયો હતો. મરતાં મરતાં કેપ્ટને પોતાની સ્રીને જે સન્દેશો કહેવડાવ્યો છે, તે એ હતો કે "તેને બહાદૂર બનાવો, તેને ખુલ્લી હવામાં રાખો!" માસ્તર સ્કૉટ હવે ચાર વર્ષનો છે. ઇંગ્લંડ જેવા શીત દેશમાં પણ તેને રોજ ચાર માસનો હતો. ત્યારથી ઠંડેજ પાણીથી સ્નાન કરાવવામાં આવે છે. વળી તે સારી રીતે તરતાં શીખી ગયો છે. તે વળી એક કટ્ટો વનસ્પત્યાહારી છે! તેણે માંસનો સ્વાદ કદી પણ લીધો નથી. તે કદાપિ ટોપી કે મોજાં તો શું! પણ જોડા પણ પહેરતો નથી! અને હમેશાં તેના હાથ પગ ઉઘાડાજ રહે છે. માત્ર ઘણુંનું એક વસ્ત્રજ ડોકથી અર્ધે સુધીના પગ ઢાંકવા પહેરે છે ગુરૂકુલની આશીજ આદર્શ જીંદગી પ્રાચીન કાળમાં હતી, જો પુત્રને વીર બનાવવો હોય તો નખ શિખ પર્યન્ત ચામડાં અને ઉનથી તેમને મઢી ન લેવાં જોઇએ.

સત્ય.

# અશક્તાશ્રમની પહોંચ.

અશક્તાશ્રમ— ખા. બા. અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિનંતિ જે સદરહુ આશ્રમમાં ઉપદેશક આત્મારામ ઉમીઆશંકર મારફત નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરુષોએ મોકલવા કૃપા કરી, તે ઓ. સેક્રેટરી ડૉ. ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે.

૦-૮-૦ સરૈઆ ભુખણદાસ ભગવાનદાસ કેળાપીટ
૨-૦-૦ ચોકબજારના પાર્ચા તંબાકુના વારામાંથી હા. કાશીદાસ લાલભાઇ
૦-૮-૦ નાનપરાના કણબીઆની પંચ તરફથી હા રતનલાલ ફુલચંદ
૧-૦-૦ નાનપરાના ગાંધીની પંચ તરફથી હા. નગીનદાસ નરોતમદાસ
૫૦-૦-૦ શેઠ મગનભાઇ પુરષોતમદાસ હરીપુરા હા. સોભાગચંદ નગીનચંદ
૦-૮-૦ જેશંકર દલપતરામ પડયા
૫-૦-૦ શેઠ ખીજભુખણદાસ મથુરાદાસ નાણાવટ હનમાનની પોળ
૧-૦-૦ મહુમ શેઠ ચંદુલાલ નાનાભાઇના પુન્યાર્થે હા ખીજભુખણદાસ
૧-૦-૦ નવસારી બજારના કાપડીઆની પંચ તરફથી
૧૦-૦-૦ મહેરબાન એમ એસ. અડવાણી સાહેબ. માસિક મદદના
૨-૦-૦ મીસીસ અડવાણી સાહેબ. માસિક મદદના.
૨૦૦-૦-૦ ખાનબહાદુર બી. ડી. પટેલ-મુબાઇ (મીડીંગ ફંડ ખાતે)
૨૧-૦-૦ શેઠ કાવસજી જાગોશ તરફથી ઉઘરાણાના મુંબઈના
૫-૮-૦ શેઠ કાવસજી સુનાવાળા તરફથી
૩-૦-૦ શેઠ રતનજી શેરાબજી ખોદાણ
૦-૮-૦ સોની મંછારામ પ્રાણજીવન ગોદાવાડી
૦-૮-૦ શેઠ એદલજી બરજોરજી ઉન
૩-૦-૦ શેઠ હેરાબજી માણેકજીના છોકરાઓ તરફથી-ખોદાણ
૧-૦-૦ શેઠ પાલનજી બરજોરજી, અલેઢણા
૨-૦-૦ નસરવાનજી રતનજી પરીખાવના ખોદાણ
૧-૦-૦ રૂસ્તમજી ધનજીભાઇ
૧-૦-૦ શેઠ હોરમસજી સોરાબજી વીહાલા
૧-૦-૦ શેઠ રૂસ્તમજી પેસ્તનજી ખોદાણ
૭૧૨-૬ પરચુરણ

૩૨૦-૪-૬

## અનાજ વિગેરે પરચુરણ સામાન

મેસર્સ એમ્ એમ્ બધર્સની કુ૦ બરાનપોરી બાગેળ તેલ મણ ૧, તથા ઘી મણ ાા ૮ાા

શેઠ પ્રેમચંદ પાનાચંદ કેળાપીટ જુવાર મણ ાા

શેઠ નવલચંદ સનરાજી કેળાપીટ જુવાર મણ ાા

શેઠ ગંગારામ કજદાસ ભરતીઆ દુધ મણ ૧ા

માહારાજ જેકૃષ્ણ ગંછારામ મેતાનફળીઆ ચોખા મણ ૧ાા

ઘઉં ,, ાા

દાળ ,, ાા

શેઠ મજભુખણદાસ મથુરાદાસ હનુમાનની પોળ

ઘઉં મણ ૧૦

ચોખા મણ ૫

દાળ મણ ૩

જમણ-શા રમનદાસ મંગાદાસ પોરવાડ વાણીઆ હે રાહદપોર.

અશક્તોને ફાગણ વદ બીજને દીવસે લાડુને લીલવાતું. હા-ભુખણદાસ જેકીસનદાસ ખાંડવાળા

આ પત્રમાં જાહેર ખબર માટે ...સ પૃષ્ટ રોકવામા આવનાર છે, તે તરફ ધંધાદારીઓનું ખાસ લક્ષ દોરવામા આવે છે તેમને તાકીદથી ભાવ નક્કી કરી જાહેર ખબર આપવાની ભલામણ કરવામાં આવે છે કારણ કેટલીક ખાસ માગણીને લીધે આ યોજના કરેલી હોવાથી પાછળથી નિરાશ થવુ પડશે.

ભાવ માટે પત્રથી યા રૂબરૂમાં મળી ખુલાસો કરો.

"સત્સંગ" ઓફિસ

સેતાન ફળીઆ—સુરત.



REGISTERED No. 910.

## ડૉ. બાટલીવાળાની રામબાણ દવાઓ.

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુ ક્યર" અને "એગ્યુપીલ્સ" આબાદ છે

૨ "દરાજનો મલમ" એક દિવસમાં દરાજ, ખુજલી અને ક્રીડ મટાડે છે કિ ૪ આના

૩ "કોલેરા" ઉલટી, જુલાબ અને કોલેરાનાં જંતુને નાશ કરે છે કિ, રૂ. ૩

૪ "હેરટોન" સફેદ બાલને કાળા કરી ઘડપણમાં જુવાની બતાવે છે કિ રૂ ૧

૫ "બાટલીવાલી ટોનીક પિલ્સ" શરીર સશક્ત બનાવવાનો રામબાણ ઇલાજ રૂ ૪

૬ "દાંતનું મંજન" દાતને મજબુત કરનાર સુગંધી મંજન કિં આના ૮ તથા ૧

આ દવાઓ દરેક બજારોમાં મળે છે નહિ તો લખો—ડૉ. બાટલીવાળા મુંબઇ-વરલી દાદર

## ચમત્કાર ત્યાંજ નમસ્કાર

જ્યોતિષ તત્વસાર અને ભવિષ્ય ફળ દર્પણ

જન્મની સાલ માસ તિથિ વાર અને કાળ (કલાક) ઉપરથીજ જન્મોત્રિ, ટપકા વર્ષફળ વગેરે નબરવાર ગ્રાહકની મરજી મુજબ વાજબદરે બનાવી આપનાર તથા તાત્કાળિક પ્રશ્ન ઉપરથી પ્રશ્નોત્રિ (જન્મોત્રિના જેવીજ) વર્તમાનથી તે ભવિષ્યકાળ સાથે બનાવી આખી જીદગીનો વર્તારો કરી દરેક પ્રશ્નના ખુલાસા સાથે તૈયાર કરી આપનાર તથા મનમાં ધારેલો પ્રશ્ન રૂબરૂમાં વગર પૂછે ગ્રાહકોની ખાતરી કરી કહેનાર ... સવારે બપો ૧૨ સાંજે ... વધુ વિગત માટે રૂબરૂ મળો અગર એકઆના ટપાલના ટીકીટ બીડી પ્રાસ્પેક્ટસ મગાવો

જ્યોતિષી રેવાશંકર ભવાનીશંકર

છાપરીઆ શેરી—સુરત

આ પત્ર સુરત ખપાટીયા ચકલાપર આવેલા મુ અ ના "ધી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ"મા દલપતરામ દાદરરામ ભટ્ટે છાપી સુરત સેતાનફળીઆમા આવેલી પોતાની ઓફીસમાથી પ્રસિદ્ધ કર્યું.

## સત્સંગ–વિષયાવલિ.

अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु




વર્ષ ૫મું, અંક ૧૭મો. ચૈત્ર-પૂર્ણિમા. [વિક્રમ સં. ૧૯૯૦

## "રામ નામ ધન લૂટ"

[ દોહરા ]

(૧)

પરધન, પરસુખ, પરપ્રિયા, એની તને ન છૂટ;
લાયક શું છે લુંટવું ? રામનામ ધન લૂટ.

(૨)

પ્રભુનો પ્રેમ જગાડવા, મન મસ્તકે તું જ ઘૂંટ;
મિથ્યા માયા છોડ નર, રામનામ ધન લૂટ.

(૩)

જૂઠી જગની મોહિની, જૂઠી માથાકૂટ;
જૂઠાં જરજોબન ગણી, રામનામ ધન લૂટ.

(૪)

શું સાથે છે લઇ જવું ? મન! માયાથી તૂટ;
સંગત પકડી સત્યની, રામનામ ધન લૂટ.

(૫)

બે પળનો બાજાર છે, ખેદરૂપી છે ખૂટ;
નૈયત રાખી નેક બસ, રામનામ ધન લૂટ.

(૬)

સ્વારથિયાં છે, સૌ સગાં, છટકી જલદી છૂટ;
સાર નથી સંસારમાં, રામનામ ધન લૂટ.

દા. ગો. તારાપોરવાલા.

# નાદાન મનમિત્રને ઠપકો

( હંસતન ધનકી— )

રે મન મિત્ર તું કેમ સુંઆવે, શાણપણું તજીને શું સતાવે. રે મન.
મિત્ર સદા સત્સંગ સધાવે, તું નીચશું કયમ ને લગાવે. રે મન.
મિત્ર મતિ સદમિત્રને આપે. તું અવળી મિત કાં ઉપજાવે. રે મન.
મિત્ર હિયે સંકટમાં શાતા, તું કયમ ધીરજ કે છોડાવે. રે મન.
મિત્ર કહે સઘળે સ્થળ સંગે, તું હરિના ભજને કયમ નાવે. રે મન.
મિત્ર સદા અમૃત વરસાવે, તું તન તાપ કરીયમ તાવે. રે મન.
મિત્ર ભલો ઉન્નતિ ઉપજાવે, તું અવનતિમાં અથડાવે. રે મન.
મિત્ર જદા બુડેલો તારે, તું ઉલટો ભવજે ડુબાવે. રે મન.
...તાં ...શું ? થઈ લાગ્યો, કે' કયમ તું સુખંતર ભાવે. રે મન.
૨ " અધર્મી-વિલા ... કોમાં, શુઠ સુકુંદ નાં મલકાવે. રે મન.
૩ અશક્તાશ્રમ.
નીતિ-સદ્બોધ. ...ણી મગનલાલ જગન્નાથ.
૧ "સતીચરિત ચમત્કાર." છા...
૨ રોવા કુટવાથી થતા બેહદ ફાયદા ...ના શોક!
સાભાર સ્વીકાર-સમાલોચન. ત...

**બસો રૂપીઆમાં અન્નદાન** ...સમજ કૈં ના પડે,
...ી ગતિ ના દીસે !
દાનવીર. સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા ...ધારી સૌ તજે,
આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો ?" અન્નદ મરણ નિત્યે સહે.
નામ ! ! જે દયાળુ દાતા તરફથી એકી વખાંસુઆ સમ લખીને,
તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી નવી લાવીશુ કહે.
ઠરાવેલા એક દિવસે આશ્રમના અનાથોને દા...-બધું એ લાલ છે !
આવશે. અને તે દાતાના નામની આરસ... બીજી કયાં હશે ?
અમર નામ પણ કરવામાં આવશે. શું આ... ધુંયે બળ્યું હોય ના.—
મળે ? જરૂર મળશે. દયા લાવી લખોઃ- ...શોક દે કંસારમાં !
ઠાકરશી મકનજી પરીખ.
મંત્રી,

# જ્ઞાન ભાનૂદય નાટિકા.

કિંવા

## પ્રપંચીઓના પ્રપંચ એજ એમની અધોગતિનો પન્થ.

લેખકઃ—રા. રા. છોટુભાઈ દાજીભાઇ દેશાઇ—"શારદા-વિહાર"-સુરત.

[ ગતાંક પૃષ્ઠ ૧૭૩થી શેષ-(દ્વિતીય અંક-ચતુર્થ ગર્ભાંક. ]

(સ્થાન-રાજા મોહની સભા)

(અહંકાર, દંભાદિ સામન્ત બેઠા છે તત્સમય કલિકાલ પ્રવેશ કરે છે)

કલિ—મહારાજ ! કાંઇ સાંભળ્યું ખરૂં ?

મોહ—ના, પણ વદનપર અસ્થિરતા શેની છવાઇ છે ?

કલિ— કાર્ય કઠિન થઇ ગયું છે !

મોહ—એમ કેમ ?

કલિ—પ્રબોધાદિએ હરિહરાદિને પોતાના પક્ષમાં ખેંચી લીધા જણાય છે. (કમ્પિત દેહે) આ બલાઢ્ય પક્ષ જોઇ મારૂં હૃદય ધ્રુજી રહ્યું છે !

અહંકાર—હરિહરાદિ એના પક્ષમાં પહોંચ્યા એથી શું ? આપ મને આજ્ઞા આપો, પછી જુઓ કે હું એકલો જઇને સર્વનું પરિપતન કરી શકું કે નહિ ?

મોહ—તમે એકલા સર્વને શી રીતે જીતી શકો ?

અહંકાર—આર્ય ! સાંભળો કોઇની પણ સહાયતા વિના એક અગ્નિ આખા સંસારને ભસ્મ કરી શકે છે. એથી સ્પષ્ટ થાય છે કે પુરૂષનું ખંડન-મંડન એક સત્ત્વ અર્થાત્ તેજ છે.

દમ્ભ—ભાઇ ! આમ ઉદ્ધત થઇ ના બોલો ! વચન બહાર કાઢવા પહેલાં કંઇ વિચાર કરો ?

કલિ—દંભ મહાશય ઠીક કહે છે રાજનીતિમાં કહ્યું છે કે નિર્બલ મનુષ્ય પણ જો પક્ષ સહિત હોય તો તેને શૂરવીર પણ ન જીતી શકે ! જુઓ, યદ્યપિ સિંહ બળવાન્ છે, પરતુ પક્ષવાન-કિન્તુ બલહીન હંસને મારી નથી શકતો !

મોહ—તમે ઠીક કહ્યું વાર, પણ એતો કહો કે પ્રબોધાદિએ એમને પોતાના પક્ષમાં શી રીતે ખેંચી લીધા.

કલિ—જ્ઞાનની અંતર્ગતિ શક્તિથી તથા દયાના પ્રયત્નથી.

મોહ—તો હવે તેને માટે શા ઉપાયો યોજવા જોઇએ ?

કલિ—મહારાજ ! હરિહરાદિ સુર ગણના વિરોધી અસુરો શ્રવણ માત્રથીજ આપણા પક્ષમાં આવેના જણો ! કે જેએએ સમરાંગણમાંથી કેટલીએક વાર એમને પ્રતિનિવર્તન માટે ફરજ તથા સત્તા સંરક્ષણને માટે ભીતિ ઉત્પન્ન કરાવેલ છે, તત્કારણ તેની યોજના કરવી વ્યર્થ છે હવે એઓના દળમાં માત્ર દયા એક બળવતી છે. એથી મારી સમજમાં એવું આવે છે કે કોઇની પ્રિયતમા

હિંસા દ્વારા એનું હરણ કરાવવું જોઇએ. બસ! પછી સર્વ કાર્ય સિદ્ધ થયાં જ જાણવાં. તેમજ એને જીતી એટલે સર્વને જીત્યા. વળી દયાના હરણથી એની માતા પણ અતિશય દુઃખી થશે, સાથે દયાની નાની બ્હેન શાન્તિ પણ ખેદ ખિન્ન થઇ જશે. એટલે મ્હારા જને અનાયાસેજ વિજય પ્રાપ્ત થશે.

મોહઃ—અસત્યવતિ! દ્વેષની સ્ત્રી હિંસાને બોલાવી લાવ!

અસત્યવતીઃ—જેવી આજ્ઞા.

(અસત્યવતી જાય છે. સમયાન્તર જાજવલ્યમાન વિકરાળ લાલ તથા પીળા રંગનો ભાસ આપતાં ધુરકતાં નેત્રવાળી, એક હાથમાં ધર્મને નષ્ટ કરનારી તીક્ષ્ણ તરવાર તથા બીજા હાથમાં રક્તપાન કરવાને માટે ખપ્પર સજનારી તથા ચારે દિશાએ દયાની ખોજ કરતી હિંસા સાથે પુનઃ પ્રવેશ કરે છે.)

મોહઃ—આવો, શ્રીમતિ હિંસે! આવો તથા જેટલી ત્વરાથી થઇ શકે તેટલી ત્વરાથી જઇ દયાનું હરણ કરી લાવો! કે જેથી મારા પક્ષ નિર્ભય થાય. જ્યાં સુધી દયા જીવતી હશે, ત્યાં સુધી અમને અમારી કુશળતાની શંકા છે?

હિંસાઃ—જેવી આજ્ઞા, હું સ્વભાવથીજ દયાની વિરોધી છું; તેમાં વળી શ્રીમાનની આજ્ઞા થવાથી કહેવાનું શું:

(ભયંકર વાઘી સમાન હિંસા મોહરાજ પર કટાક્ષ ફેંકતી ફેંકતી અતિશય કોમલ રૂપ હરિણીની ખોજમાં જાય છે.)

(જવનિકા પડે છે.)

(અસમાપ્ત-શ્રેયમગ્રે.)

---

# મધપાનથી શું થાય છે?

લેખકઃ—રા. રા. મણિલાલ હાકેમચંદ ઉદાની એમ. એ. એલ. એલ. બી.

જગતની એ પણ એક વિચિત્રતા છે કે મનુષ્ય જાણે છે કે દારૂથી શરીર ખરાબ થઇ જાય છે, પોતાનું ભાન ખોઇ બેસે છે અને છતાં અંધ મનુષ્યની માફક આવી નુકશાનકારક ચીજનું પાન કરે છે. દુનીઆમાં ખરાબમાં ખરાબ કોઇપણ ચીજ હોય તો તે શરાબ છે. જે ચીજથી ફાયદો કોઇપણ નથી અને નુકશાન ઘણુંજ છે. છતાં દીલગીરીની વાત છે કે સેંકડો મનુષ્યો પોતાનું ભાન ભૂલી જઇ દારૂ પીવાની બદીમાં પડે-છે સપડાઇ જાય છે, પસ્તાય છે અને આખરે આખી જીંદગી ખરાબ કરી નાંખે છે. આ બાબતમાં દરેક ધર્મ તત્વવેત્તાઓ અને મહાત્મા ભેદ કરી ગયા છે કે દારૂથી માણસ મનુષ્યત્વ ખોઇ બેસે છે અને જીંદગી ખરાબ કરી નાંખે છે. અને આખા કુટુંબપર પાયમાલી લાવે છે. દુનીઆની સપાટીપરના દરેક ધર્મો દારૂ પીવાની મનાઇ કરે છે. હિંદુ ધર્મના સુત્રમાં, જૈનોમાં, બુદ્ધમાં અને દરેક ધર્મના મહાત્માઓએ દારૂથી અલગ રહેવાનું ખાસ ફરમાન કરેલું છે,

કુરાને શરીફમા અને બાયબલમા પણ દારૂ પીવાની મના કરવામાં આવેલ છે દવા રેગોમાં કોઈ કોઇ ઠેકાણે તે લેવામાં આવે છે તે ફકત દવા તરીકે લેવામાં આવે છે આપણા દેશના લોકોમાં કુલસંગતને લીધે જે દારૂ ઉત્તરોત્તર દમનવું લેવાતો જોઇ દરેક જન હિતચિંતક મનુષ્યને દુ ખ ઉત્પન્ન થયા વિના રહેશે નહિ

દારૂ પીવામા ફાયદો બીલકુલ નથી, એ શાસ્ત્રોક્ત અને વિદ્વાનોના સિદ્ધાતથી સ્પષ્ટ છે એક વખત એ ટેવમા સપડાવાથી હમેશને માટે ટેવ પડી જાય છે અને આખરે પોતાની અને કુટુબની જીદગી ખરાબ થઇ જાય છે માટે બધુઓ! એવી નુકશાનકારક ચીજથી દૂર રહો અને તમારા મિત્ર તથા સબધીઓને દૂર રાખો

**દારૂથી થતાં નુકસાન**—પ્રથમ તો દારૂ ની અદર અસખ્યાત જીવોની ઉત્પત્તિ થયેલી હોવાથી તે પીવાથી જીવહિસાનુ પાતક લાગે છે, અને તે જીવવાળી ચીજ શરીરમાં જવાથી શરીરમા રોગની ઉત્પત્તિ થાય છે દારૂ શરીરમા જવા પછી સાચી મનુષ્યની શક્તિનુ હરણ થઇ જાય છે અને ખોટી શક્તિ થોડા વખતને માટે આવે છે જેથી નીસો ઉતર્યા પછી શરીર એકદમ નબળુ અને લસ થઇ જાય છે

દારૂ શરીરમાં જાય છે ત્યારે માણસ પોતાનુ ભાન ખોઇ બેસે છે પોતે શુ કરે છે તેનુ તેને ભાન રહેતુ નથી અને ભ્રમિત મગજ ખરાબ વાસનાઓ તરફ દોરાઇ જાય છે જેને પરિણામે પીનારની જીદગી ખરાબ થઇ જાય છે

દરેક ગૃહસ્થને દારૂ પીવો તે ઘણુજ લાછન લગાડનાર છે. કારણ બેભાનિથી તે સારા માણસ પ્રત્યે પણ અપશબ્દો બોલી જાય છે પોતાનુ સ્વમાન અને આબરૂ ખોઇ બેસે છે, સુમિત્રો તજી દે છે અને નુકશાની વ્હોરે છે માટે દારૂ પીવો તે કોઇ પણ રીતે ઉચિત નથી

દારૂ પીવાથી પૈસાની ખરાબી થાય છે જે પૈસાથી આવા દુષ્કાળના વખતમાં લોકોની જીદગી બચાવી શકાય છે, પરોપકાર કરી શકાય છે, તેને નકામાં નાખી દેવામાં આવે છે દારૂના ધધાને ઉત્તેજન મળે છે અને દેશની ખાખી થાય છે માટે પૈસાનો દુર ઉપયોગ જો કયા પણ થતો હોય તો તે દારૂમા નાખી દેવાય છે

દારૂ વિષય વાસના પેદા કરે છે દારૂડીયા માણસો હમેશા ખરાબ માણસોના હોય છે જેથી દારૂ પીનારાઓ માણસ દારૂથી અને કુસગતથી બેવડો ખરાબ થઇ જાય છે અમૂલ્ય મનુષ્ય જીવનને ખોઈ બેસી, પશુ કરતા પણ ખરાબ જીદગી ગાળે છે અને બીજી જીદગીઓ પણ ખરાબ કરી નાખે છે

દારૂ પીનારાઓ માણસ જુગારી થાય છે અને જુગારમા પોતાનુ સર્વસ્વ ખોઇ બેસે છે

દારૂ પીવાથી મનની સ્થિતિ ખરાબ થઇ જાય છે માણસ મનની શક્તિ કે જેના ઉપર ખરા સુખનો આધાર છે તે, ખોઇ બેસે છે મનની એકાગ્રતા કરી શકતો નથી, ધર્મ ભ્રષ્ટ થાય છે અને બેભાન મનુષ્યની પેઠે પોતાનું જીવન ગાળે છે

દારૂ પીનારના માણસની પ્રજા પણ નબળી, રોગિષ્ટ અને દુખી પેદા થાય છે વળી તે છોકરાઓ પણ મોટા થતા તેમના વડીલોની કુટેવો અગીકાર કરે છે અને પેઢી દર પેઢી આવી એક ખરાબ ટેવ પાડવાથી પાયમાલ થઇ જાય છે

દારૂ પીવાવાળો માણસ પોતાનું આત્મજ્ઞાન પણ પ્રાપ્ત કરી શકતો નથી ઇશ્વરીઅ શએશ ખુએ છે ઇશ્વર પવિત્ર આત્માજ વાસો કરે. જેથી દારૂથી અપવિત્ર થયેના આત્મામાં ઇશ્વર કદી પણ વાસો કરતો નથી જેથી તે મનુષ્ય ઉચી સ્થિત પર ચડી શકતો નથી

**માટે હે બંધુઓ, તમારા તનનાં, મનનાં, પૈસાના, પ્રજાના આત્માના અને છેવટે દેશના અને જન સમાજના ભલાની ખાતર દારૂથી દુર રહો** દારૂને ધિક્કારો તેથી વધારે કદી પણ તેને અડો નહી, કદી પણ તેનું ટીપું પણ તમારા પવિત્ર શરીરમાં જવા દયો નહીં વાંચો, વિચારો, અને આત્માને દુર્ગતિપર લઇ જતી આ કેફી ચીજોને કદી પણ હાથ લગાડો નહીં દરૂ પીવાના ફાયદો માઠપણ નથી પણ નુકશાન અસંખ્ય છે માટે હાથે કરીને તમારી જીંદગીને શું કામ ખરાબ કરો છો પછી પસ્તાવો કરવો નકામો છે માટે પ્રથમથીજ દૂર રહેવાને સંકલ્પ કરો અને બીજાને દૂર રાખો ભારતમાં કહ્યું છે કે –

मद्यमासाशन रात्रौ, भोजन कन्दु भक्षण ।

ये कुर्वन्ति वृथा तेपा तीर्थयात्राजपस्तप ॥

મદિરા તથા માસ ખાનાથી, તમારૂં તીર્થજાત્રા ત્યા જપ તપ જે જે કર્યું હશે તે વ્યર્થ જશે

માટે જો તમે ડાહ્યા હો અને તમારી જીંદગી ઉપયોગી અને સુખી કરવા માગતા હો તો તે અગ્નિ અને વિષ સમાન ખરાબ દારૂ તાડી અને તેવી કેફી ચીજોનો ત્યાગ કરો ઇશ્વરની સાક્ષીએ પ્રતિજ્ઞા કરો કે જો તમે પીતા હશો તે હવેથી કે ઇ તદન તેને અડશો નહી વિલાયતના અસંખ્ય લોકોએ દારૂ અને માસ છોડી દીધેલ છે માટે આર્ય બંધુઓ વિચરો અને તે વિષથી દુર રહો

---

# શું પ્રાચીન આર્યો ગોભક્ષક હતા ?

( ગતાંક પૃષ્ઠ ૧૭૮ થી શેષ )

આતિથ્ય સત્કાર કેવી રીતે કરવો જોઇએ તેને માટે આપસ્તંબ સૂત્ર પ્રશ્ન ૨, પટલ ૨, ખંડ ૪, સૂત્ર ૧૧ તથા ૧૪ માં શી આજ્ઞા કરી છે તે જોવા યોગ્ય છે આજ્ઞા કરી છે કે –

" ગૃહપતિને યોગ્ય છે કે બીજાને ભોજન દેતા પહેલા અતિથિને ભોજન આપે યદિ તેના ઘરમાં ભોજન પદાર્થ ન હોય તો સ્થાન, જળ, આસન, પ્રિયવાણી જરૂર આપે, કેમકે સારા મનુષ્યના ઘરમાં આ વસ્તુનો કદી પણ અભાવ હોતો નથી ' આ સૂત્રમાં જે વસ્તુઓ આપવાનું જણાવ્યું છે તે લગભગ ' ગો ' શબ્દના અર્થવાચક છે

એજ રીતે ગૌતમ સૂત્ર અધ્યાય ૫ સૂત્ર ૩૫, ૩૬, ૩૭ માં લખ્યું છે કે –

" યદિ અતિથિ વિદ્વાન્ ન હોય પણ સદાચારી હોય, તો તેનું પણ સન્માન આસન,

જળ, અને સ્થાનથી અવશ્ય કરવું. યદિ તે પણ ન હોય તો કમમાં કમ પ્રિય વાણીથી તો અવશ્ય કરવું. અને જે ભોજન અતિથિને આપો તેનાથી ઉત્તમ ભોજન કદી પણ પોતે ન ખાઓ." આ આતિથ્ય સત્કારમાં પણ જે વસ્તુઓ બતાવી છે તે પણ ગો શબ્દના અર્થ વાચક છે. માંસ ભક્ષણના પક્ષપાતી વિદ્વાનો શતપથ બ્રાહ્મણમાંથી પોતાનો પક્ષ સિદ્ધ કરવા માટે બતાવે છે કે:—

अतिथिर्वाऽएष एतस्या गच्छति यत्सोमः क्रीतस्तस्या एतद्यथा राज्ञे वा ब्राह्मणाय वा महोक्षं वा महाजं पचेतदह्‌ मानुष हविर्दे वा नामेवमस्याऽएत दातिथ्यं करोति ॥

આમાં "મહોક્ષ" શબ્દનો અર્થ મોટો બળદ અને "મહાજ" શબ્દનો અર્થ મોટો બકરો કરવામાં આવે છે. અને એથી જ્યારે કોઈપણ ગૃહસ્થને ત્યાં બ્રાહ્મણ અથવા રાજા અતિથિ તરીકે આવે, ત્યારે તેને માટે મોટો બળદ અથવા મોટો બકરો રાંધવામાં આવતો હતો એમ બતાવે છે.

આ બે શબ્દના અર્થ તેઓ બતાવે છે. તે સિવાય બીજા જો ન થતા હોય .તો તે અર્થ માન્યજ કરવો પડશે. પણ અહીં એવી અવસ્થા નથી. કેમકે "મહોક્ષ" શબ્દ "મહા" તથા "ઉક્ષ" એવા બે શબ્દોના સંયોગથી થયો છે. "મહા" એટલે મહત્ અને "ઉક્ષ" એટલે એક ઔષધ છે, જે વિશેષ કરીને બળવર્ધક ગણાય છે. તેના પ્રમાણ નીચે બતાવીએ.

વાચસ્પત્ય ભીદ્દાભેદાનમાં "ऋषभौषधि" લખેલ છે. उक्षा, भद्रो बलिवर्द, ऋषभो, वृषभ वृष, अनड्वान, सौरभे योगौ, श्रृंगिनु ऋषभोवृष, (अमर) અર્થાત્ "ઉક્ષ" શ્રંગી, કાકડાશીંગી નામની ઔષધી છે.

રાજનિઘંટુ પૃષ્ટ ૪૪૦ માં લખ્યું છે કે, શ્રંગી, અતિવિષા, કર્કીશ્રંગી, ઋષભશ્ચ, અર્થાત્ શ્રંગી ઔષધિના અન્ય નામ અતિવિષા, કર્કીશ્રંગી, અને ઋષભ છે. રાજ નિઘંટુમાં જ્યાં "ગુડુચ્યાદિ" ગણનો પાઠ છે, ત્યાં ઔષધિઓનું વર્ણન છે ત્યાં "ઋષભ" ઔષધિના પાઠમાં

ऋषभो गोपतिर्धीरो वृषाणी धुर्धरो वृषः कुकुद्यान पुंगववोढा श्रृंगीधुर्यश्च भूपतिः

અર્થાત્ ઋષભૌષધીના અન્ય ન્ય નામ ગોપનિધરી, વૃષાણી, ધુર્ધર,વૃષ, કુકુદ્યાન, પુંગવ, વોઢા, શ્રંગી, ધુર્ય અને ભૂપતિ પણ છે.

बीजैर्यज्ञेषु यष्टव्यमिति वा वैदिकी श्रुतिः अज संज्ञानि बीजानि छागनो हन्तुमर्हथ !

અન્નના બીજથી યજ્ઞ કરવામાં આવે એજ વૈદિકી શ્રુતિ છે. અજનામ છે અજ બીજનું, એટલે બકરાને મારવો એ અર્થ યોગ્ય નથી.

પંચતંત્ર જેવા ગ્રન્થમાં પણ અજનો પ્રયોગ અન્નાર્થમાં કરવામાં આવ્યો છે.

अजैयष्टव्यं तत्राज्ञा व्रीहवः

આ પ્રમાણો ઉપરથી શતપથ બ્રાહ્મણમાં આવેલા શબ્દોના ખરા અર્થ ઉપરથી એ આજ્ઞાનો અર્થ તો "જ્યારે કોઇ ગૃહપતિને ત્યાં બ્રાહ્મણ અથવા રાજા અતિથિ થાય તેઓને બળવર્ધક ઔષધિ રૂપ ભોજન દેવું જોઇએ, અથવા ઉત્તમોત્તમ અન્ન જોઇએ એવો થાય, આ આજ્ઞાને પુષ્ટિ કર્તા એજ બ્રાહ્મણના ત્રીજા કાંડના

ચાકના પ્રથમાધ્યાયના બીજા બ્રાહ્મણમાં કેવી સ્પષ્ટ આજ્ઞા કરી છે તે આપણે જોઇએ.

सधेन्वै चान डुहश्चनाश्नीयाद्धेन्वन डुहौ वा ऽ इदं सर्वं विभृ तस्त देवा अब्रुवन धेन्वेन डुहौ वा ऽ इदं सर्वं विभृतो तद्धैतत्सस्यमिव यो धेन्वेन डुहयोरश्नाय दन्त गंतिरिवत हामद्भतं मिजनिता जीवायैगर्भं निरबधीदिति पापम कादिति पापी कीतिस्तस्माद्धेन्वन रुहयोर्नाश्नीयात्

ગાય વા બળદનું માંસ ન ખાવું કેમકે ગાય અને બળદ નિરસંદેહ અહીં સર્વ પદાર્થનું પોષણ કરે છે. દેવતાઓએ કહ્યું છે, કે ગાય અને બળદજ સર્વનું પોષણ કરે છે. એથી જો કોઇ ગાય અથવા બળદને ખાશે તો તેને સર્વ ભક્ષી તથા સર્વનાશક માનવામાં આવશે અને તે પુરુષ અદ્ભૂત યોનિમાં જન્મ લેશે, ભ્રૂણ હત્યાનું પાપ તેને લાગશે. તેની નિંદા થશે.

શતપથ બ્રાહ્મણમાં બળદ અને ગાયને યજ્ઞ તથા સાવિત્રી તુલ્ય માનવામાં આવેલ છે. છતાં એજ બ્રાહ્મણમાંથી માંસ ખાવાની આજ્ઞા બતાવવામાં આવે તે કોઇ અક્કલવાળો પુરુષ માની શકશે ?

માંસ ભક્ષણના પક્ષપાતી બૃહદારણ્યકોપનિષદમાંથી પણ પોતાના પક્ષને બળ આપવા સારૂ અધ્યાય ૮ બ્રાહ્મણ ૪ વાર ૧૮માં આવેલા "માંસ" શબ્દ બતાવી તેનો એવો અર્થ કરે છે, કેઃ—

યદિ કોઈ પણ પુરૂષ પોતાને વિદ્વાન્, સુવક્તા અને વેદને જાણનારો તથા લાંબા આયુષ્યવાળો પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખે તો તેણે બળદનું માંસ તથા ઘી ખાવું જોઇએ.

આમાં બુદ્ધિમાન પુરૂષની સમજમાં નહિ આવે કે ઉકત ગુણો ધરાવનાર પુત્ર જન્મવામાં બળદના માંસને શો ગાઢો સંબંધ છે. પણ પ્રોફેસર શ્રીમાન્ રામદેવજી આપણને જે બતાવે છે તે અર્થની સાથે તો બેશક કાંઇ ગાઢો સંબંધ હોય એમ દેખાઇ આવે છે.

ગર્ભવતી સ્ત્રીઓને આવા પુત્રોને ઉત્પન્ન કરવા સારૂ કયી વસ્તુઓ લાભ દાયક થાય તે સાબિત કરવાને માટે વૈદક ગ્રંથોનો આશ્રય લેવો જરૂરી છે અને તે આધારે પ્રોફેસર શ્રીમાન્ રામદેવજી બતાવે છે કેઃ

નિરૂક્તમાં "માંસ"નો અર્થ શું કર્યો છે તે પ્રથમ તપાસવું "मांस" मननं वा मानसं वा ऽ मनी ऽ स्मिन्सी दतोति वा (નિરૂક્ત અધ્યાય૪, ૫૬૬ ખંડ૩) અર્થાત્ મનને આવે તેને માંસ કહે છે ઉગ્ર અને કાકાર્ટંગી નામની . મહૌષધિ છે એમ આગળ બતાવેલું છે, અને તે ગર્ભવતી સ્ત્રીઓને વિશેષ લાભકારી છે એમ એ સૂત્રમાં જણાવ્યું છે.

काकोल्या द्विर्यपिन्त शोणितानिल नाशनः ।
जीवनो बृंहणो वृष्यः स्तन्यश्लेष्मकरस्तथा ॥

તે ઉપરાન્ત રાજનિઘંટુનો ઉપર ટાંકેલો દાખલો પણ એજ પુષ્ટિ આપે છે અને તે ઉપરથી બૃહદારણ્યકોપનિષદમાં આવેલ ગોપતિ, વૃષ, માંસનો અર્થ જે આયુર્વેદના

બ્દોથી અનભિજ્ઞ હોય અને સાધારણ સંસ્કૃતનો અથવા માંસ ભક્ષણના પક્ષપાતી હોય I નિસંદેહ બળદ સિવાય બીજો નજ કરે પણ પ્રકરણ પ્રમાણે આ જગ્યાએ એ અર્થ ાગુ પડતો નથી અને તેનો ખરો અર્થઃ—

જે પુરૂષને પંડિત, સુપ્રસિદ્ધ, સભામાં જવા યોગ્ય, સુંદર ભાષણ કરવાવાળો, સર્વ દોનો વક્તા, તથા લાંબા આયુષ્યવાળો પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય તેણે પોતે તથા ોતાની પત્નીએ મનોવાંછિત ભોજન કરવું અને ઉક્ષ નામની ઔષધિ જેને ઋષભ પણ હે છે તેનો પ્રયોગ કરવો.

આ પ્રમાણે પ્રાચીન આર્યો નિરામિષ-શાકી ખાનારા હતા, અને ગૌરક્ષા એ પોતાના ર્મનું એક પ્રધાન અંગ માનતા હતા. અતઃજ્ઞાન થાય છે કે પ્રાચીન આર્ય ગ્રન્થોમાંથી ાંસ ભક્ષણ પૂરક જે વાક્યો યૂરોપીય વિદ્વાનો ઉદ્ધત કરે છે, તે તેઓનો વૈદિક અર્થ ૈલીના અજાણપણાને લઇનેજ કરે છે.

મોતિલાલ ત્રિ. દલાલ.

# " અધર્મી-વિલાપ "

કિંવા

## નરકયાત્રા દૃશ્ય ચિત્ર.

( ૧ )

હે કૃપાસિન્ધુ ! દીનબન્ધુ ! ! આર્ત્તહરણ ! ! ! તું મારો પણ હાથ પકડી લે; હે ભવસાગર પારકર્તા ! હું અથાગ ભવસાગરમાં ડુબ્યો જાઉં છું. હે દયાનિધે ! દયા કરી મને બચાવી લે. શું કહ્યું—" હું તને ન બચાઉં ? " વાહ પ્રભુ ! ત્યારે તું દીનબન્ધુ, આર્ત્ત હરણ તથા ભવસાગર પાર કર્ત્તા કયાંથી ? શું કહ્યુંઃ—" તું મારાથી વિમુખ છે, તેથી તને ન બચાઉં. " ધન્ય પરમાત્મા ધન્ય ! ભલા હું તારાથી વિમુખ કયાંથી ? તું અન્તર્યામી છે છતાં નથી જાણતો કે મેં દશરા આદિ તહેવાર-પર્વોમાં કેટલી ભેંસ બકરા મરઘાનું બળિદાન આપેલું છે ! શું કહ્યુંઃ—" હું સર્વ કંઇ જાણું છું તથા જોઉં છું." તો જગદાધાર ! જગત્પિતા ! મને—આપનાનેજ અસ્વીકાર કેમ કરો છો ? શું કહ્યુંઃ— " કોણે તને બળિદાન દેવાને કહ્યું હતું, તથા કોનું નામ લઇ તેં બળિદાન કીધું છે. " હે જગપાલક ! મેં લોકોના કથનાનુસાર " જગદમ્બા " ના નામથી બળિદાન દીધા છે. શું કહ્યુંઃ—જે દશા આ સમયે તમારી થઇ રહી છે તે દશા તમારા સમ્મલિતપો તથા અનુયાયીઓની પણ થશે ! " હાય જગત્રાતા ! આટલો અકારણ ક્રોધ કેમ ! મેં તો જગદમ્બા ના નામથી જેને તમારેજ બંસ કહી આસક્તિથી બળિદાન દીધાં છે. શું કહ્યુંઃ—"ચૂપ રહે અધર્મી ! જગદમ્બા કહેતો જાય છે અને એની સામે અર્થાત્ એને એનાજ પુત્રોનું બળિદાન દીધું છે ? શું ભેંસ, બકરાં, મરઘાં તેં જગતની બહાર ગણ્યાં છે ! "'હે જગ-

દીશ્વર ! હાય, હાય, આમ અધમ જીવોની એટલી શુદ્ધિ કર્યાથી ? મેં એ પાપો અજાણપણે કીધા છે કૃપા કરી મને આ વખતે સંભળી લો ! હવે હું જન્મ જન્માન્તરને માટે સચેત થઇ ગયો છુ ! હવે હું એવું પાપ ભૂલે ચૂકે પણ નહીં કરૂં ! હે પરમેશ્વર ! ગે. અરેરેરે ભયાનક સાપજ સાપ . અરેરેરે કેવડા મોટા મોટા વીછુઓજ વીછુ ! હાયરે એણે તો મને કરડી ખાધો. ઓ બાપ ! ઓ મા ! એ કેટલું દુઃખ અરે બાપ ! આ કેટલું બધુ ગરમ પાણી છી ! છી ! ! એ પાણી તો લોહી ભેળેલું છે અરે મરેરે મરે કોઇ મને બચાવો ! ભાઇ ઘણું પુણ્ય લાગશે ! શું કહો છો — હજી શું થયું જે ! હજી તો વજ્ર પ્રહાર તથા અગ્નિકુંડનું દર્શન કરવું બાકી છે ! હાય પ્રાણ ! મારી તો બુદ્ધિ પણ બ્હેર મારી ગઇ છે હે જગપાલક ! હું એક ધનાઢ્યનો પુત્ર હોઇ અત્યન્ત સુકુમાર છું ભલા શું કહું હું તો સૂર્યના તાપને પણ સહી નથી શકતો ! હાય ! હું એ ભયાનક અગ્નિ-કુંડની જ્વાળાઓ શી રીતે સહી શકીશ ? અતેથી હે નાથ હજી કોઇ એવો ઉપાય સુઝાડી દે કે જેથી મને હવે બીજી કોઇ યાતના ભોગવવું ન પડે ! શું કહ્યું —"હે મૂર્ખ મનુષ્ય ! હવે શો ઉપાય કરી શકાય ! તેં પૂજન પાઠ તથા હરિનામ કેમ ન લીધું ?" હે જગન્નાથ ! મારા કહેવામાં તો આપ વિશ્વાસ કરશો નહી ! પરન્તુ કૃપા કરી સાંભળો રમજાનઅલી પ્રભૂતિ ઓઝાઓને બોલાવી પૂછીલો કે મેં કયા ભૂત, પ્રેત, પિશાચ, ડાકિની, પીર અથવા પેગમ્બરોનું પૂજન નથી કર્યું ? અર્થાત્ હે સત્યસિન્ધુ ! મેં એ સર્વની પૂજા કરી છે એ સિવાય હે અનાથના નાથ ! મેં અનેક પુસ્તકોનું પઠન કર્યુ છે મેટ્રિકયુલેશન પરીક્ષા પસાર કરી સર્ટીફિકેટ હસ્તગત કર્યું છે તંત્રી

## અશક્તાશ્રમ.

હું વિશ્વનો નહિ કંઇ ઉપયોગ જાણું,
કો ખેદમાં ગતિ તણું ઉરમાન ધારે
મારો હિસાબ વિધિ પાસ કશો ન લાગે
જીવ્યો મરીશ જયમ તારક ત્યાં ખરે છે

❀ ❀ ❀ ❀ ❀

બાલ્યા ગઇજ ગત યૌવન છે થયું, ને
મૃત્યુ તણા ય પડઘા શ્રવણે સુણાતા,

(કલાપી)

જનની કુખે જન્મ લઇ જીવનના સાફલ્યના માર્ગો ન પકડી જયમ તારા ખરે છે તેમ પાછા પામે આવી પહોચેલા મૃત્યુને સ્વાધીન થઇ જવું વસ્તુત અધુના પ્રાય એજ સ્થિતિ મનુષ્યની છે. परोपकाराय मिदं शरीरम् એ સૂત્રને તેઓ ભૂલી જાય છે તથા અનિચ્છા છતા

મુખે બતનાવના પરોપકાર કર્યા અને શી રીતે કરવો એની વ્યર્થ શોચના કરે છે કિન્તુ બન્ધુઓ પરોપકાર કરવાના અનેક માર્ગો છે પૈસાદારો પોતાના ધન વડે પરોપકાર કરે છે સત મહાત્માઓ પોતાના અમૂલ્ય ઉપદેશથી પારકા ઉપર ઉપકાર કરે છે વિદ્વાનો પોતાની વિદ્વતાનો લાભ અન્ય જનોને આપી તેમને ઉપકારનો બોજ નીચે દાબી નાખે છે નિરોગી શરીરવાળા, પહેલવાન બાંધાના આત્માઓ પોતાના બાહુબળથી પારકાના કલ્યાણના સાધનો તૈયાર કરે છે આમ અનેક પ્રકારે પરોપકાર કરી શકય છે છતા પણ તમે ઉપર જણાવેલી એકે રીતે પરોપકાર કરવા અસમર્થ હો તો રસ્તે ચાલતાં પરોપકાર કરતા શીખો, તમે તુમારા ઘર આગળથી અમુક જગ્યાએ જવા નીકળ્યા કે તરતજ પરોપકાર શબ્દને તમારા અંતકરણમાં સ્ફુરાવો કેટલાકોને ચાલતાં આવડતુ નથી, અને જેને લીધે દરરોજ હજારો જીવ તેમના પગ તળે છુદાઈ મરે છે જો ડગલે ડગલે પરોપકાર કરવા ઇચ્છા રાખતા હો તો પ્રથમ નીચુ જોઇ ચાલતા શીખો ડગલુ ડરીડરીને મૂકે તો જરૂર હજારો જીવ તમારા ભોગ થતા અટકશે આ એક મહાન્ પરોપકાર છે તે કદી પણ તમારા અંતકરણ માંથી ખસવા દેશો નહિ

રસ્તે ચાલતા કોઇ પણ આત્મા દુખી નજરે તમારી દૃષ્ટિએ પડે તો તમારા નિશ્ચિત સ્થળે જવાનુ માંડી વાળીને પણ તેમને દરેક પ્રકારે સંતોષ રાખવા પ્રયત્ન કરજો અનાથ અને અપંગ આત્મા હોય તેને જે તે સંસ્થામા પહોચાડી તનની મહેનત ઉઠાવતા શીખો આ તો ધન વિના પરોપકારની વાતો કહી, પરન્તુ અમારો આ લેખનો હેતુ શ્રીમન્તોને વિનવવાનો છે ઉપર્યુક્ત કથનાનુસાર અમારા તરફથી **ખા૦ બા૦ અરદેશર કોટવાળની વાડી—રામપુરા—સુરતમા** સ્થપાએલા અશક્તાશ્રમમા એકત્ર થએલા નિરાશ્રિત અશક્તોને આશ્રય આપવા, તેમનુ ભરણપોષણ કરવા ઐહિક તથા પારલૌકિક જીવન સુધારવા અતિ દ્રવ્યની આવશ્યક્તા જણાયા વિના રહેશે નહિ જ્યારે આપણે પ્રાશ્ચાત્ય દેશોની દાનની વાતો સાંભળીએ છીએ ત્યારે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે શુ ભારતભૂમિમા અવા ઉદાર દાનેશ્વરી શ્રીમન્તોનુ અસ્તિત્વ નથી ! આવા એક જીવનના શ્રેયનો પન્થ દર્શાવનારાં આશ્રમ પ્રતિ હજુ જોઇએ તેટલુ શ્રીમન્તોનુ લક્ષ નથી આવાં આશ્રમને કાયમને માટે રાખવા મોટુ કાયમનુ ફંડ થવુ જોઇએ છૂટક છૂટક નાની રકમોથી કાંઇ આધાર રાખી શકાય નહિ જો કે નિસર્ગનો નિયમ છે કે ટીપે ટીપે સરોવર ભરાય પરન્તુ તેની યથાર્થતા આ સ્થળે અનુચિત જણાય છે જ્યારે એક મોટુ કાયમનુ ફંડ થાય ! કાયમનુ બિલ્ડીંગ બન્ધાય ત્યારેજ આ આશ્રમ ચિર સમય સુધી રહી શકે તથા તેની સાથે એના સહાયકોનુ અમર નામ રહી શકે તત્કારણ હે દયાળુ શ્રીમન્તો ! તમો જરૂર આ તરફ લક્ષ દઇ અશક્તોને આશ્રય આપવા 'રસ્તે ચાલતા પરોપકાર કરવો' એને ફરજ સમજી તત્પર થાઓ !

**તંત્રી.**

———

# "સતી ચરિત ચમત્કાર."

## કિંવા

## પતિવ્રત ધારિણી સ્ત્રી શું ન કરી શકે?

લેખક—રા. રા. છોટુભાઈ દાજીભાઈ દેશાઈ—"શારદા-વિહાર"—સુરત

[ગતાંક પૃષ્ટ ૧૮૧ થી શેષ]

યમ—હે સાવિત્રી! તું પાછી વળ, અને આ સત્યવાનના ઔર્ધ્વદૈહિક (શ્રાદ્ધાદિ) કર તું તારા પતિની પાછળ આટલે સુધી આસક્તિથી આવી જેથી તું તારા પતિથી અનૃણ થઈ છે

સાવિત્રી—જ્યાં મારૂં ભાગ્ય મને દોરી જશે, અથવા જ્યાં મારા પતિ ત્યાં મારે પણ જવું જોઇએ એ સનાતન ધર્મ છે. તપ, ગુરૂભક્તિ, પતિસ્નેહ, વ્રત, તથા આપની કૃપાથી પતિ સાથે ગમન કરવા મને કશો અટકાવ થનાર નથી તત્વવેત્તા પંડિત લોક સપ્તપદીને મિત્રતા કહે છે એ મિત્રતાને આગળ કરી હું આપને કાંઇ કહેવા ઇચ્છું છું તે આપ સાંભળો જે જીતેન્દ્રિય નથી કિન્તુ લમ્પટ છે, અથવા જેને પોતાને પોતાનુંજ ભાન નથી તેઓ ધર્મસેવન, વનવાસ વિગેરેને આધા મૂકે છે અને જે લોક ધર્મનો મર્મ જાણે છે તે સર્વે ધર્મની વાતોજ આગળ ધરે છે

યમ—હે સાવિત્રિ! હું તારી આ સુન્દર અક્ષર તથા અર્થવાળી હેતુ યુક્ત વાણીથી પ્રસન્ન થયો છું તું અહીંથી પાછી વળ! અને હે સુન્દરિ! મારી પાસે તું વર માંગ! સત્યવાનના જીવન સિવાય બીજું સર્વ આપી શકીશ

સાવિત્રી—હે દેવ! જે મારા નેત્રહીન શ્વશુર રાજ્યચ્યુત થઇ વનમાં આશ્રમ બાંધી રહે છે તે આપની કૃપાથી સૂર્ય તથા અગ્નિસમાન તેજસ્વી, બળવાન્ તથા નેત્રવાન્ થાય

યમ—હે સુન્દરિ! તથાસ્તુ! તું અતિ દૂર આવવાથી—ચાલવાથી થાકી ગઇ જણાય છે તતકારણ આટલેથી તું પાછી જા! કે જેમાં તું શ્રમિત ન થાય

સાવિત્રી—પતિ સાથે જતાં મને બીલકૂલ શ્રમ નડતો નથી, તેથી જ્યાં મારો પતિ જાય ત્યાં હું નિશ્ચિત જઇશ હે સુરેશ! જ્યાં તમો મારા પતિને લઇ જાઓ ત્યાં હું પણ આવીશ—ચાલીશ! હે દેવ! મારૂં આ વચન ધ્યાનમાં લો. સત્પુરુષોની સંગતિ એકવાર થતાં પણ પરમ કલ્યાણકારી છે મહાત્મા લોક કહે છે કે સત્પુરુષો સાથે એકવાર મેળાપ થવાથી એ પરમમિત્ર થઇ જાય છે તેમજ સત્પુરુષોની મૈત્રી નિષ્ફળ જતી નથી આથીજ બુદ્ધિવાનો સત્પુરુષોના સમાગમમાં રહેવાનું ખાસ પસંદ કરે છે.

યમ—હે તપસ્વિની સ્ત્રી! તારાં વચનો હિતકારી, મનોનુકૂલ તથા પંડિતોની બુદ્ધિને વધારનારાં છે. ફરી સત્યવાનના જીવન સિવાય બીજું કાંઇ ઇપ્સિત વર માંગી લે!

સાવિત્રી—મારા બુદ્ધિમાન શ્વસુરના રાજ્યને તેના પ્રતિપક્ષીઓએ જીતી લીધું છે. તે પાછું તેને પ્રાપ્ત થાય, તથા તેઓ ધર્મ-ચ્યુત ન થાય.

યમઃ—એ દ્યુમત્સેન રાજાને અતિ ત્વરાથી પોતાનું ગત રાજ્ય પાછું સંપાદન થશે ા ધર્મચ્યુત ન થાય. મેં તારી અભિલાષા પૂર્ણ કરી છે. તેથી હે રાજપુત્રિ ! પાછી વળ ી તને વૃથા કષ્ટ ન થાય !

સાવિત્રીઃ—હે દેવ ! તમેએ આ સર્વ પ્રજાને આપના નિયમથી બાંધેલી છે, તથા પ્રજાને આપની ઇચ્છાનુસાર યમલોક લઇ જાઓ છો, એથી આપનું યમ નામ સાર્થક હે દેવ ! મારૂં આ કથનપણ સાંભળીલો ! સર્વભૂત પ્રાણિઓમાં મન, વાણી, તથા ક-થી દ્રોહત્યાગ, દયા તથા યથાશક્તિ દાન કરવું એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે. તેમજ પુરુષ તેજ કહેવાય છે કે જે શરણ આવેલા ઉપર દયા કરે છે.

યમઃ—હે સુન્દરિ ! આ તારૂં કહેવું સાંભળનારને એટલું સુખ આપે છે કે જે તર-ને પાણી મળ્યા બરોબર છે. હે સાવિત્રિ ! સત્યવાનના જીવન સિવાય જે ચાહે તે વર ે માગી લે !

સાવિત્રીઃ—મારા પિતા અશ્વપતિ સન્તાન રહિત છે, એના વંશકર્તા ( વારસ) સો ત્ર થાય !

યમઃ—તથાસ્તુ ! મેં તારી ઇચ્છા પૂર્ણ કીધી છે હવે તું માર્ગથી પાછી વળ, રણ હવે તું બહુ દૂર આવી છે.

સાવિત્રીઃ—હે દેવ ! હું મારા પતિથી એટલી દૂર નથી. કિન્તુ મારૂં મન દૂરને દૂર ડે છે. મારાં આટલાં વચન સાંભળ્યા છે તો આ એક વધારે સાંભળો ! હે દેવ ! તમો વસ્વાનના પુત્ર હોય " વૈવસ્વત " કહેવાઓ છો ! સર્વ પ્રજા સમાન ધર્મ અથવા એક કારે નિવાસાદિ કરે છે (અર્થાત્ સબલ નિર્બલને સતાવી નથી શકતા અથવા યાદિ સતાવે ા આપના તરફથી દંડ મળે છે ) એ કારણથી હે ઇશ્વર ! આપની ધર્મરાજતા સારી રીતે ાર્થક છે. સર્વને પોતાનાપર વિશ્વાસ નથી હોતો કે જેટલો સત્પુરૂષો ઉપર હોય છે, એથી ર્વ પ્રાણી પાયઃ સત્પુરૂષોને નમન કરવા તથા તેની મૈત્રીની ઇચ્છા રાખે છે. તથા સત્પુરૂષો ર્વ પ્રાણીઓ ઉપર મિત્ર દૃષ્ટિ (દયા દૃષ્ટિ ) રાખે છે, તત્કારણ એની સ્વાભાવિક દયા ષ્ટિથી એના ઉપર સર્વનો વિશ્વાસ હોય છે. તેથીજ મનુષ્ય તથા પ્રાણી માત્ર પ્રાય: સત્પુ-ષોનોજ વિશ્વાસ કરે છે.

યમઃ—હે સુન્દરાંગી ! તેં જે વચનો કહ્યાં એવાં મેં બીજા કોઇ પાસેથી સાંભળ્યા ાથી. હે સ્ત્રિ ! હું તારા આ વચનથી પ્રસન્ન થઇ કહું છું કે સત્યવાનના જીવન સિવાય તું ારી પાસેથી ચોથો વર માગ !

સાવિત્રીઃ—હે દેવ ! મારા તથા સત્યવાનને વંશ કર્તા અતિ પરાક્રમી સો વારસ ત્ર થાય !

યમઃ—તથાસ્તુ ! હે અબલે ! તને પરિશ્રમ ન થાય એવા વિચારથી કહું છું કે હવે તું પાછી વળ !

સાવિત્રીઃ—હે દેવ ! સત્પુરૂષ સદા સનાતન ધર્મ પ્રમાણે વર્તે છે. તેથીજ તેઓ દુઃખિત થતા નથી તેમ ધર્માદિ શુભ કર્મથી ચલાયમાન પણ થતી નથી. સત્પુરૂષનો સંગમ

નિષ્ફલ નથી થતો, તથા સત્પુરૂષો આગળ સત્પુરૂષોને ભય નથી હોતો. તેઓ સત્યથી સૂર્યની મર્યાદામાં ચાલ્યા જાય છે. પોતાના તપ પ્રભાવથી પૃથ્વીને ધારણ કરે છે. તેઓ ભૂત, ભવિષ્યને જાણનારા છે. તેમજ સત્પુરૂષો એમ જાણે છે કે પરોપકાર કરવો એ આર્ય શ્રેષ્ઠ પુરૂષોને સેવિત છે. આથી તેઓ પોતાનું કર્તવ્ય સમજી કર્યા જાય છે, તેઓ એમ નથી જોતા કે એમણે-સામાએ અમારો કાંઇ ઉપકાર કર્યો છે કે નહીં. સત્પુરૂષોની પ્રસન્નતા વ્યર્થ જતી નથી તેમના આશ્રયથી પ્રયોજન નષ્ટ નથી થતું, તેમજ તેના સંગથી પ્રતિજ્ઞા ભંગ નથી થઇ શકાતું. કિન્તુ, પરોપકાર, પ્રયોજન સિદ્ધિ, તથા પ્રતિજ્ઞા કરવી સત્પુરૂષોમાં નિયત છે તેથી સત્પુરૂષ સર્વના રક્ષક ગણાય છે.

**યમઃ—હે સાવત્રી !** જેમ જેમ તું મનગમતા, સુરસ, ગંભીર અર્થયુક્ત ધર્મપ્રધાન વચનો કહે છે, તેમ તેમ મારી તારા ઉપર અત્યન્ત પ્રીતિ ઉદ્દભવે છે. હે પતિવ્રતે ! તું મારી પાસેથી એક અનુપમ વર માગી લે !

[ અસમાપ્ત-શેષમગ્રે ]



# રોવા કૂટવાથી થતા બેહદ ફાયદા !!

પ્રકાશકઃ-પૂર્ણચંદ્ર શર્મા.

**રોવા કૂટવાથી** અત્યંત ફાયદા મળવા છતાં તેની પૂર્ણ માહિતી સંબંધી જોઇએ તેટલું અજવાળું પાડવામાં આવેલ ન હોવાને લીધે જનસમાજના હિતાર્થે પ્રકાશવાની અતિ જરૂર છે કેઃ—

૧ **રોવા કૂટવાથી**—રોવા કૂટવા જવાના નિર્યામત સમયપર હાજર રહેવાની ફરજ પડે છે, તેના લીધે વખતસર સમયનો ઉપયોગ કરવાની ટેવ હાથ કરી શકાય છે.

૨ **રોવા કૂટવાથી**—રોવા કૂટવા વખતે એકજ જાતનો પોષાક (કાળો પોષાક) પહેરવામાં આવવાથી યોગમંડળીની પેઠે તન મન વસનનો એકજ રંગ થવાનો ભાવ હાજરી આપે છે.

૩ **રોવા કૂટવાથી**—લાંબા ટૂંકા હાથ કરવા, કેડમાંથી નીચું નમવું, ગોળાકારે ફરવું વગેરે નિયમસર થતું હોવાને લીધે આખા અંગને કસરત મળવાનો સમય સંપાદન થાય છે.

૪ **રોવા કૂટવાથી**—હાથને છાતી સાથે બરોબર રીતે એકી વખતે લગાવવાનો તેમજ દરેક બાઇઓના સુર સાથે સુર મેળવવાનો અભ્યાસ થવાને લીધે તાલ અને સુરનું જ્ઞાન મળે છે.

૫ **રોવા કૂટવાથી**—બંધ બેસતા રોચક શબ્દોની ભાવના યુક્ત સંકલના અને તે તાબડતોબ કરવાના કારણને લીધે શીઘ્ર કવિતા કરવાનું શિક્ષણ મળે છે.

૬ **રોવા કૂટવાથી**—કોણ બાઇ એ કામમાં હોંશિયાર છે તેની કદર થઇ શકે છે, અને વખતો વખત તે બાઇની સાથે વિશેષ મમતાથી વર્તી સૌ કોઇ આગેવાની ભર્યો ભાગ લેવા આદર કરે છે.

૭ રોવા કૂટવાથી—છાતીને કઠિનપણું પ્રાપ્ત થવાને લીધે તે અવયવોને મજબુતી મળે છે, અને વખતે ચાંદી પડે કે લોહીની શેડો છૂટવા લાગે તો તેથી વિશેષ વૈરાગ્ય અને વીરપણું જાહેરમાં લાવવાની શોભા મળે છે.

૮ રોવા કૂટવાથી—સાચા પ્રેમનું ભાન કરાય છે. તેમજ મરેલાં વ્હાલાં જનોને યાદીમાં આણવાને લીધે પૂર્વજોને પણ લાભ આપી શકાય છે.

૯ રોવા કૂટવાથી—વૈરાગ્યરસની રેલમછેલ કરાવતાં જોનાર સાંભળનારને સંસાર પરથી અભાવ ઉત્પન્ન કરવાને લીધે એક અસરકારક ઉપદેશની ગરજ સારી શકાય છે.

૧૦ રોવા કૂટવાથી—એક બીજાનું ! ઓળખાણુ તાજુ થવું અને પોતાની ભાવનાના વાતાવરણને સબળ કરવાનું સાધ્ય કરી શકાય છે.

૧૧ રોવા કૂટવાથી—હૈયું ખાલી થાય છે, લોહીને ગતિ આપી શકાય છે, લાળ લીંટ વગેરે ઓછાં કરી શકાય છે. ઘરની હવામાં ફેરફાર કરી શકાય છે. અને ચેપી રોગોને એકથી બીજી જગેએ પહોંચાડવામાં સારી મદદ કરી શકાય છે; અથવા વિશેષમાં કહીએ તો વખતે આત્મભોગ આપી નામને દીપાવવાની પદવી પ્રાપ્ત કરી શકાય છે !!

૧૨ રોવા કૂટવાથી—આંસુ વ્હેતાં આંખનું તેજ ધોવાઈ જવાને લીધે અપંગોને અને મગજની તથા તનની બીજી બીમારીઓના જત્થાને આમંત્રણ કરી તેમને ઉત્તેજન આપવાને પરોપકારી પદ મેળવી શકાય છે.

૧૩ રોવા કૂટવાથી—વૈદ્ય, ડૉક્ટર, હકીમો, ગાંધીઓ વગેરેના ગુજરાનનું સાધન મેળવી આપવાની ઉત્તમ મદદને લીધે આશિર્વાદ પ્રાપ્ત થાય છે.

૧૪ રોવા કૂટવાથી—જાહેર બજારની અંદર; ખુલ્લી છાતી, બાંધેલી કેડ, ઉઘાડું માથું, છુટી નંખાતી માથાની લટો અને ઘેલછાની ગતિમાં આરડવું, ધણીડા લેવા વગેરેની બાહોશીને લીધે પ્રેક્ષકો તરફથી વગર ધન વાપર્યે આબરૂ, માન અને વાહવાહ મળે છે.

૧૫ રોવા કૂટવાથી—ખાવા, પીવા, પહેરવા, ઓઢવા, તીર્થયાત્રા આદિનું ખર્ચ ઓછું થાય છે. અરે ! પલંગ પથારીમાં પડયે પડયે ખાવા પીવાનો લાગ હાથ આવે છે; કેમકે તે રોગના ભોગ થઇ પડતાં પથારીને શરણ થઇ કે મરણને શરણ થઈ [જીવનને નકામું કરે છે કે અંત લાવે છે, જેના લીધે પોતાના પ્રાણને મરણના મુખમાં નાખી દુનિયાંને બોધ દેવા સંતપદનું સ્થાન મેળવી શકાય છે.

૧૬ રોવા કૂટવાથી—દમ, ક્ષય, ખાંસી, અશક્તિ, લકવો, અને સ્વરભંગ આદિ અનેક રોગો ઉત્પન્ન કરી તેમને પોષણ કરવાથી પરદુ:ખભંજનપણાનું માન મેળવી શકાય છે.

૧૭ રોવા કૂટવાથી—સ્વદેશનું, સ્વધર્મનું, સ્વદેહનું, સ્વજાતિનું અને ધીર વીરતાદિ સર્વનું સર્વાંશ સત્યાનાશ વાળવાનો વખત હાજર કરવાને લીધે મહાન દ્રોહીપણાનો ખેતાબ અચલ કરી શકાય છે.

વ્હાલાં બાઈ ભાંડુઓ ! હજુ રોવા કૂટવના ફાયદા વર્ણવવા બહુ બાકી છે. આ તો "રૂદન પુરાણ" નો પહેલો અધ્યાયજ છે; તથાપિ આપને વધારે તસ્દી ન દેવાની ખાતર હાલ આટલેથી વિરામવું પડે છે. પરંતુ વચન આપું છું કે ફરી અવકાશના પ્રસંગે બાકીના અધ્યાયો પૂર્ણ કરીશ અને જનસમાજની સાચી સેવા બજાવી વાહવાહ વરીશ ! પણ યાદ રાખવાની ખાસ જરૂર છે કે—

( દુહા. )

ઝૂર્યે કોઇ જીવ્યું નતી, રોયે ન રહ્યું કોય;
આંસુ ઢાળ્યે આવીને—મળ્યું ન કોઇ જોય. ૧
અમર જીવડિત આંસુડાં, સિદ્દ પાડો ધરી શોક;
રોકી ફરી રીબીને, કરો જીંદગી ફોક. ૨
ઘુણાક્ષર ન્યાયે નકી, મળ્યો મનુજ અવતાર;
વ્યર્થ કર્યમાં વ્યય કરી, હારો કેમ ગમાર. ૩
ફરી ફરી મળશે નહી, આ અમૂલ્ય તન-નૂર;
આત્મશ્રેય કરીને કરો, જીવન સફળ જરૂર. ૪
કંઇ ગયા કંઇ જાય છે, કંઇ થયા તયાર;
કોઇ અમર રહ્યું નથી, જીવ માત્ર જાનાર. ૫
નાશવંત વસ્તુતણો, શોક કરો શદ મિત્ર;
દાન પુણ્ય આદિ દઇ, પ્રિયને કરો પવિત્ર. ૬
લીંટ લાળ આંસુ વડે, મરનારો મુંઝાય:
મિત્ર થઈ શત્રુતણો, અંતે કરો ઉપાય. ૭
તમને કે મરનારને, રોયે શું સુખ થાય?
રોગતણા ભોગે પડી, જરૂર જીવથી જાય. ૮
મરનારા કેડે કદી, એ ન કરો કુકૃત્ય;
સુખ તેને અતિ સાંપડે, તેવાં કરો સુકૃત્ય. ૯
કાળતણી કીમત કરો, હરો અનિષ્ટ રિવાજ;
ઉત્તમ કાર્યો આદરો, વરિ વિવેક મનમાંજ. ૧૦
તો આત્મોન્નતિનો તુરત, પ્રગટે પૂરણચંદ્ર;
અનુભવજ્યોતિ ઝગમગે, સેવે સુર નર ઇંદ્ર. ૧૧

( હાલ એટલુંજ ! બાકી હવે પછી )

## સાભાર સ્વીકાર-સમાલોચન.

**વાર્તા વારિધિઃ**—( પ્રકાશક શ્રીયુત ગણપતિરામ ઉતમરામ ભટ્ટ, સારંગપુર-અમદાવાદ ) આ માસિકનો ફાગણ માસનો અંક મળ્યો. આ માસિકનો હેતુ વાર્તાઓ પ્રકટ કરવાનો છે. હાલમાં ગુજરાતી પ્રજામાં વાંચનનો શોખ વધ્યો છે. પરંતુ બહુધા સર્વત્ર નવલકથાનું વાચન વિશેષ છે તે સમયે આ માસિક લોકપ્રિય થઇ પડે એ સ્વાભાવિક છે તેમજ સુન્દર ટાઇટલ પેજથી આ વારિધિનું મથન કરવાથી જરૂર કાંઈને કાંઇ તમને મળી શકશે એવો ઉદ્દેશ-પ્રેરણા છે તે યથાર્થ છે. પણ તે મનરંજન સાથે બોધક છે. કીંયથી કંટાલી આનન્દ મેળવવા આ માસિક ઉપયોગી થઇ પડશે.

**પટેલબન્ધુ**—( તંત્રી રા. રા. કુવરજી વિઠુલભાઈ મેહેતા સુરત ) આ માસિકનો છઠ્ઠા વર્ષનો દીવાળીને ખાસ અંક અભિપ્રાયાર્થે મળ્યો. આ અંકનો ઉદ્દેશ પટેલ બન્ધુના ગ્રાહકોને રોચક વિષયો સાથે વિવિધ જ્ઞાન પણ આપવાનો છે. એમાંના કાવ્યો, સમાજ, ચરિત્ર, શિક્ષણ, સાહિત્ય, માનસ, આદિ વિભાગના વિષયો ખાસ વિદ્વાન ઉપ્યારાંથી વગને મનન કરવા જેવા છે. દિવાળીને ટાંકણે આવું દળદાર વિવિધજ્ઞાનથી ભરપૂર વાચન પૂરૂં પાડવાના પ્રયાસ માટે તેના તંત્રીને ધન્યવાદ સાથે તેની ઉપકારવૃત્તિ ધ્યાનમાં લેવા યોગ્ય છે. તેમજ આ જ્ઞાતિ સંબંધીનું માસિક છે છતાં તેનો વિશાળ હેતુ જોઇ અન્ય જ્ઞાતિ માસિકો જે વ્યર્થ પૃષ્ટજ ભરે છે તેઓએ ધડો લેવા જોઇએ. તંત્રી.

---

"દુર્વ્યસન નિવેધક જીવદયા પ્રચાર અને નીતિવર્ધક મંડળ" સુરત.
દર માસની પૂર્ણિમા તથા અમાંવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિકપત્ર

# સત્સંગ.

વર્ષ ૫ મું.) ચૈત્ર-અમાવાસ્યા. વિક્રમ સં. ૧૯૯૦. ( અંક ૧૮મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सर्वभूताना गाव सर्व सुखावहा ।



श्लोक

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सेतानफळीआ–सुरत.

તા૦ ૧૪ મી એપ્રીલ સને ૧૯૩૪ ને શનીવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂા ૧) આશ્રયાર્થે ઇચ્છાનુસાર પોસ્ટેજ ૦=

# सत्संग–विषयावलि.



---

अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु।




વર્ષ ૫મું. અંક ૧૮મો.] ચૈત્ર-અમાવાસ્યા } [વિક્રમ સં. ૧૯૭૦

## દૈવ અને મનુષ્ય.

( વસંતતિલકા. )

જાશે વહી રજની આ પુટશે પ્રભાત,
ભાનુ ઉગી ગગનમાં કરશે પ્રકાશ;
અંબુજ વારિસરમાં બનશે સસ્મિત,
ત્યારે થઈશ કમલોદરથી વિમુક્ત. ૧

એવા વિચાર કરતો નિજ આત્મ સાથે,
ભૂં ભૂં કરે ભ્રમર કો કમલોદરે એ;
એવે સમે કરિવરે નલિની ઉખેડી,
હા ! હન્ત ! ભૃંગ તજી દેહ થયો વિદેહી. ૨

❀ ❀ ❀ ❀ ❀

સૃષ્ટિ સમસ્ત કમલોદરની સમી છે,
ને માનવી ભ્રમર શાં પૃથિવી વિષે છે;
માતંગ આવી નલિની જયમ ત્યાં ઉખેડે.
વિકાળકાળ હણશે સઉ માનવીને. ૩

રે ! માનવી ! ક્ષણિક વૈભવ તું તજી દે !
ગોવિન્દ ગાન ગુલતાનનું લ્હાણુ તું લે !
બ્રહ્માંડ કેરી રચનાજ અગાધ દીસે,
હા ! દૈવ કેરી કૃતિ તું નવ પાર પામે. ૪

સુરત] હીરાલાલ ભગનલાલ દેસાઈ.

# ગોવિન્દ ગુણ નિવેદન.

## શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

(૧)

શ્રી વિશ્વેશ સુરેશ હે જગપતે કલ્યાણકારી સદા,
બુદ્ધિમન્દ અમો શિશુજન તણી કાપો બધી આપદા;
ત્હારૂં તત્વ અને સ્વરૂપ સરવે ન્યારાં સદા જે ખરે!
તેને તત્વવિદો સહુ સમજવા યત્નો રૂડા આદરે.

(૨)

કિન્તુ કોણ કળે દયા તુજ વિના સંપૂર્ણ રીતે તને,
અલ્પજ્ઞો મતિમન્દ જીવ સહુથી શક્તિ વિના શું બને;
તારા, સૂર્ય, શશી તથા નવ ગ્રહો ત્હારા ડરે સૌ ફરે,
વર્ષા ગ્રીષ્મ વસંત ઋતુ સરવે કાર્યો નિમેલાં કરે.

(૩)

જેણે એક સમે સુરો સહુ કર્યા રાજી રૂડા રત્નથી,
મર્યાદા સ્વીય ના સમુદ્ર કદીએ મૂકે મહા યત્નથી;
વાયુ વાયજ મેઘ તો જળ ભરે એ સૌ બ્હિકે તાહરી,
ત્હારાં કાર્ય અનન્ત સર્વ મહિં, ના પ્હોંચે મતિ માહરી.

(૪)

ત્હારૂં નામ રટું સદા નિયમથી સંભારી સંભારીને,
દેજે તું સુવિચાર સાર ગ્રહવા દીલે દયા ધારીને;
સર્વે ખિન્ન થયા તને વિસરીને ગુણી નાહું કો થયા,
આ સંસાર સમુદ્રમાં ભટકતાં હાલે બુરે તે ગયા.

(૫)

હોયે જે જન દુષ્ટ બુદ્ધિ જગમાં જાણે નહિં તે તને,
તે તો તર્ક કુતર્ક નિત્ય કરીને રે! શૂન્યવાદી બને;
તારી શક્તિ યથાર્થ એ વરણવા પ્હોંચે ન મ્હારી મતિ,
જોડી હસ્ત, કરી સ્તુતિ તુજ તણી યાચું સદા સન્મતિ.

એમ. સી. ત્રિવેદી.

# ઉદર-દર્શન.

વેન્થામ જેવા હિતવાદ-દર્શનની યોજના કરી યૂરોપમાં અક્ષર કીર્તિ સ્થાપન કરી ગયેલ છે. હું હિતવાદ-દર્શનનો વિરોધી નથ-અનુમોદક છું, કિન્તુ એ વાત આપ જાણતા હશો કે નહિં, જે મને માલુમ નથી પરંતુ હું પણ એક સુયોગ્ય દાર્શનિક પંડિત છું. મેં ઉક્ત હિતવાદ-દર્શનનો આધાર લઇ, કાંઇ તેડ ફાડ કરી તથા કાંઇ નવીન ઘડાવી એક નવી દર્શન શાસ્ત્રની રચના કરી છે. વાસ્તવિક રીતે કહીએ તો આ ભારત દેશમાં પ્રચલિત હિતવાદ દર્શનની કેવળ એક નવી વ્યાખ્યા છે. અને હું એનો સ્થૂલ અભિપ્રાય સંક્ષેપ રૂપમાં નિબદ્ધ કરું છું. એ દર્શન પ્રાચીન પદ્ધતિ પુરઃસર સૂત્ર રૂપમાં લખાએલ છે, તથા સાથે એનું ભાષ્ય પણ આપેલું છે. સૂત્રોની રચના જો કે મેં ગુર્જર ભાષામાં કીધી છે, પરન્તુ એથી વાચક વૃન્દે એમ ન સમજવું કે હું સંસ્કૃત જાણતો નથી ! વસ્તુતઃ હું સંસ્કૃતનો મહાન્ પંડિત છું, મારી પાછળ પદવીઓના મોટા મોટાં પૂછડાં લાગેલાં છે, પરન્તુ સાધારણ પાઠક સંસ્કૃત સમજી શકે નહિં, તત્કારણ્યએઓના ઉપર દ્રવીભૂત થઇ મેં ગુજરાતીમાંજ એ સૂત્રો તથા ભાષ્યની સૃષ્ટિ ઉભી કીધી છે. ભાષા જો કે કઠિણ છે પરંતુ વિષય પરત્વે ભાષાનું માહાત્મ્ય વધે છે તે ભૂલવું જોઇએ નહિ ચાલો, લો ! હવે હું મારા દર્શન શાસ્ત્રનો પ્રારંભ કરું છું.—

ॐ नमो भगवते उदरदेवाय !

**અથ સૂત્રાવતાર**—જીવ શરીરસ્થ બૃહત્ ગહ્વર વિશેષ ને ઉદર કહે છે ॥૧॥

**ભાષ્ય**—'બૃહત્' શબ્દથી દ્યોતિત થાય છે કે નાક, કાન આદિ ક્ષુદ્ર ગહ્વરોને ઉદર કહી શકાતું નથી, જો કદાચ કહે તો મહા ભારી દોષ ઉપસ્થિત થાય છે.

'જીવ શરીરસ્થ' પદથી સૂત્રકારની દૂર દર્શિતા પ્રકટ થાય છે જો આ વિશેષણ આપ્યું ન હોત, તો કોઇ પર્વત-ગુહા આદિને પણ ઉદર સમજી લેતે અને એની પૂર્તિ કરવાને પ્રયત્ન કરવા મંડતે.

'ગહ્વર'—યદ્યપિ જીવ શરીરસ્થ ગહ્વર વિશેષે ઉદર શબ્દ વાચ્ય છે; તથપિ અવસ્થા વિશેષમાં અન્ય કેટલાંક સ્થાન પણ ઉદરમાં ગણી લેવાય છે, તત્કારણ ઉદરનું અવલક્ષણ આપતાં પૂર્તિની આવશ્યકતા છે.

**સૂત્ર**—ઉદરની ત્રિવિધ પૂર્તિજ પરમ પુરુષાર્થ છે ॥૨॥

**ભાષ્ય**—સાંખ્ય દર્શનમાં કહ્યું છે કે આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એ ત્રણ પ્રકાર ત્રિવિધ ઉદરપૂર્તિ છે.

**આધિભૌતિક**:—લાડુ, પેંડા, બરફી, હલવો, પૂરી, કચોરી આદિ ભૌતિક સામગ્રી દ્વારા જે ઉદર પૂર્તિ કરી શકાય છે, એને **આધિભૌતિક પૃર્તિ** કહે છે.

**આધ્યાત્મિક**:—જે લોક મોટા (લંબાઇમાં) પુરુષના વચનોમાં લુબ્ધ હોઇ કાલ વ્યતિત કરે છે. એને **આધ્યાત્મિક ઉદર પૂર્તિ** કહે છે.

આધિ દૈવિક.—દૈવની કૃપાથી પ્લીહા, યકૃત આદિ રોગો દ્વારા જેનું ઉદર ભરાઇ જાય છે, એને આધિદૈવિક ઉદર પૂર્તિ કહે છે.

સૂત્ર—એમાં આધિ ભૈતિક પૂર્તિજ વિહિત છે ॥૩॥

ભાષ્ય:—'વિહિત' શબ્દથી અન્યાન્ય પૂર્તિઓનો નિષેધ થયો કે નહિં એની મીમાંસા હવે પછી થનારા ભાષ્યકાર કરશે

હવે સિદ્ધ થયું કે ઉદર નામક મહા ગહ્વરમા લાડુ, પેંડા આદિ ભૈતિક પદાર્થોનો પ્રવેશ એજ પુરુષાર્થ છે, અતએવ આગળ હવે એ વાતની વિવેચના કરું છું કે એ ગહ્વરમાં **શી શી રીતોથી ઉકત ભૂતોનો પ્રવેશ કરાવી શકાય.**

સૂત્ર—પૂર્વ પંડિતોએ પુરૂષાર્થના **વિદ્યા, બુદ્ધિ, પરિશ્રમ, ઉપાસના, બળ, અને પ્રતારણા** એ ૭ ઉપાય બતાવ્યા છે. ॥૪॥

ભાષ્ય:—૧ **વિદ્યા**— વિદ્યા કોને કહે છે, એ સમજવું કઠિન છે કેટલાકનો મત છે કે લખતાં વાંચતાં શીખવાને વિદ્યા કહે છે કેટલાક કહે છે કે વિદ્યાને માટે વિશેષ લખતાં વાંચતાં શીખવાની જરૂર નથી. પુસ્તકો લખતા અને સામયિક પત્રોમાં લેખ લખતાં આવડવાથી એ કામે નભ્યું જાય છે, પરન્તુ કેટલાક એનો વિરોધ કરે છે. તેઓ કહે છે કે "સારી રીતે લખતાં વાંચતાં આવડયા વગર એ કામ કેવી રીતે કરી શકાય ? કિન્તુ મારી સમજથી એ પ્રકારનો તર્ક કરવો બિલકુલ બહાર છે મગરનું બચ્ચુ ઇંડામાંથી નિકળતાં કેડે તુર્ત પાણીમાં ડુબકી મારે છે એને શીખવાની આવશ્યકતા રહેતી નથી એ રીતે આપણા દેશના લોકોમાં વિદ્યા સ્વતઃ સિદ્ધ હોય છ, એમને લખતા વાચતાં શીખવાની શી આવશ્યકતા ?

૨ **બુદ્ધિ**—જે આશ્ચર્યકારિણી શક્તિ દ્વારા આંબાને આમલી અને આમલીને આંબો બનાવી શકે છે, એ શક્તિને બુદ્ધિ કહે છે, જે રીતે કૃપણ પોતાનું સચિત કરેલાં ધનને પોતેજ જોઇ શકે છે, બીજો કોઇ દર્શનાભિલાષી જોઇ શકતા નથી એજ રીતે આપણી એ બુદ્ધિને બીજું કોઇ જોઇ શકતું નથી આપણે એકલાજ જોઇ શકીએ છીએ. પૃથિવીની સમસ્ત સામગ્રિઓની અપેક્ષાથી માલુમ પડે છે કે જગતમા આની અધિકતા છે, કારણ કે કોઇ સમયે કોઇને પણ એમ કહેતા સાભળ્યુ છે કે એને હમે થોડી વાપરી છે.

૩ **પરિશ્રમ:**—સમયાનુસાર ગરમ ગરમ ભોજન કરવું, તત્પશ્ચાત્ કોમળ સુંવાળા બીછાના ઉપર સુખ નિદ્રા લેવી, હવા ખાવા જવું, પાન ખાવું, તમ્બાકુ પીવો, સ્ત્રી સાથે સુરસ વાર્તાલાપ કરવો ઇત્યાદિ ગુરૂતર કાર્યોને સમ્પાદન કરવાનું નામ પરિશ્રમ છે.

૪ **ઉપાસના**—કોઇ વ્યક્તિના સંબંધમા જો કોઇ વાત કહેવાની હોય તો કયાં તો એના ગુણ કીર્તન કરાય છે અથવા દોષ કીર્તન બહુધા લોકોનો એવો ખ્યાલ છે કે દોષ ન હોવા છતાં પણ દોષ કીર્તન કરવાને નિન્દા તથા દોષોના અસ્તિત્વથી દોષ વર્ણન કરવાને વકતા વાદિતા કહે છે, પરન્તુ વાસ્તવિક એવું નથી કોઇ ક્ષમતા શાલી વ્યકિત પ્રાય દોષી હોવા છતાં પણ દોષ કીર્તન કરવાને નિન્દા તથા દોષી ન હોય છતા દોષ કરવાને સ્પષ્ટ વક્તા યા રસિકતા કહે છે. વળી ગુણોના વિષય પરત્વે જોઇશું તો ગુણહીનના ગુણ કીર્તન કરવાને ન્યાય નિષ્ઠતા અને વાસ્તવિક ગુણીના ગુણ કીર્તન કરવાને ઉપાસના કરે છે, અત્રે ઉપાસનાનો આ અભિપ્રાયજ યોગ્ય છે.

**પબળ**—બડી બડી લાંબી ચોડી વાતો છાંટવી. લાલ લાલ આંખો બતલાવી જોરશોર ચીલ્લાવું, ધમકાવવું, મુખથી અનર્ગલ ઉદ્ગાર, અશ્રુ તથા થૂકની વૃષ્ટિ કરવી, દાંતોથી હોઠ દબાવવા, દાંત પીસવા, થપ્પડ લાત ઘુસ્સા બતલાવવા તથા વિપક્ષની થોડી પણ તૈયારી જોઇ 'નવને બે અગિયાર' ભણી જવું ઇત્યાદિને બળ કહે છે

બળ ૭ પ્રકારના છે, જેમકે —

**મૌખિકઃ**—ગાળ, નિન્દા આદિ

**હસ્ત**—તર્જની, ઘુંસા, મુક્કા બતાવવા આદિ

**પાદ**—પદાઘાત દિ

**ચાક્ષુષ**—રોવું આદિ, यथा चाणक्य पण्डितस्य "बालाना रोदनं बल" इत्यादि

**ત્વાચ**—મારપીટ સહન કરવું. આદિ

**માનસ**.—દ્વેષ, હિંસા આદિ,

૬ **પ્રતારણા**—નિમ્ન લિખિત વ્યક્તિઓને પ્રતારક સમજવા.

૧ **દુકાનદાર.** પ્રમાણ લો—દુકાનદાર ચીજ વેચી દામ માગે છે. જેટલા દામ આપવા વાળા છે, એ સર્વનો પ્રાય એજ મત રહે કે હમે ચીજ ખરીદતી વખતે ઠગાયા છીએ.

૨ **ચિકિત્સક.** પ્રમાણ—રોગીના સારા થયા બાદ જ્યારે વૈદ્ય ફી માગે છે તો રોગી બહુધા એજ સિદ્ધાન્ત કરી બેસે કે હું તો મારી મેળેજ સારો થઇ ગયો છું, એ આવી વાતો બનાવી-મનાવી અમને ઠગવા ચ્હાય છે

૩ **ધર્મોપદેશક.**—એ સહુથી પ્રસિદ્ધ પ્રતારક છે એ ઠગ છે, એનું સહુથી પ્રબળ પ્રમાણ એ છે કે જે કોઇ પાસેથી ધનાદિ મેળવવાની ઇચ્છા રાખતા નથી.

ઇત્યાદિ બીજા ઘણાં છે, જે વાચક શોધી લેશે કારણ કે તેમણે પણ હમારી સાથે આ વિષયમાં ઉંડા ઉતરી સાથે સાથે ચાલવું જોઇએ

સૂત્રઃ—આ ૭ પ્રકારના ઉપાયોદ્વારા ઉદરપૂર્તિ યા પુરૂષાર્થ સાધન અસાધ્ય છે. ॥ ૫ ॥

ભાષ્યઃ—આ સૂત્રથી પૂર્વ પંડિતોના મતનું ખંડન કર્યું છે. વિદ્યાદિ ૭ પ્રકારના ઉપાયોથી ઉદર પૂર્તિ થઇ શકતી નથી એ અમે ક્રમશ સાબિત કરીએ છીએ

**વિદ્યા**—વિદ્યાથી યદિ ઉદર પૂર્તિ થાય, તો ગુર્જર સમાચાર પત્રો ભૂખે કેમ મરે?

**બુદ્ધિ**—યદિ બુદ્ધિથી ઉદર પૂર્તિ થાય, તો ગર્ધવ બોજો કેમ લાદે છે?

**પરિશ્રમ**—પરિશ્રમથી યદિ થાય, તો વિદ્વજ્જન કલાર્કગીરી કેમ કરે?

**ઉપસના**—યદિ ઉપાસનાથી થાય, તો સાહેબ લોકોનું અનુગ્રહ આ બાબુ. ચક્રરજી પર કેમ નહિ?

**બળ**—યદિ બળથી થાય, તો હમે ભણીને માર કેમ ખાઇએ છીએ?

**પ્રતારણા**—યદિ પ્રતારણાથી થાય તો ઘણી વાર શરાબની દુકાનોનાં દેવાળાં કેમ નીકળે છે?

**સૂત્ર**—ઉદર પૂર્તિ યા પુરૂષાર્થ કેવળ હિત સાધનદ્વારા સાધ્ય છે ॥ ૬ ॥

ભાષ્ય—ઉદાહરણ—બ્રાહ્મણ-પંડિત લોકોના કાલમાં મંત્ર પુકી એનુ હિત સાધન કરે છે. પ્રતિષ્ઠાચાર્ય લોક હજાર બે હજાર રૂપીઆ લઇ પ્રતિષ્ઠા કરાવનારનું હિત સાધન કરે છે. રૂસિઆ ઇરાન તથા મંગોલિઆનાં હિત સાધનમાં મંડેલું છે. બાલ્કન રાષ્ટ્રે તુર્કીનું હિતસાધન સાધ્યું છે. ન્યાયાધીશ ન્યાય કરી દેશનું હિતસાધન કરે છે. તથા પ્રકાશક લોક સારા નબળા પુસ્તકો છપાવી પ્રકાશમાં મૂકી દેશનુ હિત સાધન કરે છે એ સર્વના પ્રચુર પરિમાણથી ઉદરપૂર્તિ થાય છે.

સૂત્ર—અતએવ સર્વે દેશનું હિતસાધન કરવું જોઇએ ॥ ૭ ॥

ભાષ્ય—અન્તિમ સૂત્રદ્વારા હિતવદ દર્શનની એકતાનું પ્રતિપાદન કર્યું છે અત એમ અત્રે બંબુચકકરજીના સૂત્ર ગ્રન્થની સમાપ્તિ થાય છે. આશા છે કે ભારતવાસી આ દર્શન શાસ્ત્રને સમજી પોતાના મસ્તિષ્કપર ચઢાવશે.

શારદા-વિહાર-સુરત] છોટુભાઈ હાજીભાઈ દેશાઇ.



## ચા.

કોઇ પદાર્થ ચાહે આપણા સ્વભાવને અનુકૂળ હો, ચાહે પ્રતિકૂલ હો, પરન્તુ આપણે બીજાની દેખા દેખી તેમના ખાવા પીવાનું અનુકરણ કરવું અવશ્ય શીખી લઇએ છીએ. ચા યદ્યપિ આપણા લોકને સ્વભાવને માફક નથી કિન્તુ તો પણ આપણે એને નિત્ય પ્રતિ ખાવા પીવામા અવશ્યકીય પદાર્થો સમાન ઉપયોગ કરીએ છીએ આ ચાલુ જમાનામાં આ દેશમા પ્રાય સર્વ શ્રેણી॥ અથવા સર્વ જાતિના લોકોમાં ચા પીવાનો શોખ અધિકાધિક વૃદ્ધિ પામતો જાય છે પ્રભાતનુ પહોર ફાટતાજ ઘર ઘર ચા દેવીની આરાધના થઇ-કરવા માડે છે અને તેનો કૃપા પ્રસાદ આરોગવા સાથે મ્હો પણ ફાટે છે. બહાર પણ "ચા"નું પવિત્ર નામ કર્ણ ગોચર થાય છે. ગલી, કુચી, બજાર, કોર્ટ, કચેરી, ધર્મશાળા, સ્ટેશન આદિ સર્વસ્થાનોમાં "ગરમાગરમ ચા" શબ્દોના મધુર ધ્વનિ સંભળાય છે ચાનો આટલો બધો પ્રચાર હોવા છતાં પણ પ્રત્યેક મનુષ્ય એ નથી જાણી શકતો અર્થાત એટલો વિચાર નથી કરતા કે "ચા શી રીતિથી તૈયાર થાય છે, તેમજ એમાં કયા કયા ગુણ દોષ છે?" આથી સર્વ સાધારણને જાણવામા ઉપયોગી થાય જાણી અત્ર અમે ચાનું થોડું વિવરણ આપવું આવશ્યક ધારીએ છીએ

ચાનો પ્રથમ આવિષ્કાર (દર્શન) ઈ. સ ૧૬૦૦માં થયો, આ સમયે એ રૂ૦ ૪૦૦) શેર વેચાતી હતી, પરન્તુ હાલમા સારામાં સારી ચા ૫) રૂપીએ શેર છે ચાની ખેતી ચીન, જાપાન, આદિ દેશોમાં થાય છે કિન્તુ હિન્દુસ્થાનમાં કાંગડા, પાલમ્પર, આસામ, નીલગિરિ તથા લંકામાં જેટલો પાક ઉત્પન્ન થાય છે તેટલો ભાગ્યેજ બીજે નીપજતો હશે. ફક્ત આસામ પ્રાન્તમાંના ચાના બગીચાઓમાથીજ દુનીઆના વપરાશમાં આવતી ચાનો લગભગ પોણો ભાગ પ્રાપ્ત થાય છે ચાના છોડ ત્રણ વર્ષ બાદ પાદડાં ચૂંટવાને લાયક થાય છે. ત્યાં સુધી એનાં પાંદડાં બીલકુલ તોડવામાં આવતા નથી, એનો છોડ વધીને દશ બાર ફુટ ઉંચા થઇ શકે

છે, પરન્તુ ઉત્તમ ચા બનાવવાને માટે એને વારંવાર કાપી ત્રણ ચાર ફુટથી વધારે વધવા દેતા નથી ચને છે. જ્યારે ત્રણ ચારવર્ષે પરિપક્વ થાય છે, ત્યારે એના ઉપરના પાંદડાની પહેલીવાર ઘણી સાવધાનીથી ચૂંટણી કરવામાં આવે છે, પહેલીવારના તોડેલાં પાન અત્યન્ત લીલાં હોય છે અને તેની લંબાઇ ૧થી ૨ ઇંચ લગભગ હોય છે. એ પાનની બનાવેલી ચા ઉત્તમ ગણાય છે. વળી એ પાન કુમળાં હોવાથી એની ચૂંટણી હોશિયાર માણસો પાસેજ કરાવે છે. બીજી અને ત્રીજી વખતની ચૂંટણીમાં એટલી સાવધાનીની અત્યવશ્યકતા નથી, કારણ કે ત્યારે પાંદડા મોટા થઇ ગએલાં હોય છે. એને નાનાં નનાં બાળકો ઘણું તોડી શકે છે એક વર્ષમા ત્રણ ચાર વાર ચાની ચૂંટણી થાય છે. બજારમાં આપણે જે તરેહ તરેહની ચા જોઇએ છીએ. તે સર્વ એક પ્રકારના વૃક્ષોમાંથીજ ઉત્પન્ન થએલી છે. માત્ર જમીન, પત્રચૂટણીનો સમય તથા તૈયાર કરવાની વિધિની વિભિન્નતાથી એમાં ભેદ પડી જાય છે. ચાના તોડેલાં પાનને દશ બાર કલાક છાંયડામાં સૂકાવા દે છે. જેથી એમાં એક પ્રકારનુ રાસાયનિક પરિવર્તન થાય છે. એ પત્રોને અગ્નિપર સૂકવવાથી કાળા રંગની ચા બને છે. તથા એને છાંયડામાં ન સૂકવી અગ્નિ ઉપર સૂકવવામાં આવે તો હરિતવર્ણી ચા બને છે. કિન્તુ બજારમાં ઘણે ભાગે પ્રસિયન બ્લ્યુ આદિ પદાર્થોદ્વારા રંગીને કાળી ચા અથવા લીલી ચાના નામથી વેચે છે.

દેશ દેશના રિવાજ પ્રમાણે ચાને વિવિધ પ્રકારે વ્યવહારમા ઉપયોગ લે છે. ચાના પુરાણા શોખીન ચીના લોક ચામાં બીજું કાંઇ પણ ન મેળવી કેવળ ચાને પાણીમા ઉકાળી પાન કરે છે, જાપાની લોક ચાના ચૂર્ણને ગરમ પાણીમાં મેળવી પીએ છે, જર્મન દેશવાસી ચામાં શરાબ યા દારૂ ચીની વગેરે સુગન્ધિત પદાર્થ મેળવી પીએ છે, રશિઅન લોક લિંબુનો રસ મેળવી પીએ છે, અંગ્રેજ લોક ચાને દૂધ, ખાંડ તથા બિસ્કુટ આદિ પદાર્થોની સાથે સેવન કરે છે.-પીએ છે. અને તેમજ જાણ્યે અજાણ્યે, વિચારે અવિચારે અનુકરણ કરવામાં શૂરા ભારતવાસીઓ પણ પ્રાયઃ એ પ્રકારેજ દૂધ આદિ મેળવી ચાનું સેવન કરે છે.

## ચાના ગુણ દોષ.

ચા ગરમ તીક્ષ્ણ, ઉત્તેજક અગ્નિપ્રદીપક, અને કફ તથા મેદનાશક છે. તરત બનાવી પીધેલી-ગરમા ગરમ ચા શરીરમા એક પ્રકારની જાગૃતિ સ્ફુર્તિ ઉત્પન્ન કરે છે, અપચો-અજીર્ણને દૂર કરે છે. દસ્ત સાફ લાવે છે. જેના શરીરમાં મેદ ધાતુ અર્થાત્ ચરબી ઘણી વધી ગઇ હોય છે, તેમજ જે મનુષ્યોના શરીરમાં કફ તથા શરદી પ્રધાન હોય છે એને ચા માફક આવે છે વિશેષે કરીને ઘણો શારીરિક શ્રમ કરવાથી થાકેલા મનુષ્યને ચાથી ઘણો ફાયદો થાય છે. પરન્તુ ચાના ઉપર કહેલા ગુણો નામ માત્ર ગુણ છે. કારણ કે ચાના અધિક અભ્યાસના પરિણામે બધાએ એ સર્વ ગુણોનું દોષોના રૂપમાં પરિવર્તન થાય છે. થોડી ચા પીવાથી શરીરમાં સુસ્તી અથવા આળસ ઉત્પન્ન કરે છે, તેમજ ઘણી પીવાથી શરીરમાં એક પ્રકારની હાનિકારક જાગૃતિ પ્રકટ કરે છે તથા નિદ્રાને દૂર કરે છે અથવા મસ્તિષ્કના જ્ઞાન તન્તુઓમાં જાગૃતિ ઉત્પન્ન કરી પાછળથી એને કમજોર બનાવે છે. ચાનું પ્રાતઃકાળમાં પાન

કરવાથી ભૂખ દૂર થય છે—મરી જાય છે તથા ધીમે ધીમે પાચનશક્તિને મન્દ કરે છે ચાનુ રાત્રિએ સેવન કરવાથી દિન ભર કામ કરવાથી થાકેલાં જ્ઞાનતન્તુઓ પુન જાગૃત થાય છે, જેથી નિદ્રા ભંગ થઇ તેથી અનેક પ્રકારની વ્યથાને અથવા માથાનો રોગ ઉત્પન્ન થવાની સમ્ભાવના થય છે ચ નો હમેશ અભ્યાસ થવાથી રૂધિર ગરમ થઇ જાય છે શરીરમા દુર્ગંધતા આવે છે, હૃદયનો ધકધમાટ વૃદ્ધિ પામે છે, તથા શ્વાસની શિકનેસ ઉત્પન્ન થાય છે ગરમાગરમ ચા પીવાથી પ્રથમ દસ્ત સાફ આવે છે પરન્તુ પાછળથી આતરડાના સ્નાયુઓ દુર્બલ થવાના કારણથી કબજીઆત થાય છે આના અધિક અભ્યાસ થવાથી આવશ્યક ભોજન લઇ શકાતુ નથી હૃદયમા દાહ ઉત્પન્ન થાય છે આમા ઉત્તેજક ગુણ અધિક હોવાથી તમાકુ અફીણ આદિ દુર્વ્યસનની સમાન એનુ મજૂત અથવા અન્તરકામા એક પ્રકારની ખરાબ અસર થાય છે આમા ઉત્તેજક ગુણ અધિક હોવાથી તમાકુ, અફીણ આદિ દુર્વ્યસન માફક એનુ વ્યસન પણ વળગી જાય છે, તથા પછી એનુ છુટવુ પણ મૂશ્કિલ થઇ પડે છે લન્ડનના ડૉક્ટર સર બ્રાઉટન "પ્રેક્ટીશનર પત્રમા લખે છે કે અત્યન્ત ચા પીવાથી ભૂખની ઇચ્છા ઓછી થાય છે ખાધેલુ ભોજન સારી રીતે પચતુ નથી, તથા ભોજનને પચાવનાર પરિપાક શક્તિ મન્દોર-મદ થઇ જાય છે ચા અન્તમાં શરીરના સર્વ અવયવોને શિથિલ કરે છે ચા પીનારના શરીરમા પ્રથમ સ્ફૂર્તિ અવશ્ય માલુમ પડે છે પરન્તુ થોડાસમય પછી એની ખરાબ અસર જોવામા આવે છે. વિશેષે કરીને ગરમ દેશોમાના રહેવાસીઓને માટે ચાનો અતિ અભ્યાસ ઘણો હાનિકારક છે

(અપૂર્ણ)

છોટુભાઇ દાજીભાઇ દેશાઇ



# વખતનો વરઘોડો.

યાને

અંક ૧લો

## મદ્યપાન નિષેધક-ખ્યાલ.

શરાબ જેવી ખરાબ વસ્તુ, નવ દીઠી જગમા કયાહી,
વાઇન આટલી વિષે વર્ણવુ, ધ્યાન કરો હિંદુભાઈ.
શિવ શિવ આ શુ થયુ અરેરે, ગ્લાસ ભરી પીવા માંડયા,
સ્વર્ગ તણુ સુખ તજી પૂર્વજો, હાહાકાર કરવા લાગ્યા
દશા થાય છે પીનારાની, કથન કરૂં તે સાભળીએ,
વાટ ઘાટમા પડયા કદીતો, ઓચિંતા એથી મરિએ

સિવાય હમસે જુદા અલીતક, પયદા જગમે હુવા નહિ,
પહેલવાન પીછે હઠ જાવે, કેદરે કરો સ્વજન તુમહિ,
પહેરન ધોતી ઔર દુપટ્ટા, ફેંટા ભી બરબાદ ગયા,
કીસમતમે કયા લીખા હમારે, ખીસેમેં દમડી ન રહા.
અગોબાઇ હા કોહુ ન આલા, હાતાત કાઢી ઘેવુનશી.
ઇકડે તિકડે બઘત રાહીલી, ઉફટ ઘાતલી ડોકીશી.
વ્યસનોથી વાકેફ થએલી, ગુજરાતન કહેવા લાગી.
ચ્યમ પીટયા કંઇ દિવસ ફર્યા છે, નફટ નિરંકુશ જા ભાગી.
આ વખતે કોઈ હોત બીજો તો, યથા યોગ્ય સુખ દેખાડું.
પતિ શબ્દ એ મહા તિવ્ર છે, ભવ આખું હું કયાં બાળું.
આ સંબંધમાં આજ પછી જો, અવાજ કંઇ કાને પડશે.
દેખાડી હું દઇશ ખરેખર, વચન 'કદાપિ' નાં ટળશે.
ઓમાં ઓમાં મૂક અલી, કહીને ઐરીનો હાથ ધર્યો,
બની દિગંબર નૃત્ય આદર્યું, સ્વાદ ગ્રહણ કેવોજ કર્યો.
ધર્મ ગુરૂની સોગન ખાધી, કાશીમાં જઇને નાહ્યા,
છતાં પાપ કાંઈ નાં ધોવાયું, અંતરમાં બહુ પસ્તાયા.
ઉલટી સુલટી રીત આદરી, ફજીત ફેનસીએ કીધાં.
લાજ ગુમાવી સર્વ જગોએ, ફળ એમાંથી એ લીધાં.
પૂર્ણ ખ્યાલ સૌ થયો અમારો, ઇનામ દેવા યત્ન કરો.
પ્રસાદ છે આ ગુરૂ કૃપાનો, ઉમેદ સૌ મનમાંજ ધરો.
આ પ્રયોગના પચાસ કાગળ દેશાવર લઈ મોકલશે,
તે જીવોને ટુંક મુદતમાં, પ્રજા તણું સુખ પ્રાપ્ત થશે.
કલકત્તા દિલ્હી લખનૌ, પંજાબ મુલક દેખા સારા,
અમદાવાદ બડોદા સુરત, કોકણુલી સબસેં ન્યારા.
કચ્છ માંડવી છોડ દઇ, અબ બંબઇ શહર બસાયા હય,
ઉસ્તાદ ગુરૂ જમીયતકા ચેલા, વોહી બનાને વાલા હય.

કવી ભાગલોયા કચ્છ—માંડવીવાલા.
ઠેં૦ શેઠ ધરમસી ભવાનજી ઉનવાલાના માળામાં,
કાંદાવાડી—મુંબઇ.

# ગૌમાતાના ગુણ ભૂલો મા!

(હરિગીત છંદ)

(૧)

અગણિત ગુણ ગણાય છે ગૌમાતના વિચારીએ,
એ ભવ્ય પ્રાણી વિચાર કર નર ચક્ષુ ખોલી દેખીએ;
ખોરાક જે ખડ ખાય છે બક્ષીસ પ્રભુએ આપીયું,
દહીં દૂધ ઘી તેનાં અને ઉત્તમ સુસ્વાદે જાણીયું.

(૨)

બાળક તથા રોગિષ્ટની આશીષ લે તે ઉરથી,
ને શીતલાના રોગીઓ મૂકાવતા એની રસી;
હેરાન કરતા મચ્છરો જે રાત્રિના અવસાનમાં,
અર્પાયું ઔષધ કુદરતી છે ગાય કેરા મૂત્રમાં.

(૩)

ખોરાકને આરોગીએ તે નીપજે ખેતર મહીં,
ધન-ધાન્ય ખેતી માત બળદો જોડીએ છે અહીં તહીં;
વળી પહેરીએ જે લૂગડાં, તે નીપજે કોની વતી,
ઉપકાર કોનો માનવો વિચાર કર નર તું જરી.

(૪)

નુકશાન કેવું થાય હા! એક ગાયનું મૃત્યુ થતાં,
ઉર હાય! મારું થરથરે વર્ણન ન તહેતું સાંભળતાં;
ભૂખે પડી ધૂળ ચાટતી ભોંયે પડી બહુ સાંભરે!
વૃદ્ધ જ થતાં સ્વાર્થાન્ધ જન બહુગુણ તેના વીસરે.

લી૦ સેવક

મુંબાઇ] હેમચંદ ફુલચંદ.

---

# માંસાહારથી થતી ગાંઠ.

વિલાયતના ડૉક્ટર મસગ્રોવ પોતાના એક પુસ્તક 'નર્વસ બ્રેકડાઉન' માં લખે છે કે ઘણે ભાગે માંસાહારીઓને વૃદ્ધાવસ્થામાં ગાંઠની પીડા સહન કરવી પડે છે, કારણ એ છે જે માંસમાં એક એવા નિકૃષ્ટ પદાર્થ છે, કે જે કદી પચતો નથી તેમજ કોઇ પણ રીતિથી બહાર પણ નીકળી શકતો નથી ચરબી આદિ માંસના સર્વ અંશ પચી જાય છે. તેમજ બહાર નીકળનારા બહાર નીકળી જાય છે, પરન્તુ ઉપયુક્ત પદાર્થ કદી પણ નીકળતો નથી. તથા એક ખૂણામાં એકઠો થયા કરે છે, મનુષ્યની ઉમર જેમ જેમ વધતી

જાય છે. તેમ તેમ તે તેનું જોર બતાવવા માંડે છે. તથા અન્ત સુધી તે વ્યથા કાયમ રહે છે. મોડી રાતે માંસ ભક્ષણ કરવું એ પણ એમાં મુખ્ય કારણ થઇ પડે છે. આ થીએરી જોતાં જણાય છે કે માંસ ભક્ષણ કરી ઉત્તરાવસ્થામાં દુઃખને આમંત્રણ કરવા જેવું છે અથવા હાથે કરી હાથની કુહાડી પોતાનાજ પગ પર મારવી એવોજ હેતુ એમાંથી નીકળે છે. ફળાહારનો સાત્વિક ખોરાકના સ્વાવલંબનને બદલે અનીતિને રસ્તે દોરાવનાર સાથે બીજા અનેક દુર્ગતિદાયક રસ્તે પાડનાર માંસ ભક્ષણના અનિષ્ટ ખોરાકનું સ્વાવલંબન એ તેમની બુદ્ધિની અધમતા સૂચવે છે,

તંત્રી.

## અશકતાશ્રમ.

પાત્ર કુપાત્ર દિયે કછુ દાનહી તે સહુ રૂપ રચે રવિરાઇ;
ગાયનકોં તૃણ દેત કરી પન્નગકોં પયપાન કરાઇ;
કોં સહુ તે સુધ પાયસ હોત, સુપાયસ તે વિષ હોત સિવાઇ,
યા બિધ દાન દિયે બીન જાન સુ, તાબિધ કો ફલ તાહી દિવાઇ.

( સંગીતાદિત્ય )

ઉક્ત પદનો અર્થ સરળજ છે કે પાત્ર–કુપાત્રને દીધેલાં દાનથી પાત્ર યોગ્યતાનુસારજ બદલો મળે છે. ગાયને ઘાસ આપીએ, અને સર્પને દૂધ આપીએ, તો ક્ષુદ્ર કીંમતના ઘાસને બદલે સારું મિષ્ટ દૂધ અને દૂધના બદલાં પ્રાણઘાતક વિષ મળે છે, પ્રસ્તુત્ત પદખંડથી આપણને જાણવાનું–શીખવાનું મળે છે કે આપણે જે દાન કરવું તે પાત્ર જોઇને આપવું કેવળ સાધુ નામ ધારી અલમસ્ત રખડતા દેશના ભાર રૂપ મનુષ્યોને દાન આપવા કરતાં, આંધળાં, પાંગળાં, લૂલા, લંગડાં, રોગિષ્ટ સાધનહીન સ્વજન વિરક્ત મનુષ્યોને આશ્રય આપવો સર્વને ઉચિત જણાયા વિના રહેશે નહિ. આ સર્વ પ્રિય વ્રત છે, તથા અશક્ત મનુષ્યને જોઇ હરકોઇના હૃદયમાં દયા વૃત્તિ જાગૃત થયા વિના રહે નહિ. એવું અમારા આજ સુધીના અનુભવથી સમજવામાં આવ્યું છે અત્રે મુલાકાત લેનારા સજ્જન મહાશયો જે બહુધા આશ્રમની સ્થિતિથી કલ્પના વિહીન હોય છે તેઓ અત્રે એકવાર જોઇ મુગ્ધ થાય છે.

આ ચાલુ પખવાડીયામાં આશ્રમમાં થએલા શેરાઓ કે જે નીચે આપવામાં આવ્યા છે તેઓમાં અત્રેના નવા નીમાએલા મે૦ કલેક્ટર સાહેબ બહાદૂરની રિમાર્ક વધુ ધ્યાન ખેંચે એવી છે એઓએ આશ્રમની મુલાકાત દરમીઆન, દરેક અશકતોને જોઈ, તેઓ કેવી સ્થિતિમાં અત્રે આવવા પામ્યા છે તે સંબંધી દરેક અશક્તને પોતની હકીકત પૂછી, આશ્રમની વ્યવસ્થા, દાણા વગેરેની સાચવણી વગેરેની બારીકીથી તપાસ કરી તથા સર્વ વ્યવસ્થાને માટે પૂરો સંતોષ બતાવ્યો હતો. એ એમની રિમાર્ક ઉપરથી હરકોઇને જણાયા વિના રહેશે નહિં તેમજ તેમણે તેમાં કરેલી વ્યવહાર સૂચના તરફ અમો અમગણનીય સુજ્ઞ પુરષોનું ધ્યાન ખેંચીએ છીએ. તથા આ અશક્ત જીવો પ્રતિ નજર કરવા વિનતિ કરીએ છીએ.

તંત્રી.

# શેરાઓ.

આશ્રમની મુલાકાત લીધી. આ એક ધ્યાન ખેંચવા જોગ અને ઉપયોગી સંસ્થા જણાય છે. દરદીઓની સારી બરદાસ્ત કરવામાં આવે છે. અને તેઓ સંતોષી જણાય છે. આંગણું સ્વચ્છ છે. ખવરાવવાની અને આરોગ્ય સાચવવાની ગોઠવણે ચાહીએ તેટલી છે. એ સંસ્થા જે નિરાધાર માણસોની શું વ્યવસ્થા કરવી તેની પોલીસને તેમજ કોર્ટોને સમજ પડતી નથી તેવાઓની બરદાસ્ત કરવામાં ઘણીજ ઉપયોગી છે. હિંદુસ્તાનમાં મોટાં શહેરાઓ માં ભીખારી, પીતીઆ, નિરાધારો અને વૃદ્ધ ગરીબો કે જેઓને કોઇ સગું હોતું નથી તેવાની વ્યવસ્થા કરવાનો સવાલ કઠણ છે આ સંસ્થા એ સવાલની દૂર કરવા તરફ એક ઉત્તમ પ્રયાસ છે જો કે એ પ્રયાસ અમુક અંશેજ સફળ થશે તો પણ ભવિષ્યમાં એવી કોઇ મહાન સંસ્થા કાઢવામાં આવે તો તેને માટે ઘણી ઉપયોગી માહીતી અને અનુભવ પુરાં પાડશે વળી એ ડૉ. દીનશા એદલબેહરામ તેમ એના અન્ય વ્યવસ્થાપકો અને આશ્રય આપનાઓની ઉદાર અને જાતિ ભોગથી કાર્ય કરી, જન સમુદની સેવા કરવાની વૃત્તિનો પુરાવો છે આ સંસ્થા સુરતની પ્રજા તરફથી મદદને પાત્ર છે અને વિશેષ મદદ મળે તો એ એના કાર્યમાં વિશેષ પ્રવૃત થાય એમ આશા છે.

૧૦-૪-૧૪ Sd/. BRANDER
Collector of Surat.

આ આશ્રમ ડા. એદલબેહરામના પ્રશંસનીય પ્રયાસનું પરિણામ છે. અને મને આશા છે કે તેને યોગ્ય ઉત્તેજન અને મદદ મળશે એમાં રહેનારાઓ જોકે ઘણા ગરીબ અને દુઃખ પીડિત છે. તો પણ સંતોષી જણાય છે. અને તેમને મહેં'ને મહોંહને રખડવા દેવા કરતાં માયાળુ અને કાબેલ વર્તનમાં રાખવા એ કાંઇ નાની વાત નથી મીસીસ સ્કોટને તથા મને આ કાર્ય ઘણુંજ રસમય માલમ પડયું અને પરમેશ્વરની આ સંસ્થા પર નીંઘા રહે અને એની દઢ સ્થાપના અને વિસ્તારને માટેની યોજનાઓ સફળ થાએ, એમ હમે પ્રાર્થના કરીએ છીએ તા. ૧૧-૪-૧૪ Sd/. H. R. Scott.

આ આશ્રમમાં ગરીબો અશકતો અને જેની કોઇ કાળજી કરતા નથી તેવાઓની માવજત લેવાય છે અને સગવડ મળે છે એ જોઈ સંતોષ થાય છે. આ એક એવું સાહસ છે કે જેને તંદુરસ્તી અને સંપત્તિ મેળવવા ભાગ્યવાન થયા હોય તેમના તરફથી આશ્રયની જરૂર છે. આ આશ્રમ નિભાવવાનું કાર્ય, જે એના સ્થાપનાર. આધાર આપનાર અને વૃદ્ધિ કરનાર ડૉ. દીનશા એદલબહેરામની કેટલીક કાળજીનું કારણ છે તેમાં સર્વ કોઇ આધિ વ્યાધિ વીગેરેથી મુકત થાએ ત્યારે અશકતને અર્થે સંસ્થામાં કોઇ ફાળો માત્ર ભરે તો ઘણું સહેલું થઇ પડે વ્યવસ્થાપકોને ધન્યવાદ અને આશ્રમમાં રહેનારાની ઉપકાર વૃત્તિ ઉત્તર ભાગના કમીશનર મેં. મી. બેરોને, નામદાર સરકાર તરફથી તેને સોપેલી ડીસ્ક્રીશનરી ગ્રાંટમાંથી રૂ. ૩૦૦ની પ્રાથમિક ગ્રાંટ આપવા માટે ઘટે છે. સરકાર તરફથી સદ્પાત્ર સંસ્થાને મદદ આપવાની રકમ - એ સંસ્થાની ફતેહ પ્રમાણે બેશક નહિ

કરવામાં આવશે. મારા જાણવા પ્રમાણે સરકારી હીસાબના કોઇ ખુણાખાંચામાં 'ગરીબ ગુરબાના મરણુ ખર્ચ" નામનું એક ખર્ચ ખાતુ છે. સરકારી મહેસુલાતમાંથી થતી આ ખર્ચની રકમનો, સુરત અને આજુબાજુની જગ્યાની બાબતમાં ડૉ. દીનશાના આ આશ્રમથી બચાવ થાએ છે.

૧૩-૪-૧૪ Sd/. STEACTY

Assistant Accountant General-Bombay.



# "સતી ચરિત ચમત્કાર."

કિંવા

## પતિવ્રત ધારિણી સ્ત્રી શું ન કરી શકે?

લેખકઃ—રા. રા. છોટુભાઈ દાજીભાઈ દેશાઈ—"શારદા-વિહાર"-સુરત.

[ ગતાંક પૃષ્ટ ૧૯૮થી શેષ. ]

સાવિત્રી.—હે માનદ દેવ ! જેમ પુણ્ય સંચય વિના અનન્ય વાર મળતો નથી તેમ અધિક પુણ્યસંચય વિના તમારું અપ વર્ગ—મોક્ષ પદ પ્રાપ્ત થતું નથી. હું તમારી પાસે એ વર માગું છું કે મારા પતિ જે સત્યવાન્ તે જીવિત થાય. આપ નક્કી જાણુજો કે હું પતિ વિના મરી રહેલી છું. હું પતિ વિના સુખ, સ્વર્ગ, લોક, લક્ષ્મી તથા મારા જીવનને પણ ચ્હાતી નથી તમેજ મને સો પુત્ર થવાનું વરદાન આપ્યું છે અને તમે મારા પતિના પ્રાણને હરી લઇ જાઓ છો ! હું એ વાર માંગુ છું કે મારા પતિ સત્યવાન્ જીવિત થાય. એથી-એ વરદાન આપવાથી તમારું વચન પણ સત્ય ઠરશે !

ઉપર પ્રમાણ સંભાષણ સુણી ધર્મરાજ યમે સાવિત્રિને "સત્યવાન્ જીવિત થાઓ" એમ કહી તથા પાશથી મુક્ત કરી સ્વસ્થાન જતાં જતાં પ્રસન્નતા પૂર્વક કહ્યું કે:—"હે પિતા અને શ્વશુર ઉભય કુળોને આનન્દિત કરનારી કલ્યાણિ ! સાવિત્રિ ! જો ! મેં આ તારા પતિને છોડી દીધો છે. એ તારા પતિ રોગ રહિત કૃતકાર્ય તથા તારી સાથે આવવા યોગ્ય થશે. તથા તારી સાથે ચારસો વર્ષનું આયુષ્ય ભોગવશે. અશ્વમેધાદિ યજ્ઞોમાં ધર્મપૂર્વક યજન કરવાથી લોકમાં સારો કીર્તિમાન્, તથા પ્રસિદ્ધિને પામશે તેમજ એ તારાથી સો પુત્ર ઉત્પન્ન કરશે. એ સો પુત્રો, પુત્ર પૌત્ર આદિ વંશ કર્તા સર્વ ક્ષત્રિય રાજા થશે, તથા તારી માતા માલવીને તારા પિતાથી વંશકર્તા સો પુત્ર થશે એ તારા ભાઇઓ ક્ષત્રિય દેવતાઓ તુલ્ય રૂપ રૌવોદિમાં થશે."

યમરાજના ચાલ્યા ગયા પછી સાવિત્રી પણ પોતાના પતિને પ્રાપ્ત કરી અહીંથી જ્યાં સત્યવાનનું શબ(શવ-મુડદુ) પડેલુ છે ત્યાં ગઇ, પોતાના પતિને ભૂમિ પર પડેલા જોઇ એની

જોઈ બેશક હાસ્ય ઉત્પન્ન થયા વિના રહેતું નથી હિન્દુઓ વ્હેમની ખાખનમાં આટલા બધા ઉંડા ઉતર્યા હોય અથવા વ્હેમના આવા નવીન શાસ્ત્રોના સસ્ત્રો કલ્પ્યાં હોય એવું અમારી જાણમાં નથી. આવાં વ્હેમો ફક્ત જાપાનમાંજ નહિં પરન્તુ યૂરોપના સુધરેલા દેશોમાં પણ જોવામાં આવે છે. યૂરોપિઅન પ્રજાને ૧૩ના આંકડાની સૂગ એટલી બધી છે કે તે આપણા ત્રણ સમ્મેલનના વ્હેમ કરતાં પણ જુદી જાય છે. તેઓ ફક્ત તેરના આંકડાથીજ ત્રાસે છે એમ નહિં, પરન્તુ ૧૩થી સંયુક્ત થએલી કોઇ પણ અંકથી હેબકખાઈ જાય છે.

તંત્રી.

## સર જેમ્સ ક્રીટન બ્રાઉનના આયુ વર્ધક નુસખાઓ

(૧) વારંવાર નાસ્તો કરવાની રીતિનો ત્યાગ કરો. આ જમાનામાં ચા પાણી જળ પાન, તથા તરેહ તરેહની મીઠાઈ, પાન બીડી આદિ પદાર્થો નાસ્તા તરીકે ખાવાનું તોફાન વધી ગયું છે. એ સર્વ નાસ્તાઓનો ત્યાગ કર દેવાથી તમે કદી બીમાર થશો નહિં કારણકે બીમારીથી બચવું એ આરોગ્ય તથા આયુને વધારવાની ઉત્તમ યુક્તિ છે.

(૨) રોગથી દૂર થવાને માટે ઉપવાસ-લંઘન કરો! કારણ બિમાર હાલતમાં જઠરાગ્નિ, આંતરડા વગેરે પાચન ક્રિયાને ચલવનારા સમસ્ત મંત્રો પોતનાં કામ કરવાને અશક્ત થઇ ગયાં હોય છે જેથી ઉક્ત અવસ્થામાં એ યન્ત્રો પાસેથી કોઇ કામ લેવું વાજબી નથી. અર્થાત્ રોગી થાઓ ત્યારે થોડું ભોજન લો-કરો, હલકું ભોજન કરો, અથવા બિલકૂલ ભોજન ન કરો તો સારૂં!

(૩) દવા ખાઓ નહિં! તથા જ્યારે બિમાર થાઓ ત્યારે ખૂબ ઠંસી ઠાંસીને ન ખાઓ!

(૪) જે ઘરમાં સારી રીતે ખુલ્લી-ચોકિખ હવા આવતી હોય એમાં શયન કરો અને શરીર પર સર્વથી અંદરનું કપડું ઉનનું પહેરો નહિં.

(૫) પરિણામ યુક્ત સાદું ભોજન લો!

કતારગામ ] લલ્લુભાઇ કેશુરજી નાયક.

# અશક્તાશ્રમનો પહોંચ.

અશક્તાશ્રમ—ખા. બા. અરદેસર કોટવાલની વાડી—રામપુરા—સુરત

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ ઉપદેશક આશારામ ઉમીઆશંકર મારફત દેશદાઝવાળા વીરપુરવાએ મોકલવા કૃપા કરી, તે ઑ. સેક્રેટરી ડૉ૦ ડી જે. એદલબેહેરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે.

## અશક્તોને માટે જમણ તથા અનાજ અર્પણ આવેલા—ની નોંધ

૧. અનાજ

શેઠ નગીનદાસ હરકીશનદાસ જુવાર ૦) ॥ ૫

શેઠ ચીમનલાલ ડલાભાઇના મરણ પાછળ, હા. લીમડાચોકના કાપડ બજાર તરફથી ચોખા મણ ૩)

વકીલવાળા મોરારભાઇ તાપીદાસ ચોખા મણ ૨)

શેઠ ખીમજી આસર વીરજી જે. પી મુંબાઈવાળા.

ઘઉંનો લોટ મણ ૧॥, તુવેરની દાળ મણ ૧, ચોખા મણ ૦॥, ઘી શેર ૮॥, મગ તથા દાળ મણ ૦। ૩ ચણાની દાળ ૦।.

શાહ તુળશીદાસ ત્રીભોવનદાસ બાલાજીનો ચકલો ઘઉં મણ ૧

શેઠ ચુનીલાલ કીલાશાહની કંપની.

ચોખા મણ ૨॥, ફેબ્રુઆરી ૧૯૧૪ની બક્ષીસના

ચોખા મણ ૨॥, માર્ચ ૧૯૧૪ની બક્ષીસના

—૨ જમણ—

શેઠ જેકીશનદાસ નરોતમદાસ રૂવાળાનો રેંટો મેવા લાપ્સીનું જમણ આપ્યું તા૦ ૪-૩-૧૪

શેઠ ચીમનલાલ હરીભાઇના છોકરા હીરાલાલના પુન્યાર્થે સવારે દાળ ભાત ને શાક, અને સાંજે લાડુ ને મગનું. (૧૫-૩-૧૪)

શેઠ પાનાચંદ પ્રેમચંદ (ભાંગુતવાળા) કણપીક સેવ મમરા વહેંચ્યા તા૦ ૨૭-૩-૧૪

શેઠ આતમારામ લક્ષ્મીદાસના છોકરા ઠાકોરદાસના પુન્યાર્થે દુધપાક પુરીનું જમણ તા૦ ૨૦-૩-૧૪

શા ગંગાદાસ રંગીલદાસના તરફથી મોટા મંદીરે લાલજી પધરાવ્યા તેની ખુશાલીમાં સીરો પુરીને ભજીઆંનું જમણ આપ્યું. તા. ૨૧-૩-૧૪

### રોકડ નોરોની રકમ.

૭૦-૦-૦ શેઠ તલકચંદ નવલચંદ મુંબઇ ખારા કુવા નંબર ૨૯૩

૨-૦-૦ શેઠ નાથુભાઇ ઓચ્છવલાલ મોટી છીપવાડ પોતાના બાળ ભાણેજના પુન્યાર્થે.

૫-૦-૦ શેઠ ચંદુલાલ પરશોતમદાસ રૂ દલાલ નગરશેઠની પોળ

૦-૮-૦ શા. નગીનદાસ જમનાદાસ વાણીઆ શેરી મહીધરપરા

૨-૦-૦ પટેલ વલ્લભભાઇ ખુશાલભાઇ ગામ ખરવાસા.

૪-૦-૦ ભગુભાઇ પીરસંગ

ગામ વેશુ ભરથાણાના મદદથી.

૧-૦-૦ નાથુભાઇ પરભુભાઈ પટેલ.

૧-૦-૦ બીખાભાઇ મોરારજી ,,

૧-૦-૦ મોતીરામ પરભુભાઇ ,,

૧-૦-૦ કાળીદાસ હરખજી
૪-૦-૦ પરચુરણ ગામ સમસ્ત.
ગામ જીમરાદના ગ્રહસ્થો.
૧-૦-૦ પટેલ કેશવ ઉકાભાઇ
૧-૦-૦ પરસોતમ લાલા પટેલ
૧-૦-૦ વહાલા મોરાર
૨-૦-૦ પરભુ મોરાર
૨-૦-૦ પરચુરણ ગામ સમસ્ત.
ગામ વેશુના ગ્રહસ્થો.
૧-૦-૦ શેઠ જીવણજી જમશેદજી
૧-૦-૦ ,, છગનલાલ મલુકચંદ
૧-૦-૦ ,, બરજોરજી હોરમસજી
૬-૧૦-૦ બાકીના ગામ સમસ્ત તરફથી
પીપળોદના ગ્રહસ્થો તરફથી
૨-૦-૦ હરખા પરભુ પટેલ
૨-૦-૦ બારોટ નારસંગ કેસુરભાઇ
૧-૦-૦ પ્રભુભાઇ વીલા.
૧-૦-૦ ભાખા ગણેશ. પટેલ.
૧-૦-૦ બેચર પરભુ, પટેલ.
૧-૦-૦ ભાણા જેરામ ,,
૧-૦-૦ બારોટ બાદરસીંગ કેશુર.
૧-૦-૦ પટેલ રતનજી રઘા.
૨-૧૦-૦ પરચુરણ ગામ સમસ્ત.
૦-૪-૦ શાહ જમનાદાસ પ્રાણજીવનદાસ જહાંબાડી
૦-૮-૦ ઠક્કર ઠાકોરદાસ કીરપારામ
૧-૦-૦ કાંશકીવાડની.ઘી વાળાની કંપની તરફથી.
૦-૪-૦ શાહ હેમંત દુરગાજી કાંશકીવાડ
૦-૮-૦ પરતાપ સંભુ વ નાથુ સરદાર કાંસકીવાડ
૦-૬-૦ મગન ગલાજી વ કસ્તુર હીરાજી
૦-૪-૦ નવલજી પીરસનજી મસીદ મોલ્લો
૦-૮-૦ ઠક્કર અંબારામ જોઈતારામ ગોપીપરા

૫-૦-૦ શેઠ હીરાજી ફકીરજી શીંગણપોરવાળા.
૨-૮-૦ શેઠ મેહેરવાનજી હોરમસજી શાસ્ત્રીની કંપની બરાનપોરી ભાગળ
૨-૦-૦ શેઠ નનરોજજી ખરસેદજી પાલીઆ વરીઆવી ભાગળ
૩-૦-૦ શેઠ પ્રેમચંદ લખાજી ભાગાતળાવ.
૧૦-૦-૦ શાક દલાલોની પંચ તરફથી હા. દાદાભાઇ શેઠ બરાનપોરી ભાગળ.
૪-૦-૦ ભાગોળના પરતાગીઆની પંચ તરફથી હા. રંગીલદાસ વીઠલદાસ
૧૦-૦-૦ શેઠ રૂસ્તમજી હોરમસજી કેળાંવાળા હા. હીરાજી શેઠ
૫-૦-૦ વકીલ સાહેબ ગુલાબદાસ જમનાદાસ માછલીપીઠ
૦-૪-૦ શા. જમનાદાસ પ્રાણજીવનદાસ જહાંબાડી
૦-૪-૦ શેઠ ચુનીલાલ લલુભાઇ કણપીઠ
૦-૪-૦ શાહ જમનાદાસ તાપીદાસ ભાગાતળાવ.
૨-૦-૦ પટેલ ઉગા છીતીઆ ઉમરાના
૨-૦-૦ ,, છીતીઆ જાદવા ,,
૦-૪-૦ શાહ મગનલાલ ભુલાભાઇ શગરામપરા
૩૦૦-૦-૦ મહેરબાન ઉત્તરવિભાગના કમીશ્નર સાહેબ બહાદુર નામદાર બેરો સાહેબે સરકારખાતામાંથી ડોનેશનના અપાવ્યા તે
૧૦-૦-૦ શેઠ કસ્તુરચંદ ધરમચંદ ભાતની પીઠવાળા તરફથી અમદાવાદમાં રા. રા. નટવરલાલ હા.
૧૦-૦-૦ શેઠ સાહેબ અંબાલાલ સારાભાઇ
૧૦-૦-૦ ,, ,, કસ્તુરભાઇ મણીભાઇ
૧૦-૦-૦ ,, ,, દલપતભાઇ ભગુભાઇ

૫-૦-૦ મહેરબાન આર પી ગોડપોરે
—ગામ ઉમરાના પટેલ વગેરે તરફથી—
૨-૦-૦ શેઠ મનસુખ ગનજી
૧-૦-૦ પટેલ ડાયા મીઠા
૧-૦-૦ ,, શામ ગોવન
૨-૦-૦ દેશ પેમા
૧-૦-૦ પાથા પીતાંબર
૦-૮-૦ જીવા છીતીઆ
૦-૮-૦ પેમા નાના
૦-૮-૦ જોગી નાના
૦-૮-૦ પીતબર મીઠા
૧-૦-૦ વાના નાના ને નાના છીતીઆ
૧૦-૦-૦ કણબીના પચ તરફથી ઉમરાના
૦-૮-૦ મીઠા નાના
૦-૮-૦ જોગી નાના સોમા
૨-૦-૦ માવ શકર
૧-૦-૦ રામા બીજના
૦-૮-૦ સોમા ગે દી
૨-૦-૦ છીમા ડાહ્યા
૧-૦-૦ લનુ ભીમા દાકટર
૧-૦-૦ શકર મગા
૧-૦-૦ ડાહ્યા પીતાબર
૦-૮-૦ રતના પીતાબર
૦-૮-૦ માના પાથા
ગામ-કુમસ
૦-૮-૦ આતમારામ મનજી
૧-૦-૦ મોદી નગર મગન
૦-૮-૦ સોની જીવરાજી વેનજી
૦-૫-૦ રણછોડ માકીઆ
૦-૮-૦ દરજી કેશવ ભગવાન
૦-૮-૦ મણી લાલા
૦-૮-૦ ગાડા રામજી
૦-૮-૦ છોટુ કાશીદાસ
૦-૪-૦ દયાળ હીરા
૦-૮-૦ લખમીદાસ તલીદાસ
૧-૦-૦ કાશીદાસ પ્રેમચદ મોદી
૦-૪-૦ ભગવાન વેનજી
૦-૪-૦ ઠેકુર ઇચ્છાભાઇ
૦-૪-૦ ભગવાન દુવારકા
૦-૪-૦ ઘેલાભાઇ ભગવાનદાસ
૦-૪-૦ રણછોડદાસ દામોદર
૨-૦-૦ શેઠ પેસ્તનજી ભીખાજી
૦-૪-૦ સોની મોતીરામ દુલભ ભીમપોરના
૧-૦-૦ શે૰ જમશેદજી મચેરજી
૧-૦-૦ ,, રુસ્તમજી આદરજી
૧-૦-૦ , કાવશજી બમનજી ડાક્ટર
૧-૦-૦ ,, ડોસાભાઇ આદરજી
૧-૦-૦ ,, બેહરામજી કાવશજી મહેતા
૧-૦-૦ ,, મચેરજી બેહરામજી
૧-૦-૦ ,, દીનશાહજી બહેરામજી
૧-૦-૦ ,, દોરાબશાહ બેહરામજી
૧-૦-૦ ,, રુસ્તમજી બેહરામજી
૨-૦-૦ કાવશજી ફરામજી પટેલ
૧-૦-૦ નસરવાનજી જમશેદજી
૧-૦-૦ માણેકશા નસરવાનજી દારૂવાળા
૧-૦-૦ એરચશા છગભાઇ પટેલ
૧-૦-૦ શેઠ બમનજી પટેલ
૦-૮-૦ બેચર લખમણ
૦-૮-૦ બેચર અર્જુન
૦-૮-૦ રણછોડ રાયજી, કડીઆ
૦-૮-૦ રણછોડ જગા સુથાર
૦-૮-૦ જસમન નોમા
૦-૮-૦ મકન વાના
૦-૮-૦ નમના પેમા
૦-૪-૦ ભાકા દુલભ
૦-૪-૦ સોમા કેસા
૦-૪-૦ પરસોતમ પતાગ
૦-૪-૦ રંગળ સીકા
૦-૮-૦ કાશીદાસ બેચર ભગત
૦-૧૨-૦ રણછોડ વલભ ભીમપોર

## જોઇએ છે.

આ પત્રમા જાહેર ખબર માટે ખાસ પૃષ્ઠ રોકવામા આવનાર છે, તે ધારારીઓનુ' ખાસ લક્ષ દોર રે છે તેમને તાકીદથી ભાવ જાહેર ખબર આપવાની સુ કરવામાં આવે છે. કારણ ટલીક ખાસ માગણીને લીધે આ યોજના કરેલી હોવાથી પાછળથી નિરાશ થવુ પડશે.

ભાવ માટે પત્રથી યા રૂબરૂમા મળી ખુલાસો કરો

"સત્સંગ" ઓફિસ
સોનાન ફળીઆ—સુરત.

## ડૉ. બાટલીવાળાની રામબાણ દવાઓ.

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુ ફ્યુર" અને "એગ્યુપીલ્સ" આબાદ છે

૨ "દરાજનો મલમ" એક દિવસમા દરાજ, ખુજલી અને ફીડ મટાડે છે કિ ૪ આના

૩ "કાલેરા" ઉલટી, જુલાબ અને કોલેરાના જંતુને નાશ કરે છે કિ, રૂા ૩

૪ "હેરટોન" સફેદ બાલને કાળા કરી ઘડપણમાં જુવાની બતાવે છે કિ, રૂા ૨

૫ "અબરીલી ટાનીક પિલ્સ" શરીર સદ્ધઙ્ક બનાવવાનો રામબાણ ઇલાજ રૂા ૪

૬ "દાંતનુ મંજન" દાંતને મજબુત કરનાર સુગંધી મંજન કિ૦ આના ૮ તમામ

આ દવાઓ દરેક બજારોમાં મળે છે નહિ તો લખો—ડૉ૦ બાટલીવાળા મુંબઇ-વરલી દાદર.

## ચમત્કાર ત્યાંજ નમસ્કાર

### જ્યોતિષ તત્વસાર અને ભવિષ્ય ફળ દર્પણ

જન્મની સાલ માસ તિથિ વાર અને કાળ (કલાક) ઉપરથી જન્મોત્રિ, ટપકા વર્ષફળ વગેરે નખરવાર અહકની મરજી મુજબ વાયદ સર બનાવી આપનાર તથા તાત્કાળિક પ્રશ્ન ઉપરથી પ્રશ્નોત્રિ (જન્મોત્રિના જેવીજ) વર્તમાનથી તે ભાવષ્યકાળ સાથે બનાવી આખી જીંદગીનો વર્તારો કરી દરેક પ્રશ્નના ખુલાસા સાથે તૈયાર કરી આપનાર તથા મનમા ધારેલો પ્રશ્ન કહ્યા વગર શીઘ્ર ગ્રાહકોની ખાત્રી માટે કહું છું.

મેળ ૫

સવારે ૮થી ૧૨ સાંજે ૪થી ૬ વધુ વિગત માટે રૂબરૂ મળો અગર અડધા આનાની ટીકીટ બીડી પ્રાસ્પેક્ટસ મંગાવો.

જ્યોતિષી રેવાશંકર ભવાનીશંકર
છાપરીઆ શેરી—સુરત

REGISTERED No B 910



આ પત્ર સુરત ખપાટીઆ ચકલાપર આવેલા મુ. અ. ના "ધી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ"મા દલપતરામ ઠાકારરામ ભટ્ટે છાપી સુરત સોનાવફળીઆમા આવેલી પોતાની ઓફીસમાંથી પ્રસિદ્ધ કર્યું

"દુર્વ્યસન નિષેધક જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત.
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિકપત્ર

# સત્સંગ.

વર્ષ ૫ મું.) વૈશાખ-પૂર્ણિમા. વિક્રમ સં. ૧૯૭૦. (અંક ૧૯મો.

*Abstinence* *Mercy* *Morality.*

मातर सर्वभूतानां गावःसर्व सुखावहा ।



श्लोक.

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम ,भट्ट.
सेतानफळीआ-सुरत.

તા૦ ૧૦મી મે. સને ૧૯૧૪ ને રવિવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧), આશ્રયીએ ઇચ્છાનુસાર. પોસ્ટેજ ૦।=

# सत्संग–विषयावलि.

अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु।




વર્ષ ૫મું. અંક ૧૯મો.] વૈશાખ-પૂર્ણિમા [વિક્રમ સં. ૧૯૭૦

## બાળકને !

રમીલે બાલુડા ! રમત મન ભાવન્તિ તુજને !
યથા ઈચ્છા તારી, હસી કુદી સુસંતોષ મનને !
વળી શત્રુ મિત્રો, ઉપર સમતા તુંય ધરી લે !
અરે એ સૌ માટે, અનુકૂળ ખરો આ સમય છે !
પછી જ્યાં યુવાના, કુટિલ ગૃહમાં પાદ ધરશે;
ત્યહાં-તો ચિન્તાગ્નિ, કુમળી તુજ આ દેહ દહશે.
અરે ! બાપુ ! ત્યારે, હસી કુદી રમાશે નવ કદા !
*ધરાશે નાતુંથી, સુહૃદ અરિ ઊપેંજ સમતા.
અરે ! કાંકે સ્વાર્થી, હૃદય વળગી મૂઢ કરશે,
અને મોહે ત્હારૂં, અદીનહૃદ થૈ દીન હસશે.
તિરસ્કારે પેલી,
રહી માઠી એવી.
અરે ! વૃધ્ધાવસ્થા-( ન હોએ અવસ્થા ! )
અરે ! વૃધ્ધાવસ્થા દુઃસહ, પ્રિય ! એના ભવનમાં—
ગયો જો તું વ્હાલા ! સમજ તુજ દુર્ભાગ્ય જગમાં.
અરે સૂતો, પત્ની, સૂતવધુ વગેરેય પિડશે,
ત્હને દુઃખી દુઃખી, સહુ મળી ભલા એહ કરશે.
ત્હને કિન્તુ તેથી, નહિંજ કાંઈ વૈરાગ્ય ઉપજે,
અને જો ઉપજ્યો તો, કંઇક સુખી નક્કી થઇ શકે !
થતાં વૃધ્ધાવસ્થા સહજ મન વૈરાગ્ય ઉપજે,

* ગણાશે નાતુંથી સુહૃદ અરિઓ એકસરખા.

થવું એવું એના સમ પણ વહાલા સહજ છે—
ખરો કિન્તુ એને નથી વિબુધ વૈરાગ્ય કહતા,
"સ્મશાને વૈરાગ્ય" વિબુધ જન એનેજ ગણતા.
પિડાયાથી તુંયે ક્ષણ ભરી કંઈ ત્યાગી બનશે,
પરન્તુ સ્વાર્થી મોહ નહિ તુજથી સ્હેજ છુટશે.
અરે! વૃધ્ધાવસ્થા-( ન હોએ અવસ્થા! )
મહિં થાએ વૃત્તિ પ્રબળ અતિ સ્વાર્થી જનતણી,
અને મોહે અન્ધો, બની નકી રહે છે જગમહિં.
અરે ત્યારે વ્હાલા!
કહે હે બાલુડા!
રમાશે, કુદાશે રુચિર શું હસાશે તું'થી તદા?
ધરાશે શું તું'થી સહુજન પરેસ્હેજ સમતા?
ન એમાનું કાંઈ તુજ થકી વહાલા થઈ શકે.
ધરી ઇચ્છાઓ ના તુજતણી કદી પૂરણ થશે.
અરે તેથી વ્હાલા!
રમીલે બાલુડા!
કુદીલે બાલુડા!
હસીલે બાલુડા!
અને શત્રુ મિત્રો ઉપર સમતા તું ય ધરિલે!
ખરે! એ સૌ માટે અનુકૂળ ખરો આ સમય છે.

"શારદા-વિહાર"—સુરત. બળવન્ત.

## ચા.

લેખક—રા. રા. છોટુભાઈ કાળજીભાઈ દેશાઈ

[ગતાંક પૃષ્ટ ૨૦૮ થી શેષ ]

**રાસાયનિક પરીક્ષા**—રસાયન પરિક્ષકોએ ઉત્તમ પ્રકારની ચાના પ્રત્યેક ૧૦૦ ભાગમાં નીચે લખેલા પદાર્થો નિશ્ચિત કીધા છે.

| | |
|---|---|
| સુગન્ધિત તેલ... ... ... ... ... ... ... ... ... ... | ૩/૪ ભાગ |
| કષાય દ્રવ્ય (ટૅનિકએસિડ) ... ... ... ... ... ... ... | ૨૬ ૧/૪ ભાગ |
| ચા-સત્ત્વ (થીન)... ...... ... ... ... ... ... ... ... | ૭ ભાગ |

| | |
|---|---|
| ક્ષાર... ... ....... ...... ... ... ... ... ... ... ... | ૧૫ ભાગ |
| પાણી....... ....... ...... ... ... ... ... ... ... ... | ૫ ભાગ |
| ગુંદર....... ....... ...... ... ... ... ... ... ... ... | ૧૮ ભાગ |
| ચરબી ... ....... ...... ... ... ... ... ... ... ... | ૪ ભાગ |
| ખાંડ... ... ....... ...... ... ... ... ... ... ... ... | ૩ ભાગ |
| કાષ્ટ તન્તુ ....... ...... ... ... ... ... ... ... ... | ૨૦ ભાગ |
| ખનિજ પદાર્થ ... ....... ...... ... ... ... ... ... ... | ૫ ભાગ |

કિન્તુ ભિન્ન ભિન્ન પ્રકારની ચામાં આ સર્વ પદાર્થ ન્યુનાધિક પ્રમાણુમાં રહે છે. ઉપર્યુક્ત પદાર્થોમાં સુગન્ધિત તેલ, કષાય દ્રવ્ય અને ચા–સત્ત્વ(થીન) એ ત્રણ ચાના ઉપાદાન કારણ છે. ચાને પાણીમાં ઉકાળતી વખતે આ ત્રણ પદાર્થો દ્રવ્ય હોઇ પીગળી જાય છે અને અન્ય પદાર્થો પાયઃ પાંદડાની સાથે વળગી રહે છે.

**સુગન્ધિત તેલ**—આ તેલના અસ્તિત્વથી ચામાં સ્વાદ તથા ગન્ધ આવે છે. તેલનો ભાગ જેમ વધારે તેમ ચામાં અધિક સુગન્ધ આવે છે. ચા પીવાથી માથામાં પીડા, હસ્તકમ્પ, તથા નિદ્રાનો ત્યાગ થાય છે, એ આ તેલને લીધેજ થાય છે. તાજી ચામાં આ તેલનો ઘણો ભાગ હોવાથી ચીનમાં ઘણા લોક ચાને એક વર્ષ સુધી રાખી મુકી તેનો પીવામાં ઉપયોગ કરે છે. ચાના પાંદડાને કેવળ ગરમ કરવાથી તેલ બહાર નીકળી આવે છે.

**કષાય દ્રવ્ય** (ટેનિક એસિડ)—એ અત્યન્ત સંકોચક, કડવું, અને કષાયરસ પ્રધાન છે, તથા ચામાં જે કબજીઆત કરવાનો ગુણ છે, એ એને આભારી છે, એ પદાર્થ ચાને ગરમ પાણીમાં નાંખવાથી પાંદડાથી છુટો થઇ જાય છે, તથા પાણીમાં ભળે છે.

**ચા–સત્ત્વ(થીન)**—એ ઉત્તેજક પદાર્થ છે, કિન્તુ શરાબ વગેરે સમાન એની સત્તા હૃદય પિંડની ઉપર અધિક ન હોઇ સ્નાયુ મંડળ ઉપર છે. એ શરીરના થાકને દૂર કરે છે, તથા એનું અધિક સેવન કરાયું જાય તો એ નિંદ્રમા આઘાત ઉત્પન્ન કરે છે. હૃદય પિંડમાં ઉત્તેજના ઉત્પન્ન કરી પેશાબ અધિક આણે છે. તથા શરીરમાંથી અસાર પદાર્થને બહાર કાઢવામાં સહાયભૂત થાય છે. એ એક તીક્ષણ વિષ છે. કેટલાક કહે છે કે "એ માંસ પેશીઓનું શીઘ્ર પરિવર્તન યા ક્ષય નિવારણ કરવા સારૂ રૂધિર વાહિની નાડીઓની ઉત્તેજના દૂર કરે છે. એઓના મત પ્રમાણે પ્રાયઃ ૨ રતિ ચાનું સત્ત્વ (થીન) ઉપર્યુક્ત કાર્ય કરી શકે છે. કિન્તુ ૪ રતિ પરિમાણ ચાનું સત્ત્વ એક મનુષ્યના શરીરમાં પ્રતિદિન પહોંચવાથી હાથ પગોમાં કમ્પ, સ્વભાવમાં રૂક્ષતા તથા ચિત્તમાં ચંચળતા ઉત્પન્ન થાય છે. સાધારણ એક તોલા યા એક રૂપિયાભાર ચામાં બે રતિ ચાનું સત્ત્વ હોય છે." એઓ આગળ વધી કહે છે કે એ માંસ પેશીઓનું ક્ષય નિવારણ કરે છે, તત્કારણ ચા પીનારાઓની શરીરની રક્ષા સારૂ થોડાજ ભોજનની આવશ્યકતા હોય છે, અર્થાત્ અલ્પ ભોજન કરનારા દરિદ્રી વા શ્રમ–જીવી મનુષ્યોને ચા પીવી અત્યન્ત આવશ્યક છે, કિન્તુ કટિ, ગિમારિસ, આદિ અનેક વિદ્વાનો માંસ પેશીઓ ઉપર એનું એ પ્રકારનું કાર્ય હોવાનો સ્વીકાર કરતા નથી. એ પ્રકારે કાર્ય હોવું એઓના મતાનુસાર તદન અસમ્ભવ છે, કારણ પ્રકૃતિનો આ અલંઘનીય નિયમ છે, કે શક્તિને ઉત્પન્ન કરતાં પદાર્થનો નાશ થાય છે. એ નિયમાનુસાર "ચાનું સત્ત્વ

એકે વખતે ઉત્તેજક અર્થાત્ શક્તિ ઉત્પાદક અને અન્ય પદાર્થોનું (માંસ પેશીઓનુ) ક્ષય નિવારક કદાપિ હોઇ શકે નહિં એ સ્વાભાવિક નિયમ વિરૂદ્ધ છે." આ વિષયમાં પ્રસિદ્ધ ડોક્ટર સ્મિથ આદિ કહે છે કે—

ચાનું સત્વ કેવળ ક્ષય નિવારક નથી એટલુંજ નથી કિન્તુ નિમ્ન લિખિત કારણોથી એ ક્ષયને ઉત્પન્ન કરવામાં સહાયભુત થાય છે. કારણ ચા પીધા પછી શ્વાસ યંત્રની ઉત્તેજના દ્વારા અધિકતર કાર્બોનિક એસિડગાસ ઉચ્છ્વાસ માર્ગે નિકળવા માંડે છે. એને લીધે પ્રસ્વેદ (પસીનો) આદિ દ્વારા શરીરની ગરમી ઓછી થઇ જવાથી શરીરના પોષણને માટે વિશેષ ખાવાની અવશ્યક્તા હોય છે કિન્તુ એમાં ભુખ વધારનારા કોઇ પણ પ્રકારનો ગુણ ન હોવાને લીધે અધિક ભોજન કરવાથી પાકસ્થળ (જઠર) દુર્બળ થઈ જાય છે *






**વ્યભિચાર નિષેધક—ખ્યાલ.** અંક બીજો.

અફસોસ અરે અફસોસ બંધુઓ, કુદરતની છે બલિહારી;
સોબતના પરિણામ બળે, આ જગત વિષે થઈ છે ખ્વારી.
કારણ પુછો કોઇ અમોને, ખુલ્લિ વાત મુખે કહીશું;
કુમાર્ગમાં કોઈ વિચરનારના, સાથી બનવા નહિ દઈશું.
ખ્યાલ કરો કોઈ નજર કરો, આ દુઃખરૂપી કેવી દુનિયા;
ધર્મ પત્નીઓ રખડાવી, વેશ્યા નિવાસમાં જઈ વસીયા.
ખમિસ જાકિટ બુટ કોલરો, સાઇકલ કેપ શિરે ધારી;
સેંટ લવંડર ગુલાબ છાટયું, સુગંધમાં પણ હદ વાળી.
બની શેઠીયા વિષય નગરના, મુસાફરી કરવા ચાલ્યા;
ગીની ત્રણ નાંખી ખીસ્સામાં, મુછ મરડતાં મેં ભાળ્યા.
આના ચાર તણી ગાડીમાં, ગ્રાંટરોડ પર જઈ અટકયા;
ખાધું ખરચ્યું પીલહાઉસમાં ને, પછી નાટકોમાં સટકયા.
બે રૂપિઆની ટીકીટ લઈને, થીયેટરમાં કેદ પડયા;
વાટ જુવે છે ઘરવાલી અહિં, નાટકના ખેલોજ નડયા.

* એક હિંદી લેખનો અનુવાદ.

છતાં હજુ તો ગરમ ખિસાનો, પૂરો દાટ વળ્યોજ નહિં;
ગુણિકા નૃત્ય વિષે જઈ બેઠા, શરમ મુલતવી ત્યાંજ રહી.
બહોત દિવસકા બડા પ્યાર થા, મુઝે નિંદ નહિં આતીથી;
બાત પ્યારકી બહુત કઠિન હય, વો ચીજ મેં ગાતીથી.

શેઠ કહે અજી પ્યારિજાન, અબ ગાના કુછ સુનવાતિ હય;
દિલ ખુશ કર યહ આશકકા, કયા મજા પવનકી આતિ હય.
ગજલ ઠુમરી તાલ દાદરા, બલા દૂર ભૈરવીયોકી.
સારંગી તબલા બજતી હય, પ્યારિ બન ગઇ આશકકી.
બે ગીનીનો ખર્ચ કરીને, પછી એવા નર પસ્તાયા;
પિતૃ તર્પણ કર્યું પ્રેમથી, શોકીન જનમાં પંકાયા.
ગયા શ્રાદ્ધમાં કસર હતી તે, પૂર્ણ કરી અહિંયાં પ્રીતે;
માનવ જન્મ તણું સાર્થક સૌ, થયું આજ સૌ એ રીતે.

ચરણ વગરના હાથ વિનાના, અપંગ પણ છે કૈં દુઃખીયા;
સિંગલ પૈ પણ અપાય નહિં ને, થલું અમોને છે સુખીયા.
ઘરો તુટશે ચોર લુંટશે, અગર મૂળ વ્યાધિ થાશે;
એમાંથી ફળ એજ થવાના, નહિં તો કાલ તુરત ખાશે.
ભવસાગરમાંથી તરવાનો, ઉપાય યત્ન કરી શોધો;
વ્યર્થ કાર્યમાં વખત ઘુસાવો, શું કરવી તેની નોધો.
જઇશ પલકમાં અરે બંધવા, તેનો તું કંઈ વિચાર કર;
કીર્તિ અમર કરી લે જગમાં, પ્રભુ નામ લઇને તું તર.
ઉસ્તાદોંકી યેહી ફર્જ સબ, કરકે અદા હમ દિખલાતે;
યેહી બાંચનેમે જીવોંકે, પાપ સબહિં સુ કટ જાતે.
રહને વાલે કચ્છ પ્રાંતકે, શહર માંડવી બાજત હય;
ભાગલીયોંકી પીછાન રખના, હરી કૃપા હો જાતિ હય.

## કવિ ભાગલીયા—કચ્છ માંડવીવાલા.

ઠે૦ શેઠ ધરમસી ભવાનજી ઉનવાલાના માળામાં,

કાંદાવાડી—મુંબાઈ.

---

# પશુઓની રક્ષા.

લેખકઃ—રા. રા. લલ્લુભાઈ કેશુરજી નાયક—કતારગામ.

પ્રિય પાઠકગણ ! આપને જ્ઞાત તો હશેજ કે આધુનિક સમયમાં સાયન્સ વિદ્યાદ્વારા એટલું તો સિદ્ધ કરવામાં આવ્યું છે કે કોઇ પણ પ્રકારનું માંસ શરીરની તન્દુરસ્તી સુધારવાને બદલે નાના પ્રકારના વ્યાધિને નિમંત્રણ કરી શરીરમાં વાસો કરાવે છે, માંસમાં-વિશેષ કૌવત છે એવું બોલનારાઓનાં મોઢાં "અર્ગોગ્રાફ" યંત્રે બંધ કીધા છે. એ યંત્રથી સ્પષ્ટ જણાયું છે કે માંસ કરતાં ફળાહારમાં ત્રણ ગણી શક્તિ છે. એ સિવાય ઇંગ્લાંડમાં બીજી રીતે બન્નેના બળની સરખામણી કરવામાં આવી છે. સાઇકલની શરતો તથા પાણીમાં તરવું વિગેરે બાબતોમાં વધારે બળવાન ફળાહાર કરનારજ જણાયા છે અને ત્યારથી ત્યાં એક એવી સભા સ્થાપિત થઇ છે કે ત્યાંથી માસિક તથા કિતાબોદ્વારા ફળાહાર સંબંધીજ ઉપદેશ આપવામાં આવે છે. પશ્ચિમના નામાંકિત ડાકટરોએ સાબિત કર્યું છે કે, માંસ કરતાં ફળાહારમાં ત્રણ ગણી શક્તિ છે એટલુંજ નહીં પરંતુ નાના પ્રકારના રોગો માંસથી ઉત્પન્ન થાય છે જ્યારે આવી રીતે સ્પષ્ટ રીતે સર્વને માલુમ પડે છે કે માંસથી નુકશાનજ છે તો તેને છોડી પવિત્ર થઈ રાક્ષસ પદ્વીમાંથી મુક્ત થવાંની આ લેખકની પ્રેરણા છે.

તમારા એકજ વેળાના ભોજનને માટે તમો તમારા હસ્તે કરીને નિરાપરાધી મુક પ્રાણીઓના ગળાપર લોઢાંનું ઓજાર ચલાવતાં શું તમારૂં હૃદય જરા પણ કંપતું નથી, એવાં નિરાપરાધી પ્રાણીઓના આર્તનાદથી (મૃત્યુ સમયનો પોકાર) શું તમારૂં મન જરા ડગતું નથી ? તમારા પોતાના શરીરમાં એક કાંટાની સળી લાગે તો તમારી સાડાત્રણ મણની કાયાને કેટલી ઇજા થાય છે તેનો કંઇક વિચાર કરી પછીથી અવાચ પ્રાણી પર હાથ ઉગામવો જોઇએ.

તમારૂં જીવન કે જે ગૌમાતા કહેવાય, તે તથા નિર્દોષ અને જેને જોવાથી તુરતજ આનંદ પ્રાપ્ત થાય એવાં હરણ, બકરાં, મરઘાં વિગેરે પ્રાણીઓને વાઢી કાપી તમારા ઉદરમાં હોમી દેતાં શા માટે શરમાતા નથી. શું એ આહાર સિવાય તમારૂં જીવન નભી શકે એમ નથી ? જો તેમજ હોય તો છેવટ નામને વધુ દીપાવવા ખાતર બિલાડી જેમ પોતાનાં તુરતનાં જન્મેલાં બાળક સાથે ક્ષુધાતુર અવસ્થામાં જેવું વર્તન રાખે છે તેવુંજ તમો કાં નથી રાખતા ? મનુ ભગવાને આઠ પ્રકારનો કસાઈ કહ્યા છે જે કસાઇમાં ખાનારની પદ્વી કેવી છે તેનું ભાન થવા માટે આ નીચે એક જુની યાદ રાખેલી કવિતા લખું છું.

લખ્યા મનુએ આઠ કસાઇ, મનુસ્મૃતિમાં જુઓ ભાઇ;<br>
પ્રથમ સલાહનો આપનાર, બીજો પ્રાણીને હણનાર,<br>
ત્રીજો અંગ જુદાં કરનાર, ચોથો પ્રાણીને ધરનાર.<br>
પંચમ વેચે તેજ ગણાય, લેનારો છઠ્ઠો કહેવાય,<br>
પીરસનારો સપ્તમ થાય, આઠમો પાપી જે તે ખાય.<br>
માટે તજોને માંસાહાર, હે રાક્ષસ પદ્વીના ધરનાર,<br>
ઇશ્વરનાં સૌ પ્યારાં બાળ, પ્રીત ધરીને રાખો વહાલ.

ક્રમશઃ

# સુરભિ–સેવન.

અથવા.

## આર્યોનું આત્મિક સ્વર્ગ.

### હરિગીત છંદ.

( ૧ )

સ્મૃતિમાં ! સનાતન કાળથી, ધરનારી જે ધીરત્વને;
વરસાવનારી વળી વડી, વસુધા વિષેજ વીરત્વને;
પ્રસવે પશુ–સુત જે પુરા, બળિ વદં !! ભૂમિ ભય હરે,
હતભાગ્યોં હિંદુ !! કોણ ? તે નહીં સુરભિનું ! સેવન કરે.

( ૨ )

અતિ યોગી–રોગી વિયોગી જે, પાલન કરણ પંથે વહ્યા,
પડતા પ્રહારો પાડુના, સદગ્રંથમાં સાક્ષી રહ્યા;
યવનાદિ પણ જેના અહોનિશ અંતરે ગુણ ઉચરે,
હતભાગ્યોં હિંદુ !! કોણ ? તે નહીં સુરભિનું સેવન કરે.

( ૩ )

નવકોટી નંદ સ્વછંદ કેરા, વૃંદમાં વ્રજચંદ !! રહી;
ગણના કરી ગુણ ગાયના, ગુણવંત ગેડી કર ગ્રહી;
દિનરાત કર્યું દાસત્વ હોય ન, સત્વ શીદ સુઠે ફરે,
હતભાગ્યોં હિંદુ !! કોણ ? તે નહીં સુરભિનું ! સેવન કરે.

( ૪ )

તૃણ ખાય તોએ તેનું તન, તત્વો રૂડાંથી તર ઠર્યું,
પદ–પુચ્છ !! તુચ્છ પવિત્રને, મળ–મૂત્ર !! પણ મહતા ભર્યું;
પય પ્યારૂં પોષણકારી, જેમાં વિર્યની વૃદ્ધિ ઠરે,
હતભાગ્યોં હિંદુ !! કોણ ? તે નહીં સુરભિનું ! સેવન કરે.

( ૫ )

શીશુ સાધ્ય બહુ સ્નેહાળને, રતિમાં સ્વભાવે રાંકડી,
પરમારથે નીજ પ્રાણનું બળિદાન !! દેવા બાંકડી;
સજ શ્વાસોશ્વાસે જે સદા, રહી સૃષ્ટિનાં સંકટ હરે,
હતભાગ્યોં હિંદુ !! કોણ ? તે નહીં સુરભિનું સેવન કરે.

(૬)

દ્રઢ ધર્મબળ ધરનાર, અત્રી અંગિરા બલી ! ! આગ્રહી,
રઘુ રાહુગણ રસરાજ ! ! જેની ચરણરજ લેતા ચહી;
પુરૂવંશી પુરૂષોએ, અને પુજી જે, પુલસ્ત-પરાસરે ! !
હતભાગ્યો હિંદુ ! ! કોણ? તે નહીં સુરભીનું સેવન કરે.

(૭)

અધિકારી નિરવિકલ્પના, હજીયણ ચજે ગણીને હિતુ,
કરી ગંધ અક્ષત કદથી પાદોદક, પીવા ન્હાતા પિનૂ ! !
કવિ ભાઈશંકરજી સહાજે, શાન્તિકાર ચિન્તે સ્મરે,
હતભાગ્યો હિંદુ ! ! કોણ ? તે નહીં સુરભિનું સેવન કરે.

વડતાલ] કવિ ભાઈશંકર વિ. વિદ્યારામ પંડિત



## અશક્તાશ્રમ.

ખા. બા. અરદેશર કોટવાળની વાડી-રામપુરા-સુરત.

The wise Direction of the daily stock of Energy is morality.

"દરરોજની શક્તિની ચતુરાઇનો ઉપયોગ કરવો એનું નામ નીતિ" સત્ય છે કે યદિ પ્રત્યેક મનુષ્ય પ્રતિદિન પોતાના આચરણની સમાલોચના કરતો રહે, એ યદિ વિચારતો રહે કે આજ મેં મારી શક્તિનો કેવો ઉપયોગ કર્યો છે. એથી મને પોતાને તથા મારા ભાઇઓને શું સુખ દુઃખ પ્રાપ્ત થયું, તોજ તેનું જીવન નીતિને અનુકૂળ તથા સુખપ્રદ બની શકે]

બધા મનુષ્યો સમાન છે. મનુષ્યને પરમાત્મા તરફથી એવો અધિકાર અપાએલો છે કે એઓ એને કદી છીનવી શકતા નથી, એ અધિકારોમાં જીવિત રહેવું, સ્વંત્રતા પ્રાપ્ત કરવી, તથા પોતાના સુખને માટે ઉદ્યોગ કરવો. ઐહિક પારલૌકિક શ્રેય સાધવા યત્ન કરવો આદિ મુખ્ય છે. આ સર્વ અધિકારોના રક્ષણ માટે મનુષ્ય જાતિ એ સમાજ-નીતિ, રાજ-નીતિ, ધર્મ-નીતિ ઇત્યાદિની કલ્પના કરી છે અર્થાત્ મનુષ્ય જાતિ સુખી તથા સન્તુષ્ટ રાખવી એ નીતિનો મુખ્ય હેતુ છે. જેનાથી એ હેતુ સધાય નહિં, તે નીતિ નથી.

ધનવ્યયમાં પણ પ્રાયઃ એજ નિયમ લાગુ પડે છે. જે દ્રવ્ય વાપરવાથી આપણો કશો શુભ હેતુ સધાય નહિ તો તે વ્યર્થ વ્યયજ ગણાયા મળેલી સંપત્તિનો સદ્ માર્ગે વ્યય કરવો એજ સંપત્તિનો મુખ્ય હેતુ છે. વરા વિગેરેના ખર્ચ તથા ગણિકાનૃત્ય, નાટ્ય પ્રયોગ ઇત્યાદિને માટે થતો ખર્ચ કે જે વ્યર્થવ્યજ ગણાય તેના કરતાં એટલો પૈસો અપંગ નિરાધારોને આપેલો પૈસો તમારા જીવનના શ્રેય માટે ઘણો ઉપયોગી લેખાશે જીવ દયા વિશેષે કરી ગાય આદિ અવાચી મુંગા પ્રાણીઓ પ્રતિ દયા દર્શાવવાને સૌ કોઇ તરફેણમાં છે, (એમ

દાખમાં દેશમાં ચાલતા ઉહાપોહથી સર્વને જણાશે) તો અશક્તો મુંગા પ્રાણીઓ કરતાં પણ તદન નીચી સ્થિતિએ છે; કારણ મુંગા પ્રાણી જો તેના ઘાતુક ન હોય તો સ્વેચ્છિક પોતાનો ખોરાક પ્રાપ્ત કરી શકે છે, પરંતુ અશક્તો તેમ કરવા તદન અસમર્થ છે. મુંગા પ્રાણીઓને માટે તેના ઘાતુકને માટે ફરિયાદ કરવામાં આવે છે, ત્યારે અત્રે તેમની સુરક્ષિત સ્થિતિ માટેની ફરિયાદ છે, આવી તદન હીન સ્થિતિએ પહોંચેલા કેવળ દુઃખની પરાકાષ્ઠાને પ્રાપ્ત થયલાં જીવોને તેનું દુઃખ ઓછું કરવાની જરૂર સર્વ કોઇને જણાશે. આશ્રમના અશક્તોને એક વાર જોયા પછી હરકોઇને એમની હલકી સ્થિતિનો ખ્યાલ આવ્યા વિના રહેશે નહિં અમારી નમ્ર વિનતિ છે કે એક વાર વિશ્રાન્તિ સમયે ખાસ ખંત લઇ આ આશ્રમની સ્થિતિને જુઓ!

તંત્રી.

| બંગાળી ઉપરથી | પુનઃ મિલન. | એક ટુંકી વાર્તા |
|---|---|---|

(રા. રા. ડૉક્ટર નટવરલાલ જગન્નાથ ગૌતમી,—અજમેર.)

હું અને ઓટિ છેક બાલ્યકાળ ન્હાનપણથીજ એક ડાળીના બે ફુલની માફક એક-બીજાને ચ્હાતાં હતાં અમે એક સાથેજ વાંચી, એક સાથેજ જમી, અને એક સાથે ફરી જીવન કલ્લોલમય કરી તનમય રહેતાં!!!

ઓટિના પિતા સાથે મ્હારા પિતાને સારી મિત્રતા હતી. અમારાં માતપિતાએ અમે બન્ને એક બીજાથી વિખુટાં ન પડીએ માટે અમને વિવાહ-સૂત્રથી અંકિત કરવા છૂપી રીતે નક્કી કર્યું હતું.

ઓટિને પન્દરમું વર્ષ બેઠું ત્યારે એક વ્યાઘાત ઉત્પન્ન થયો. ઓટિ જીવવાની આશા પણ ન રાખી શકાય એવી સખત અકસ્માત્ માંદી પડી મંદવાડના બિછાનાપર સુતી! અમારા લગ્નની વાત એટલીવારે દબાઇ ગઇ.

ઓટિને જ્યારે સ્પષ્ટ જણાવા લાગ્યું કે ત્હેની આ સંસારની રમત મન્દ થઇ પરિ સમાપ્ત થવાને હવે વધારે વિલમ્બ નથી ત્યારે ત્હેણે મ્હારી પાસેથી જન્મ પર્યંતની વિદાય લેવા મ્હને બોલાવા મોકલ્યું

હું આર્દ્ર-રડતે હૃદયે ઓટિના બિછાના પાસે આવીને બેઠો.

"પ્રિયતમ! મ્હારા સ્હામા? અત્યાર પર્યન્ત આપણે બન્ને એક સાથે રહ્યાં છીએ. પરન્તુ હવે મ્હારા વિચ્છેદનો વખત આવી પહોંચ્યો છે. વિદાય આપો!" નિરાશાપૂર્ણ દુઃખાર્દ્ર કંઠે ઓટિ બોલી.

આ શબ્દો મ્હારા હૃદયમાં શલ્યની માફક વાગ્યા! ખરેજ ઓટિને શું વિદાય આપવી પડશે! મ્હારા હૃદયને કોઇ પણ રીતે ત્હેના ઉદ્‌ગારો સ્વીકારી લેવા પસંદ પડ્યું નહિં.

"ઓટિ, એવું શું બોલે છે? ત્હને તો સારૂં થઇ જશે. તું જલ્દી સાજી થઇ જઇશ."

"મ્હારે સાજા થવાને કંઇ કામ નથી. પ્રિયતમ! મૃત્યુ મ્હારે માટે ઠીક છે. જે અસાધ્ય વ્યાધિથી હું પીડાઉં છું ત્હેમાં હું જેટલા દિવસ નિર્ગમન કરીશ તેટલા દિવસ દુઃ

પોતે કષ્ટ પામીશ અને બીજાઓને પણ દુઃખકર્તા થઇ પડીશ, અને ધારો કે હું કદી બચી ગઇ તો પણ શું ! ! હું નિરૂપયોગી છું. ત્હમારી ગૃહિણી થતાં આ ક્ષીણ શરીર હવે ત્હમારી સેવા-શુશ્રુષા ઉઠાવી શકે તેવું રહ્યું નથી. ઉલ્ટું ત્હમારે મ્હારી સેવા-શુશ્રુષા કરવી પડશે. ત્હેના કરતાં મરવું ઉત્કૃષ્ટ—શ્રેયકર છે !"

"ઓટિ ! મ્હારી સેવા-શુશ્રુષા કરાવવા, ગૃહની અવ્યવસ્થિત ચીજો વ્યવસ્થિત કરાવવા, સ્થૂલેચ્છાઓની તૃપ્તિ કરવા મ્હારે ગૃહિણીની જરૂર નથી. પરન્તુ ત્હારા પ્રેમની નન્દનમય-સુખમય સોનેરી ગુલાબગિરિ કરવા-ત્હારા પદાબ્જે લોટવા—કદમ બોસી કરવા—ત્હને નિરંતર પૂજવા—ફુલ ચઢાવવા-કર્પુરથી સુવાસિત કરવા—ત્હારી ભક્તિ યુક્ત સમાધિમાં તલ્લીન થવા-ત્હારા ઉત્સંકમાં મસ્તક મૂકી સ્વર્ગ અનુભવવા, પશુવત્ સ્થિતિ ભૂલવા, પ્રભુત્વ સુખ પ્રાપ્ત કરવા ઓટિ ત્હારી જરૂર છે."

"પ્રિયતમ ! હું મરૂં છું ત્હેમાં મ્હને દુઃખ નથી. ત્હમારા વક્ષઃસ્થળ ઉપર મસ્તક મૂકી મૃત્યુ પામીશ ત્હેમાં હું જે અપ્રાપ્ય સુખ પ્રાપ્ત કરીશ તેવું હું જીવવાથી કદિ નહિ પામું !"

મ્હારી આંખના આંસુ ઉભરાવા લાગ્યા. હું હતાશ થઈ એક ન્હાના બાળકની માફક મ્હોટેથી રોઇ પડ્યો.

"રૂઓ નહિ, પ્રિયતમ ! રૂઓ નહિ. મ્હારા માટે આંસુ પ્રપાત ના કરો. ત્હમને મૂકીને જાઉં છું પરન્તુ મ્હને ઘણું દુઃખ થતું નથી, એમ શા માટે જાણો છો? એક આશા મ્હને શાન્તિ આપે છે. એજ વસ્તુ સ્થિતિ ત્હમને પ્રદર્શિત કરવા અહિં બોલાવ્યા છે. મ્હારા અન્તઃપ્રદેશના ઉંડાણમાંથી કોઇ જાણે મ્હને કહે છે કે આપણું પુનઃમિલન થશે !"

હું ઓટિના લેવાઇ ગએલા લાવણ્યમય ગુલાબી મ્હોંમાંથી ઝરતા શબ્દામૃતના દિવ્ય ઝરણાં-બિન્દુ ઝીલવા લાગ્યો.

"નિશ્ચય ! નિઃસંશય ! તે શાન્તિમય પુણ્યધામના અનન્ત મેળાપનો વિચ્છેદ નથી."

"કદિ વિશ્વાસ નહિં આવતો હોય પણ હું અક્ષરશઃ સત્ય કહું છું કે પુનઃ આપણો મેળાપ થશે ! મરણકાળની કામના કદિ નિષ્ફળ જતી નથી !"

હું ઓટિના મ્હોં સામું જોઇ રહ્યો. ત્હેના અન્તરનો વિશ્વાસ ત્હેના મ્હો ઉપર પ્રકાશતો હતો. આ જોઇને મ્હારો સંદેહ દૂર થયો.

"પ્રિયતમ ! તે અનન્ત મિલનના દિવસ સુધી રાહ જોઇ શકશો ?"

"યુગ યુગાન્તર—જન્મ જન્માન્તર પર્યન્ત ત્હારી રાહ જોઇ શકીશ ઓટિ !"

ઓટિના મ્લાન મ્હોં ઉપર સર્વત્ર અનન્ય આનંદ વ્યાપી રહ્યો.

"ઓટિ ! આપણો સંબન્ધ ફક્ત એક જન્મનો નથી. આપણો વિચ્છેદ અને મેળાપ જન્મે જન્મે થાય છે. કદિ તું મ્હારી રાહ જુએ છે. કદિ હું ત્હારી રાહ જોઉં છું. પુનઃ એમ આપણે એક બીજાને મળીએ છીએ."

"ના, ના, ત્હમારા આ જીવનમાંજ હું ત્હમને મળીશ. હું ફરી જન્મ લઇને ત્હમારી થઇશ ત્હમે નક્કી માનજો."

"પ્રિયતમે ! તું ભલે આવીશ પરન્તુ ત્હારો આ દેહ લાવી શકીશ નહિ. ત્હારી આત્મસ્મૃતિ પણ નહી રહે તો કેવી રીતે આપણે એક બીજાને ઓળખી શકીશું ?"

"પ્રિયતમ ! દેહને લઇનેજ શું આપણો સંબંધ છે? શું સ્મૃતિજ આપણ બન્નેને બાંધી રાખેછે?" ઓટિ તિરસ્કાર વ્યંજક બોલી.

ઓટિ મૃત્યુ પામી. અંગ્રેજ ભૂમિકાના પ્રખ્યાત ડોકટરો કંઇ કરી શકયા નહી ! ! ! હું ઓટિને કેટલું ચ્હાતો તે હવે બરાબર સમજાયું ! દિવસની અંદર હજારવાર ઓટિની ખોટ હૃદયમાં ને હૃદયમાં અનુભવતો ! હૃદયમાં એક દારૂણ—ઉમજ્વાલા સળગ્યા કરતી, ઓટિની આશા વાણી—આશાના બોલોજ ફક્ત મ્હારી શાંત્વના હતા !

ઓટિની એક પ્રતિમા-મૂર્તિ કરાવીને હું ત્હેની પૂજા કરતો ! ઓટિની શેષવાણી પણ પ્રતિમામાં અંકિત હતી !

હું ઓટિની રાહ જોતો હતો પરન્તુ સન્દેહ આવીને વારંવાર મ્હારી એ આશા ઉપર આઘાત કરતો કે તરતજ ઓટિનું વિશ્વાસભર્યું મ્હોં મ્હારા ચક્ષુ નિકટ જીવન્ત આશાના શબ્દો હવામાં કર્ણગોચર થતા !

મ્હારા માતાપિતાને ફક્ત એકજ સંતાન હતું એટલે હું અવિવાહિત કૌમાર્યાવસ્થા નિર્ગમન કરૂં તે બની શકે તેમ ન્હોતું. અનિચ્છાએ મ્હારે લગ્ન કરવું પડયું !

હું મ્હારા મનને સાંત્વન આપતો કે લગ્ન ફક્ત બ્હારની વસ્તુ છે એની સાથે અન્તરને કોઈ પણ જાતનો સંબંધ નથી, અંતર તો ફક્ત ઓટિનીજ સાથે સંયુક્ત છે. આ વખતે હું પ્હેલાંના કરતાં વધારે સારી રીતે ઓટિના અંતિમ-છેલ્લા શબ્દો સંભારતો પરન્તુ થોડાજ દિવસની અંદર સ્ત્રીના જીવિત મ્હોના પ્રેમાલાપે-રમ્ય વિનોદે ઓટિના અંતિમ કાલના શબ્દોનું વિસ્મરણ કરાવ્યું ! સાક્ષાત મૂર્તિની અભિનવ રમણીયતાએ મ્હને શિથિલ કરી સ્વર્ગસ્થ ઓટિની સ્મૃતિ ઉપર આવરણ-પડદો નાંખ્યો ! ! !

કેટલાંક વર્ષ વ્યતિત થયા પછી મ્હારા ગામમાં એક ભારે પૂર આવ્યું ત્હેના લોનમાં મ્હારા ગામના હજારો માણસો, મ્હારા પિતા, માતા અને મ્હારી સ્ત્રી પણ તણાઇ ગયાં ! જે ગૃહની અંદર દરેક વસ્તુની સાથે આત્મીય સ્વજનની સ્મૃતિ જડાયલી હતી તે ગૃહમાં રહેવું મ્હને તદન અસહ્ય થઇ પડયું. બેચેની મટાડવા હું દેશભમણે બ્હાર નીકળ્યો.

ચીકાગો શહેરના એક ભવ્ય મકાનમાં હું એક દિવસ સ્હવારમાં બેઠો હતો ત્યારે તે ગૃહની એક નોકર—એક બાલિકા વ્યક્તિ એક પ્યાલો ચ્હા લઇને મ્હારી પાસે આવી. હું તે વખતે અન્ય મને કંઇ ચિંતન—વિચાર કરતો હતો. દરરોજ તે બાલિકા ચ્હા આપી જતી. હું ત્હેના મ્હોં સ્હામું કદિ નજર સરખી પણ કરતો નહિ. અન્ય મને ચ્હાનો પ્યાલો લેવા જતાં મ્હારી દૃષ્ટિ એકાએક આ બાલિકાના મ્હોં ઉપર ઠરી. હું આશ્ચર્ય ચકિત-ચમકી ઉઠયો. મ્હારા હાથમનો પ્યાલો ધબ દઇને એકાએક જમીન ઉપર પડી ગયો.

ઘણા દિવસની વિસ્મૃત થએલી ઘટના મ્હને એચિંતી યાદ આવી. ઓટિની મૂર્ત્તિ મ્હારા મનમાં તદન છાયા સમી થઇ ગઇ હતી. તે વખતનું ત્હેનું મ્હોં-તે ઉપરના ભાવ આ બાલિકામાં સ્પષ્ટ ફુટી નીકળેલા દૃશ્યમાન થયા. હું ગાંડાની માફક એકદમ ધસ્યો—તે બાલિકાનો અમૃત ઝરતો સુકોમળ કર પકડીને કહેવા લાગ્યો, ત્હમે કોણ છો ?

બાલિકા એકદમ બ્હાવરી બની ગઇ. ત્હેના સ્થિર નયનોએ પલકયા વગર મ્હારા સ્હામું જોયા કર્યું. મ્હારી તીક્ષ્ણ અનિમિષ દૃષ્ટિ તે વખતે ત્હેનું હૈયું ભેદતી હતી. બાલિકા

ગભરાયલી સ્થિતિમાં એકદમ ચીસ પાડી બોલી ઉઠી "હું ઓટિ છું!" ત્યાર પછી તે અચૈતન્યાવસ્થામાં જમીન ઉપર પડી.

હું આ પ્રીતિ પૂર્ણિમાના પવિત્ર પ્રકાશરૂપ બાલિકાને પરણ્યો છું. હવે તે ત્હેનું નામ પૂછતાં કદિપણ કહેતી નથી કે "હું ઓટિ છું!" ઓટિ' નામથી ત્હેણે કેમ મ્હને પોતાની ઓળખાણ આપી તે પણ તે કહી શકતી નથી. એ બનાવ પણ ત્હેને યાદ નથી. પરન્તુ મ્હને તો નિઃસંશય વિશ્વાસ છે કે આજ બાલિકા મ્હારી ઓટિ છે!

# તાત્કાળિક નફાનો તાજો રોજગાર.

(લેખકઃ—રા૦ રા૦ ખંડુભાઈ ભુલાભાઇ નાયક—સુરત.)

આ શિર્ષક વાંચતાં વાચકવૃંદની અમુક વૃત્તિ (જીજ્ઞાસા) પ્રબળ ઉત્તેજિત થાય છે, અને તેની પરિતૃપ્તિને માટે લેખ વાંચવાની તસ્દી લેશે. જો યથાલેજ તાજા રોજગારનું નામ આપી દેવામાં આવત તો એક પ્રકારની રસક્ષતિનો દોષ થાત! અને તેની સાથે લેખ વાંચવો કે નહિ તે વાંચનારના મનની અનુકૂળતા ઉપર રહેત પરંત નફા સાથેનો તાજો રોજગાર તે કયો તે જાણવાની પ્રબળ જીજ્ઞાસાને તૃપ્ત કરવાને ખાતર વાંચવાની સ્વભાવિક રીતે ઇચ્છા થાય છે, એવો મનુષ્ય સ્વભાવ છે, તેમજ જન સ્વભાવનું એક લક્ષણ છે. આજકાલ એક તાત્કાલિક નફા સાથેનો તાજો રોજગાર તે "ખુશામત" છે ખુશામત રૂપી દેવીની દિવ્ય શક્તિ વડેજ નાના મોટા થાય છે, દુઃખીઓ હોય તે સુખી થાય છે, દીનની દીનતા ઓછી થાય છે અને નેકી પોકારનાર તે સલાહકાર પણ બને છે અને એ દેવીની જેના પર અવકૃપા હોય એટલે કે જેને ખુશામત એ શું ચીજ છે? એથી શો ફાયદો? એનો સ્વપ્ને પણ ખ્યાલ ન હોય એવા એટલે પોતાના પગ ઉપરજ ઉભા રહેવાની હિંમતવાળા, સ્વતંત્ર મગજવાળા, પોતાનો હક અને ફરજ સમજી વર્તન ચલાવવાની ઇચ્છાવાળા, અને પ્રૌઢ જ્ઞાનવાળા હોય છતાં પણ ખુશામતી રૂપી દેવીની સહેજ પણ કૃપા વિના પોતાના કાર્યમાં ફતેહ મેળવે એ શશશૃંગવત્ છે.

આ ઉપરથી વાંચનારને શંકા ઉપસ્થિત થશે કે ખુશામતી દેવીનો વર્તમાનકાળમાં એવો પ્રબળ પ્રભાવ તો છે પરંતુ એને તાજો રોજગાર શા માટે કહ્યો? અને તેમાં તાત્કાલિક નફો શો હશે? એ શંકાનું સમાધાન કરતાં પહેલાં તાજો રોજગાર કોને કહેવો તે જાણવાની આવશ્યકતા છે.

જેમાં રોકડથી લેવડ દેવડ થય, અને નફો નુકશાન તે રોજ જણાઇ આવે, એવો રોજગાર તે તાજો રોજગાર કહેવાય છે. તેજ પ્રમાણે વાણી રૂપી વ્યવહારથી સામા માણસની મનોવૃત્તિ અનુકૂલ વર્તન ચલાવી પોતાની કાર્ય સિદ્ધિ રૂપ નફો કે ખોટ તે સામો માણસ કે જેની સાથે ખુશામતીનો પ્રયોગ કર્યો છે, તેની મુખ મુદ્રાની સ્થિતિ ઉપરથી તરત જ જણાઇ આવે છે, માટે એ પણ તાજો રોજગાર કહેવાય છે. બીજા સર્વ કોઇ તાજો

રોજગારમાં દ્રવ્યની ખોટ જવાનો સંભવ છે, અને આ મુડી વિનાના તાજા રોજગારમાં દ્રવ્યની ખોટ તો ન જાય, પરંતુ દ્રવ્ય કરતાં પણ હું જેની વિશેષ કિંમત માનું છું, એવી પ્રતિષ્ઠા-આબરૂની ખોટ જવાનો સંભવ રહે છે. આ બે ખોટ પૈકી કોની કિંમત વધુ ગણવી એ વાચકના હૃદયાનુકૂળ છે,

**તાજા રોજગારનું સ્થાન**

વ્યવહારમાં જેને આપણે તાજા રોજગાર કહીએ છીએ, તે ગમે તે સ્થળે થઇ શકે છે, પરંતુ ઉપરોક્ત તાજા રોજગારનું સ્થાન તેનાથી ભિન્ન છે, અને નિયમિત છે. જેની સત્તાનું સર્કલ વિસ્તૃત હોય એવા અધિકારીઓ પછી તે રેવન્યુ ખાતાનો હો, વા કેળવણી ખાતાના હો, પોલીસ ખાતાના હો વા કસ્ટમ ખાતાનો હો, ગમે તે ખાતાંના હો, પરંતુ તેમના અધિકાર રૂપી સર્કલના પરિધ ઉપર સ્થાનનો આધાર રહે છે

નાના નોકરો મોટા નોકરની આગળ દિવ્ય દેવીના પ્રયોગ દ્વારા પોતાની ઉન્નતિ જેમ બને તેમ વધારવા પ્રયત્ન કરે છે, અને તેમ કરવાથી ફળ પ્રાપ્તિ થતી જોવામાં આવે, તો દુનિયા અનુકરણ કરનારી હોવાથી અનુકરણ કરે છે, અને પછી વારસામાં મળતા રોગોની પેઠે એ ગુણ પણ વારસામાજ મળવા લાગે છે એટલે એનું સર્કલ વિસ્તાર પામે છે. આજ કાલ એ ગુણના પ્રભાવથી કેટલાક શાન્ત, નિર્ભય અને આનંદમય જીવન ગુજારે છે પરંતુ એથી એમ સમજવાનું નથી કે એ ઉત્તમ ગુણ છે, સત્યનો સાક્ષી છે, મોક્ષનું દ્વાર છે. ખરી રીતે એ ગુણ ઘણો નિંદાપાત્ર છે અને એની અસર એ છે કે ખુશામતીઆ માણસો બાયલા-હિચકારા, જાહેર હિંમત વિનાના, અને નીચી દૃષ્ટિના થઇ જાય છે. માટે નિયમિત વાયુની દિશા જોઇ તેને અનુકૂળ આપણું વહાણ હંકારવું કે દુઃખ-દુર્ઘટરૂપી ખડકો સાથે અથડાઇ ભાંગી ન જતાં નિર્ભય અને નિષ્કંટક રીતે ભવસાગરની પાર ઉતરી શકાય.

જેમ અતિશય પરિચય તિરસ્કારને જન્મ આપે છે, તેમ હદપારની ખુશામત એ પણ નિંદાને પાત્ર થાય છે એ નીચેના દૃષ્ટાંતથી જણાશેઃ—

એક વખતે રાજા સિંહાસનપર બેઠેલા હતા તેણે પોતાના દરબારીઓને ઉદ્દેશીને કહ્યું.

**શાર્દૂલ વિક્રિડિત છંદ.**

राज्ञोक्तं ज्वलने जले शकुलिनोजाता द्रुतंविद्रुताः
भृत्यो नाप्यनुकूलतात उदितं वृक्षन्वदा ते श्रिताः
केचिद्गोः पुनरागतास्तु दहने चक्रुर्विहारं सुखम्
सत्यन्ते क्षुधिता वृथार्णव पुनर्जक्षुश्च वन्हेः कणान्

ભાવાર્થ—રાજાએ કહ્યું કે એક વખતે જળમાં આગ લાગેલી જોઇ માછલીઓ અતિ વેગથી નાસી ગઇ. એ સાંભળી રાજાનુકૂળ એક દરબારીએ કહ્યું. હાં મહારાજ એ નાસી ગએલી માછલી જળને કાંઠે આવેલા મોટા ઝાડ ઉપર ચઢી ગઇ.

ફરીથી રાજાએ કહ્યું—એ માછલીમાંથી ઘણીખરી પાછી આવી. અને પ્રજ્વલિત અગ્નિમાં સુખપૂર્વક વિહાર કરવા લાગી. તરતજ બીજા દરબારીએ કહ્યું કે મહારાજ એ માછલીઓમાંની કેટલી ભૂખના દુઃખથી અગ્નિની ચીનગારી ખાવા મંડી પડી!!

રાજાએ કહ્યું.

राजोवाच पयस्विनी हि कमठी भृत्योऽब्रवीदूह्यते
काश्मीरे धनिकैरुवाद नृपतिः पृष्टे तु सा केशिनी
तल्लोमाञ्चित कम्बलोऽपि बहुभिः संधार्य्यते मानुषैः
अत्राप्यस्ति तथा हि नाथ धनिभिः कुत्रापिनो दुर्लभः

ભાવાર્થ—રાજાએ કહ્યું કે "કીડીઓ બહુ સુંદર હોય છે તેમજ કેટલીક બહુ દૂધ આપનારી પણ થાય છે!" ખુશામતીયા દરબારીએ કહ્યું "હાં! હાં! જનાબ એવી કીડીઓને કાસ્મીરમાં દૂહેવામાં આવે છે!"

રાજાએ કહ્યું 'એની પીઠપર લાંબા લાંબા વાળ પણ થાય છે!'

દરબારીએ કહ્યું. "પ્રભો એ વાળની કામળીઓ કોઈ કોઇ ભાગ્યશાળી માણસ ઓઢે પણ છે."

રાજાએ કહ્યું "આપણે ત્યાં પણ કીડીઓના વાળની કામળી થાય છે."

દરબારીએ કહ્યું "હે નાથ! આપ જેવા શ્રીમંતને શું દુર્લભ છે?"

રાજાએ કહ્યું.

राज्ञोक्ते शशशृङ्गिकाति निशिता भृत्योऽथ किं भाषतो ।
नित्यं वा शशको निहन्ति मृगकान् सिंहादिकान् निर्दयम् ॥
यन्मिथ्या प्रवदामि वाक्यमखिलं सत्यं कथं तत्तव ।
भो नाथ त्वदधीनतावशगतं खान्नं ममभेरकम् ॥

ભાવાર્થ—"શશલાને મોટા શીંગડાં થાય છે" ખુશામતીયાએ કહ્યું "હાં સાહેબ તે ઘણાં અણીયારા હોય છે એથી એ સિંહ જેવા જબરા પશુઓને પણ સહેજમાં હણે છે. શશલાની દુષ્ટતાની હદ નથી. તે બિચારા દીન મૃગોને જોતજોતામાં મારી નાંખે છે, રાજાએ કહ્યું તમારી ખુશામતીપણાની પણ હદ નથી. હું જે જુઠી વાત કહું છું તેને પણ સત્ય પુરવાર કરો છે!!

દરબારીએ કહ્યું "જહાંપનાહ આપનું અન્ન ખાઇએ છીએ માટે આપની મનોવૃત્તિ અનુકૂળ વર્તવું એ અમારો ધર્મ છે.

રાજાએ કહ્યું "તમારૂં કહેવું ખરૂં છે પરંતુ હદ ઉપરાંતની ખુશામતથી સામાનું દિલ રંજન થવાને બદલે ઉલટું નારાજ થાય છે.

આ લેખનું તાત્પર્ય એજ કે ખુશામતીયા સ્વભાવનો પ્રસંગોપાત હદની અંદર રહીને ઉપયોગ કરવો, એ ઉભય અર્થને સાધનાર થાય છે. કાર્ય સિદ્ધ થાય તે સાથે સામાના દિલને ખોટો ભાવ નહિ આવે.

# આશા.

શાર્દુલ વિક્રીડિત છંદ.

જેને પામર પ્રાણિયા જગતમાં આશા અનેરી વહે,
કે નિત્યે ધન માન યાચી અદકું એ સુખ સાચું ચહે;
કે વા પુત્ર, મહાલયો વળી સ્ત્રી શું કેલિ શકી રીઝતા,
રે આશા પ્રસરી રહી સ્થળ બધે યોગી ગૃહી સર્વમાં. ૧

મંદાક્રાન્તા.

સંસારીનું જીવન સહુ આશા પ્રવાહે વહે છે,
આશા તંતુ અલગ રહતાં, સર્વ નિઃસાર હા છે!
જો કે નિત્યે પ્રભુ રટનમાં, શાન્તિ વ્યાપી રહેલી,
સાંગોપાંગે વિધિ થકી ખરે આશ દીસે ભરેલી, ૨

તોટક.

રમ ચાતક પ્રીતથી વૃષ્ટિ વિષે,
બગ મીન તણું વળી ધ્યાન ધરે;
સહુ સંત મહંત પ્રભુ રટતાં,
વસી આશ તણી લગની ઉરમાં. ૩

આર્યા.

આશા દેવી પ્રેમે, પ્રસરી દ્વિકર ફલોથી લલચાવે;
સંતોષે સુખ પામી, અભ્યુદયે સેવીશું તુંને ભાવે. ૩

**પ્રીતમ.**



# સાભાર સ્વીકાર-સમાલોચન.

સુવર્ણ કુમારી—પ્રકાશક—કોરેનેશન એડવર ટાઇમ્સ પત્રના અધિપતિ રા. રા. નટવરલાલ પી. શેઠના. પીરમસારોડ—અમદાવાદથી અભિપ્રાયાર્થે પ્રાપ્ત. પ્રસ્તુત નવલ કથાનું વસ્તુ આકર્ષક છે. પરન્તુ અન્તમાં કલ્પના શિથિલ થઈ અન્ત અગમ્ય રીતે આણેલ છે. પુસ્તકની ભાષા માધુર્યને છાજતી છે. વચ્ચે વચ્ચે આપેલી કવિતાઓ આકર્ષક છે. પુસ્તકમાં જોડણીની અશુદ્ધતા તરફ પ્રકાશકનું ધ્યાન ખેંચીએ છીએ. કિંમત આઠ આના જે આ સત્સંગ પત્રના ગ્રાહકોને ફક્ત ચાર આને મળે છે.

૦-૪-૦ ઠક્કર દામોદરદાસ વીજભુખણદાસ ચોકબજાર
૦-૮-૦ પરસોતમ કાનજી સૈયદપરા કુંભાર
૦-૪-૬ તારાશંકર બાપુશંકરની છોકરી મોટી છીપવાડ ઇશ્વરી ગવરી
૦-૪-૦ છોટુભાઇ મોતીરામ સગરામપરા
૦-૪-૦ બાઇ કેસર કેસવ કલાણુની છોકરી નાનપરા માછીવાડ
૦-૪-૦ મોધી લાલજી વીરજી નાણાવટ
૦-૪-૦ ચુનીલાલ રામદાસ હરીપરા
૦-૪-૦ પેમચંદ વીરચંદનો છોકરો ગોપીપરા
૦-૮-૦ જેઠાલાલ નાથાલાલ વાડીફળીઆ
૦-૪-૦ શાહ ખુશાલદાસ રાયચંદની છોકરી કાશી રૂવાળાનો ટેકરો
૦-૮-૦ શાહ કલ્યાણદાસ શામલદાસની વહુ કાશી ,,
૦-૪-૦ પંચોળી મંગળદાસ જગજીવનની પાછળ સગરામપુરા
૦-૪-૦ ધોબી ફકીરા રૂપાના છોકરા હરકીશન પાછળ સગરામપરા
૪-૧૧-૩ ગલામાંથી (અશ્વનીકુમારના) પરચુરણ પૈસા
૧-૦-૦ ઘડીઆલી ચંદુલાલ રણછોડદાસ વાડીફળીઆ
૨-૦-૦ શેઠ લાલભાઇ શંભુલાલ
૧૦-૦-૦ મહેરબાન જે-પી-બ્રેન્ડર સાહેબ બહાદુર સુરતના કલેક્ટર સાહેબ
૧-૦-૦ પટેલ ખુશાલ શીવદાસ વરાછા
૧-૦-૦ પટેલ હરીભાઇ નાથાભાઇ પાલેજ
૦-૮-૦ શાહ ઝવેરચંદ જગદીશ ,,
૧-૦-૦ એક ગ્રહસ્થ પાલેજ
૧-૦-૦ શેઠ હુસેનઉદીન નુરદીન પાલેજ
૦-૪-૦ મણીશંકર ધનેશ્વર ,,
૧-૦-૦ ઠાકોરરામ મગનરામ ,,
૦-૮-૦ શેઠ દીનશાહ ફરદુનજી ,,
૨-૦-૦ શેઠ નારણદાસ રાજારામ પાલેજ
૨-૦-૦ ,, જમસેદજી રૂસ્તમજી ,,
૨-૦-૦ ,, ધનજીશાહ હોરમસજી ,,
૨-૦-૦ ,, એક ગ્રહસ્થ તરફથી ,,
૬-૫-૬ પરચુરણ ચાર આનાથી કમી આવેલી ભેટનું એકંદર
૦-૪-૦ બંદેખુદા
૨-૦-૦ શેઠ હોરમસજી સાપુરજી ઉમરાના
૧-૪-૦ શેઠ વીજભુભાઇ ત્રીકમદાસ હરીપુરા ગોળવાળાનો ચકલો અનાજ શેર ૨ સાથે.
૦-૪-૦ રણછોડજી લાલભાઇ બોરસદવાળા
૦-૪-૦ રણછોડ પરાગ રતનજી
૨-૦-૦ ગામ બોરસદ-ગામ સમસ્ત તરફથી હા. પટેલ સુંદરજી રણછોડજી
૦-૮-૦ શેઠ કપુર ખુશાલજી વાંઝના
૧-૦-૦ ,, હીરાચંદ ખીમાજી ,,
૧-૦-૦ શાહ ખુમાલ ખેમાજી ,,
૦-૮-૦ પટેલ ખુશાલ મુસા ,,
૦-૮-૦ શાહ મુળચંદ ખીમાજી ,,
૦-૮-૦ પટેલ વલભ ખુશાલ ,,
૦-૮-૦ શાહ ફુલચંદ જેઠાજી ,,
૦-૪-૦ પટેલ નરોતમદાસ અમથા,,
૦-૪-૦ શાહ લખમાજી જેઠાજી ,,
૦-૪-૦ નરોતમ અંબારામ ,,
૦-૪-૦ દુર્લભભાઈ ભગવાનજી ,,
૦-૪-૦ શાહ નાથા ભીખાજી ,,
૦-૪-૦ પટેલ બેચર ભીખા ઉધના
૧-૮-૦ દેસાઇ રતનજી બાપુ ચીખલીના અમરોલી
૦-૬-૦ રામભાઇ દાજીભાઇ તથા મોરાર કસન પારડી
૦-૮-૦ પારડી પોલીસ ગેટના અમલદાર
૧-૦-૦ પટેલ ગુલાબભાઇ રણછોડજી પારડી
૦-૪-૦ ખડુભાઇ મોરારજી પારડી

૧-૦-૦ ઠાકોર માધવસંગ વજેસીંગ માણે-કપોર તાલુકે બારડોલી

૨-૦-૦ પટેલ ભગવાનજી કલ્યાણજી વીગેરે સધીનં ગામના

૦-૮-૦ કરશનજી ફર્સનજી પારડી

૦-૪-૦ દેસાઈ ગોપાળજી પરાગજી તલંગપોર

૦-૪-૦ દરજી ઝીખા ,,

૦-૪-૦ ભીખુભાઈ દાજીભાઈ ,,

૦-૪-૦ લલ્લુભાઈ દુર્લભભાઈ દેસાઈ ,,

૦-૮-૦ વલ્લભ ભગા પારડી

૩-૦-૦ શાસ્ત્રી રાજારામ રામશંકર બેન શાન્તાના શ્રેયાર્થે રાંદેર

૦-૪-૦ ભાઈચંદદાસ હરગોવનદાસ હરીપરા

૦-૪-૦ મોતીરામ કસનદાસ નવાપરા ઘાંચી શેરી

૦-૪-૦ રતનબાઈ જમશેદજી વેસુ

૦-૪-૦ આવાંબાઈ હોરમસજી ,,

૦-૮-૦ શાહ મગનલાલ ગુલાબચંદ વેસુ

૧૨-૦-૦ મહેરબાન મિ. અને મિસીસ અડવાણી સાહેબ. ડીસ્ટ્રીક્ટ જજ સુરત

૧-૦-૦ શા. પ્રાણજીવનદાસ રસીકદાસ હરીપરા.

૨-૦-૦ ,, ગુલાબચંદ મુળચંદ છાપરીઆ શેરી

૨૩-૧૪-૬ નોગામા તાલુકે ચીખલીના માસ્તર મારફત ઇનામ દુલભે બાત રકમ જુદે જુદે ગામે ઉઘરાવી એકઠું કરેલું તે લાવવાની સવડ ન હોવાથી વેચી નાણાં કર્યાં તેના

૧-૦-૦ શેઠ ગુલાબદાસ લલ્લુભાઈ અંકલેશ્વર

૧-૦-૦ ,, ઠાકોરલાલ હરકીશનદાસ ,,

૫-૦-૦ શેઠ જમનાદાસ નાથજી અંકલેશ્વર

૧-૦-૦ ,, ઇચ્છારામ હરજીવનની કંપની અંકલેશ્વર

૧-૦-૦ ,, મંગારામ ચીજભુખણદાસ અંકલેશ્વર

૨-૦-૦ ચોકસી નાથુભાઈ પ્રાણજીવનદાસ અંકલેશ્વર

૦-૪-૦ એક ગૃહસ્થ તરફથી ખાંડબજાર

૧-૦-૦ શા. છગનલાલ ભગવાનદાસ વાડી ફળીઆ.

૦-૮-૦ ચંદુલાલ દામોદરદાસ શાહપોર

૦-૪-૦ મંછારામ ઘેલાભાઈ ગોપીપરા પારસીવાડ

૫-૦-૦ બાઈ જડીના મરણ પાછળ હા. હીરાચંદ કેસુરજી

૨-૦-૦ બાઈ જડીના પુણ્યાર્થે હા. ગોવન નેમાજી

૨-૦-૦ શેઠ રૂસ્તમજી કાવસજી અડાજણ

૦-૮-૦ છગનલાલ તુલજારામ અડાજણ

૧-૦-૦ શાપુરજી કાવસજી જરર આડાના તાડીવાળા

૧૦-૦-૦ શેઠ કે. જે. સુનાવાળા-સબ જજ સાહેબ-સુરત.

૫-૪-૦ દેવશંકર કાસીરામ ઘાસીવાળા નાણાવટ

૦-૪-૦ શાહ જમનાદાસ માણેકચંદદાસ જદાખાડી

૦-૪-૦ માણેકલાલ પ્રાણજીવનદાસ ભાગોળ

૦-૮-૦ મગનલાલ કુબેરદાસ જદાખાડી

૧-૦-૦ શાહ માણેકલાલ ત્રીકમનદાસ સૈયદપુરા.

૦-૮-૦ ,, મોતીરામ વલભદાસ એજન.

૦-૪-૦ શેઠ બાપુજી એન. રતનજી બાગ

૦-૪-૦ એક ગૃહસ્થ મોટી વકીલ સામે

૨-૦-૦ શેઠ લલુભાઈ મોતીરામ ખપાટીઆચકલા.

૨૫-૦-૦ શેઠ આદરજી મચેરજી તથા એમ. એચ કોયાવાલાની કંપનીની ગોધરાની ફર્મ ખાતે.
૫-૦-૦ શેઠ હીરાલાલ નગીનદાસની કંપની—રંગુન.
૫-૦-૦ બાઇ માણેક તે શેઠ બાલુભાઇ ડાહ્યાભાઇના પત્ની જમનુ સાથે બાલકજીનો ચકલો.
૦-૪-૦ પરભુદાસ સુખલુદાસ સગરામપરા
૦-૮-૦ એક ગ્રહસ્થ ,,
૦-૪-૦ અંબારામ કસનજી તળાટી ,,
૦-૮-૦ શેઠ મોહનલાલ લખમીચંદ સાએલુ.
૦-૪-૦ ભીમભાઇ કુવરજી કાછબ.
૦-૮-૦ પા. કાળીદાસ ગોપાળદાસ સાએલુ
૦-૪-૦ વહુ ઝવેરલુ ખુશાલજી તથા
૦-૪-૦ પંચોળી ભગવાનજી ,,
પાછળ સગ્નીભોવન જેઠા સાએલુ
૦-૪-૦ ઘાંચી ફકીરશેકશાહ કુંવરજી ,,
કીશન પાછગભાઇ તુળશીભાઇ ,,
૪-૧૧-૩ ગલ્લામાંથી (અગરના ગલ્લામાંથી.
રસુરલુ પૈસા લાલ ખરવાસા
૧-૦-૦ મહીઆલી ચંદુલાલીતાંબરની વીધવા. વાડીફળીઆ
૨-૦-૦ શેઠ લાલભાઇ શંભુલાલ ગામ
૧૦-૦-૦ મહેરબાન જે-પી-ગ્રેન્ડર સાહેબ બહાદુર સુરતના કલેકટર સાહેબ
૧-૦-૦ પટેલ ખુશાલ શીવદાસ વરાછા
૧-૦-૦ પટેલ હરીભાઇ નાથાભાઇ પાલેજ
૦-૮-૦ શાહ ઝવેરચંદ જગદીશ ,,
૧-૦-૦ એક ગ્રહસ્થ પાલેજ
૧-૦-૦ શેઠ હુસેનઉદીન નુરદીન પાલેજ
૦-૪-૦ મણીશંકર ધનેશ્વર ,,
૧-૦-૦ ઠાકોરરામ મગનલાલ ,,
૦-૮-૦ શેઠ દીનશાહ ફરદુનજી ,,

૦-૪-૦ બાઇ રેવા તે ઝવેરલુ નાથાની ઓરત દરવાજા બહાર
૦-૮-૦ શા. નગીનદાસ નરસીદાસ ભવાનીનોવડ.
૧-૦-૦ ,, ગોરધન જમનાદાસ સૈયદપુરા
૦-૪-૦ અમરતરામ તુળજારામ-નામસ્ણુ પાછળ
૦-૪-૦ મગનલાલ ખુશાલદાસ લાલદરવાજે નળીઆશેરી.
૦-૪-૦ કુબેર હરીભાઇ પાછળ સગરામપુરા.
૦-૪-૦ ઘેલાભાઇ નરોતમ કાછીઆ સૈયદપરા.
૦-૪-૦ મગનલાલ હરગોવન શ્રીઆશેરી
૧-૨-૦ પા. નરસીંભાઇ મુળચંદ રામપરા
૦-૪-૦ શા. ત્રીભોવનદાસ હરીભાઇ હાટફળીઆ.
૦-૪-૦ ,, શા. પ્રાણજીવનદાસ હરીભાઇ જદાખાડી.
૦-૪-૦ પા. મોતીરામ પીતાંબર ભોળા ભાઇનો છોકરો
૦-૪-૦ બાઇ કમલા દેગમપરા.
૦-૪-૦ ઘાંચી રણછોડ ફકીરાનો છોકરો અંબારામ સગરામપરા.
૦-૪-૦ કેસુરજી કલ્યાણજી દેસાઇ સગરામપરા.
૦-૪-૦ બાઇ નંદકોર ફુલચંદ પાનાચંદની વીધવા પંડોળનીપોળ
૦-૪-૦ પા. ગુલાબદાસ ડાહ્યાભાઇ
૧-૮-૦ દેસા. લાલજીનો ચકલો.
અમરે નાના પરચુરણ પૈસા.
૦-૬-૦ રામભાઇ પારીના એક જરથોસ્તી
કસન ગ્રહસ્થ.
૦-૮-૦ પારડી
૧-૦-૦ પટેલ રેખ ગીરધરભાઇ દાદાભાઇ
૦-૪-૦ ખંડુ મીરાંગામ.



REGISTERED No. B. 910.




આ પત્ર સુરત ખપાટીઆ ચકલાપર આવેલા મુ॰ નં॰ ના "ધી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ"મા દલપતરામ ડાહ્યારામ ભટ્ટે છાપી સુરત સેતાનફળીઆમા આવેલી પોતાની ઓફીસમાંથી પ્રસિદ્ધ કર્યું.

"દુર્વ્યસન નિષેધક જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત.
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રગટ થતું પાક્ષિક-પત્ર

# સત્સંગ.

વર્ષ ૫ મું.) વૈશાખ અમાવાસ્યા  વિક્રમ સં. ૧૯૭૦. ( અંક ૬૦મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सर्वभूतानां गाव सर्व सुखावहा ।



श्लोक

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सेतानफळीआ-सुरत.

તા૦ ૨૫મી મે સને ૧૯૧૪ ને સોમવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧) [illegible]

# સત્સંગ-વિષયાવલિ.




વર્ષ ૫મું. અંક ૨૦મો.] વૈશાખ-અમાવાસ્યા [વિક્રમસં. ૧૯૭૦

## દીલગીરી સહ વિજ્ઞપ્તિ.

(૧)

હતો તું એક આલમમા અરે તુજ દુર્દશા આશી?
મણિ મુકુટ દુનીઆના અરે તુજ દુર્દશા કેવી?

(૨)

ગયા ક્ષત્રી અને મોગલ, ગયા તે મંગ ને અકબર
ગઇ કીર્તિ હતી જે તે અરે તું યાદ લાવી લે..

(૩)

કરી લે ગાન કીર્તનથી પ્રભુને પ્રેમ લાવીને--
દીધું જે ન્યાયથી ન્યાયી અરે આ રાજ્ય તે માંહિ.

(૪)

કરી લે પ્રાપ્ત રિદ્ધિને, ગુમાવેલી અરે સિદ્ધિ,
મળે અવસર ફરી ના આ, ખુદાએ જે ખરો દીધો.

(૫)

અરે ન્યાયી અમલદારો, તથા શ્રી રાયને રાણા,
કરો ઉપકાર અવાચક પર કૃતિ ખુદા તણી જાણી.

(૬)

થશે રાજ્યો ઘણાં આબાદ થશે રાજી પ્રભુ તેથી,
કરો તે જો ફરજ સમજી થશે આ દુર્દશા દૂરે.

કંતારગામ] લલ્લુભાઈ કેસુરજી નાયક.

# શારીરિક પશ્ચાત્તાપ.

(શીકહું કથની મારી, ગજ)

ન્યારી ગતિ છે તારી, નાથ, ન્યારી ગતિ છે તારી,
કળી ન શકે મતિ મારી, નાથ, તારી ગતિ છે ન્યારી.
શિશુ પણું ગયું રમતગમતમાં, લાડ મેં કીધાં પ્રેમે,
માયા બધન જગત તણું તે, વિંટળાયું મુજ પૂંઠે–નાથ–તારી
યુવા તણી પ્રકાશી પ્રભાને, વિકસ્યાં ગાત્રજ મારાં,
લલના લક્ષ્મી નંદનક્રીડામાં, તોડ્યા તારા ધારા–નાથ–તારી
દ્રવ્ય તણા સંચયને કાજે, મેળવવા યશ સારૂ,—
ગર્ધવ પેરે ભટકયો ભવમાં, સત્ય ન ઉરે ધાર્યું–નાથ–તારી
ગાત્ર શિથિલને કર્ણ બધિરતા, ગત થઈ અંગની લાલી,
જરા તણું આગમન થતામાં, મુખથી તૂટી દંતાવલી–નાથ–તારી
લાળ ગળે મુખ વસ્ત્ર તણું પણ, ભાન કદિ નવ રહેતા,
ઘરનાં છૈયાં છોરૂ સરવે, દુઃખ ધીટકારથી દેતા–નાથ–તારી
હું તુ જગમાં કોઇ નથીને, ખોટા ભોગ ભોગવેજે,
માયા તજી તુજ છાયા ઇચ્છું, જોગ ધરૂ પ્રીતમ કાજે–નાથ–તારી

પ્રીતમ



## આત્મતત્ત્વ–પ્રકાશ કિંવા જીવાત્માનું અસ્તિત્વ

રચ૦—રા. રા. ગોકુળભાઈ દાજીભાઇ દેશાઇ
વિવેચક—સુરત.

ઉપોદ્‌ઘાત—

આત્માનું પદાર્થવિચાર—પ્રથમ અદ્‌ભુતતાને માટે વિશ્વના સકલ ચિન્તાશીલ પુરૂષો ... તર્ક-વિતર્ક કરતા આવ્યા છે આ અસીમ જગત અને આ પ્રશ્નની ... અનાદિ અનન્ત મહાકાલમાં—થોડા સમયની આત્માના વિષયમાં—ધર્મ ... ભૌતિક શરીરની સહાયતાથી અનુભવ કરીને કેટલાક ગંનિકોના તર્ક કહે છે કે આ આદિ છે, આ અન્ત છે, પહેલા હું કોઇ પણ સ્થાને ન હતો, અને (આ દેહની પછી) હું હતો પણ નહિ અકસ્માત આવિર્ભૂત હોઇ અકારણ કંઇ દુઃખ ભોગ કરીને નીતાસ નષ્ટ કરી લઇશ કેટલાક જગતની ક્ષણ ભંગુરતા નિહાળી

## ખાશે તે પણ પસ્તાશે. નહિં ખાશે તે પણ પસ્તાશે.




(ખ્યાલ.)

પ્રથમ કુંવારો કહેતો કે, પરણેલા સુખ માણે છે;
પરણ્યા બાદ હકીકત થઈ તે, પોતે જુવો વખાણે છે.
ગૃહસ્થ કહે છે મહારાજ આ, ગાડું તો બહુ છે મ્હોટું;
રોજ ઉઠીને રાંડ સતાવે, પૈસા ખાતર તે ખોટું.
ત્રીસ રૂપૈયા પગાર તેમાં, સાત ભર્યું ઘરનું ભાડું;
પાકીટ ખર્ચ તણા દશ કાઢી, નક્કિ તેર ગણી વારૂં.
દાણાવાળો શિવજી આવ્યો, રૂપીયા દશ તેને જાશે;
બાકીના ત્રણ રહ્યા તેમાંથી, દાગીના ક્યાંથી થાશે.
જુવાન બૈરી કહે છે એવું, શા માટે પરણ્યા વારૂં;
ઓળખતા સુજને શું નહોતા, નામ છબીલી છે મારૂં.
ફક્ત લોહીની હું ભૂખી છું, બીજું કામ નથી મારે;
કશબી સાડી નહિં લાવો તો, આ ઉઠી ચાલી બહારે.
અરે ગધેડી વિચાર કર તું, છાયલનાં તો છે વાંધા;
હું ધોતી પહેરૂં છું તેમાં, જુવો કેટલા છે સાંધા.
સ્વામીનાથ તમે સાચા છો, સૈયર મારી પહેરે છે;
જુવો ધણી એનો છે કેવો, ચાર બળદને બેઠ છે.
છતાં રોજનાં દસ દસ રૂપિયા, બુઢ્ઢો નિત્ય કમાવે છે;
ઘર બેઠાં બૈરીને કેવાં, ઉત્તમ લાડ લડાવે છે.
દેખ્યું કંઈજ નથી મેં ક્યાં પણ, ટીકીટ કહો છો તે કેવી;
નાટક જોવા જૈસ આજ હું, નહિંતો લાજ નથી રહેવી.
માંડ માંડ હું ઘરમાં આવ્યો, ભૂખ કકડતી છે લાગી;
રાંધ્યું સીંધ્યું કંઈજ નથી ને, સતાવતી છે આ નાગી.
બેચર કહે છે જુવો બાપજી, દેવો સુજને મારે છે;
સમજાવી સમજાવી થાક્યો, છતાં બૂમ એ પાડે છે,

ખાવું પીવું રહ્યું આજુએ, કકળાવે છે સૌ ઘરમાં;
આ દુઃખથી તો મરવું સારૂં કુવો આપણા છે ચકમાં.
જુવો ભાઈ આ ગૃહસ્થાશ્રમને, લક્કડના લાડુ જેવો;
ખાધા તેતો પસ્તાયા, અણુ સમજુ કહે છે કેવો.
પરમારથમાં પૈસો દેતાં, કેવો હાથ મુઝાવે છે;
ફક્ત એક નખરાની અંદર, રૂપીઓ શંડ પડાવે છે.
ગુરૂ ચરનકા ધ્યાન લગાકે, બૈઠત હું નીજ આસનપેં,
કીંવાર ખુલ જાતે ભીતર કે, પ્રકાશ હોતા હય પલમેં.
દર્શનકી અભિલાષ પૂર્ણ, કર કે ચરનોમેં પડતે હય;
જયરામ કવિકું હુકમ ભયાસો પ્રગટ જગતમેં કરતે હય.

કવિ ભાગલીયા કચ્છ–માંડવીવાળા.

ઠેઃ–શેઠ ધરમસી ભવાનજી ઉનવાળાના માળામાં કાંદાવાડી–મુંબઈ.



# ગાયનું માંસ મુસલમાનથી ખવાય કે નહીં?

અમદાવાદના કોરોનેશન એડવર ટાઇઝરમાં છપાયેલો નીચલો પત્ર હમો હમારા વાંચનારાની જાણ માટે ઉતારી લઇએ છીએ.

અફ્ધાનિસ્તાનની ફારસી ભાષામાં પ્રગટ થતાં "સુરાજુલ અખબાર"માં એક "અફ્ધાન મુસાફર"ની સહીથી પત્ર પ્રસિદ્ધ થયો છે. અને ગૌમાંસ ભક્ષણ વિષે હિંદુસ્તાન શિવાયના મુસલમાનો કેવાં વિચારના છે, તે એ પત્રથી સારી રીતે જણાઇ આવે છે. તેથી ઇસલામી તથા હિંદુ ભાઇઓની જાણ માટે મજકુર પત્રનો સારાંશ આ નીચે પ્રગટ કરીએ છીએ.

"હું એક ગરીબ અફ્ધાન મુસાફર આજ નવ વરસ થયાં અરબસ્તાન વગેરે પ્રાંતોમાં પ્રવાસ કરૂં છું ચાર વરસ એશીયા માઇનરના દમાસકસમાં રહયો હતો, આ મુદતની અંદર ત્યાંના તમામ શહેરોમાં ગૌમાંસ વેચાણની દુકાન મારા જોવામાં આવી હતી. જેના ગ્રાહકો યાહુદી અને ખ્રીસ્તી લોકજ છે. એશિયા તુર્કસ્તાનમાં કોઈપણ મસલમાન આ દુકાનમાંથી ગૌમાંસ ખરીદતા નથી અને ખાતા પણ નથી, મુખ્ય મહમદી રાજયોની રાજધાનીના ઇસ્ટંબુલ અને અનાતુલ વગેરે શહેરમાં મેં પ્રવાસ કરેલો છે. તપાસને અંતે ત્યાં પણ ગૌમાંસ ખાનારા યાહુદી અને ક્રિશ્ચિયનોજ છે. જે કોઇ મુસલમાન ક્રિશ્ચિયનોના સહવાસી છે, તેઓની દષ્ટિ ગૌમાંસ ભક્ષણ કરવા તરફ રહે છે. મિસર દેશના અત્યંત મહત્વના અને ઐતિહાસિક શહેર કેરોમા બાર લાખ મનુષ્યની વસ્તિ છે, ત્યાં ગૌમાંસ વિક્રયની ચાર પાંચ દુકાનો છે, અને ત્યાં પણ યાહુદી અને ક્રિશ્ચિયન સિવાય બીજા ખરીદનાર નથી.

હું ત્યાં હતો ત્યારે મારા પ્રવાસ દરમ્યાન મેં કોઇપણ મુસલમાન દશ રૂપીઆ ભાર ગૌમાંસ ખરીદ કરતાં જોયેલ નથી. અફઘાનિસ્તાનમાં ગૌમાંસ ખાનારા લોક છે પરંતુ તે કનિષ્ટ પ્રકારના છે. ઇરાનના નાજુક પ્રકૃતિના લોકો છતાં તેઓ ગૌમાંસનું બીલકુલ ભક્ષણ કરતા નથી. એશીયાઇ તુર્કસ્તાન બુખારા વિગેરેમાં દેખીતો ગૌવધ થતો નથી; ત્યારે યુરોપના બાલ્કસ શહેરમાં તમામ પ્રકારના ભક્ષ પદાર્થમાં ગૌમાંસ ઉત્તમ માનવામાં આવેલ છે અને પ્રત્યેક કસાઇની દુકાનમાં મારેલી એક બે ગાયો કે બળદ ટાંગેલા નજરે પડે છે. કાબુલના હાલના નામદાર અમીર જે વખતે હિંદુસ્તાન આવ્યા હતા અને ઇદને દીવસે દીલ્હી મુકામે ગાયને બદલે ઘેટાને મારવા માટે પોતાના જાતભાઇને આગ્રહપૂર્વક ઉપદેશ આપ્યો છે. ત્યારે તે માટે વર્તમાનપત્રોએ તેની પ્રશંસા કરી હતી. તે વખતથી હું આજ સુધી આ બાબતની બારીકાઇથી તપાસ કરતો રહ્યો છું અનુભવને અંતે મુસલમાની રાજ્યોમાં ખુદ મુસલમાનોમાં પણ ગૌમાંસ ભક્ષણનો પ્રઘાત પડેલો નથી આ બાબત મેં ઘણા વિદ્વાન અને બુદ્ધિમાન લોકોની સાથે વાદવિવાદ કરેલો છે. એ વખતે એક વિદ્વાને એવો ઉત્તર આપ્યો કે "ગૌમાસ વ્યાધિને ઉત્પન્ન કરનાર છે, ગાયનું ઘી ઔષધિ છે. અને ગાયનું દુધ આયુષ્ય વર્ધક છે." તેના ઉતરમાં મેં કહ્યું કે, "હિંદુસ્તનમાં ગૌવધ અને ગૌમાંસ ભક્ષણ ધર્મ નિમિંત છે. એવું ત્યાંના મુસલમાન કેમ માને છે ?" તેણે કહ્યું કે, હિંદુ મુસલમાનના પરસ્પર દ્વેશનું આ પરિણામ છે, તેમાં ધર્મને કંઇ સંબંધ નથી. પહેલાંના હિંદુ પંડિતો અને મુસલમાનનાં મુલ્લાંઓની પ્રવૃતિ ચોકસ સંજોગને લીધે એક બીજાના દોષો બતાવી અમુક પક્ષને દુઃખ લગાડવા તરફ હતી ! હાલમાં પરસ્પર વૈમનસ્ય ઉપજાવી કોઇની લાગણી દુઃખાવાનું ધોરણ મુસલમાની ,રાજ્યોમાં પણ નહી હોવાથી અફગાન બાદશાહના ભાષણ ઉપરથી સિદ્ધ થાય છે. મુસલમાની ધર્મનો ઉદય અરબસ્તાનમાં થયો હતો તથા ત્યાંના મુસલમાનો મારા કરતાં વધારે માહિતગાર હોય; પણ હું જ્યાં સુધી સમજી શકયો ત્યાં સુધીમાં મેં જે જોયું અને સાંભળ્યું તે ઉપરથી ગૌમાંસ રોગકારક છે અને મુસલમાની ધર્મની રૂઢી પ્રમાણે સારાં માણસો તેના સ્પર્શ પણ કરતા નથી એવી મારી ખાત્રી થયેલી છે હિંદુસ્તાનમાં પણ હું કેટલીક મુદ્દત રહેલો છું, તેથી ત્યાં પણ મારો અનુભવ એવો થયો છે કે મુસલમાન રોગીયોના હકીમો ગૌમાંસ નહી ખાવાનોજ ઉપદેશ કરે છે અને ઔષધના અનુપાનમાં ઘી અને દુધજ બતાવે છે. આપણા દેશમાં ખેતીનું કામ બળદોપર અવલંબી રહેલું છે. અને તમામ લોકોને દુધ ઘીની ઘણી જરૂર પડે છે. આવા વિચારથી પહેલાનાં મુસલમાને ગાયોનું પાલન કરતાં તે ગૌમાંસ ભક્ષણ ના કરતાં એમ ફાયદા વધારે હોવાથી કોઇ પણ ગાય બળદનો માલીક ઉપયોગી જનાવરને હલાલ કરવા તત્પર થતો નહિ. ગાય, બળદ, ઉંટ વગેરે જનાવરો અશક્ત અને મરણોન્મુખ થવાથી તેને હલાલ કરવાનો પ્રઘાત મુસલમાનોમાં છે પણ આપણે કલ્પના કરીએ કે, જે ગૌમાંસ ભક્ષણ કરવાને વૈદ્યકશાસ્ત્ર પ્રતિપાદન કરે છે. તે એવું અશકત રોગી ગૌમાંસ કેટલે દરજ્જે પસંદ કરશે ?"

તંત્રી.



# કયા પ્રાણી ઉપર દયા રાખવી ?

જેને જેને પ્રાણ-જીવ છે એવી તમામ વ્યકિત પ્રાણીમાં ગણી શકાય અને એ આખા સમુહના ત્રણ વર્ગ પાડી શકાય. (૧) મનુષ્ય, (૨) જાનવર, (૩) વનસ્પતિ. એ ત્રણ વર્ગ પૈકી સૌથી વધારે દયાને પાત્ર કયો વર્ગ છે તે જાણવાની જરૂર છે કારણ પાત્રની જાણ વિના દયાનું દાન કયાં શી રીતે કરી શકાય ? તેટલા માટે કઇ વ્યકિત સૌથી વિશેષ દયાપાત્ર છે તે જાણવું જોઇએ. કેટલાક એમ કહેશે કે દુનિઆમાં એવાં અસંખ્ય મનુષ્યો દ્દષ્ટિગોચર થાય છે કે જેને પોતાનાં ઉદર નિર્વાહ માટે આખો દિવસ આમતેમ તરફડીયાં મારવાં પડે છે અને માંડ માંડ પોતાનું પોષણ કરી શકે છે માટે તે સૌથી વિશેષ દયાપાત્ર છે. વળી કેટલાક કહેશે કે બીચારા જાનવર અવાચક વર્ગ છે માટે તે સૌથી વિશેષ દયાપાત્ર છે, અને કેટલાક વખતે સ્વાર્થને લઇ વનસ્પતિને પણ વિશેષ દયાપાત્ર કહેશે. તમામ જીવો દયા પાત્ર છે એ વાત સત્ય છે, પરંતુ સૌથી વિશેષ દયાપાત્ર બીજો વર્ગ અને તે જાનવર-પશુ પંખીનો છે કારણ કે દુનિઆમાં ઉદર નિર્વાહનું મુખ્ય સાધન જે વાણી તે રહિત પ્રાણી બારીક અવલોકન કરનાર ઉપર ગૃહસ્થની દયા વિના પોતાનું પોષણ શી રીતે કરી શકે ?

આંધળાં, લુલાં, લંગડાં વગેરે ગરીબ જીવો પોતાનાં .દુઃખનું બીજા આગળ કથન કરીને પોતાના દયામય ચહેરાથી ઉદારનું દિલ પીગલાવીને અને પોતાની સ્થિતિને તાદ્દશ કરીને પણ દુઃખથી કાંઇક અંશે મુકત થઇ શકે છે. પરંતુ પશુ પંખીને વાચા નહિ હોવાથી તે પોતાનું દુઃખ બીજાને દર્શાવી શકતાં નથી. બારીક અવલોકન કરીએ તો પશુઓના ચહેરાપરથી કાંઇક દુઃખ ગમ્ય થાય છે પરંતુ ચહેરાથી દુઃખ પ્રદર્શિત કરી સામાના હૃદયમાં દયાના સંસ્કાર ઉત્પન્ન કરવાને વાણી વિભાવ અને અન્ય અવયવો સહાનુભૂત જોઇએ તે પશુઓમાં નહિ હોવાથી વિશેષ દયાપાત્ર થતા નથી જેને એવાં પ્રાણીને માટે લાગણી હોય છે તે પોતાની વાચાશકિતનો ઉપયોગ કરી પશુઓની દીનદશા પ્રદર્શિત કરી પ્રજા વર્ગનું ધ્યાન ખેંચવા સતત પ્રયત્ન કરે છે.

મનુષ્ય અવાચક પ્રાણી પ્રત્યે ધન, તન, અને મન એમ ત્રણ રીતે દયા દર્શાવી શકે.

**દયા કેટલી રીતે રાખી શકાય ?**

ધનવાન માણસો પોતાના ધનનો ઉપયોગ અવાચક પ્રાણીના સરંક્ષણની સંસ્થાઓ ઉભી કરવામાં કસાઇઓને સાંથી જીવતા જીવોની મુકિત કરવામાં અને એવા ઘણાં કામોમાં પૈસાથી દયા દર્શાવી શકાય. જેને શારીરિક બળની બક્ષીસ મળી હોય એવા માણસો પોતાના બળનો ઉપયોગ પશુઓને અન્યના બળથી પડતી પીડા ટાળી શકે છે. અને ત્રીજી જાતની શકિત માનસિક શકિતવાળા શુદ્ધ હૃદયથી અવાચક પ્રાણીના દુઃખની લાગણી રાખી પોતાની માનસિક શકિતદ્વારા ધનવાન અને બળવાનના ધન અને બળનો ઉપયોગ અવાચક પ્રાણી તરફ કરાવી શકે તોજ તે શકિત યથાર્થ ગણાય, અને આજ કાલ જ્યાંને સાં અવાચક પ્રાણીઓનાં સંરક્ષણ માટે અનેક સંસ્થા સ્થપાઇ છે, સ્થપાય છે અને ભવિષ્યમાં સ્થપાશે તે એવી માનસિક શકિતનો સદુઉપયોગ કરનારા વિરલ આત્માનાજ પ્રતાપ છે !! અપૂર્ણ.

સુરત-નવાપુરા
તા૦ ૩-૬-૧૯૧૪ } ખંડુભાઇ બી. નાયક.

# અશકતાશ્રમ.

હું ત્યાં ગયો હૃદય ખેદિત કાંઇ થાતાં,
અશ્રુ દુઃખી નિરખતાં હૃદયે ભગર્યાં;
તે જોઇને દુખિત રાક્ષસ કોણ થાય?
અશ્રુ વહે જન ઉરે જન જોઇ દર્દી.

—કલાપી—

દુઃખી જનોના દુઃખ પ્રત્યક્ષ નિહાળી રાક્ષસ-ક્રૂર હૃદયના મનુષ્યમાં પણ દયા ઉત્પન્ન થયા વિના રહેતી નથી તત્પશ્ચાત્ સનાતન ધર્મ કે જેનો દયા એ આત્મા છે. તેવા મનુષ્યો જો અશકતાશ્રમના અશકત જીવોને એક વાર જુએ તો અમો ધારીએ છીએ કે તેઓ તરત અમારા આશ્રમ પ્રતિ પ્રીતિ ભાવ રાખતા થશે અને એટલાજ કારણથી અમો વારંવાર આશ્રમના દર્શનાર્થે સજ્જન મહાનુભાવોને નિમંત્રણ-વિનતિ કરીએ છીએ.

ગયાના આગલા અંકમાં અમે પૂજ્યપાદ બાળયોગી બાળકૃષ્ણજી દત્ત મહારાજની આશ્રમની મુલાકાત વિષે નિવેદન કર્યું હતું. ત્યારે સદ્ગુરૂ બાળકૃષ્ણજીએ પુનઃ આશ્રમમાં તેમના શિષ્યગણ સહિત પધારી આશ્રમને પાવન કર્યું છે. આશ્રમ પ્રતિ તેમની પ્રીતિ નીચેના શેરાના શબ્દથી વાચકવૃન્દને પ્રતીત થશે.

તા. ૨. મે. ૧૯૧૪,

હમે નીચે સહી કરનારાઓએ અશકતાશ્રમની મુલાકાત લીધી. તેના દરેકે દરેક ઓરડા હમને ફરીફરીને બતાવવામાં આવ્યા હતા, અને તેની સંપૂર્ણ વ્યવસ્થા જોઇ હમારા ધાર્યા કરતાં પણ વધારે હમે ચકીત થઇ ગયા હતા. આ સંસ્થાની બરોબરી કરી શકે એવી બીજી કોઇ સંસ્થા હમારા જોવામાં આવી નથી. જે સ્થાનમાં એ આશ્રમ ખોલવામાં આવ્યો છે તે બધી રીતે ઘણુંજ સરસ છે. અને મકાન પણ ઘણુંજ સરસ છે. જે ગૃહસ્થોના તર્કને લીધે આ સંસ્થા ઉભી છે તે ગૃહસ્થને ઘણુંજ માન ઘટે છે. આ સંસ્થા કોઇ અમુક જાતિને માટે રાખવામાં આવી નથી. અને તેથી એ ગૃહસ્થ વધારે માનને યોગ્ય છે.

તે એક પારસી ગૃહસ્થ છે. તેણે હમને આ આશ્રમ બતાવ્યો.

તેમની સજ્જનતા અને માયાળુપણાનું યોગ્ય વર્ણન કરવાને હમારી પાસે જોઇએ તેવા શબ્દો નથી. છેવટે હમારા સર્વની અંતઃકરણપૂર્વક એવી આશા છે કે એ આશ્રમને પૂરણ ફતેહ મળે અને તે ગૃહસ્થને તે નૌકારૂપી સંસ્થા ચલાવવાને લાંબી જીંદગી મળે.

શ્રી સદ્ગુરૂ બાળકૃષ્ણ મહારાજના માયાળુપણાને લીધે આ આશ્રમની મુલાકાત લેવાને હમને તક મળી છે. તે ગુરૂ માહરાજને લીધેજ હમને દા. દીનશાહ જીવાજી એદલ બહેરામની મુલાકાતનો લાભ થયો. કે જેમણે "અશકતાશ્રમ નામની આ સંસ્થાની મુલાકાત લેવાની તક આપી.

વિનાયક રામચંદ્ર લક્ષ્મણજી, મુંબઇ
ફેરોલીઆ જનાર્દન મંત્રી. મુંબઇ

ભગવંતરાય બલવંત. બોરીવલી
શાન્તારામ. બી. વૈદ્ય. વસાઈ
મોરેશ્વર પી. કોઠારે
ગોવીંદરાવ હરીચંદ જોશી
અને બીજા બે ગૃહસ્થો.

મારા જીવન કાળના મિત્ર ડૉ. એદલબેહરામની સાથે આ સંસ્થાની મુલાકાત લીધી. એમની આત્મભોગ વૃત્તિને આશ્રમ ઘણું આભારી છે દેશમાં આપણે આવા નિસ્વાર્થ મનુષ્ય જાતિના દુઃખ નિવારકોની જરૂર છે. આ ઉપયોગી સંસ્થાને નિભાવવામાં એમને અને એમના સાહાકારીઓની હું પૂર્ણ કૃતેહ ઇચ્છું છું.

જે. એન. ઉનવાળા, એમ એ,
( માજી પ્રીન્સીપાલ સામળદાસ કોલેજ,
૧૦-જુન-૧૯૧૪ અને ડાયરેકટર, સ્ટેટ એજ્યુકેશન,
ભાવનગર. )

તા. ક.

આશ્રમના બધા માણસોને મેં આનંદી અને સુખી જોયા અને એક વિદ્વાન અને છટાદાર શાસ્ત્રી કિર્તનના ઓરડામાં આશ્રમના માણસોને કિર્તન સંભળાવે છે તે જોઈ હું ખુશ થયો છું.

જય શ્રી કાશીવિશ્વનાથ
જે. એન. યુ.






લેખકઃ—રા. રા. ડૉકટર નટવરલાલ જગન્નાથ ગૌતમી, અજમેર.

૧

તે કન્યાનું અભિધાન સુભાષિણી હતું પરન્તુ ભવિષ્યમાં તે અવાચક રહેશે એમ કોણ જાણતું હતું ? હેની મ્હોટી બ્હેનોનું નામ સુકેશિણી અને સુહાસિની હતું.

સુભાષિણીની મ્હોટી બ્હેનોનાં લગ્ન ઘણા ભપકાથી કરવામાં આવ્યા હતાં. પરન્તુ સુભાષિણી અવાચક હતી તેથી હેના લગ્ન વિષે હેના પિતાને બહુ ચિન્તા થતી હતી.

સુભાષિણી જન્મથી ત્હેના માતા પિતાને દુઃખરૂપ હતી. બીજા માણસોથી દૂર રહેવા તે ઇચ્છતી અને જો ત્હેના પિતા ત્હેને ભૂલી જાય તો કેવું સારૂં એમ તે ધારતી, પરન્તુ ત્હેના પિતાના હૃદયમાં તે સર્વદા વિદ્યમાન હતી.

ત્હેના પિતા બનીકંથ ત્હેને બહુ વ્હાલા હતા, પરન્તુ ત્હેની માતા ત્હેને ધિક્કારતી અને શોકથી કહેતી કે મ્હારે પેટે આ પથરો કયાંથી પેદા થયો?

સુભાષિણી અવાચક હતી પરન્તુ લાંબી શ્યામ આંખો ત્હેનું સૌન્દર્ય હતી અને જ્યારે ત્હેને કંઇ લાગણી થતી ત્યારે તે ત્હેના મૃદુ ઓષ્ઠો ફફડાવતી.

૨

સુભાષિણીના પિતાનું ગૃહ ચંદીપુરમાં હતું. ત્હેની નિકટ એક ન્હાની સરિતા વહેતી હતી. સરિતાની જમણી બાજુએ બનીકંથનું ગૃહ હતું. જ્યારે જ્યારે સુભાષિણી નવરી પડતી ત્યારે તે સરિતા કાંઠે આવતી.

સુભાષિણીને ઘણા મિત્રો હતા. આ મિત્રો તે ત્હેની વાડામાંની ગાયો હતી. આ ગાયોનું નામ શર્બશી અને પંગુલી હતું. સુભાષિણી ત્હેમને બોલાવવાને અશક્ત હતી પરન્તુ તેઓ ત્હેમની ન્હાની શેઠાણીના પગલાં ઓળખતી હતી. સુભાષિણીના પ્રેમના અને પ્રાર્થનાના ગુસ્સાનાને શોકના ચાળા તેઓ સમજતી હતી. સુભાષિણી વારંવાર વાડામાં જતી ત્હેમની ગરદન આસપાસ ત્હેના હાથ વીંટતી ત્હેમના કર્ણ પાસે પોતાના ગાલ ઘસતી પંગુલી ત્હેના સામુ ટગર ટગર જોતી અને ત્હેનું શરીર પ્રેમથી ચાટતી જ્યારે ત્હેની માતા ત્હેને સખત ઠપકો આપતી ત્યારે તે ત્હેના અવાચક મિત્રો આગળ આવતી. ત્હેના શોકમય અને નમ્ર ચ્હેરાપરથી તેઓ ત્હેના હૃદયનું દુઃખ સમજતાં હતાં. આ બન્ને ગાયો સંકટ સમયે ત્હેના હાથ સાથે શીંગડા ઘસતી અને ત્હેને શાન્તિ આપતી.

૩

સુભાષિણીને પ્રતાપ નામે એક મિત્ર હતો. તે માછીમારનો ધંધો કરતો હતો. મધ્યાન્હે સર્વદા નદી નીરે આવતો. આ વખતે તેઓ બન્ને મળતાં હતાં. જ્યારે જ્યારે પ્રતાપ કંઇ કામ કરતો ત્યારે ત્યારે તે ત્હેની સાથે એક મિત્ર રાખતો અને માછલી પકડતી વખતે શાન્ત માણસની જરૂર હોવાથી તે સુભાષિણીને ચ્હાતો હતો.

પ્રતાપ પ્રેમથી સર્વદા સુભાષિણીને "સુ" કહેતો હતો. સુભાષિણી એક વૃક્ષ નીચે બેઠી હતી. પ્રતાપ ત્હેની સામે ટગર ટગર જોતો હતો. સુભાષિણી સર્વદા સ્વહસ્તથી બનાવેલું પાન ત્હેને આપતી હતી. સુભાષિણી પ્રતાપ સામે જોતી અને વિચાર કરતી કે હું ત્હેને શી રીતે ઉપયોગી થઇશ અને કયારે ખાત્રી કરી આપીશ કે મ્હારામાં સ્ફુરતો જુસ્સો અને ચાંચલ્ય છે? તે મહાન્ જગન્નિયંતા પ્રત્યે પ્રેમથી પ્રાર્થના કરતી કે મ્હારામાં વિચિત્ર અને મહાન કામ કરવાની શક્તિ આપ કે જેથી પ્રતાપ આશ્ચર્ય પામી મ્હને પૂછે કે "સુ! સુ!" ત્હારામાં આટલી બધી શક્તિ કયારે આવી?"

૪

સુભાષિણી હવે ઉમ્મર લાયક થઇ છે. ત્હેના પિતાને ત્હેના લગ્ન વિષે ચિન્તા થવા માંડી છે. લોકો પણ આ વિષે વાતો કરવા લાગ્યા છે. ત્હેના પિતાને જ્ઞાતિ બહાર મૂકવાને તૈયારીઓ થવા માંડી છે. બનીકંઠની સ્થિતિ સારી હોવાથી લોકો ત્હેની અદેખાઇ કરતા અને ત્હેના ઉપર વેર લેવા પ્રયત્ન કરતા.

સુભાષિણીના પિતાશ્રી બનીકંઠ બહારગામ ગયા. ત્યાંથી પાછા આવ્યા પછી ત્હેમણે કહ્યું:—"આપણે હવે કલકત્તા જવાનું છે."

મુસાફરી માટે તૈયારીઓ થવા લાગી. સુભાષિણી અતિશય દીલગીર થઇ પરન્તુ તે કંઇ સમજતી નહિ

આજે પ્રતાપ માછલાં મારવા આવ્યો છે. સુભાષિણી સરિતા તીરે બેઠી છે. પ્રતાપે કહ્યું:—"હે સુ! ત્હારા પિતાએ ત્હારે માટે પતિ શોધ્યો છે. તું તો હવે પરણવાની, મ્હને ભૂલતી નહિ."

સુભાષિણી હવે વધુ સમજી ગઇ. ત્હેને થયું કે મ્હારે પરણવું પડશે. પરણવાના વિચારથી ત્હેનું હૃદય ચીરાઇ ગયું અને હરિણ જેમ શીકારી સામું જોઇ કહે કે" શા માટે મ્હને મારી નાંખ્યું ? તેમ સુભાષિણી પણ મનમાં વિચારતી કે પિતાજી શા માટે મ્હને પરણાવો છો ?

સુભાષિણી ઝાડ નીચેથી ઉઠી ચાલી ગઇ. ત્હેના પિતા ઘરમાં હોકો પીતા હતા ત્યાં ગઇ. ત્હેમને ત્હેણે નમન કર્યું અને ત્હેમના સામુ ટગર ટગર જોયું. અશ્રુઓ ત્હેની આંખમાંથી દ્રવવા લાગ્યાં. પિતાએ ત્હેને શાન્ત કરી પરન્તુ ત્હેનું હૃદય શાન્ત થયું નહિ.

૫

બીજે દિવસે કલકત્તા જવાનું હતું. સ્વહસ્તથી સુભાષિણીએ ગાયોને ખડ નાંખ્યું અને ત્હેમને પંપાળવા લાગી. ત્હેમની ડોકે ત્હેના હાથ નાખ્યા અને ત્હેના મિત્રોથી સદાને માટે અશ્રુ સહિત જુદી પડી.

કલકત્તામાં એક દિવસે સુભાષિણીને સારાં વસ્ત્ર પહેરાવવામાં આવ્યાં. ત્હેનું માથું ઓળવામાં આવ્યું. અમૂલ્ય અને અસંખ્ય ઘરેણાંઓ ત્હેને પહેરાવવામાં આવ્યાં. સુભાષિણીના ચક્ષુઓમાંથી અશ્રુ વહી રહ્યાં હતાં.

સુભાષિણીને માટે પસંદ કરેલો પતિ ત્હેના મિત્રો સહિત આવ્યો અને થોડી વાર પછી ત્હેણે કહ્યું ઠીક છે

થોડાક દિવસ પછી લગ્ન થયાં. સુભાષિણી ત્હેને સાસરે ગઇ. સર્વને તરત માલમ પડયું કે તે અવાચક છે. સુભાષિણીનો તેમાં કંઇ વાંક નહતો. ત્હેણે કોઇને છેતર્યા નહતાં. ઇશ્વર સિવાય કેઇ પણ ત્હેનું દુઃખ સમજતું નહિ.

"ત્હેના દુષ્ટ પતિએ નિષ્ઠુર બની બીજી કન્યા સાથે પાણિ ગ્રહણ કર્યું".

બીજાને છેતરીને જ્ઞાતિની બીકને લીધે પાપી પિતાએ પોતાની અવાચક કન્યાને પરણાવી ત્હેનું પરિણામ શું આવ્યું ? સુભાષિણી! તું અવિવાહિત રહી હોત તો ?




(લેખક—મિ. બાળમુકુન્દ ગિરિધરલાલ મોદી.)

(૩)

સવારના સાત વાગ્યા છે આપણી વાર્તાની નાયિકા સુશીલા પોતાના ગૃહમાં બેઠી હતી આ વખતે ટપાલીએ આવી તે દીવસનું સાંજવર્તમાન અને બે પત્રો મૂકર્યા તે પત્રો સુશીલાના નામના હતા. સુશીલા એ પત્ર ખોની વાંચવા લાગી

૧૮-૫-૧૯+ + +

પ્રિય સુશીલા

મારા ભાગ્યમા સુખ લખેલુંજ નથી તારા જેવી સુશીલ પ્રેમાળ અને સદ્‌ગુણી પત્ની મેળવી હું ભાગ્યશાળી થાત પણ મારા દુર્ભાગ્યને લીધે હવે હું તને મારા માત પિતાને મારા મિત્રોને, સગા વહાલાને છોડી જાઉ છુ હવે તો ગમે તેમ રવડી રઝળી મારી દુ ખી અને મારા પિતાને નહી ગમતી જીદગી પુરી કરીશ અને તારૂં અને પરમ પૂજ્ય ઇશ્વરને સંભારીને મારી દેહ મુકીશ. સુશીલા તે સરસ્વતીચંદ્ર ભાગ ૧ તો વાચ્યો હશે.

તેમાં જેવી સરસ્વતીચદ્રની હાલત ગૃહ છોડયા પછી હતી તેવી મારી માની લેજે કેમકે હવે

"સુખી હું તેથી કોને શુ
દુ ખી હુ તેથી કોને શુ
(શ્રી સ્વ૦ ગોર્વધનરામ)

એવી સ્થિતિ આવી છે. હવે તો આ સંસાર છોડી સન્યાસ ગ્રહણ કરીશ મેં પ્રાપ્ત કરેલી વિદ્યા મને સંન્યાસમા બહુ ઉપયોગી થઇ પડશે

હું હવે અહીંથી બપોરે ત્રણ વાગે ટ્રેન મારફતે સ્નેહપુર જવાનો છુ મારા પિતાના સખત શબ્દો મારૂં હૃદય સહન કરી શકતું નથી પ્રેમાળ સુશીલા હવે તુ તેના પિતાના હૃદયમાં કંટક સમાન બુદ્ધિહીન કુસુમને ભુલી × × × × ×

લી૦ દુ ખી
"કુસુમ"

આ કાગળ વાચતા સુશીલાં મૂર્છા ખાઇ પડી અને થોડા વખતે સચેત થઇ બીજો પત્ર વાંચવા લાગી.

૧૮-૫-૧૯ × ×

સુશીલા;

તે દિવસે તો તે મારો અત્યંત તિરસ્કાર કીધો પણ હવે તું જોજે કે તુંજ મને પગે પડતી આવે છે કે નહિ પેના કુસમડાને ઘર બહાર કઢાવ્યો છે ને હજી પણ જો હું

મારી માગણીનો સ્વીકાર નહિ કરશે તો તને ભયંકર શિક્ષા કરવા હું સમર્થ છું એમ ખાતરીથી માનજે માટે વિચાર કરી જવાબ લખજે પણ યાદ રાખજે કે મને દીલગીર કરનારને તે માટે માઠાં ફળ ભોગવવા પડશે.

લિ૦ પ્રેમરાય

'પાપી પ્રેમરાય" સુશીલા બોલી હજી પણ તું કેડો મુકતો નથી પણ પાપી તું છેવટે ખુવાર થશે. પણ હું પત્ર રાખી મૂકતાં મારા પ્રિયતમ કુસુમને ભવિષ્યમાં પત્ર હસ્તગત થતા કંઇ શંસય આવે તો આ જીવન વિષમય થઇ જાય તેથી તેણે એકદમ તે પત્રને દીવાસળીથી અગ્નિદાહ કીધો.

પછી તેણીએ તે સાંજવર્તમાન ખોલ્યું તો તેમાં નીચે મુજબ ફકરો માલમ પડયો.

**ગઈ કાલે સ્નેહપુર તરફ જતી ટ્રેનને ગંભીર અકસ્માતઃ**–ગઇ કાલે બપોરે ત્રણ વાગે સ્નેહપુર જતી ટ્રેન રાત્રે દશ વાગે ચંદ્રપુર પહોચતાં ભયંકર અકસ્માત થયો છે અને તેને પરિણામે હજારો ઉતારૂઓ પાયમાલ થઇ ગયા છે. અને તેમાં નીચેના ૭ આદમીના નામ માલમ પડયા છે.

૧. કુસુમચંદ્ર રસિકલાલ એમ. એ. આ વાંચતાજ સુશીલા ભોંયપર પછડાઇ પડી અને તેનાથી એક મોટી ચીસ પડાઇ ગઇ. મનહર એકદમ દોડી આવ્યો અને સુશીલાને સાવધ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો પણ હવે તેણીને જવર આવવા માંડયો અને ૭ મહીના સુધી તેણીની તબીયતમાં કંઇ સુધારો થયો નહિ.

✿ ✿ ✿ ✿ ✿

થોડા સમય પર મનહરની માસી ગુજરી ગઇ છે અને તેનો રૂપીઆ વીસ બાવીસ હજારનો માલ મનહરને મળ્યો હતો પરન્તુ આજે તે બહુ દીલગીરીમાં બેઠો હતો કુસુમના ગુજરી જવાથી સુશીલાની કોઇપણ ઠેકાણે ગોઠવણ કરવી પડશે પણ દીલગીરીનું મુખ્ય કારણ બીજુ હતું એટલામાં બારણું ઉઘડયું અને એક ચાલીસ વર્ષનો માણસ અંદર આવ્યો

"આવો મી. દુલાજી" મનહરે કહ્યું.

આ દુલાજી અસલ ઘણા પૈસાદાર હતા પણ સટ્ટામાં તેમણે બધી દોલત ગુમાવી હતી અને કંગાલ અવસ્થામા આવી પડયા હતા.

તેમને કોઇ પણ જાતનો આધાર ન રહેવાથી તેમણે નષ્ટ દલાલીનો ધંધો શરૂ કર્યો હતો જો કે તેઓ પોતાને બહુ જ્ઞાની તથા શુદ્ધ વર્તનવાળા માનતા હતા છતાં જો કોઇ તેમને માંસાહાર કરાવે તો તે માટે તૈયાર હતા. તેઓ વિવાહ કરવામાં, વિગ્રહ કરાવવામાં જો પૈસા મળે તો ગમે તેવું કુકર્મ કરવામાં તૈયાર હતા સટ્ટા બજારમાં દુલાજી પોતાને એક ખાનદાનના સંતાન તરીકે ઓળખાવતો હતો.

"મનહર શેઠ" દુલાજી બોલ્યા "આંકડો લાવ્યોછુ" લો

મનહર વાંચી રહ્યા બોલ્યો.

વારૂ દુલાજી જાઓ કાલે આવી હીસાબ લઇ જજો.

"વારૂ સાહેબ" દુલાજી કહી ચાલ્યો ગયો.

ઓ રામ ૪૯૦૨૯ રૂ. ૭આ. ૨ પઇ ખોટ, હવે કેમ કરવું ?

હવે સુશીલાનું લગન ખર્ચ, ઘર ખર્ચ, આપણો ખર્ચ કયાંથી કાઢવો.

પણ હવે કેમ કરવું આ ઘર દાગીના વગેરે આપના પણ કેટલું દેવું રહેશે.

હાય ! હાય ! સર્વસ્વ વેચતાં પણ રૂ. વીસ હજારનું દેવુ થશે હવે કેમ કરવું.

( અપૂર્ણ )

# અમર આશને !

( હરિગીત. )

(૧)

જાદુ ભરી તુજ આંખડી જાદુ ભર્યો પલકાર છે,
જાદુ ભર્યા નૂપુરનો જાદુ ભર્યો ઝણુકાર છે;
મરણુ શય્યાપર પડેલા મનુષ્યમાં તુજ વાસ છે,
હા ! કર્ણમાં એ તુજ મીઠાં નૂપુરનો અવકાશ છે.

(૨)

આશા અમર ઓ ! તું ખરે વિચિત્ર જાદુગર ખરી,
શીખાવી દે મુજને, અજબ તુજ મીઠડી જાદુગરી;
**કાળ ભક્ષે સર્વને, ના તુજને ભક્ષી શકે ?**
**શું એવું તારી પાસ છે ઓ જાદુગર મુજને કહે !**

" શારદા-વિહાર "
સૂર્યપૂર. } **બળવન્ત.**

---

# સાભાર સ્વીકાર-સમાલોચન.

**જૂની ગુજરાતી અને જૈન સાહિત્ય**—લેખક શ્રીયુત **મણિલાલ બકોરભાઈ વ્યાસ**—નાગર ફળીઆ-સુરત. સંવત ૧૫૬૮ માં લખાયલા વિમલ પ્રબંધના ઉપોદ્ઘાત રૂપે લખાએલો આ નિબંધ કર્તાએ પ્રથમ છૂટો પ્રકાશમાં મૂક્યો છે. પુસ્તકમાં જૈન પંડિતોના લેખનને સારો ન્યાય મળેલો છે ગુર્જર સાક્ષરો "આતો જૈન ભાષા છે" એમ કહી બેદરકારી રાખે છે. પરન્તુ આ પુસ્તક તેમને આદર્શરૂપ છે, એતો નિઃસંશય સત્ય છે કે જે સમયમાં જૈન સમાજનું પ્રાબલ્ય અધિક હતું, તેમજ જૈન વિદ્વાનોનું અસ્તિત્વ વધારે હતું, એ સમયમાં કાવ્ય, નાટકાદિ લેખન સાહિત્ય પણ એઓને હાથે વિશેષ હોયજ ! હવે જ્યારે એના તરફ વિદ્વાનો દુર્લક્ષ કરે તો તેથી સ્પષ્ટ છે કે ભાષાનો ઇતિહાસ અપૂર્ણજ રહે ! સામાન્ય રીતે જૈન ભાષા" એ ગુર્જર પ્રાકૃત નહિ પરન્તુ માગધી અથવા બીજી કોઇ પ્રાકૃત છે એવું લોકોનું માનવું છે. તેનું ખંડન આ નિબન્ધમાં સારી રીતે કરવામાં આવ્યું છે. ભાષાનું સ્વરૂપ દર્શાવતાં લેખક કેવળ પરાવલંબી ન રહેતાં ખંત અને શ્રમથી ઘણાં હસ્તલિખિત પુસ્તકો હસ્તગત કરી ( જે નિબંધ વાંચતાં જણાશે ) આ નિબંધ લખવામાં-પ્રકાશમાં મૂકવામાં આવ્યો છે. 'તઇ ગરૂઆ ગિરનાર કાહુ, મન્નિ મત્સર ધરિઉ ' એ તૂકમાં 'ગરૂઆ' માં

'ડ' અને 'ઢ'ની તકરારમાં લેખક અસલમાં 'ર' નો ઉલ્લેખ બતાવી હીમત તથાપોતાનો આત્મવિશ્વાસ પ્રદર્શિત કરે છે. એકંદરે પુસ્તક ગુજરાતી સાહિત્યના ઇતિહાસ જીજ્ઞાસુને માર્ગદર્શક હોઇ સાહિત્યોપાસકોને અવશ્ય સંગ્રહ કરવા જેવું છે. કિંમત ૧-૪-૦ કર્તા પાસેથી મળી શકશે.

બાપારાવ—લેખક શ્રીયુત, લલ્લુભાઇ ગોકળદાસ પરેલ પ્રકાશક:—શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા પ્રકાશક-સુરતી વાર્તામળા-મુંબાઇ નં. ૧૩. પુસ્તકમાં મેવાડના સર્ફ બાપા રાવળનાં પ્રભાવશાલી જીવનનું આલેખન છે. રજપુતસ્થાનની એવી ઘણી ઉચ્ચ વ્યક્તિઓ કે જેનું ઇતિહાસના પાના ઉથલાવતાં કેવળ નામ પણ દષ્ટિગોચર થતું નથી. તેનું આવી સંસ્થાઓ સંશોધન સત્ય ખીના પ્રકાશમાં આણે એજ એમની સાહિત્ય સેવા પ્રતિ ઉત્સાહની પ્રતીતિ કરાવે છે. લેખકની કલમ ઘણી જોરસાદર છે. પુસ્તકની કિંમત કાચા પુઠું ૦-૬-૦ પાકું પુઠું ૦-૯-૦, પ્રકાશક પાસેથી મળી શકશે.

રજપૂત કથાકુંજ—લેખક અને પ્રકાશક શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા, મુંબાઇ નં. ૧૩. મરાઠી, બંગાળી તથા અંગ્રેજીમાંથી વીરરસપૂર્ણ ૧૦ વાર્તાઓનો અનુવાદ કરવામાં આવ્યો છે. પુસ્તકમાં દેશાભિમાનના ઉછાળા સ્થળે સ્થળે જોવામાં આવે છે. વાર્તાઓ અસરકારક છે. કર્તાનું વાર્તાઓના અનુક્રમ પ્રતિ દુર્લક્ષ જણાય છે. દાખલા તરીકે ઇતિહાસની ચાલ પ્રમાણે ગોઠવવામાં આવી હોત તો વાચનમાં કાંઇક સરળતા થાત. ૨ જી વાર્તા ૧ લી મુકવી જોઇતી હતી. પુસ્તકની શૈલી જોતાં અભરાઇમાં સંગ્રહ કરવા જેવું છે. કિંમત કાચું પુઠું ૦-૬-૦ પાકું પુઠું ૦-૯-૦ પ્રકાશક પાસેથી મળશે.

તંત્રી.

## અશક્તાશ્રમનો શેરા.

### આજના અંકમાં પૃષ્ટ ૨૯૩-૯૪એ આપેલા શેરાની અંગ્રેજી નકલ.

*Surat, 29th May 1914.*

We the undersigned visited the Home for the infirm. We were taken round the different wards and were mighty pleased with the arrangement, the completeness of which surprised us beyond our anticipations. The Institution is an unequal one. Its location is the best, and the building itsself is most unparalleled. Great credit is due to the gentlemen whose idea started this institution. The Institution is not sectional, and that its self, speaks to the credit of the gentle-

man. He is a Parsee gentlemen, He showed us over the Institution.' His courtesy and kindness ;we have no words adiquately to express. In conclusion, we all hope success to the Institution and long life to the gentlemen to steer this vessel most success-fully.

We owe our visit to the kindness of our Sad-Guru Balkrishna Maharaja. It was through him we had the pleasure of meeting Dr. Dinshaw Jjwaji Edal Behram, who very kindy gave us an opportunity of visiting the Institution called Ashaktashram.

Sd./ Vinayak Ramchandra Laxmanji, Bombay.
Sd./ Kerolia Janardan Mantri, Bombay.
Sd./ Bhagvantrai Balwant, Borivli.
Sd./ Shantaram B. Vaidya, Bassein.
Sd./ Moreshwar Putuba Kothare.
Sd./ (Illegible) Bassein, Dt Thana.
Sd./ Govindrao Harichand Joshi.
Signatnre of a gentleman in Marathi.

Visited this Institution accompnied by my life-long friend Dr. Edal Behram, to whose spirit of self-sacrifice the Ashram owes a great deal. In our country, we are in need of such self-less workers for the alleviation of human suffering. I wish him and his colleagues every success in supporting and mainteining this useful Institution.

Sd. J. N. Unwalla, M. A.
Hon'ry Fellow, Bombay University,
Hon'ry *Professor, Central Hindu*
College, Benares.
Late:—Principal, Samaldas College & Director,
State Education, Bhownagar.

*10th June 1914.*

P. S. I found the inmates all cheerful and happy, and was pleased with the Kirtan delivered to the inmates in the Kirtan-hall by a learned and eloquent Shastri.

Jaya Shri Kashi Vishwanath.
J. N. U.

૫૦-૦-૦ શા રૂપચંદ હીરાજી ગોપીપુરા
૧-૦-૦ શા દયાચંદ હીરાચંદ
૧-૦-૦ શા હકોરદાસ નવલમરામ કાજી દરફ્ણીઆ
૧-૦-૦ સોની ઉકાભાઇ સખારામ
૨-૦-૦ ,, કારૂભાઇ હીરાભાઇ
૧-૦-૦ ,, દગડભાઇ આનંદજી
૩-૦-૦ શ્રીમાળી પંચ તરફથી હા વજેચંદ વેણીચંદ
૧-૦-૦ શા તલકચંદ દલીચંદ
૧-૦-૦ શા ભીખાભાઇ ભગુદાસ
૧-૦-૦ શા ભૂખણદાસ રેવાદાસ
૧-૦-૦ શા રેવાભાઈ મધુભાઇ
૧-૦-૦ જગજીવનદાસ ભવાનદાસ
૧-૦-૦ ભગવાનદાસ ભદ્દદાસ
૫-૦-૦ દારૂ બ્રધર્સ એન્ડ કંપની
૨-૦-૦ શિવદાસ ઝવેરચંદ
૧-૦-૦ હીરાજી રાજાજી
૧-૦-૦ ડૉ પ્રભાશંકર નરોતમ
૧-૦-૦ શા ગોવિંદ રામજી સુતાર
૧-૦-૦ શા શિવલાલ વ્હાલદાસ
૧-૦-૦ શા ખુશાલ નાનચંદ
૧-૦-૦ શા મોતીભાઇ જગદીશ
૧-૦-૦ શેઠ ભીખાજી દેશાજી
૧-૦-૦ દેશાઇ રૂદરજી મકનજી
૧-૦-૦ શા રણછોડદાસ દયાળદાસ
૨-૦-૦ બાઇ ચચળના પુણ્યાર્થે હા૦ રામદાસ હરિભાઇ
૧-૦-૦ શા પ્રેમનાજી મેઘાજી
૧-૦-૦ શેઠજી ફુગમ મગેરજી કોગા
૧-૦-૦ શા આત્મારામ મેતિભાઈ
૧-૦-૦ શેઠજી હાજી દસ્માઇલભાઇ રજબઅલ્લ
૧-૦-૦ પટેલ ઝવેર ભગાભાઇ
૧-૦-૦ પટેલ મોતાર કાનાભાઇ
૨-૦-૦ શા દીપચંદ પાનાચંદ
૧-૦-૦ શા ખુબચંદ ધર્મચંદ
૧-૦-૦ શા છોટાલાલ ચેનાભાઇ
૧-૦-૦ શા નેમચંદ લાલચંદ
૧-૦-૦ શા નાથુભાઇ જગજીવનદાસ
૧-૦-૦ જોગી નાથુભાઇ પ્રાણજીવનદાસ
૧-૦-૦ શા, તુલજારામ મંછારામ
૫-૦-૦ શા નાથુભાઇ માણેકચંદ
૨-૦-૦ કલ્યાણચંદ લાલચંદ માનાજી
૧-૦-૦ બાઇ ધનબાઇ અમીચંદ
૨-૦-૦ શા નગીનદાસ દીપચંદ
૧-૦-૦ શા ભગવાન દામાજી
૧-૪-૦ શા ન્યુઠોક મગન
૭-૦-૦ શેઠ મહાત્મા તરફથી મુબાઇ
૧-૪-૦ શા ઓધવજી નથુરામ ગવન
૫-૦-૦ શેઠ પ્રાણજીવનદાસના વિધવા બાઇ હરિગંગા ગીનીનાગાની પોળ
૧-૦-૦ શા મોતીલાલ નગીનદાસ વર્ગ ગ ા ખુશાલીમાં ડુમસ
૨-૦-૦ ઠક્કર ધનજી ગોપાળજી મુંબાઇ-ભુલેશ્વર
૨૫-૦-૦ શેઠજી મંગળદાસ ગિરધરદાસ અમદાવાદ-શાનવાળા
૫-૦-૦ શેઠ ચુનીલાલ નગીનદાસ અમદાવાદ ખાજુરીની પોળ
૧-૦-૦ શા, ગુલાબચંદ પ્રેમચંદ મહેતા મુંબાઇ
૧૦-૦-૦ શા શા શેઠ લલ્લુભાઇ શામળદાસ સુરત
૧-૦-૦ શા શા મોતિલાલ ત્રિભુવનદાસ દલાલ સુરત
૧-૦-૦ શેઠ મગનદાસ ભગવાનદાસ મુંબાઇ
૧-૦-૦ શેઠ રંગીલદાસ
૧-૦-૦ શેઠ મનમોહનદાસ કાશીદાસ પાંજરાપોળ મુંબાઇ
૧-૦-૦ શા ત્રિભુવન તમે દનલાલ અમદાવાદ
૫૦-૦-૦ એક પારસી ગૃહસ્થ તરફથી

## દાહોદની પહોંચ.

શેઠ વીજુભાઇ વિક્રમદાસ દરિપુરા ચોખા શેર ૧, દાળ શેર ૦॥, ઘઉં શેર ૦॥ રોકડા રૂપીઆ સવા સાથે.

ઉપદેશક મગનલાલ વ્રજલાલ માંડવીથી જાત ઉઘરાવી લાવ્યા તે નીચે મુજબ છે.

૩ મણ શેઠ ઇનામ ઉકડજી
૧॥ ,, શેઠ અરદેશરજી કુંવરજી ગામ આંબાવાડી
૩ ,, શેઠ નવરોજજી કુંવરજી ,,
૧ ,, પટેલ ભવાન કેળા ગોદાવાડી
૩॥ ,, ગામસમસ્ત ,,
૦॥ મણ ૫ શેર ગામ સમસ્ત કડોદ
૪॥। મણ ગામ સમસ્ત ગામતલાવ
૧ મણ નગીનદાસ પરમાનંદ કડોદ
૧ ,, વીરમબાવા આજુબાવા પુના
૧॥। ,, બીજા ગૃહસ્થો ,,
૦॥। મણ ૫ શેર ત્રણ ગૃહસ્થ તરફથી કડોદ
૧ મણ પા. નરસિંહભાઇ કડવા બોરી
૨॥ મણ ગામ સમસ્ત બોરી
૫॥। મણ ૮ શેર પટેલ મોરાર લીબાજી તથા ઉન ગામ સમસ્ત
૨॥ મણ શેઠ હોરમસજી જમશેદજી ઉમરસાડી
૧॥। ,, સીતાબાવા તથા ગામ સમસ્ત કોસાડી
૫ ,, શેઠ ધનજીશાહજી જીવણજી ઝાબ
૧૦ મણ ૫ શેર પટેલ લાલભાઇ અંબારામ ગોરસંબા
૧ મણ ૫ શેર પરચુરણ ઉસોર
૧ મણ તુવરની દાળ રા. પ્રાણજીવન વનમાળી હાથીપેરી
૦॥ ,, ,, રા જેઠા કાળીદાસ ,,
૦॥ ,, ,, રા' વણારસી પરસોતમ ,,
૦॥ ,, ,, રા. પ્રાણજીવન જીવણ ,,
૦॥ ,, ,, રા નગીનદાસ કાળીદાસ,,
૦॥ ,, ,, રા. કસન મોતીરામ ,,
૦। ,, ,, રા. બાબાભાઇ ચાચંદ ,,
૦। ,, ,, રા. જીવણ ત્રિભુવન ,,
૦। ,, ,, રા. કાનજી કેશવ ,,
૦॥ ,, ,, રા પ્રાણજીવન કાળીદાસ,,
૦॥ મણ ૯ શેર ઘી ડાહ્યાભાઇ અમથા તથા મોતીચંદ ઉત્તમચંદ ૨ વાળાનો ટેકરો
૦॥ મણ ૪ શેર ચોખા ૭ શેર દાળ } સોની કેશવલાલ પરસોતમદાસ
૧ મણ તુવરની દાળ શ્રી. નગીનદાસ આત્મારામની છોકરી તારાના શ્રેય પે
૦। મણ તુવરની દાળ, ૦। મણ ઘઉં, ૦। મણ ચોખા ૦। મણ જુવાર રા. વલ્લભરામ આત્મારામ રાણીતળાવ
૧ મણ ચોખા, ગીરધરલાલ ભૂખણદાસ સોપવાળાની શેરી
૧ મણ જુવાર ભગવાનદાસ ભૂખણદાસ ગુર્જર ફળીઆ
૧ મણ તુવરની દાળ, ૦॥ મણ ઘઉં, ૦॥ મણ ચોખા, શેઠ નગીનદાસ ત્રિભુવનદાસ દાદફળીઆ

## અંકલેશ્વરના ગૃહસ્થો તરફથી તુવરની દાળ નીચે પ્રમાણે.

૦॥ ગોસા વેણીરામ નથુભાઇ
૦॥ ,, રણછોડ ફીકા
૦॥ ,, ફકીર બેચર
૦॥ ,, મગનભાઇ કાળાભાઇ
૦। ,, ગોનીરામ બેચર
૦। ,, રણછોડ નરોતમ
૦। ,, હરગોવન લખા
૦। ,, ધરમજી નથુ
૦। ,, નાથા દારકાં
૦॥ ,, નરોતમ નથુ
૦।૫ ,, નરોતમ નાગર
૦।૫ ,, દયારામ પરસોતમ
૦॥ ,, હીરાલાલ મુળચંદ
૦। ,, મોતીરામ દેવચંદ
૦। ,, મગનુ પુંજીઆ
૧ મારવાડી ગૃહસ્થ તરફથી
૦॥। મણ જુવાર નાથુભાઇ કપુરચંદ

ાા મણ ચોખા, ાા મણ ૭ શેર ઘઉં ાા મણ ૫ જુવાર શેઠ નગીનદાસ ત્રિભુવનદાસ બાઇ રૂકિમણીના પુણ્યાર્થે હાંડીપોળની શેરી.

૧ મણ ઘઉં જોશી રણછોડદાસ કાશીરામ સોનીફળીઆ

ાા મણ ચોખા, ા મણ તુવરની દાળ, ા મણ ઘઉં શા. જેઠાલાલ ત્રિકમલાલ હીંગલોકવાળાની પોળ.

૧ મણ ઘઉં શેઠ મોહનલાલ તુળશીદાસ કેળાપીઠ વાળા તરફથી હા૦ માણેકલાલ નાગરદાસ

સુરત અશક્તાશ્રમને જુદા જુદા ગ્રહસ્થો તરફથી આવેલી જમણ વિગેરેની યાદીઃ—

શાહ આત્મારામ તાપીદાસ, નાણાવટ વાઘવાળા તરફથી માલપુડા અને દુધપાકનું જમણ.

બાલાજીના ચકલાવાળા શાહ બાલુભાઇ ડાહ્યાભાઇના ધણીઆણી બાઇ માણેકની પાછળ ગોળના લાડુનું જમણ.

ઝવેરી સુળચંદ ગુલાબદાસની છોકરી પાછળ લાડુનું જમણ.

શેઠ લખમાજી મેઘાજી, કાલિઆવાડીવાળા તરફથી શીખંડ પૂરીનુ જમણ.

શેઠ ગુલાબદાસ લાલદાસ, ચ દ પોરવાળા તરફથી ખાંડના લાડુનું જમણ.

સેઠ નગીનદાસ ભક્તિદાસ, નાણાવટ વાળાએ શેઠ વીજભૂખણદાસના મારફત રૂા ૫) ની મીઠાઇ વહેંચી.

નવાપરા જાનની પીઠવાળા ખત્રી મગનરામ દરખચંદે રૂા ૫) ની મીઠાઇ વહેંચી.

શાહ સુરજરામ પરમાનંદદાસ, આમલીરાનવાળાએ પુત્રની લગ્નની ખુશાલીમાં કઢીના ડોસાથે જમણ આપ્યું.

આનંદરામ પુરુષોત્તમ મજુરેગેટવાળાએ ૨ મણ ાા, ખાંડ શેર રાા સાથે, મોકલ્યું.

આમલીરાનના શાહ સુરજરામ પરમાદદાસે લગ્નની ખુશાલીમાં પકવાનનુ જમણ આપ્યું.

ભરતિઆ મગનલાલ વિજભુખણ, નાણાવટવાળાએ ઘઉં મણ ૧ મોકલ્યું.

ઠક્કર ઠાકરદાસ ક્રીરપારામ, ગોપીપરાવાળાએ ખાંડના લાડુ નંગ ૪૦ મોકલ્યા.

વકીલ સાહેબ ઠાકોરરામ કપીલરામ તરફથી લગ્નની ખુશાલીમાં મેવાલાબસીનું જમણ.

રામપુરાના શેઠ ગોરધનદાસ મંછારામે કેરી પાકી મણ ૨ વહેંચી.

પંચમુખી હરમાનમાં માહરૂદ્ર થયો તે ને પ્રસંગને અનુસરી લાડુ દુધપાકનું જમણ હા. ઠાકોરદાસ ઘેલાભાઇ તા. ચુનીલાલ માસ્તર.

નવાપુરાના ઉપાધ્યાય કેશવરામ ઘેલાભાઇ તરફથી પકવાન અને ભજીઆંનું જમણ લગ્નની ખુશાલીમાં.

સગરામપુરાના ચોકસી આત્મારામ પ્રભુદાસ તરફથી લાડુ નંગ ૩૦.

ગોપીપરાના મહાજન તરફથી કેરી નંગ ૧૦૦ હા. સોભાગચંદ નગીનચંદ.

## પરચુરણ ચીજોની ભેટ.

બાઈ જમના તે વિજભુખણદાસ, મથુરદાસ નાણાવટ હરમાનની પોળવાળાના ઘરના તરફથી શાલ્લા ૫.

બાઇ માહાલક્ષ્મી તે શાહ જગન્નાથ રણછોડદાસના વિધવા વાડીફળીઆવાળા તરફથી લોખંડી પીપ નંગ, ૨, પંદર મણીઆ અનાજ ભરવા.

બેન પદમાના પુણ્યાર્થે શાલ્લા નંગ ૩ આના ૮ રોકડા સાથે હા તારાબેન, નાણાવટ.

મોતીબહેન તે ચુનીલાલ આત્મારામની વિધવા તરફથી ધોતીઆં ૫)

શેઠ વીજભૂખણદાસ મથુરદાસ નાણાવટ તરફથી ધોતીઆં ૫)

શેઠ બેચરદાસ માણેકચંદ લીમડાચોક તરફથી પંદર રૂપીઆ લોખંડી પીપ રૂા. ૬)લું.

શેઠ ગીજાભાઇ હરકીશનદાસ લીમડાચોક તરફથી, એજન.

શેઠ રણછોડદાસ માણેકલાલ તરફથી જુના ખમીસ નંગ ૧૦. હવાડીઆ ચકલા.

## જોઈએ છે.

આ પત્રમાં જાહેર ખબર માટે ખાસ પૃષ્ઠ રોકવામાં આવનાર છે, તે તરફ ધંધાદારીઓનું ખાસ લક્ષ દોર વામાં આવે છે. તેમને તાકીદથી ભાવ નક્કી કરી જાહેર ખબર આપવાની ભલામણ કરવામાં આવે છે. કારણ કેટલીક ખાસ માંગણીને લીધે આ યોજના કરેલી હોવાથી પાછળથી નિરાશ થવું પડશે.

ભાવ માટે પત્રથી યા રૂબરૂમાં મળી ખુલાસો કરો.

"સત્સંગ" ઓફિસ
સેતાન ફળીઆ—સુરત.



## ડૉ. બાટલીવાળાની રામબાણ દવાઓ.

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુ ફ્યુચર" અને "એગ્યુપીલ્સ" બાબાદ છે

૨ "દરાજનો મલમ" એક દિવસમાં દરાજ, ખુજલી અને ફીક મટાડે છે કિ ૪ આના

૩ "કોલેરા" ઉલટી, જુલાબ અને કોલેરાનાં જંતુને નાશ કરે છે કિ, રૂ ૩

૪ "હેરટાન" સફેદ બાલને કાળા કરી ઘડપણમાં જુવાની બતાવે છે કિ રૂ ૨

૫ "અબરીલી ટોનીક પિલ્સ" શરીર સશક્ત બનાવવાનો રામબાણ ઇલાજ રૂ ૪

૬ "દાંતનું મંજન" દાતને મજબુત કરનાર સુગંધી મંજન કિંમ્મત આના ૮ તથા ૧

આ દવાઓ દરેક બજારોમાં મળે છે નહિતો લખો–ડૉ બાટલીવાળા મુંબઈ-વરલી દાદર

## ચમત્કાર ત્યાંજ નમસ્કાર

**જ્યોતિષ તત્વસાર અને ભવિષ્ય ફળ દર્પણ**

જન્મની સાલ માસ તિથિ વાર અને કાળ (કલાક) ઉપરથી જન્મોત્રિ, ટપકા વર્ષફળ વગેરે ન બરવાર ગ્રાહકની મરજી મુજબ વાયદાસર બનાવી આપનાર તથા તાત્કાળિક પ્રશ્ન ઉપરથી પ્રશ્નોત્રિ (જન્મોત્રિના જેવીજ) વર્તમાનથી તે ભાવ્યકાળ સાથે બનાવી આખી જીંદગીનો વર્તારો કરી દરેક પ્રશ્નના ખુલાસા સાથે તૈયાર કરી આપનાર તથા મનમાં ધારેલા પ્રશ્ન રૂબરૂમાં વગર પૂછે ગ્રાહકોની ખાની માર કહેનાર.

મેળાપ

સવારે ૯થી ૧૨ સાંજે ૪થી ૬ વધુ વિગત માટે રુબરૂ મળો અગર અડધા આનાની ટીકીટ બીડી પ્રોસ્પેક્ટસ મંગાવો.

જ્યોતિષી રેવાશંકર ભવાનીશંકર
છાપરીઆ શેરી–સુરત.

આ પત્ર સુરત ખપાટીયા ચકલાખર આવેલા શ્રી ... ના "..." ધી સુરત જૈન 'નવીન પ્રેસ'માં દલપતરામ ... છાપી સુરત સોનાનું ફળીઆ આવેલી પોતાની ઓફીસ ...

"દુર્વ્યસન નિષેધક ઉત્તેજક પ્રેરક અને નીતિવર્ધક મંડળ" મુખપત્ર.
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિકપત્ર.

# સત્સંગ.

(વર્ષ ૫ મું.) આષાઢ-પૂર્ણિમા. (વિક્રમ સં. ૧૯૭૦. (અંક ૨૪મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सर्वभूताना गाव सर्व सुखावहा ।



श्लोक

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सेतानस्वौआ-सुरत.

તા. ૭મી જુલાઈ સને ૧૯૧૪ ને મંગળવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧), ...

# સત્સંગ–વિષયાવલિ.

अहिंसा परमो धर्मः।   आत्मवत् सर्वभूतेषु।




વર્ષ ૫મું. અંક ૨૩ મો.]   આષાઢ-પૂર્ણિમા.   [વિક્રમ સં. ૧૯૭૦

# " વિષાદ. "

(૧)

જાએ છે શું ? પ્રાણ—હાય ! જાએ છે પલમાં—
નિષ્ઠુર અલિ, શું નહી રહી આમોદ કમલમાં ?
ચાલ્યું ગયું સર્વસ્વ, રહ્યું શૂ પૃથ્વી—તલમાં !
કરવો શો વિશ્વાસ કદીએ, સુહૃદ ચપલમાં ?

(૨)

ક્રીડા કરતું કિરણ સદા શૂં નલિની દલમાં ?
કરતો ઇન્દુ વિહાર નિત્ય શૂં નભ—મંડલમાં ?
રહેતી શૂં ચંચલા સર્વદા વ્યોમ—પટલમાં ?
કરે કાલ વિનાશ હાય ! સર્વેનો પલમાં.

(૩)

વ્હેતી આશા હૃદય ભગ્ન કરી આ દૃગ્—જલમાં,
રહે છે ભીષણ તાપ અહો ! આ વિષમ ગરલમાં;
સપડાઇશ નવ કદી પ્રાણ ! હું તારા છલમાં,
અવિશ્વાસ થઇ ગયો, આજ જીવન ચંચલમાં.

(૪)

તનુ પણ પડીને કુટિલ કાળના પાશ પ્રબલમાં—
મર્માહત થઈ રહ્યું, ક્રૂરતા વસતી ખલમાં !
રહેશે શી રીત ' પ્રાણ '—હીન જીવન નિષ્ફલમાં,
કરશે વિવશ પ્રયાણ, હાય ! ' તનુ ' દીપ્તાનલમાં.

કેલિ—કાનન
" શારદા-વિહાર"—સુરત. } ' રાસેશ્વરી-રમણ—.

# આત્માએ શ્રીકૃષ્ણ ભગવાનને કરેલી દેહ તાલુકાની અરજી.

સંશોધક—બળવન્તરામ પાર્વતીશંકર શુક્લ

સંપાદક:—ચિરવિરહિત શ્રીયુત રાસેશ્વરી-રમણ, "શારદા વિહાર"—સુરત.

તારીખ—અવિચળ.

પરમ કૃપાળુ મહારાજાધિરાજ વિશ્વપતિ શ્રી અનંત સચ્ચિદાનન્દ બ્રહ્મસ્વરૂપ

મુ૦ વૈકુણ્ઠપુરી.

સ્વસ્તિ શ્રી અક્ષય ધામ મહાશુભસ્થાને પરમ પૂજ્યારાધ્ય જગન્નિયન્તા વિશ્વોપરિ સર્વોપરિ દીન બન્ધુ દયા સિન્ધુ મહારાજાધિરાજનો દિન દિન અધિક પ્રકાશ પામો.

વિ. દેહગામથી લિ૦ આજ્ઞાંકિત સેવક મામલતદાર જીવાજી ઉર્ફે આત્મારામના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ અંગીકાર કરશોજી. વિશેષ અરજ ગુજારવાની કે સાહેબ ગરીબ પરવરે મુજ ગરીબ નાદાન ઉપર મહેરબાની કરીને મામલતદાર ઠરાવીને મને મોકલ્યો છે. તેનો ચાર્જ લીધા પછી મેં ઘણો કાળ રમત, આળસ, મસ્તી, નિદ્રા, અને બેફીકરાઈમાં ગાળ્યો, કુસંગત કરી હું દુરાચાર શીખ્યો, મારા કામને યોગ્ય થવાનું હું ,જેમ તેમ કરી થોડું ભણ્યો પણ એ ભણતર પ્રથમ ગ્રહણ કરેલ દુર્ગુણો જોડે ભળ્યું તેથી મારૂં મગજ ફર્યું, તેની જોડે અમલનો મદ ચઢ્યો, તેથી મહારાજા એવા આપ–શ્રી કૃષ્ણ પરમાત્માને મેં વીસારી દીધા, ને ઉન્મત્ત થયો. ખરો માર્ગ મેલી હું ખોટે રસ્તે ચઢ્યો, અને પાખંડ કરવા લાગ્યો. તે જોઇ મારા હાથ નીચેના સરકારી નોકરો પોતાની ખુશીમાં આવે તેમ વર્તવા લાગ્યા, મારા કહ્યામાં રહ્યા નહિં, તેથી દેહ ગામ તાબાના મુલકમાં હું માત્ર નામનોજ અધિકારી રહ્યો. મારો હુકમ કોઈ માને નહિં તેથી બદકામ કરવામાં લુચ્ચા કામદારોની જોડે હું સામેલ થયો તેથી દેહ રાજ્યમાં બધી અવ્યવસ્થા થઇ ગઇ. અને શ્રીકૃષ્ણ સરકારના કામ ઉપર કારભારીઓ મન નહી દેતાં પોતાની મરજી પ્રમાણે સ્વતંત્ર થઇ ગયા તે કારભારીઓની વિગત:—

પ્રથમ તો કામાજી[1] પટેલ, ક્રોધાજી[2] ફોજદાર, મત્સરજી[3] મજમુદાર, લોભાજી[4] કોઠારી, માનાજી[5] દેશાઈ, દંભાજી[6] દીવાન, મોહજી[7] મહેતા, મદનજી[8] સીવીલ સરજન, મત્સરજી[9] ફડણવીશ, અહંકારસિંહ[10] નાયક, અભિમન્યુ[11] આડતીઆ, માયાબાઇ[12] મીડ વાઈફ, તૃષ્ણાબાઈ[13] મહેતીજી, તથા મનુભાઈ

૧ કામ. ૨ ક્રોધ. ૩ ઈર્ષા–અદેખાઈ ૪ લોભ ૫ માન. ૬ દંભ ૭ મોહજાળ ૮ મદ ૯ મત્સર ૧૦ અહંકાર. ૧૧ અભિમાન. ૧૨ માયા. ૧૩ તૃષ્ણા.

**મહારથી** એ સર્વેએ **શ્રી** કૃષ્ણ સરકારના કામની સરભરા કરી નહી. વળી આ દેહ **તાલુકામાં** વસનાર વ્હેમશા[૧] મોદી, ગોર પાખંડ[૨] પંડયા, બાવા ધુતારા પ્રસાદ[૩] જૂઠાશા[૪] ઝવેરી, કપટદાસ[૫] વેપારી, કુચાલ[૬] ગાંધી, કુસંગ[૭] દલાલ, ભટજડસા[૮] રામ, સિપાઈ જાલમજી[૯], નિશારાય[૧૦] દારૂડીયા ઠાકોર અફીણજી[૧૧], પટેલ હોકારામ,[૧૨] અને તેના ભાઇબંધો ભંગાજી,[૧૩] ગાંજારામ[૧૪], મારવાડી તમાકુચંદ,[૧૫] અને **ભંગીયા બીડીદાસ**[૧૬] વિગેરેની ખરાબ સોબતમાં પડી એ કામદારો બંડખોરો થઈ બગડયા, અને મારી ખરાબી થઇ.

હું તો આ બાબતથી આજ સુધી બેવાકેફ હતો; અને હવે જયારે વાકેફ થયો ત્યારે જરાસંઘ[૧૭] નામે ચોપદાર આવ્યો તેણે મુખજુબાની હકીકત કહી કે મારા ઉપર ખાવિન્દનો તલબાનો એટલે પકડવાનું વોરંટ છે. તું અધર્મ અને અન્યાય કરી માલ ખાઇ ગયો તેથી ખાવિન્દની ઇતરાજી તારા ઉપર ઘણીજ થઇ છે. આ મુદ્દો સાંભળીને મને ઘણોજ ઉદ્વેગ થયો છે. અને આ દેહ પરગણાના ગામો ઉજ્જડ પડવા લાગ્યા છે. તેની વિગતઃ—

કરમે **મસ્તકપુરી**[૧૮] થરથર ધ્રુજે છે, **કર્ણપુરીનો**[૧૯] ડંકો ભાગી ગયો, **નેત્રપુરીમાં**[૨૦] અજવાળું-અન્ધારૂં બરોબર થઇ ગયું છે, **નાસિકાનગરનો**[૨૧] વાસ રહ્યો નથી, **દન્તપુર**[૨૨] **ના** કિલ્લા પડવા લાગ્યા; જીહ્વા **નગરી**[૨૩] **ની** મોજ મજા જતી રહી, **પેટ નગરમાં**[૨૪] માલ ખપતો નથી, **હસ્ત**[૨૫] ઘડ જીર્ણ થઇ જઇ નબળા થઇ ગયા છે **ગુદાગઢ**[૨૬] મોટા ભુઆ પડયા છે, **શિશ્ન નગરી**[૨૭] **નો** ઝરો બંધ થઇ ગયો છે, અને **ચરણ ગામ**[૨૮] **તો** નિવૃત થઈ ગયું છે, બાકીના **પરા**[૨૯] **અને વાસની**[૩૦] દુર્દશા થઇ ગઇ છે, હવે જે કોલકરાર કરી હું ગર્ભમાં આવ્યો અને પ્રસ્થાન કર્યું તે મેં પાળ્યું નથી. એટલે જે અર્થે પ્રભુએ મને આ સંસારમાં મોકલ્યો, તે અર્થ મેં પાર પાડયો નથી. જેવી રીતે કોઇ ઘોડેસ્વારે રીતસર લગામ હાથમાં ઝાલી ઘોડાને આડે અવળે માર્ગે જવા દેતો નથી તેમ આ દેહ તાલુકામાં મામલતદાર નીમ્યા છતાં તે ગામના કામદારોની લગામ યથાયોગ્ય મેં હાથમાં ન રાખી તેમને સાચે માર્ગે ચલાવ્યા નહી તેમના પર જાપતો રાખ્યો નહી. મારા હોદ્દાનું ભાન મેં રાખ્યુ નહી ગર્ભમાં કરેલો +કોલકરાર મેં પાળ્યો નહીં. અને બુરા કામો

૧. વ્હેમ. ૨ પાખંડ. ૩ ધુતવુ તે. ૪ જુઠ. ૫ કપટ. ૬ ખરાબ ચાલ. ૭ ખરાબ સોબત. ૮ જડત્વ. ૯ જુલમમાં ફસાવું. ૧૦ નસો. ૧૧ અફીણ ખાનારો. ૧૨ હોકો પીનાર ૧૩ ભાંગ પીનાર. ૧૪ ગાંજો પીનાર. ૧૫ તંબાકુ ખાનાર ૧૬ બીડી પીનારો ૧૭ ઘડપણ-વૃદ્ધાવસ્થા. ૧૮ માથું ૧૯ કાન ૨૦ આંખો. ૨૧ નાક. ૨૨ દાંત. ૨૩ જીભ. ૨૪ પેટ. ૨૫ હાથ ૨૬ ગુદા. ૨૭ લિંગ. ૨૮ પગ. ૨૯ પરૂ. ૩૦ નસો.

+ કોલકરાર જેવા કે કાનવતી અખંડ ઇશ્વરની કથા સાંભળી નાકનો શ્વાસ રૂંધીને પ્રાણાયામ કરવો, જીભવતી અખંડ રામનું નામ લેવું અને પ્રભુના ગુણ ગાવા, હાથ વતી રામની માળા ફેરવવી અને દાન કરવું, પગ વતી ચાલીને આંખ વતી ઇશ્વરના દર્શન કરવા વિગેરે શુભ કર્મ કરવાનો સર્વ કોઇએ ગર્ભની અંદર દુઃખ પડતી વખતે ઇશ્વર સાથે કોલકરાર કરેલા છે,

ઘણાં કર્યાં. માટે આ બંદો ઘણો મોટો ગુન્હેગાર અને ઓશિયાળો છે. હવે તમે ખાવિન્દ છો, જે કરશો, તે ખરૂં છે. હું આપનો દીન દાસ છું અને કરગરીને ક્ષમા અને દયાદાન માગું છું.

(દુહો)

કબુલ કમાલા કર્જના, દેવાને નહિં દામ;
માલ ખજાના મેડીઓ, કાંઇ ન આવ્યું કામ. ૧
દયાનિધિ ત્રિભુવન ધણી, અરજી સુણજો આપ;
અનાથ વિનવે આપને, છાંડી અંતર પાપ. ૨
દેહપુરીમાં અવતરી, કીધાં કર્મ અપાર;
પાર ન આવ્યો પંથનો, ભર્યો અતિશે ભાર. ૩
દીન દાસ વિનતિ કરે, પ્રભુ છો ગરીબ નિવાજ,
"જીવાજીની અરજ આ, પ્રભુની આગળ ગાય.
અથવા પ્રીતે સાંભળે, મનડું નિર્મળ થાય" ૫

## બચપણની એક યાદગીરી.

લેખક—રા. રા. મણિલાલ. કે. દેસાઈ—મુંબાઇ

[ ગતાંક પૃષ્ટ ૨૮૮થી શેષ ]

એક વખત તેણી ખુબસુરતી હતી પણ હવે તેના મોંઢાનો રંગ ઝાંખો થયો હતો. જો કે ખુબસુરતીની થોડી નીશાની જણાતી હતી.

તેણે તેમને બેસવાનું કહ્યુ અને પોતે ખુરસી પર બેસીને કહ્યું. "ચીચી, મને તે બચ્ચુ આપો"

એક નાની છોકરી ઓરડાના અંધારા ખુણામાંથી દોડી આવી અને તેના હાથમાં બાળક હતું જેની આંખો ટેમીના જેવી મોટી અને મોઢું માંદગીવાળુ હતું. આ બાળકને તે છોકરીએ તેની માના ખોળામાં મુક્યું.

પેલા આવેલામાંથી એક સ્ત્રીએ કહ્યું તમારૂં બાળક તંદુરસ્ત દેખાતું નથી.

ના, તેની તબિયત બરોબર નથી મારે બહુ કામ કરવુ પડે છે. તે હું ધારૂછું કે આવેલામાંથી એક જણે પુછયું તમારૂં નાનું ટેમી કયાં છે તે માતાએ કહ્યું તે ત્યાં આગળ પારણામાં સુતો છે.

શું તે મંદો છે! હા બાઇ અને દાકતર ધારે છે કે તે સારો નહી થાય ને આ વખતે તેની આંખમાંથી આંસુ તેના ચીમડાઇ ગયેલાં ગાલપરથી પસાર થયાં.

એને શું થયું છે. તે કોઇ દીવસ જોરાવર હતોજ નહીં અને તેને બહુ મહેનત કરવી પડતી હતી અને મને પાણી પાવામાં, અને ટબ ઉચકવામાં અને એવા કામમાં મદદ કરતો હતો, થોડુંક થયા તે નિશાળે જવા આળશી જતો હતો હું તેને આ શીઆળા સુધી

મોકલી શકું એમ નથી તે ધારજો કે જો પોતે થોડુક જાણે તો મારી ચીચીની અને બચ્ચાંની દરકાર લઇ શકે, તેથી મેં તેના કપડા ગોઠવ્યાં અને છેલ્લે અઢવાડીએ તે જવા તૈયાર થયો. મારા મનમાં કે છોકરાઓ તેને હસી કાઢશે પણ તેને ખાત્રી હતી કે તેમનાથી તે કાંઇ દબાઇ જશે નહી. હું દરવાજા આગળ ઉભી રહી અને તેને જતા જોયો, જતી વખતે ગરીબ છોકરો કેવો માયાળુ અને ગરીબ લાગતો હતો. તેના ઠીંગડા મારેલા કપડાંનો દેખાવ કેવો માયાળુ હતો. આમ બોલતાબોલતાં તેણીની આંખોમાથી આંસુ વહેવા લાગ્યા. જતી વખતે મારા તરફ ફર્યો અને કહ્યું કે મા તમે ફીકર કરતા નહી " છોકરાઓ જે કહે છે તે હું મનમાં લાવીશ નહી. પણ ખરૂં જોતાં તેને તે મનમાં લાગતું હતું. એક કલાકની અંદરતે, તે પાછો આવ્યો. હું ધારછું કે તેના મનમાં બહુજ ખોટુ લાગ્યું હતું. મારૂં અંતઃકરણ પણ થોડા વરસ પર દુઃખી હતું. હું પોતે કાંઇ પણ દુઃખ ખમી શકું, પણ મારા બચાંઓને દુઃખી થતાં હું જોઈ શક્તી નથી. આટલું કહીને તેણી ખુબ રડી પડી. તે નાની છોકરી તેની મા પાસે ધીમેધીમે આવી અને પોતાનો નાજુક હાથ તેની માની ગરદન પર મુકયો. તે બાળકે કહ્યુ "મા તું રડ નહી, તું રડ નહી" અને તેણે તેના આસુ બંધ કરવાને પોતાથી બનતું કર્યું. પોતાથી બને તેટલી ધીરજ અને શાંતતાથી તેણે બોલવાનું પાછું શરૂ કર્યું કે 'ગરીબ નાનો ટામી આખો દીવસ રડયો, હું તેને દીલાસો આપી શકી નહી. તેણે કહ્યું કે કાંઇ પણ કરવું નકામું છે. લોકો, પોતે એક દારૂડીઆનો છોકરો છે તેથી હસશે. મારો ધણી ઘર આવે તે પહેલાં મેં તેને સમજાવવા ઘણી કોશેશ કરી. અને કહ્યુ કે તારો બાપ તને આવી રીતે જોશે તો તે ગાડો થઇ જશે પણ તે બધું નકામુ ગયું. મને લાગ્યું કે તે રડવાનું બંધ કરી શકતો નહોતો. તેનો બાપ આવ્યો ને તેને જોયો કે તેનો બાપ જ્યારે તે પીતો નથી ત્યારે તેનો મીજાજ શાંત હોય છે. તેણે ટામીને ફટકાવ્યો અને તે બાળક પડયું અને તેને માથામાં વાગ્યું.

સઘળી સ્ત્રીઓમાથી એક બીજાને ગઇ. અને ત્યા તે નાનો બાળક પડેલો હતો. તેનો ચહેરો ફીકકો મારી ગયો હતો પણ નાની આંખો ચળકતી હતી. તેનાં ભવાં પર સુરા રંગની નીશાની હતી. તેણે પોતાનો એક તવાઇ ગયલો હાથ મોઢા પર નાંખ્યો અને કહ્યું "જો મારો બાપ દારૂડીઓ નહી હતો તો મને મારતે નહી. પછી ઝીણા સાદે, બહુ મુશ્કેલીથી બોલ્યો "હું ખુશી છું કે હું હવે મરી જાઉ છું, હવે મારી માને મદદ કરવાને મારામાં શક્તિ નથી. હવે ઉપર સ્વર્ગમાં મને દેવતાઓ દારૂડીઆનો છોકરો કહેશે નહી તેમજ મારા લુગડાં જોઇ મને ચીડવશે નહી." આટલું બોલી તે બાળકે પોતાનો પ્રાણ મુકયો.

આલતો ખાઉં ને મેલતો જાઉં.

## ફેશનેબલનો ફજીતો.

યાને

### અમથા કાકા એન્ડ ભોળી ભત્રીજીનો સંવાદ.

કવ્વાલી.

મારાસમ જઇશમાં આધી, શ્રવણકર વાત આ થોડી,
કયા કુળમા પ્રગટ થઇ છો, જરા સમજાવને છોડી. મારાસમ.
પુછો છો શું અરે કાકા, અમારા છે ગ્રહો વાંકા,
પિતા પરખાય કઈ રીતે, માતા નામે મદન ગૌરી. મારાસમ.
દેખા દેખી થવા લાગી, પુરાતન રીત ગઇ ભાગી,
અર્ધ પલ્લવ રહે ખુલ્લા, એવી અમને ગમે ચોળી. મારાસમ.
ગોકુળમાની હતી ગોપી, શીખી ભરવા હવે ટોપી,
જરી હાટે જવા લાગી, બંડલ નાખ્યા બધા તોડી. મારાસમ.
એતો જાહેર થઇ ચુકયું, ગળાશે કેમ આ શું કયું,
પરિણામો થશે કેવા, હવે કહું છું બધું ફોડી. મારાસમ.
મુકી તેં ઘાઘરો દિધો, નટીનો વેસ પણ લીધો,
હજુ કંઇ હોય જો બાકી, કસર રાખીશ માં ચોરી. મારાસમ.
દિવસ આવ્યા બહુ વસમાં, સુવર્ણથી મઢો ચસમા,
વિલાતી બુટ પહેરીને, હવામા જઇસ હું પોઢી. મારાસમ.
રૂપાળી છે બહુ ભારે, દેખી સૌ કાંકરા મારે,
ભુલેશ્વરના. લતામાથી, અલી તું જાય છે દોડી. મારાસમ.
સણુરકર અએ બગીવાલા, કહાં તક જાયગા લાલા,
હુ પૈસેકા લીયા ચીવડા, મગર દેખી નહિં ગોલી. મારાસમ.
થવાની ચાહ છે કયારે, જવું હાઇસમાં મારે,
અટયા રામા જરા જોની, હ કારી કયાં ગઇ ઘોડી. મારાસમ.
વિચારીને જરા બોલો, આંખો બેઠાં તમો ચોળો,
તમોને તો ખબર છે શું, મળે છે કયાં સવા કોરી. મારાસમ.

ડરીને તો જરા ચાલો, વચન સૌ વેદનાં પાળો,
કહે જયરામ આખર તો, વિખરવાની જ છે જોડી. મારાસમ.

**ફેસનેબલ નંબર ૨. કવ્વાલી.**

શરીરો છે ઘડ્યાં કેવાં, અજબ ક્યાંની હશે માટી,
મોટા ઘરની અમો બૈરી, પકાવિશું નહિં બાટી. શરીરો.
રાખી આપો હવે ભટ્ટો, તે પણ જોશે તદન લટ્ટો,
આપે ત્રણવાર રાંધીને, જમી ઉઠીશ મરડાતી. શરીરો.
ભઈઓ મુજને બહુ ભાવે, ગોકુળ મથુરા થકી આવે,
મને અચરજ બહુ લાગ્યું, ઘણી મજબુત છે લાડી. શરીરો.
માથાં ત્રણવાર મેં કુટયા, ત્યારે તો શેઠજી ઉઠયા,
દિવસના પણ રહ્યાં ઉંઘે, કરે છે કામ સૌ ઘાટી. શરીરો.
મરાઠો છે મુવો ભડવો, આસો સુદ આવસે પડવો,
દીવસ દસની મુદતમાંતો, એનું નાખીસ હું વાટી. શરીરો.
ભણીશું વેલકમ જ્યારે, બનીશું ફેનસી ત્યારે,
હીંડોળા ખાટ પર બેસી; દઇશું શેઠને દાટી. શરીરો.
ભત્રીજી તું ખરી ભોળી, માગી ખાલે હવે ઝોળી,
કહે જયરામ જોયું કે શ્રીખંડો શું રહ્યા ચાટી. શરીરો.

**કવિ ભાગલીયા કચ્છ—માંડવીવાળા.**

**ઠે:—શેઠ ધરમસી ભવાનજી ઉનવાળાના માળામાં, કાંદાવાડી-મુંબઈ.**

---

# શાક ભાજીના ખોરાક ઉપર જાણીતા ગૃહસ્થનો અનુભવ.

શાક ભાજીના ખોરાક ઉપર જાણીતા વિદ્વાન ગૃહસ્થોના અભિપ્રાયો લંડનનાં હેરલ્ડ ઓફ ધ ગોલ્ડન એજ પત્રમાં પ્રગટ થયા છે.

વેસ્ટર્ન આસ્ટ્રેલીયામાં આવેલા સાઉથ વર્થના મી૦ ડબલ્યુ ડી. કેમ્પબેલ લખે છે કે તમારા પત્રના બે અંક વાચવાથી માંસાહાર નહી કરવાથી શું ફાયદો થાય છે તે વિષે મારા વિચારો જણાવું છું. આ ખોરાકને વિષે હું ૩૨ વરસથી અનુભવ ધરાવું છું. જેમાં મારી પાછલી અરધી જીંદગીનાં વરસો પણ આવી જાય છે. મોતની પછી પણ આપણી જીંદગી રહે છે તે બાબત મારી કેટલેક અંશે ખાતરી થવાથી એક તંદુરસ્ત અને નિયમિત જીંદગી ગુજારવાનો નિયમ મેં સ્વીકાર્યો. મને એમ દેખાયું કે જીંદગી તે આત્મા અને આત્મા

કે જીંદગી છે. અને એમ લાગ્યું કે જીંદગી પવિત્ર છે અને તેજ રીતે આપણે તેને માનવી જોઇએ. ખાતરી થવાથી અને પુરો વિશ્વાસ બેઠો અને વિશ્વાસ બેસવાથી મેં હંમેશાને માટે માંસાહાર છોડી દીધો અને જ્યારે જ્યારે બની શકતું ત્યારે ઘરમાંથી પણ માંસાહાર દુર કરતો હતો. અને પરિણામથી મને ઘણોજ સંતોષ થયો છે. મારી શારીરિક અને મનોશક્તિઓ વનસ્પતિ આહાર કરવાથી વધારે મજબુત બની છે. મારે એક છોકરો અને એક છોકરી છે કે જે બન્ને જન્મથી શાક ભાજીનો ખોરાક લે છે અને જે ઘણુંજ તંદુરસ્ત અને મજબુત બાંધાના છે અને જેઓ પોતાનાં છોકરાને માંસ વગરનો ખોરાક આપીને ઉછેરે છે તેનાં પરિણામ ઘણાજ સંતોષકારક આવ્યાં છે. મારો ભરોસો છે કે આ વિગતોથી તમારા કેટલાક વાંચનારાઓને ફાયદો થશે.

વીકટોરીઆમાં આવેલા સેન્ડફર્ડના મી० વીલીયમ લેલી નીચે પ્રમાણે લખે છે.

મારૂં ૮૩ મું વરસ બેઠું અને આ વખતે મારી તબીયત એવી સારી છે અને હું બગીચામાં કામ કરવાને એટલો શક્તિવાન છું જેવો ૪૦ વરસ અગાઉ હતો. આ બધાને માટે શાકભાજીના ખોરાકને ધન્યવાદ આપું છું.

કેનેડામાં આવેલા હેલીફેક્સના ડા० જે આરડન બેનેટ એ ડી લખે છે કેઃ—

મે આઠ વરસથી માંસાહાર છોડી દીધો છે. મારી ઉમર હાલ ૬૮ વરસની છે અને જેવો હાલ હું મજબુત અને ખંતીલો છું તેવો મારા સ્વપને પણ હું રહ્યો નથી. સવારમાં સખત કામ કર્યા પછી ગમતને ખાતર સહેજ વીશ માઇલ ચાલી શકું છું અને થાકયા વગર. આમ હું પહેલાં કરી શકતો ન હતો ડા. હાડવેન જેવા ભલા આદમીઓ ! કે જેઓ માંસાહાર સામે લડત ચલાવી રહ્યા છે અને તમામ શાક ભાજી લેનારા આપણા મિત્રો કે જેઓ દુનીયામા વધારે પવિત્રતા લાવે છે તેઓનુ પરમેશ્વર ભલું કરે એવી મારી પ્રાર્થના છે.

મી० અબ્રેહામ પારકર નીચે માફક લખી જણાવે છે —

દુનીઆના કુસ્તીબાજ ચેમ્પીયન મી० ફ્રેડવેલ્સને હું મળ્યો અને તેની સાથે મારે ઘણી અગત્યની વાતચીત થઇ. તે અને તેની ઓરત બંને શાકભાજીના ખોરાક તરફ ઘણા ઉત્સાહી છે "માનચેસ્ટર કુરીયર" જણાવે છે કે, શાકભાજીનો સિદ્ધાંત એક નવોજ છે અને જો કે દેખીતી રીતે તે છુપોજ છે પણ હાલના જન સમાજમાં તે ફતેહમંદીથી પસાર થતો જાય છે.

જ્યારે ડાકટર ફરજ પાડે ત્યારેજ માણુસ સાધારણ રીતે વેજીટેરીયન હોટેલમાં જાય છે. હજુ તે પુડીંગ અને બટાટાની વાણી તરફ મોઢું બગાડતો દેખાય છે. અને તેવીજ રીતે શાક ભાજી ખાનારાઓ શેખચલ્લી જેવા ગણાય છે. તોપણ આ નવા શિક્ષણના નિયમો પ્રમાણે દુનીયા વધારે ને વધારે ચાલતી જાય છે. હાલમાં આ પ્રમાણે ચાલ્યા કરશે તો ઉઘરતી ઓલાદ કંઇ વધારેજ કરી બતાવશે. તમામ સમજદાર લોક કે જેમને પોતાના બાળકોનાં ભવિષ્યની ફીકર છે તેઓ શાક ભાજીના ખોરાકની તરફેણમાં છે. ઉપદેશકોને હવે માલમ પડે છે કે માણુસ કેવું ભૂલભરેલું અને લોભી જાનવર છે, પેતાની ભુખ જેટલુંજ ખાવાને બદલે ગળા સુધી ઠાંસ્યાં કરે છે, અને ભુખને શાંત કરવાને બદલે નવો અગ્નિ પેદા કરે છે અને પરીણામ દુઃખદાઇ આવે છે.

માંસ પણ દારૂના જેટલુંજ નુકશાન કરે છે. માનચેસ્ટર ગ્રામર સ્કુલના હેડ માસ્તરે જોર દઇને જણાવ્યું કે તમામ માંસવાળા અને સખ્ત ખોરાક શરીરની અંદર ઘણુંજ તેફાન મચાવી મુકે છે. હવેજ આપણે આંખ ઉઘાડીને જોઇએ છીએ કે જે શરીરને લગતું સાંચા કામમાં આપણે અનુમાપ કયરા હાંસના જઇએ છીએ, તે સાંચાકામ કેવું નાજુક છે. આપણે બે વખત જેટલું જોઇએ તેટલું ખાઇએ છીયે એટલુંજ નહી પણ ઘણીખરી વાર જે વસ્તુ ખરેખરી નુકશાન કર્તા છે તેજ ખાધા કરીએ છીએ. ખાવું તે શું ચીજ છે તેનો આખે ખ્યાલ આપણને થોડાજ વખતમાં કરવો પડશે. તંત્રી.

## " કબુતરોને !"

૧

મ્હારી પ્રિયા સ્મિતમય મુખે ને સ્વકર મંજુલ કુમળે
વેરે કણો જે ધાન્યના મ્હારે સુરમ્યજ પ્રાંગણે
આવી અરે ! મુજ પ્રાંગણે સ્વીકૃતકરો મીઠા કણો
ઓ ! કબુતરો ! મીઠાં ! રખે ભીતિ કંઇ દિલે ધરો !

૨

નાંખી કણો, લલચાવી પછિ પિંજર પૂર્યાં હશે આપને-
આ ક્રૂર જગતના માનવિયે, હૃદય તેથી તમ ડરે
(મન્તુ) વારિ સરખું કુમળું ને હૃદય સ્વચ્છ મુજ વ્હાલીનું
એવાં હૃદયમાં રે ! મલિનતા, હોય વ્હાલાં ! કો દી શું ?

૩

કેવી અહા ! વિનવે તમોને ભક્ષવા મીઠા કણો !
જુઓ દયા ઝળકે પ્રિયાની આંખમાં કેવી અહો !
તોયે ધરિ શંકા દિલે, શું આપ સૌ ભીતિ ધરો ?
ત્યજી ભીતિ મીઠાં કબુતરો ! આ ધાન્ય કણ સ્વીકૃત કરો !

પ્રાણપ્રી—પર્ણકુટી
"શારદા—વિહાર", સુરત. } બલવન્ત.

આહા ! હેનરીની કેવી સુન્દર સુઘટિત આકૃતિ, કેવાં વિશાળ આયાત ચક્ષુ, હેનરીને જોઇને હું એકદમ વિમુગ્ધ થઇ.

"મ્હારૂં વય તે વખતે પન્દર વરસનું હતું નહિં ? ત્હમે સૌ મ્હને બાલિકા ધારતાં પણ યુવતિની ગાઢ અનુભવ શક્તિએ મ્હારૂં હૃદય કબજે કર્યું હતું.

"હું દિવારાત્રિ હેનરીને સ્મરતી, શયત, સ્વપ્ને, કે જાગરણમાં હેનરી મ્હારા મન ચક્ષુ આગળ ભમતો ! ત્હેના અપરૂપ રૂપે મ્હારા સમગ્ર હૃદયને હરી લીધું હતું.

"હેનરી હમ્મેશ આપણે ત્યાં આવતો. હું એક દૃષ્ટે ત્હેની તરફ જોઇ રહેતી. મ્હેં મનમાંને મનમાં મ્હારૂં જીવન, યૌવન, મન, પ્રાણ સઘળું ત્હેને ચરણે અર્પણ કર્યું હતું.

"ઓચિંતું એક દિવસ સાંભળ્યું કે, ત્હારી સાથે હેનરીનાં લગ્ન નક્કી થયાં છે. મ્હારો અન્તરાત્મા બળી ઉઠયો. બ્હેન ! અરે ! એ જગલા—અસહ્ય જવાલા હતી.

"મ્હેં ત્રણ દિવસ જાગરણમાં કહાડયા. વેદનાથી અસ્થિર બનીને કેટલુંક રોઇ કોઇપણ રીતે મન શાન્ત થયું નહિં. હિંસા વિષથી મ્હારૂં શરીર જર્જરિત થયું. મ્હેં દૃઢ પ્રતિજ્ઞા લીધી કે ના તેમ થાય નહિં. લિલિ હેનરીને પરણી શકે નહિ, હુંજ ત્હેને પરણીશ.

"પરન્તુ વિચાર થયો કે, હેનરી મ્હારો નથી. ત્હેનું હૃદય ત્હારી આગળ વેચાયું છે.

"એક દિવસ સ્હાંજે ત્હમે ફરવા ગયાં હતાં, યાદ છે ? તે દિવસ શુકલપક્ષની તેરશ હતી. બ્હાર પ્રકૃતિ હસતી હતી અને હું બારીમાં આંટા મારતી હતી. જોયું કે, જરા આધે ત્હમે લોકો ફરો છો. હું ઉભી ઉભી ત્હમને જોવા લાગી.

"જોયું કે, હેનરીએ ત્હને છાતી સરસી લઇને ચુમ્મન કર્યું ! મ્હારી આંખો નીચી નમી વેદનાથી મ્હારૂં હૃદય બળવા લાગ્યું. દુઃખથી, ક્રોધથી હું ઉન્મત્ત બની

"બદલાને માટે હું વ્યાકુળ થઈ. હેનરી મ્હને મૂકીને ત્હને પરણશે એ વિચાર અસહ્ય થઈ પડયો. હેનરીને આટલા દિવસ હું હૃદય-દેવતા માનીને ત્હેની પૂજા કરતી ! હેનરીની મૂર્તિ હૃદયમાંથી ભુંસાઇ ગઇ. શુન્ય હૃદય ક્રોધને આધીન થયું.

"તું હેનરીને માટે કેક બનાવતી હતી. યાદ છે ? મ્હેં છુપાઇને એક દિવસ ત્હેમાં વિષ ભેળવ્યું.

"આપણા માળી પાસે ઘણી જાતનાં વિષ રહેતાં હતાં. તે તો ત્હને યાદ હશે ? તે દિવસે હેનરીએ ત્રણજ કેક ખાધાં હતાં. મ્હેં પણ એકજ ખાધું હતું બાકીના કેક મ્હેં તળાવમાં ફેંકી દીધાં હતાં. ત્રણ દિવસ પછી હંસ વિગેરે મરણ પામ્યાં હતાં. તે યાદ છે ?

"બ્હેન, મ્હને કાંઇ પણ કહીશ નહિ સાંભળ. હેનરીના જીવનનો અન્ત આવ્યો. હું હમ્મેશને માટે માંદી પડી ! પરન્તુ બ્હેન, તોપણ યન્ત્રણાનો અન્ત આવ્યો નહિ. તેજ દિવસથી મ્હારી પીડા વધવા લાગી.

"ઓચિન્તુ જાણે મ્હને ચેતન આવ્યું. અનુતાપના અગ્નિથી મ્હારૂં હૃદય બળવા લાગ્યું. હું મ્હારા પાપની પરિસીમા પારખી શકી.

"અરે ! મ્હારા જીવે કેટલી યંત્રણા સહન કરી છે ? તેજ દિવસથી પળેપળ મ્હારૂં અન્તર બળે છે, પ્રતિ મુહૂર્તે મ્હારો હૃત્પિન્ડ દગ્ધ થાય છે,

મ્હેં પ્રતિજ્ઞા કરી હતી કે બ્હેનને એક દિવસ કહીશ. મૃત્યુ વખતે બ્હેનને બધી વાત કહેતી જઈશ.

"બ્હેન, સમય આવી પ્હોચ્યો છે. હું જાઉં છું.

"સ્હવારે, સાંજે, બપોરે, વખતે, કવખતે હું ધારતી કે બ્હેનને એક દિવસ કહીશ.

"બ્હેન, આજ મરતાં ભય થાય છે એમ થાય છે કે કદાચ મૃત્યુ પછી હેનરી સાથે ભેટો થાય તો!

"બ્હેન, શું કરૂં? ત્હારી પ્હેલાં હું હેનરીને કેવી રીતે મળી શકીશ?" પરન્તુ હવે તો મ્હને વાર નથી, વિધાતા હવેતો મ્હને અહીં રાખશે નહી.

"બ્હેન, હેતની બ્હેન! મ્હને ક્ષમા કર તું ક્ષમા કરીશ તોજ હું સ્વસ્થ થઇ શકીશ"

લિલિ તરફથી કંઇ ઉત્તર ન મળવાથી લિલિ એકદમ ચિત્કાર કરી બોલી—ધર્મયાજક ગુરૂ બ્હેન શું ક્ષમા નહિ કરે! બ્હેન ક્ષમા નહી કરે તો હું મરી શકીશ નહી.

મિલિ શ્રાન્ત થઇને પથારીમાં પડી ગઇ, ત્હેનો શ્વાસ ઝડપથી ચાલ્યો જતો હતો.

લિલિ પથ્થરની પૂતળીની માફક નિર્વાક્, નિષ્પન્દ થઇને બેઠી હતી. ઘણું કરીને તે ચેતના વિલુપ્ત થઇ હતી. હાથમાં મ્હોં ઢાંકીને લિલિ એકાગ્ર ચિત્તે અતીતની વાત સંભારતી હતી. હાય! હેનરી જીવિત હોત તો આજ કેવા સુખમાં તેમનું જીવન અતિવાહિત થતું હોત! ત્હેના પ્રણય દેવતાની મનોહર કાન્તિ ત્હેની સન્મુખ ઉપસ્થિત થઇ હેનરીની જીવન્ત છબિ મિલિએ મનશ્ચક્ષુ વાટે નીરખી હાય! તે ચુમ્બન તે સાન્ધ્ય ભ્રમણ હજી પણ ત્હેના હૃદયની ગ્રન્થિમાં અંકિત થઇ રહ્યું છે પરન્તુ જીવનનું સુખ પ્રભાત ઉદિત થતાં ન થતાંમાંજ ચારે તરફ અન્ધકાર પ્રસર્યો અને સુખસૂર્ય હમ્મેશને માટે અસ્ત પામ્યો.

એકાએક ધર્મયાજક ગુરૂ ગંભિર સ્વરે બોલ્યા—"મેડમ લિલિ, ત્હમારી બ્હેન મૃત્યુ શય્યામાં છે."

ચમકીને લિલિએ મ્હોં ઉંચું કર્યું. કમ્પિત ઓષ્ઠે સહોદરાને ચુમ્બન કરીને ગદ્ગદ કન્ઠે બોલી:—"બ્હેન મિલિ! ત્હને હું ક્ષમા કરૂં છું. અંતઃકરણ પૂર્વક ત્હને ક્ષમા આપું છું."



# પવિત્ર સ્નેહ.

( લેખકઃ—મિ૦ બાળમુકુન્દ ગિરિધરલાલ મોદી—સુરત.)

( ૪ )

સુંદરપુર આગળ નિર્મળા નામની નદી વહે છે. ત્યાં આગળ એક નાનો સરખો મઠ બાંધેલો છે. તેમાં એક યોગીરાજ રહે છે. તેમનું વય પચીસથી વધારે નથી. તે અહીંઆ ફક્ત ચાર માસ થયા રહે૦ આવ્યા છે. પણ તે પોતાના પરોપકારી કાર્યો વડે એટલું તો માન પામ્યા હતા કે સુંદરપુરના મોટા મોટા સત્તાધીશો પણ તેમને નમન કરતા હતા. જો કોઇ અનાથ આદમી માંદો પડે તો યોગી તરતજ તેની સારવાર કરવા જતો. પોતાના મઠ આગળ તે હંમેશા અપંગ અશક્ત આદમીઓને ભોજન આપતો હતો. યોગી પાસે મઠ

સિવાય કંઇ પુંજી નથી એમ લોકોનું માનવું હતું. અને કેટલાક ધારતા હતા કે તેમણે કોઇ સુવર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરી હશે. અથવા તો તેની પાસે પારસમણિ હશે.

આ પરોપકારી અને વિશ્વવિખ્યાત યોગીની ખ્યાતિ મનહરલાલે સાંભળી. અને પોતાની બહેન સુશીલાને તેમની દવા કરવી શરૂ કીધી, ફક્ત આઠ દિવસમાંજ તેને આરામ થયો. અને મનહર યોગી ઉપર બહુ પ્રસન્ન થયો.

( ૫ )

રાત્રીના આઠ વાગ્યાનો સમય છે. રાત્રિ ધીમે ધીમે વિશેષ ભયંકર થતી જાય છે. નિશાચરો પોતાના દુષ્ટ કાર્યમાં પ્રવૃત્ત થવાની તૈયારી કરે છે. આ વખતે સુંદરપુરમાં એક નાની ગલીમાં એ માળના ઘરમાં ચાર કૃષ્ણ વસ્ત્રધારી પુરૂષો કંઇક ગુપ્ત વાર્તાલાપ કરે છે.

પહેલો—અલ્યા કાણુ તું ફીકર નહીં રાખ જો કામ પાર પડી જશે તો હું તને ઓછામાં ઓછા પાંચસો રૂપીઆ આપીશ.

બીજો—પણ મહેરબાન સાહેબ શું કામ છે તે મહેરબાની કરી જણાવશે.

પહેલો—મેં તમને કૃષ્ણ વસ્ત્ર ધારણ કરી આવવાનું કહ્યું તેનું કારણ એ છે કે સટ્ટા બજારમાં ખુવાર થયલા મનહરલાલને તમે ઓળખો છો.

બીજો—(અસત ધીમેથી) હુંજ તેનો દલાલ હતો અને તેમાં બાર પંદર હજારનો હાથ માર્યો છે.

પહેલો—તેની બહેન સુશીલાને ઉપાડી લાવી "ભયંકર ગૃહ" માં પુરવી.

ત્રીજો—પણ બારણા બધ હશે તો કેમ !

પહેલો—તેની ગોઠવણ મેં કીધેલી છે. કમળા નામની દાસી આજે સાડાબાર વાગ્યા સુધી તમારી રાહ જોશે અને તરતજ બારણું ખોલશે.

ચોથો—આપની અક્કલની બિલાડી છે અરે સાહેબ બલિહારી છે

બીજો—સાહેબ કામ કપરૂં છે માટે મહેનતના પ્રમાણમાં દામ મળવા જોઇએ.

પહેલો—હવડે તમને ત્રણુસો રૂપીઆ આપું છું ને કામ પતી જાય પછી બીજા પાંચસો આપીશ. પણ કામ આજેજ થવું જોઇએ. ચાલો ત્યારે હવે જમી આવો.

રાત્રિના સાડાબાર થયા છે અત્યારે ટોળી મનહરના ગૃહમાં સહિસલામત પહોંચી છે. એક જણે તરતજ તરવારથી કમળાનું મસ્તક છેદી નાખ્યું કારણ કે ભવિષ્યમાં તેણીને લીધે તેઓને કાંઇક ખમવું પડે. પછી અંદર ગયા તો મનહર સુતેલો હતો તેને કલોરોફાર્મથી બેભાન કર્યો. અને પાસેની પેટીમાંથી મનહરે ઘર, દાગીના, વગેરે વેચી જે રકમ એકઠી કરી હતી. તે સર્વ લઇ લીધી અને થોડા વખતમાં તેઓ સુશીલા પાસે આવ્યા અને તેને કલોરોફોમ આપી ઉંચકી ચાલ્યા અને ધીમે ધીમે "ભયંકર ગૃહ" આગળ આવી પહોંચ્યા. તરતજ આરસના પથ્થર પર ચાર ટકોરા થયા ને પથર પડી ગયો અને મોટું બારણું દેખાયું અને આરસના પગથીઆ જણાયા. લગભગ પચીસ પગથીઆ ઉતર્યા પછી સારી રીતે શણુગારેલા સાત ઓરડામાંથી પસાર થઇ ગયા. પછીના બે ઓરડામાં બેચાર મનુષ્યોની લાશ પડેલી હતી. અને પાસેના ઓરડામાં મનુષ્યના હાથ પગ વગેરે કાપેલા અવયવો પડેલા હતા.

ા પછી એક મોટા ઓરડો આવ્યો જેમાં ભોંય લીપેલી હતી. અને એક ખાટલો પાથરેલો ો. તેના પર સુશીલાને મુકી તેઓ બારણું બંધ કરી ચાલ્યા ગયા.

બીજે દીવસ ઉગ્યો સુશીલા જાગૃત થઇ. અને એક કારાગૃહ જેવા ગૃહમાં પોતાને રાયેલી જોઇ તે બહુ દીલગીર થઇ. થોડીવારમાજ એક બીસ વર્ષનો કૃષ્ણ વસ્ત્રધારી યુવાન ની પાસે આવ્યો. અને કહ્યું કેમ સુશીલા "હવે મારી શક્તિનો પરિચય થયો" હવે તું ાં જવાની છે.

"પ્રેમરાય" એકદમ બુમ પાડી અને પ્રેમરાય બારણું બંધ કરી ચાલ્યો ગયો.

"કેમ દુલાજી શું કહો છો ?"—પ્રેમરાયે પુછયું ભાઇ હવડે થોડો વખત શાંત રહો. રા ચર્ચા જોવા દો પછી તમારે જેમ કરવું હોય તેમ કરજો પણ વખતે આત્મઘાત કરશે રોવું પડશે. ચાલો બહાર આવો છો, દુલાજીએ કહ્યુ. ઉભા રહો હું કપડાં બદલી ાવું છું—પ્રેરાયે કહ્યું. એમ કહી તે.પાછો સુશીલા પાસે ગયો અને કહ્યુ બોલ શું વિચાર છે !

સુશીલાએ ધાર્યું એકદમ સામા થવામાં માલ નથી માટે આ પાપીને લાલચ આપી કરવો એ સારૂં છુ. તેણીએ કહ્યું પ્રેમરાય હુ તમારૂં બળ જોઇ ખુશી થઇ છું પણ ત્રણ મહિના સુધી મેં એક વ્રત કરવાની બાધા લીધી છે માટે ત્રણ મહિના પછી હું મારી સાથે લગ્ન કરીશ.

બહુ સારૂં કહી પ્રેમરાય ચાલતો થયો.

( ૬ )

સવારે મનહર જાગ્યો પણ જોયું તો પેટી ખુલ્લી જણાયી અને સર્વે પુંજી ચોરાઇ ેલી માલમ પડી. આ સમાચાર પોતાની બહેનને કહેવા તે ગૃહમાં ગયો પણ સુશીલાને ાઇ નહી તેમને કમળાનું માથુ કપાએલું માલમ પડયું. પોતાની પ્રાણથી વહાલી બહેન મ થવાથી તે બહુ દીલગીર થયો. વળી પુંજી ચોરાવાથી પણ તે દીલગીર થયો હતો. હવે ું ક્યાંથી આપવું. આખરે તેણે પોલીસને ખબર આપી. અને કમળાની લાશને અગ્નિદાહ યો. તે દીલગીરીમાં બેઠો હતો એવામાં એક ચકરે આવી કહ્યું કે કોઇ ગૃહસ્થો તમને ાવા માગે છે. "આવવા દો" મનહરે કહ્યું થોડીવારમાં મેસર્સ વીલીયમ એન્ડ રીચર્ડ લીસીટરોની કંપનીનો ભાગીદાર મી૰ વીલીયમ અને એક ગૃહસ્થ અંદર આવ્યા.

"મી૰ મનહરલાલ" વીલીયમે કહ્યું "તમે આઠ દીવસ પર અમારા કુલમિ શિવલાલ સેથી ચાર દિવસ માટે બાવીસ હજાર રૂપીઆ લીધા છે. ખરૂં

"હા સાહેબ" મનહરે કહ્યું

"વારૂ જો તમે ચોવીસ કલાકમાં એ અવેજ નહીં ભરશો તો તમારાપર કોર્ટમાં દાવો ધાવીશું" વીલીયમે કહ્યું.

તેઓના ગયા પછી મનહરે વિચાર કર્યો હવે જીવવામાં સાર નથી. પછી તેણે આખો વસ જેમતેમ ખેંચી કાઢયો.

રાત્રે બાર વાગ્યા છે. નિર્મળા કિનારે એક બાવીસ વર્ષનો યુવાન ઉભો છે તે બોલ્યો. પિતાશ્રી તમારા કુળમાં હું એક અંગારો ઉઠયો. તમે મને ભણાવ્યો મેં મારી વિદ્યાનો તો બીલકુલ ઉપયોગ કર્યો નહીં. અને નીચ ધંધામાં પડી ખુવાર થયો. હવે હું તમારી પાસે સ્વર્ગમાં આવું છું, સુશીલા તું જ્યાં હોય ત્યાં મારા છેલ્લા પ્રણામ એમ કહી તે એકદમ નદીમાં પડયો. (અપૂર્ણ.)

---

## વિનોદ-વાણી કિંવા સુભાષિત પદ્ય.

ददतु ददतु गालीर्गालिमन्तो भवन्तो

वयमपि तदभावाद्गालिदानेऽसमर्थाः ।

जगति विदितमेतद् दीयते विद्यमानं

न हि शशकविषाणं कोऽपिकस्मै ददाति ॥

આ સુભાષિત પદ્ય કોઇ સજ્જને ભૂંડા નિંદ્ય વાક્ય બોલતા પોતાને પ્રતિપક્ષીને કહેલું છે. "આપો ! આપને રુચે એટલી ગાળ આપો ! કારણ કે આપ ગાળોના ભંડાર છો ! અમે/હું તેના અભાવથી એક પણ ગાળ દેવાને અસમર્થ છીએ/અસમર્થ છું ! કારણ જગત્ એટલું તો જાણે છે કે આપનાર પોતાની પાસે જેવું અસ્તિત્વ હોય તેજ વસ્તુ આપી શકે છે. શશલાનું શીંગડું કોઇ કોઇને આપી શકતુંજ નથી." તાત્પર્ય કે પ્રતિપક્ષીના ઉલટમન્દ આપણને હલકા પાડનાર ધ્વનિ સાંભળી આપણે તેનો પ્રતિઉત્તર ન આપતાં ખામોશ ખાવી જરૂરનો છે. કારણ "આપણા એક અપશબ્દના બદલામાં સામા બે મળે છે" એવું શાસ્ત્રનું પ્રમાણ કિંવા વ્યાવહારિક નીતિ છે.

—કોકિલકાનન—
"શારદા-વિહાર", સુરત. } 'રાસેશ્વરી-રમણ.'

---

# રા. રા. ધીરજરામ વિશ્વનાથ શાસ્ત્રીનું પરલોકગમન.

તારીખ ૩૦મી જુન સને ૧૯૧૪ને વાર મંગળને દિને સાંજે ૭ વાગે રા. રા. નરરત્ન ધીરજરામ વિશ્વનાથ શાસ્ત્રી માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના તા૦ ૨૧-૬-૧૯૧૪ ને રોજે થએલા અચાનક અને શોચનીય સ્વર્ગવાસનો શોક પ્રદર્શિત કરવા શ્રી સુરત ઔદીચ્ય હિતવર્ધક સમાજની એક ખાસ સભા સુરત સેતાનફળીઆમાં ગણપતિના દહેરામાં રા. રા. દલપતરામ નરભેરામના પ્રમુખપણા નીચે મળી હતી તેમાં સર્વાનુમતે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો.

રા. રા. ધીરજરામભાઇના ખેદકારક મરણથી આ સમાજ ઘણીજ દિલગીર છે. મરહુમ ધીરજરામભાઇએ નોકરીમાંથી પેનશન લીધા પછી ટુંક સમયમાં પણ આ સમાજ તરફ પોતાની અંતઃકરણપૂર્વક શુભ વૃત્તિ ધરાવી તથા સમાજના પ્રમુખ થઇ પોતાના અનુભવી અને પૂર્ણ પરિપકવ થએલા શુભ વિચારોનું દિગ્દર્શન સમાજને કરાવ્યું છે તેમજ સમાજની ઉન્નતિ અને જ્ઞાતિનું શ્રેય રીતે થાય તેવી કાળજી તેઓ વારંવાર રાખતા હતા. એમના સ્વર્ગવાસથી આ સમાજને એક મોટી ખોટ ગએલી છે એટલુંજ નહિ, પણ એ જ્ઞાતા પુરૂષના મૃત્યુથી જ્ઞાતિ સમસ્તને પણ ભારે ખોટ ગએલી આ સમાજ માને છે અને તે ખોટ હાલમાં પુરાવી અશક્ય છે. પરંતુ ઇશ્વર ઇચ્છા બળવાન છે. એમના ઉત્તમ ગુણો તથા સ્વજ્ઞાતિ તરફનો પ્રેમ એ બને અવર્ણનીય હતાં. એમના કુટુંબને આવા નરરત્નના સ્વર્ગવાસથી મોટી ખોટ પડી છે અને તેથી તેઓને જે શોક થાય તે ઘણોજ થાય. પરંતુ જ્યારે તેઓ જાણશે કે હમારા આ શોકમાં બીજા પણ સહભાગી છે ત્યારે સમાજ આશા રાખે છે કે એ શોકનું તિવ્રપણું કંઇક અંશે ઓછું થયા વગર રહેશે નહિ. છેવટમાં પરમકૃપાળુ પરમેશ્વર પાસે સમાજની અંતઃકરણપૂર્વક એટલીજ પ્રાર્થના છે કે સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપો અને એમના કુટુંબને આ ભારે નુકસાન સહન કરવાની શકિત આપો. તથાસ્તુ.

આ પ્રમાણેનો ઠરાવ કરી મહુંમના કુટુંબ ઉપર એ મુજબનો દિલાસાપત્ર મોકલવાનો નિશ્ચય કરી સભા વિસર્જન થઇ હતી.

---

# સાભાર સ્વીકાર-સમાલોચન.

નીચેના પુસ્તકો અમને અભિપ્રાય માટે મળ્યા છે, સ્થળ સંકોચથી તે સર્વની સમાલોચના આગામી અંકોમાં લઇશું.

૧ સમાજ — શ્રીયુત મંજલાલ જાદવજી ઠકર.

૨ स्त्री–शिक्षा (હિન્દી માસિક પત્ર) સંપાદક શ્રીયુત महावीर प्रसाद द्विवेदी–कानपुर.

૩ ગઝલિસ્તાન — શ્રીયુત જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી. (સાગર)

૧-૦-૦ જીલ્લે જોધપુરના ગામ વાડધાના શેઠ મોતીચંદ પુનેમચંદજી
૩-૦-૦ મહારાજ ભોગીલાલ ભાગજી સુરત
૨-૦-૦ શેઠ ગણુભાઇ ન્યાલચંદ ગામ દેત્રાણુ
૧-૦-૦ ,, ચીમનલાલ મગનલાલની કંપની જંબુસર
૧-૦-૦ ,, મગનલાલ બાળગોવિંદદાશ ,,
૬-૦-૦ શેઠ શાપુરજી હોરમસજી જંબુસર.
૧-૦-૦ શાહ મણીલાલ મથુરાદાસ ,,
૧-૦-૦ ,, મોતીલાલ મીઠાલાલ ,,
૧-૦-૦ ,, નગીનદાશ છોટાલાલ ,,
૧-૦-૦ ,, મગનલાલ છગનલાલ ,,
૧-૦-૦ ,, ભૂદર મોતીલાલ ,,
૧-૦-૦ શેઠ એદલજી આદરજીની કુંપની જંબુસર.
૧-૮-૦ વકીલ જગમોહનદાશ પરમાનંદદાસ ,,
૧-૦-૦ શાહ પ્રાણજીવનદાશ હરીવલ્લભદાશ જંબુસર.
૧-૦-૦ વકીલ મણીલાલ દામોદરદાશ ,,
૧-૦-૦ વકીલ માણેકલાલ લલ્લુભાઇ ,,
૧-૦-૦ રેવાશંકર જગજીવનભાઇ ,,
૧-૦-૦ શીવશંકર છગનભાઇ વકીલ ,,
૧-૦-૦ ઉદેશીંગ મહીપતશીંગ ઠાકોર સાહેબ,,
૧-૦-૦ શ્રી લુવાણા પંચ
૧-૦-૦ શાહ છોટાલાલ નરસઇદાસ ટંકારી
૨-૦-૦ પા. સરદારસીંગ સુરશીંગ ,,
૨-૦-૦ કાળીદાસ ખુશાલ ,,
૧-૦-૦ વૈદ ધનેશ્વર ગીરજાશંકર જંબુસર
૧-૦-૦ શેઠ એદલજી આદરજીની કંપની માસર રોડ.
૧-૦-૦ ,, વલભજી જાદવજી ,,
૧-૦-૦ બાઇ બીજકોર તે ઉદેચંદ હેમચંદની ધણીઆણીએ લાડુના જમણ સાથે લાકડા વીગેરેના ખરચના આપ્યા તે.
૬-૦-૦ શેઠ તલકચંદ કલ્યાણચંદ તરફથી ખરાદીવાડ.
૨-૦-૦ ગુણવંતરામ ધીરજરામ ગોપીપરાવાળા તરફથી અશ્વનીકુમારના ગલ્લામાં
૨-૦-૦ શા. ઠાકોરદાસ માણેકલાલ જદાખાડી તરફથી ,,
૧-૦-૦ બાઇ ડાહી પા. નથુભાઇ નરોતમદાસની ધણીઆણી પાછળ એજન
૧૩-૭-૦ ગલ્લામાંથી રૂ ૧) અંદરની રકમ નીકળી તે.
૧-૦-૦ શાહ ત્રીભોવનદાસ મોતીલાલનગરશેઠ નવાપરા.
૨-૦-૦ શા. મોતીલાલ નરોતમભાઇ ,,
૧-૦-૦ ,, નગીનદાશ નરોતમદાશ ,,
૧-૦-૦ શેઠ માધવદાશ શંકરદાશ નવાપરા.
૧-૦-૦ ,, છગનલાલ અમરતલાલ ,,
૧-૦-૦ ,, જેઠીશનદાશ નરોતમદાસ
૧-૦-૦ ,, સદાશીવદાશ શંકરદાશ
૧-૦-૦ શાહ ઇશ્વરદાશ દલપતદાશ
૧-૦-૦ મેમણ નુરમહમદ મુસાજી
૧-૦-૦ શાહ નગીનદાશ વીઠ્ઠલદાશ
૧-૦-૦ ,, ખુશાલ ભીખાભાઇ
૧-૦-૦ વોહરા ધરાબ કાસમ
૨-૦-૦ મીસતરી વલભ હરીભાઇ
૧-૦-૦ શાહ રણછોડદાશ પરસોતમ
૧-૦-૦ શાહ ગોકળદાશ ભવાનીદાશ
૧-૦-૦ શાહ કાળીદાશ વખતચંદ ભવાનીનો વડ
૪-૧૨-૦ પ્રોતરેબલ સર્વે ઓફીશના મંડળ તરફથી મજુરા ભાગળ
૧-૦-૦ સોની ઘેલાભાઇ રઘનાથજી તરફથી જમણ સાથે લાકડા વીગેરે ખરચમાટ
૭૦-૮-૬ રૂપીઆ એકના અંદરની રકમો પરચુરણ આવક.

૪૩૦-૩-૬ એકંદર.



Regd. No. B. 910.




આ પત્ર સુરત ખપાટીઆ ચકલાપર આવેલા શ્રી. અ. ના "શ્રી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ"મા દલપતરામ ડાહ્યારામ ભટ્ટે છાપી સુરત ગોપીપુરામાં આવેલી પોતાની ઓફીસમાંથી પ્રસિદ્ધ કર્યું.

"દુર્વ્યસન નિષેધક જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત.
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિકપત્ર.

# સત્સંગ.

વર્ષ ૫ મું.) આષાઢ-અમાવાસ્યા. વિક્રમ સં. ૧૯૭૦. ( અંક ૨૪મો.

*Abstinence* *Mercy* *Morality.*

मातरःसर्वभूतानां गावःसर्व सुखावहा.।



श्लोक.

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सेतानफळीआ-सुरत.

તા., ૨૩મી જુલાઈ. સને ૧૯૧૪ ને ગુરૂવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧), આશ્રયાર્થે દરજ્જાનુસાર પોસ્ટેજ ૦।=

---

अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु।



વર્ષ ૫મું. અંક ૨૪ મો.] આષાઢ-અમાવાસ્યા. [વિક્રમ સં. ૧૯૭૦

## દિલોજાન દોસ્ત.

યાને

### ઇશ્વર પાસે જીવની ફરીયાદ—ખ્યાલ.

મનડું કહે છે પ્રભુ કને જઈ, શત્રુ પાંચ સતાવે છે;
મહારાજ કંઈ ઉપાય તેનો. આપ મગજમાં આવે છે.
પ્રથમ જીભને પુછ્યું ત્યારે, રસના શું કહેવા લાગી,
મનને ગમતી વસ્તુ સરવે, મુખથી હું લઉં છું માગી.
એમાં વાંક અમારો શું છે, બીજ બધું એ વાવે છે,
તાબેદાર અમો છું એના, એને કોણ સતાવે છે.
શ્રવણેંદ્રિયને કહ્યું પ્રભુએ, આ ફરીયાદી છે કેવી,
ફરજ બજાવું છું પોતાની, શા માટે તસ્દી લેવી.
નાક કહે છે સુણો પ્રભુજી, હું તો કંઈ કસ્તોજ નથી,
જે સ્થળમાં જો બાગ આબાગી, દર્શાવું છું સર્વ ગતિ.
મનને ભ્રષ્ટ થવાનું કારણ, આંખલડી કહી દે તારૂં,
નહિતો રોઈસ તુર્ત તમોને, સંશય શું એમાં વારૂં.
મહારાજ મારે શું કરવું, ચંચલ છે એની વૃત્તિ,
દર્શન જઈને નિત્ય કરે તો, મનાઈ મારી કંઈજ નથી.
ત્વચા કહે છે ઉન્મત્ત થઈને, ત્યાં ત્યાં એજ ફરાવે છે,
જ્ઞાન બતાવું હું દઉં તેનું. મારો ધૈર્ય ગુમાવે છે.

અગ્નિમાં નાખે છે સુજને, બળી મરૂં છું હું પલમાં,
ઘોડા ગાડી તુર્ત ચલાવે, લગામ લેશો જો કરમાં.
બદમાસી મનની છે સરવે, ફરિયાદી આવ્યો કરવા,
તકસીરવાન ઠરે છે પોતે, આપો ઘઉં એને દળવા.
"સખત કેદ નવ માસ તણી ભોગવવી" એમ કહ્યું જડને,
ક્યાં કર્મ સો ભોગવ અહિંયાં, પછી ખુશી સાથે ફરજે.
હુકમ અમલમાં લાવ નહિં તો, મળ્યા ભોગ તું જાણુ ખરૂં,
પડીશ જઇને ચોરાશીમાં કદિ ન હું પણ હાથ ધરૂં.
કશી ન પીડા ધરવી એની, સખત દંડ એને દેવો,
ભક્તિ નિત્ય પ્રભુની કરવી, અન્ય માર્ગને કાં સેવો?
હશે કોણ લાવ્યું અહિં સુજને, મન વિચાર કરવા લાગ્યું
વેઠું છું સંકટ આ સરવે, વાગેલામાં છે વાગ્યું.
ભક્તિમાં કંઈ ભંગ પડયું છે, પરિણામ તેનાં આવ્યાં,
ભૂલીશ નહિં હું કદી તમોને, વ્યાધિમાં શીદને લાવ્યાં.
ભવસાગરમેં બડા દુઃખ હય, કછુ ન લગતા અબ અચ્છા,
ભાગલીયા સું કહત ભયેકી, તુહીં નાથ સબસે સચ્ચા.

**કવિ ભાગલીયા કચ્છ-માંડવીવાળા.**

ઠે૦ શેઠ ધરમસી ભવાનજી ઉનવાળાના માળામાં-કાંદાવાડી-મુંબાઈ.



## ધાર્મિક ભેદ-ભાવ.



(મનોહર વૃત્ત.)

(૧)

જવું નથી સારૂં કદી જૈનિયોના મન્દિરમાં,
હિતાવહ નહીં કદી કૃષ્ણની ઉપાસના;
શંભુનું સ્મરણ કીધે હોય અને જાય શું ક્હો?
રામ નામ લીધાથી શી સિદ્ધ થશે કામના?

(૨)

"બુરા છે મુસલમાન," "હિન્દુ બડા કાફિર હૈ"
એવી પરસ્પરમાં છે બૂરી અતિ ભાવના;
પ્રેમ નથી માંહોમાંહી એક પછી શું શું કરે?
ભોગવે ન કેમ હિન્દ માતા નવી યાતના."*

(૩)

ધર્મ તણા ભેદ આપે ખેદ અતિ અંતરમાં-
ઉપજી નિર્વેદ થતી ઉચ્છેદની કામના.
વિધર્મીઓના વિતંડાવાદ આપે યાદ સારી
વિદ્યા વિવાદને માટે રાખો એવી વાસના.

—કેલિકાનન્— "શારદા-વિહાર" સુરત. } 'રાસેશ્વરી-રમણ.'—

---

## આત્માએ કરેલી અરજીનો પ્રત્યુત્તર.

મૃત્યુલોકમાંચિર વિરહિત શ્રીયુત 'રાસેશ્વરી રમણ—નામધારી.

"શારદા-વિહાર"—સુરત.

નિવેદન કે તમારી મારફતે જીવાજી ઉર્ફે આત્મારામે મોકલવા ધારેલી અરજીની મુદ્રાંકિત આષાઢ પૂર્ણિમાની "સત્સંગ"ની એક પ્રત પ્રારંભમાં દુર્વ્યસનાદિ અનીતિમાં ફસેલા પરન્તુ પાછળથી ભાવીની પ્રબળતાના પરિણામે 'સત્સંગ'થી સદેહ અત્રે આવવા ભાગ્યશાળી થએલ એક સજ્જન મારફતે મળી. આજ સુધી આત્માએ અન્ય યુક્તિઓ મારફતે અરજી મોકલવા પ્રયત્ન કરેલો હશે, પરન્તુ મને આગગની કોઈ પણ અરજી મળી શકી નથી મને અરજી પહોંચાડવાથી આપે આત્મા પર ઘણો ઉપકાર કર્યો છે, તેવીજ રીતે આ ઉત્તર પણ તેને પહોંચાડી મને આભારી કરશો એવી આશા રાખું છું.

આ પત્ર સુરતથી તમારાં ખાસ લેખન બળથી પ્રકટ થતાં 'સત્સંગ'માં પ્રસિદ્ધ કરશો એવી મારી ઇચ્છા છે. કારણ એથી ઘણા જીજ્ઞાસુ વૃત્તિવાળાઓને લાભ થશે

આ પ્રત્યુત્તર પત્ર અત્રેના ધ્રુવજી સંવત્સર ૯ના પ્રથમ દિવસના પ્રથમ એકટની કલમ એક મુજબ રજીસ્ટર કર્યો છે, માટે તે અન્યને છાપવાનો અધિકાર નથી, તથાપિ પરોપકારાર્થે છાપવાની ઇચ્છા હોય તો તેને તે બદલ છૂટ આપવામાં આવે છે.

આ પત્ર 'કંથારેશ્વર વાટિકા' નિવાસી મેલો નામ ધારી માણસ મારફતે તમને મળશે.

---

*હિન્દી ઉપરથી અનુવાદિત.

આ પ્રત્યુત્તર મેં જાતે લખ્યો નથી, પરન્તુ તમારા તરફથીજ અત્રે આવેલા પુરુષ પાસે લખાવ્યો છે. આધુનિક સમયના વિદ્દદ્વર્યોને એમાં કાંઇ ભૂલચૂક જણાય તો તે તેણે સુધારીને વાંચવું એજ.

પ્રથમ દિવસ, પ્રભુજી સંવત્સર પ્રથમ.
લિ૦ મૃત્યુલોકના જીવોનો પરમહિતૈષી.
**શ્રી કૃષ્ણ.**

મૃત્યુલોકમાં મારા પરમ હિતૈષી શ્રીયુત '**રાસેશ્વરી રમણ**—'
**"શારદા-વિહાર" સુરત.**

આપના પરની 'શ્રી હરિ'ની કૃપા પ્રસાદી તેઓ પિતાશ્રીના ફરમાનાનુસાર આપના પર રવાના કરું છું, તે સ્વીકારી લેશો. આજ રોજે રાત્રે દશ કલાકે એકાએક આ પત્રિકા અને મારી 'કંથારેશ્વર વાટિકા'માંથી અચાનક મળી આવી હતી તે તેના અમલ થવા સારુ આપના પર મોકલી આપી છે, જેનો અમલ કરી મને ઋણમુક્ત કરશો એજ તા. ૮-૭-૧૪
કંથારેશ્વર વાટિકા ] લિ૦ "ચેલો"

**જીવાજી ઉર્ફે જીવાત્મા.**
**આમલતદાર—મુ. દેહગામ.**
**મૃત્યુ લોકના જીવોનો પરમ હિતૈષી શ્રી કૃષ્ણ.**
**મુ. વૈકુંઠપુરી.**

**સાહેબ,**

તમારા તરફની રજીસ્ટરી ચીઠ્ઠી આજ રોજે મળી, એવી ન્હાની દુનિયાની કોઇ પણ ચિઠ્ઠી તપાસવાનું કામ મેં જાતેજ રાખેલું હોવાથી તે મે નિહાળી, હકીકતપરથી મારા ગુપ્ત ચર દ્વારા મળેલા સંદેશાને પુષ્ટિ મળી તમોને દેહતાલુકામાં નિમ્યા બાદ મેંજ કેટલાક ગુપ્તચરોને અન્ય વેશ ધારીઓના રૂપમાં તમારી તહેનાતમાં રહેવા મોકલ્યા, તેઓ કોઇ પણ પ્રકારે તમારું મનરજન કરીને રહ્યા, કે જેઓનાં નામ તમે વારાફરતી બદમાસ તરીકે ઓળખાવી ગયા! એવા અનુચરો સામાન્ય રીતે મૃત્યુલોકમાં મોકલવામાં આવે છેજ, પ્રભુ હજી સુધી અત્રેનુ મુક્તિ સ્થાન ખાલી નથી. અત્રેથી થોડેજ છેટે આવેલા યમ રાજાને ત્યાં ઘણી જગ્યા ખાલી હોય છેજ, ત્યાં ઘણા જીવો જતા છતાં જગ્યા ખાલીને ખાલીજ! તો તે જગ્યા પુરવા માટે મારો પ્રયાસ સહજ તમારા કહેવામાં આવશે હવે તમો બીજી વખત આજીજી કરી માફી માગો છો, અને તે પણ અંતાવસ્થાઓ મને માલુમ છે કે તમોએ દ્વિતીયવાર કોઇ પણ સંસારી જીવોને તેમના ગુન્હા બદલ તમારા કારોબાર દરમ્યાન માફી આપી નથી, મારે તે આપવી કે કેમ તેનો આધાર મારા પરજ છે.

તમારાં (મૃત્યુલોકના) કલ્યાણાર્થે મેં પોતે ભાગવદ્દગીતામાં અનેક વચનો કહ્યાં છે તેનો પણ ઉપયોગ જણાતો નથી, તો અન્ય પૃથક્ પૃથક્ સ્થાને દર્શાવેલ ઉપદેશ વાક્યોની તો વાતજ શી? તમને એક પવિત્ર ધર્મમાં ઉત્પન્ન કર્યા છે, એટલુંજ નહીં પરંતુ એ ધર્મ (સનાતન)

સંબંધી સંપૂર્ણ જ્ઞાન દર્શાવવા માટે વેદરૂપી મહાન જ્ઞાનભંડાર મેં જાતેજ વ્યાસના રૂપથી ભરેલો છે. અન્ય ધર્મો (મૃત્યુલોકમાં ઘણા ધર્મ છે માટેજ) કરતાં તેમાં કંઇક ન્યૂનતા હોય તો તે માત્ર 'જીસસ ક્રાઇસ્ટ'ના અનુયાયીઓ માટે લખાવેલી 'બાઇબલ'માં દર્શાવેલા એક પવિત્ર વચન કે જેમાં દેહ તાલુકાથી વિરક્ત થયા બાદ માત્ર નિરંજન નિરાકાર પરમાત્માની હજુરમાંજ જવાનું દર્શાવેલું છે, તેનીજ પરંતુ તે પણ તમારા ધર્મથી અજાણું નથી. અન્ય રીતે તેઓના કરતાં ઘણીજ સહેલાઇથી તમો પરમ ધામમાં પહોંચી શકો એવાં વચનો તમારે માટે પણ ઉચ્ચારેલાં ગીતામાં તમો જોશોજ.

મારા મોકલેલા ગુપ્તચરો કોઈ કળામાં ઉતરે એવા તો હોયજ નહિ. તેમણે તમને 'રસિક' બનાવ્યા તમોએ દર્શાવેલ તમામ બીનાની કારણ ભૂત એ 'રસિકતાજ' છે, આ પરથી કેટલાક રસિકોને માઠું લાગશે પરંતુ તેથી મને કઇ લાભ કે હાનિ જેવું નથી, તમારે જાણવું જોઇએ કે હું પણ અરસિક તો નથીજ ! જો તેમજ હોત અર્થાત હું અરસિક હોત, તો મૃત્યુલોકના અદ્વિતીય નંગો જેવાં કે, કાળિદાસ, ભવભૂતિ, ગંગ, તાનસેન, તેમજ વિરહાક વગાડનાર અને હિન્દનું ભવિષ્ય ભાખનાર ભરતખંડના સુવિખ્યાત કવિ ચંદ બારોટ તેમજ થોડી મુદ્દત પરના શતાવિધાન પંડિત શ્રી ગટુલાલજી વિગેરે નામાંકિત નરોને મારે મારી હજુરમાં બોલાવી લેવાનું પ્રયોજન શું ? મને ચરોદ્વારા ખબર થઇ છે કે મારી વૃંદાવનમાં ભોગવેલી રસિકતાનું વર્ણન પ્રેમાનંદ કવિએ (અત્રે તે પણ છે અને તેનું નામ તેજ છે) લખેલું છે તેનો ગુપ્તાર્થ ન સમજતા માત્ર બાહ્ય દૃષ્ટિથીજ તેનું કેટલાકોએ અવલોકન કરીને તેના જેવુંજ આચરણ તેઓ આરંભી બેઠા છે; તેમને મારે એટલુંજ કહેવાનુ છે કે તેઓએ મારી માફક દાવાનળનું પ્રાશન કરવું, અને બાર વરસ જેટલી ઉમ્મરે કંસ જેવા ક્રૂર મથુરારાયનું રાજ્ય લીધેલું તેનાથી કંઇક અંશે એટલે ફક્ત તેણે માત્ર કળીયુગના 'સેન્ડો'ની સાથે દ્વંદ્વ યુદ્ધ કરી વિજય મેળવવો. આ બે વાતોજ તમને વધુ અધોગતિના પંથે વિચરતાં બચાવશે.

તમોએ પ્રથમ કરેલા કરારોની જરા સંધ વેળા સ્મૃતિ કરી એ પણ એકંદરે ઠીકજ છે. હવે તમારે [1]સિમેંટ અને અક્ષય ઇંટ[2] તૈયાર રાખવાં, અને તે વડે તમારા તાલુકાની ચારે બાજુએ મજબુત કોટ ચણી લેવો યાદ રાખજો કે તેની અંદર [3]પાણીનું દ્વાર રહેવા દેવાનું છે. નહીં તો તે મજબુત કોટને પણ તોડી પાડશે આટલું કહેવાની વૃત્તિ થઇ તે તમારી જરા સંધ વેળાની થએલી સ્મૃતિને લીધેજ× લિ૦ શ્રીકૃષ્ણ,

---

૧ નિવૃત્તિરૂપી. ૨. હરિરૂપી. ૩. નિવૃત્તિમાં છતાં કરવા પડતા કાર્યો.

× અમને ઘણા બન્ધુ તરફથી સૂચના થઇ હતી કે અન્યત્ર પ્રકટ થએલું લખાણ પ્રકટ કરી પિષ્ટપેષણ કરવાની જરૂર નહોતી, પરંતુ આ ઉત્તર પ્રકટ કરવા માટેજ અમોએ આત્માની અરજી અન્યત્ર પ્રકટ થએલી છતાં છાપી હતી, કારણ કે તેથી વાંચકોને વાચનમાં સરળતા થાય. તંત્રી.

# તંબાકુ

બીડી પીવાથી સાંભળવાની ઇન્દ્રિયો તેમજ બીજી ઇન્દ્રિઓપર થતાં નુકસાન માટે ડૉ. ડેલી તે ૨ વરસના છોકરાનો દાખલો રજુ કરે છે કે જેણે આટલી નાની ઉમરમાંજ બીડી પીવાનું શરૂ કર્યું હતું. જલદીથી તે બીડી પીનાર છોકરાને કાનમાં ગણગણાત, ફેર અને ચોક્કસ ઇન્દ્રિઓપર સોજા આવવા સાથે તેને બહેરપણુ લાગુ પડયું. તુરતજ આવી માઠી અસર જણાવાથી તેણે તંબાકુ વાપરવાનું બંધ કર્યું અને ચાર અઠવાડયામાંજ તે સારી હાલતમાં આવતો ગયો. તે માત્ર એક દીવસમાં આસરે વીસથી ત્રીસ બીડી પીતો હતો. અઢાર વરસનો એક બીજો જુવાન છોકરો પણ હમેશનો બીડી પીનારો હતો. તેને ફેર તમર આવવા સાથે ઓકારી શરૂ થઇ અને ત્યાર બાદ કાનની અંદર દરદ થવાથી તે તદનજ બહેરો થવા લાગ્યો. આ છોકરાએ ઉપલી ખરાબ આદત છોડવા માંડી અને કાંઇ પણ સારવાર વગર તેનું દરદ નાબુદ થતું ગયું છતાં પણ એક કાનથી સાભળવાની શકિત તેણે ખોઇ દીધી હતી. સોળ વરસના બીજા એક વિદ્યાર્થીને નાડી રોગ સાથે કાનનાં બહેરપણામાં એકાએક વધારો થતો ગયો જે વધારો વારંવાર બીડી પીવાને આધીનહતો. ઉપલી ટેવ ન પડવાનું તેને ફરમાવવામાં આવ્યું અને કેટલાંક અઠવાડીયાંઓની સારવાર પછી કાનમાં થતાં ગણગણાતનો અટકાવ થયો અને સાંભળવાની શકિત સુધારતી ગઇ, છતાં તેમાં ખામી રહી ગઇ હતી. સાંભળવાની શકિત ઉપર તમાકુથી ખરાબ અસરના બીજા ચાર દાખલાઓ ટાંકી બતાવ્યા પછી એવું જણાવવામાં આવે છે કે જે શખસોને સાંભળવાની શકિતમાં કંઇ પણ ખામી હોય તેવા દાખલાઓમાં ઘણી ખરાબ અસર કરી માઠાં પરિણામો લાવે છે. આ સર્વ બીના જોતાં જણાય છે કે તંબાકુ જેવું ઘણુજ સાધારણ જણાતું વ્યસન પણ કેટલું બધું હાનિ કર્તા છે. આપણા દેશમાં બાળકોને તદન અપરિપકવ અવયવો હોવા છતાં ખરાબ સોબત તથા શોખને લીધે બીડી પીવાની ટેવ પડી જાય છે. તેમને શોખને લીધે તેનાથી થતી લાભહાનિની કશી માહિતી હોતી નથી, તેમજ તંબાકુના અતિ પ્રચલિત વ્યસનથી અર્થાત્ એનું સાધારણ રીતે સર્વ કોઇને વ્યસન હોવાથી એનાથી કાંઇ નુકશાન થતું સ્વાભાવિક રીતે જણાતું નથી, એટલે સંતોષ બાળકોને તેમની બીડી પીવાની ટેવમાં વધારો કરે છે. પરંતુ પાશ્ચાત્ય રાસાયનિક વિદ્વાનોની શોધથી તેનાથી થતાં ચોક્કસ નુકસાનો સાબિત કરી દર્શાવ્યાં છે. હરકોઇ વ્યસન મનુષ્યના સ્નાયુઓને નુકસાન કરનાર છે. તબાકુના ઘણા મહાવરાથી નુકસાન થતું જણાતું નથી. પરંતુ જાણવું જોઇએ કે એ સાધારણ જણાતાં વ્યસનથી ભયંકર રોગો ઉત્પન્ન થાય છે. તેનું ડૉ. મહાદેવપ્રસાદે "તંબાકુનું દુર્વ્યસન" નામના પુસ્તકમાં સારી રીતે દર્શાવ્યું છે. બાળકોના કુમળાં મગજ ઉપર આ વ્યસનથી ખરાબ અસર થાય છે તેમની માનસિક શકિતઓ ક્ષીણ પામે છે. તથા અભ્યાસમાં તે સારી રીતે ચાલી શકતા નથી માટે માબાપોએ એ વ્યસન વળગવા ન માટે પોતાનાં બાળક ઉપર ખાસ દેખરેખ રાખવી જોઇએ. જેમ બને તેમ આખી જીંદગી એનાથી દૂર રાખવાનો પ્રયત્ન કરવોજોઇએ, ઘણાં ખરા જુવાન છોકરાઓને દાયની આથાકૂટ ન કરતાં તૈયાર સારા

ઈદાર બીડી પીવાનો શોખ હોય છે, જે તેમને ઘણું નુકશાન કરે છે. તૈયાર બીડી બનાવનારાઓ ખારો વગેરે નાખે છે. જે ક્ષય વગેરે રોગના ઉત્પાદક હોય છે. વગેરે કારણો સ્વાભાવિક જ તેનાથી દૂર રહેવા સર્વને ફરજ પાડે છે. ઘણીવાર એવું બને છે કે, 'નાની' જણાતી બાબત આખરે ભયંકર રૂપ પકડે છે.' તેવીજ રીતે આ સાધારણ વ્યસન મનુષ્યને અધોગતિએ પહોંચાડે છે. આ જન્મમાંજ તેને નર્કયાતના અનુભવવી પડે છે. માટે બીલકુલ આનાકાની વગર બાળક વૃદ્ધ સર્વેએ એ વ્યસન છોડવા બનતો પ્રયત્ન કરવો જોઈએ.

તંત્રી.



# શરાબીને શરમ શબ્દો.

( ગઝલ )

મદિરા માન માનવનું મુકાવીને મુઝાવે છે,
ચતુરનું ચિત ચોરી એ ચપળતાને ચુકાવે છે.—મદિરા.
નગરના નાથને પણ એ નવીન નટની નચાવે છે,
કપટ કરી કાળજું કારી કટારીએ કપાવે છે.—મદિરા.
દરદ દિલ માંહિ દરશાવી દગાથી એ દબાવે છે,
સીતમ સેતાન સાથી એ સખત થઈને સતાવે છે.—મદિરા.
વળી વિદ્વાનની વિદ્યા વિષમ વાટે વળાવે છે,
ભયંકર ભેદમાં ભુરકી ભુલાવીને ભમાવે છે.—મદિરા.
બદન બહાદુરનું બાગો બજારોમાં બગાડે છે,
જણાવી જોર જુઠું એ જુલમ જંગી જગાડે છે.—મદિરા.
ખરી ખુબસુરતીને ખોડ ખાંપણમાં ખપાવે છે,
મચાવી મસ્તી મદની માનવંતોને મપાવે છે.—મદિરા.
દયાને દેશવટો દઈ દુઃખ દરિયામાં ડુબાવે છે,
ફુલાવીને ફકીરી હાલના ફંદે ફસાવે છે.—મદિરા.
ગુણીને ગામમાં ગાંડો ગુન્હાવાળો ગણાવે છે,
વિનય વાડી વિખેરી વાળ વગડામાં વણાવે છે—મદિરા.
પુરા પંડિતને પણ પાશમાં પકડી પુરાવે છે.
શરાબીને શરમ શબ્દો શશી સુત સૌ સુણાવે છે.—મદિરા.

ગંગાશંકર ચંદ્રશંકર શાસ્ત્રી.
શ્રી સૂર્યપુર નિવાસી.

# ઇંગ્લીશ પાર્લામેન્ટમાં જીવદયા માટે રજુ થનારૂં બીલ.



પીછાંની ફેશનેબલ વસ્તુઓ બનાવવા માટે નિર્દોષ પક્ષીઓનો પ્રતિવર્ષ કચરઘાણ નીકળી જાય છે, તેથી આપણે સારી રીતે માહેતગાર છીએ તો પણ તે સંબંધમાં તા૦ ૨૭ મી સપટેંબર સને ૧૯૧૩ ના જાણીતા The "Times of India" ની અધિપતિની નોંધમાં એક એવા પ્રકારનો લેખ રજુ થયો હતો કે પક્ષીઓનાં પીછાં ઇંગ્લંડ મોકલવા માટે સિંધમાં માછી લોકો પક્ષીઓને પાળે છે, અને જ્યારે તેઓને એકથી બીજી જગ્યાએ લઇ જવામાં આવે છે ત્યારે પક્ષીઓને પીંજરામાં ઉપરાઉપર ગોંધવામાં આવે છે, અને તે વખતે તેઓ અંદર અંદર લડીને એક બીજાનો નાશ ન કરી શકે તેટલા માટે માછી લોકો તે પક્ષીઓની આંખ દોરાથી સીવી દે છે; અને એવી રીતે એ માણસો ઘાતકી વર્તન કરતા પકડાયાથી તે દરેકને કરાંચીની કોર્ટમાં રૂ. ૩૦ દંડ કરવામાં આવ્યો હતો આ શિક્ષા બહુ થોડી હતી વગેરે મતલબનો આર્ટીકલ ઉપર જણાવ્યા પ્રમાણે The "Times of India"માં પ્રસિદ્ધ થતાં તેની સાબિતી આપીને આ ફંડના સ્થાપક અને જીવદયાના જાણીતા હીમાયતી રા. રા. લાભશંકર લક્ષ્મીદાસ જુનાગઢવાળાએ The Plumage Trade Horrors નામનું હેન્ડબીલ છપાવીને તેઓએ મને વાંચવા મોકલેલું, અને તે બહુ ઉપયોગી હોવાથી રા. રા. લાભશંકરની સુચના અનુસાર તે હેન્ડબીલ ઉપરથી ઇંગ્લીશ પાર્લામેન્ટને એક અપીલ આ ફંડ તરફથી નવેમ્બર ૧૯૧૩ ની તા૦ ૧ લીના રોજ લંડનની The order of the Golden Age મારફત મોકલવામાં આવી છે, દરમિઆન દયાળુ વાંચનાર જાણીને ખુશી થશે કે ના૦ દયાળુ બ્રિટિશ પાર્લામેન્ટે હાલમાં પીછાઓ મેળવવા માટે પક્ષીઓ ઉપર થતો જુલમ ધ્યાનમાં લઇને તે વેપારને જેમ બને તેમ અટકાવવા માટે એક બીલ તૈયાર કરેલું છે, કે જે મી૦ મોન્ટેગ અને વેપાર ખાતાંના પ્રમુખ તપાસીને નામદાર પાર્લામેન્ટની હવે પછીની બેઠક વખતે રજુ કરશે એવું નક્કી થાય છે.

પરદેશમાંથી પક્ષીઓનાં ચાંમડાં અથવા પીછાં ઇંગ્લંડમાં આવે તો તે આવતાં અટકાવવાં અને તેની આયાત તદ્દન બંધ કરવી એવો આ બીલનો હેતુ છે, કે જેથી આડકતરી રીતે આ દયાળુ કામને ઉત્તેજન મળી શકે.

પોતાના સુંદર અને મધુર કંઠોથી આહ્લાદ કરતાં બીચારાં નિર્દોષ અને ખુબસુરત પક્ષીઓનાં પીછાં મેળવવા માટે તે બીચારાંઓનો બહુ ક્રૂર રીતે નાશ કરવામાં આવે છે અને તે બાબતનું વર્ણન કવિતારૂપે લેડી નાઇટીંગલે બહુ અસરકારક રીતે લખ્યું છે. મતલબ એ રીતે નિર્દોષ કુમળાં પક્ષીઓ ઉપર ફેશનને માટે થતું ઘાતકીપણું અટકાવવા માટે નામદાર પાર્લામેન્ટે જે સવાલ હાથ ધરેલો છે તથા જે બાબત જે બીલ રજુ થનાર છે તે

ઉપર બરાબર ધ્યાન આપી પીંછાં માટે ગરીબોના લેવાના જાન બચાવવા માટે ના૦ દયાળુ પાર્લમેન્ટ હગવ પસાર કરે એવી મહારી તેના સભ્ય સભાસદો હજુર નમ્ર વિનતિ છે.

ઇજીપ્ટમાં પણ પીંછાં માટે પક્ષીઓને નહિ મારવાના ઠરાવો ઇ. સ. ૧૯૧૩ નાં નવેમ્બર માસમાં બહાર પડેલા છે, અને હિન્દુસ્થાનમાં પણ તેવીજ રીતના ઠરાવો દેશી રાજ્યકર્તાઓ પસાર કરે અને રંગબેરંગીન પચરંગી પીંછાઓથી શોભતાં પક્ષીઓના પ્યારા પ્રાણ બચાવવા માટે દયાળુ ઠરાવો પસાર કરી આશિષ મેળવવા ભગ્યશાળી થાય, એવી તેઓ હજુર મારી પ્રાર્થના છે.

શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ ઓફીસ,
૩૦૯, શરાફ બજાર મુંબઇ, નાં ૨.
૧૬-૨-૧૪.

લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી,
ઑ૦ મેનેજર, શ્રી જી. જ્ઞા. પ્ર. ફંડ મુંબઈ.

# "ગાયમાતાનો સન્દેશ"

કવાલી

કહે છે ગાય પોકારી, સુણોને વિનંતિ મારી;
કપાઉં છું વિના વાંકે, અરે હું ઘાસ ખાનારી........૧
તમોને દૂધ દેવાને, દુઃખી અમ બાળને કરીએ,
છતાં એ જો સુણો નહિ દાદ, તો કહો કયાં જઈ ઠરીએ........૨
અમારા બાલ બાલુડાં, તમારી સુશ્રુષા કાજે;
ગુમાવી જીંદગી આખી, ધરે છે ધુંસરી ખાંધે........૩
ગયા કયાં તે ઋષિ વૃન્દો અમારી સેવા કરનારા;
દુઃખી અમને જરા દેખી, હૃદયમાં દાઝ ધરનારા........૪
રડું છું-કહું છું પોકારી, જુઓ ખેતી નિરાધારી;
બનાવી કૃષ્ણની કયારી, કરો કેલી વીરો ભારી........૫

આમલીરાન–સુરત.
તા૦ ૧૧–૭–૧૪

છગનલાલ મેતાપભાઈ ખંભાતી
વ્યવસ્થાપક–'બ્રહ્મભટ્ટમિત્ર'.

---

# અશક્તાશ્રમ

બા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા–સુરત.

સ્વામી રામતીર્થ સાનફ્રાન્સીસકોના ગોલ્ડનગેટ નામના હોલમાં તા. ૭–૧–૧૯૦૩ ને રોજ આપણું સત્ય સ્વરૂપ શું?" એ વિષય ઉપર ભાષણ કરતાં જણાવ્યું હતું કે" આ જગતમાં લોકો મોજ, શોખ અને ભોગ તે શું છે? જો તમે બરાબર તપાસ કરશો, જો તમે બરાબર પૃથક્કરણ બુદ્ધિથી વિચાર કરી જોશો તો તમને જણાશે કે ભોગ તે યોગ-ત્યાગ સિવાય બીજું કાંઇ પણ નથી.

ખરી રીતે ત્યાગ સિવાય બીજાં કશામા વાસ્તવિક આનંદ નથી એ ત્યાગ સિવાય બીજા કશામાં પણ અંતઃ સ્ફુરણા નથી અરે એ ત્યાગ સિવાય બીજા કશામાં ખરી પ્રભુ ભક્તિ પણ નથી જે વખતે તમે ખરા આનંદનો ઉપભોગ કરશો, તે વખતે તમને તમારા અલ્પ દેહાભિમાનનું જરી પણ ભાન રહેશે નહિ " આ સર્વ સૂચવે છે કે ત્યાગથીજ સત્ય સુખની પ્રાપ્તિ થાય છે. ત્યાગ ન કરતા સંચય કરવાની સાચવવાની ચિન્તાથી ખરો આનંદ મેળવી શકાતો નથી, હમેશા ઉદાશીજ દૃષ્ટિગોચર થાય છે જયારે આપણને કશી પણ ફીકર હોતી નથી ત્યારેજ આપણે સંપૂર્ણ આનંદમાં હોઇએ છીએ અર્થાત ખડખડાટ હસવાનો અનુભવ કરી શકીએ છીએ " -

સત્ય સુખ મેળવી સદા આનંદમય જીવનની ઇચ્છા સર્વ મનુષ્યની હોય છે. પરંતુ તે સ્થિતિએ પહોંચવા પહેલા તેણે ઉદાર ચરિત થવાની જરૂર છે પોતાના દુઃખી ભાઇ બ્હેનોની સ્થિતિ જાણી તેના દુઃખો ઉલેચવાની જરૂર છે. તેના દુઃખ ઉલેચાતા તમો નિશ્ચિન્ત થતાં એ બધું તમને કુદરતી રીતેજ મળી જશે આપના જેવા જીજ્ઞાસુઓને સરળતા કરવા સારૂ આપણા દુઃખી અશક્તોને સંપૂર્ણ સહાય આપવા સારૂજ આ સસ્થા ઉભી કરવામાં આવી છે તો અમને આશા છે કે અમારી વારંવારની વિનતિ સર્વ સ્વિકાર કરશે.

તંત્રી



## પવિત્ર સ્નેહ.

(લેખક—મિ૦ બાળમુકુન્દ ગિરિધરલાલ મોદી)

(૭)

યોગિરાજ પોતાના મઠમાં બેઠા બેઠા કોઇ ગ્રંથનું અધ્યયન કરે છે તેઓ બહુ વિચારમાં પડી ગયા છે, તેમણે કોઇ માણસ પડવાનો અવાજ સાંભળ્યો, જેથી બ્હાર આવી જોયુ તો એક પુરૂષ તણાતો તણાતો જતો જણાયો અને ડુબવાની અણી પર હતો યોગી એકદમ કુદી પડ્યા અને કેટલીક મહેનત કરી તેને પોતાના મઠમાં લાવ્યા તેના પેટ પર ભાર મૂકી પાણી કાઢી નાખ્યુ. ચાર પાચ કલાક પછી મનહર શુદ્ધિમાં આવ્યો, તો એક યોગીને પોતાની સારવાર કરતાં દીઠા બે દિવસમાં મનહર તદન સારો થઇ ગયો અને પોતાને ઘેર ગયો તેના માગનારાઓએ તેના પર વારંટ કઢાવ્યું હતું. મનહરના કેસની તારીખ આવી પહોંચી અને તેને અપરાધી ઠેરવવામાં આવ્યો, ચાર દિવસ પછી તેને સજા થવાની હતી રસિકલાલને હવે પસ્તાવો થયો પોતાના પુત્રને કઠોર વચન કહેવાથી તે ચાલ્યો ગયો અને તેનું મોત થયું તેની દોલતનો વારસ તેના કાકાનો પુત્ર પ્રેમરાય હતો. તે ઘણો દુષ્ટ હતો. તેણે પોતાને મળનાર પૈસા કેવી રીતે ખરચવા તે ની યાદી પૈસા હાથમાં આવ્યા પહેલા ઘડી રાખી હતી

(૮)

સુશીલાને કેદખાનામાં સપડાયાને લગભગ બે મહીના થયા છે પ્રેમરાય આઠ આઠ દિવસે કોઇ વાર આવતો એક ઘરડી ડોશી દરરોજ ખાવાનું આપવા આવતી હતી. આજે ડોસી ખાવાનું આપી ગઇ હતી અને પ્રેમરાય બે દિવસ પર આવી ગયો હતો. એટલે

તેને કંઇ બીક નહતી. તેણીએ પોતાના ઓરડાના જોઇને ઓરડાનું બારણું ઉઘાડયું અને જોયું તો એક મોટું ભોયરૂં જણાયું તેમાં ઉતરવા દશ :બાર પગથીઆ હતા, સુશીલા હીમ્મતથી ઉતરી અને જોયું તો એક નાની ઓરડી જણાઇ.

મનહરે પોતાની પાસે જે કંઇ રહ્યુ હતું તે વેચી અપીલ કરી ત્યાર પછી તેને જામીન પર છોડવા હુકમ થયો પણ આવા માણસનો જામીન કોણ થાય સાંજે મનહરના નામનો એક પત્ર આવ્યો તે પત્ર નીચે મુજબ હતો.

મનહર ૧૪–૭–૧૯××

નીચ ધંધાવતી ખુવાર થવાથી તારી આ સ્થિતિ આવી છે પણ તને આ પત્ર મળે તેજ ક્ષણે જો તું પ્રતિજ્ઞા કરશે કે મારે સઘળાં નીચ ધંધાનો ત્યાગ કરવો તોજ નીચેનો લાભ તને મળશે.

આ સાથે પચાસ હજાર રૂપીઆનો ચેક છે તેમાંથી તારૂં દેવું ચુકવી બાકીના-માંથી તું તારી જીંદગી ગુજારી શકીશ પણ જો નીચ ધંધા છોડવાની પ્રતિજ્ઞા કરવા તારૂં હૃદય ના પાડતું હોય તો આવ મને સ્પર્શ કરવા જેટલો તું પવિત્ર નથી,

લી० "શુભેચ્છક"

રસિકદાસે પોતાની સર્વ પુંજી નિર્મળા કિનારે વસતા યોગીને આપવા ઇચ્છા જણાવી હતી પણ તેના વારસ પ્રેમરાયે કહ્યું હતું કે તે જો તમે તમારી પુંજીની કાળજી વ્યવસ્થા કરશો તો હું ફરિયાદ કરીશ હવે રસિકદાસે યોગીને મળવા વિચાર કીધો હતો પણ અફસોસ! અપંગોનો માનીતો યોગી કયાંએ ગુમ થઇ ગયા માટે સુંદરપુરના સત્તાધીશો પણ તેની ખોળ કરવા પોતાના માણસોને આજ્ઞા કરતા હતા.

    

રાત્રિના એક વાગ્યાનો સમય છે. આ વખતે કૃષ્ણ વસ્ત્ર ધારી આઠ માણસો અને ભગવા વસ્ત્ર ધારી એક યુવાન ધીમે ધીમે આવી "ભયંકર ગૃહ"માં એક પછી એક ગયા થોડા વખતમાં અંદરથી ઘુમે ઘુમ થઇ અને થોડા વખતમાંજ તે આદમીઓ સાત આઠ કેદીઓને લઇ નીકળ્યા તે સાથે એક યુવતીપણ થઇ હતી.

(૯)

આજે સુંદરપુરમાં પુષ્કળ આનંદ વર્તાઇ રહયો છે તેમના મહારાજાનો પુત્ર જે ન્યાયાધીશ તરીકે કામ કરતો હતો તે ઘાયલ સ્થિતિમાં મળી આવ્યો હતો. પાપી પ્રેમરાયે એક બદમાસી ટોળી ઉભી કરી હતી અને તેની મદદવડે સુશીલાનું હરણ કીધું હતું, તેના ત્રણ આદમી કંઇ કામમાં પકડાવાથી ચંન્દ્રસિંહે (ન્યાયાધીશ) તેમને શિક્ષા કરી હતી તે માટે તેઓએ ચંન્દ્રને પકડયો હતો. બીજેજ દિવસે " સુંદરપુર વર્તમાન " માં સર્વ હકીકત લાવી.

" પ્રેમરાય " નામના માણસે એક ટોળી ઉભી કરી આ શહેરના પ્રખ્યાત ઝવેરી ચંદુલાલની પુત્રી સુશીલાનું હરણ કીધું હતું અને નામદાર ચન્દ્રસિંહને પણ કેદ કરી તેમને ઘાયલ કર્યા હતા બદમાસી ટોળીના સઘળા માણસોને કેદની શિક્ષા થઇ છે અને પ્રેમરાયને દેશનિકાલ કરવામાં આવ્યો છે.

મનહરે શુભેચ્છકનો પત્ર મળતાંજ મનમાં પ્રતિજ્ઞા કરી ને એકથી દેવું પતાવી સુખમાં દિવસ કાઢતો હતો. તેણે યોગીને પણ પોતાને ઘેર બોલાવ્યા હતા. સઘળા આવતાં મનહરે તેમને બેસાડયા અને તેઓ બધા વાત કરવા માંડયા.

" પિતાશ્રી " યોગી બોલ્યો હવે મારો અપરાધ ક્ષમા કરો છો.

" તમે કોણ છો " રસિકદાસ બોલ્યો

તમારો પુત્ર કુસુમ આ તમારા ચરણે પડે છે અને પોતાના અપરાધની માફી માગે છે.

"હે કુસુમ તું જીવતો છે ? " રસિકદાસ બોલ્યો પુત્ર તું રેલ્વે અકસ્માતમાં ગુજરી ગયો એમ વાંચ્યું હતું મેં તારો અપરાધ માફ કર્યો છે પણ ઘરમાંથી ગયા પછી તેં શું કર્યું તે કહે"

"સાંભળો" કુસુમે કહ્યું.

## કુસુમની આત્મ કથા,

તમારા શબ્દો ન સહન થવાથી હું નીકળી પડયો અને સીધો સીધો સ્ટેશન પર ગયો. રસ્તામાં ટપાલીએ મારા નામનો એક કાગળ આપ્યો તેમાં સ્નેહપુરના મારા સ્નેહી પ્રેમચંદને ત્યાં લગ્ન હોવાથી તેણે મને કંકોત્રી મોકલી હતી ને સાથે વીસ રૂપીઆની નોટ પણ મોકલી હતી મે એક ટ્રંક વેચાતી લીધી તેમાં વધેલા રૂપીઆ મૂકયા પછી સ્નેહપુરની ટીકીટ લઇ ગાડીમાં બેઠો ત્યાં આગળ મારો મિત્ર જે શાન્તિપુર જવાનો હતો તે મળ્યો તેની પાસે હજાર રૂપીઆની એક નોટ હોવાથી તેણે મારી પાસે એક કવર માગ્યું અને મેં મારા મિત્ર તરફથી આવેલ મારા શિરનામા સાથેનું કવર આપ્યું શાન્તિપુર આવતાં મારો મિત્ર ઉતરી પડયો અને મારા ડબામાં ફક્ત એક માણસ હતો. હું ઉંઘી ગયો અને પ્રેમપુર આવતાં મેં જોયું તો તે બદમાશ મારી ટ્રંક લઇ જતો રહેલો જણાયો હું એકદમ ગાડીમાથી ઉતરી પડયો અને એક ગ્રહસ્થે મને કેટલાક રૂપીઆ આપ્યા તેથી હું ડબલ ભાડું ચુકવી શહેરમાં ગયો ત્યાં આગળ એક યોગીના મઠમાં જઇ બેઠો. તે યોગી મરવાની અણી પર હતો. મે તેની બે દિવસ સારી રીતે ચાકરી કરી, જેથી તેણે મને તેની ઝુંપડીમાથી સોના મ્હોરથી ભરેલા ત્રણ ચરૂ બતાવ્યા તે મેં લીધા પછી હું સ્નેહપુર આવી રહ્યા તેમાંથીજ મેં મનહરપર એક ચેક મોકલ્યો હતો.

## ઉપસંહાર.

મનહરે પોતાની બેનને કુસુમ સાથે પરણાવી છે. જેઓ પોતાનું બાકીનું જીવન સુખથી ગુજારે છે. મનહરે તમામ દુર્ગુણો છોડી દઇ સાદી જીંદગી ગુજારવા માંડી છે.






विद्या विवादाय धनमदाय
शक्तिः परेषां परपीडनाय ।
खलस्य साधो विपरीतमेतत्
ज्ञानाय दानाय च रक्षणाय ॥

ખલ—લુચ્ચા માણુસોની વિદ્યા વ્યર્થપ્રલાપ અર્થાત્ વાદવિવાદ કરવાને માટે છે, તેનું ધન મદ—અહંકાર—અધોગતિ કરવાને સારૂ છે, અને તેની સ્વાભાવિક શક્તિ પારકાને અતિશય દુઃખી કરવાને માટે છે, ત્યારે સાધુ—સજ્જન—પુરૂષોને તેની વિદ્યા અન્યને જ્ઞાન આપવા—વધારવા માટે છે, તેનું ધન ગરીબ—અશક્ત—અનાથને દાન આપવા માટે છે. તેની શક્તિ પારકાનું રક્ષણ કરવાને માટે છે. આમ ખલ અને સાધુ પુરૂષોનાં વર્તન એક બીજાથી ઉલટાં છે. સાધુ જ્યારે પ્રભુ તરફથી બક્ષાયલી સ્વભાવિક શક્તિઓથી સ્વર્ગ સુખ ભોગવાનો અધિકારી થાય છે, ત્યારે બીજો નર્કયાતના અનુભવવાની તૈયારી કરે છે. જેવું જેનું પ્રારબ્ધ કારણ "ધણીને સુઝયું ઢાંકણીમા" એવું શાસ્ત્રનું પ્રમાણ કિંવા વ્યાવહારિક નીતિ છે—,

—કોલકાનન— "શારદા-વિહાર", સુરત } 'રાસેશ્વરી-રમણ'.—

---

## સાભાર સ્વીકાર—સમાલોચન.

---

**સમાજ:**—(લેખક અને પ્રકાશક શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કર—અમદાવાદ) કથાકુંજ કાર્યાલયની નવલકથા માળાના બીજા અને ત્રીજા મણકા તરીકે બહાર પડેલું પુસ્તક છે. સ્વ૦ રમેશચંદ્ર દત્ત સી. આઇ. ઇ એ બંગાળીમાં લખેલાં પુસ્તકનું આ સરળ ભાષાંતર છે આ નવલકથાની વસ્તુ સ્વર્ગસ્થનીજ લખેલી "સંસાર" નામક નવલકથાના (જેના ગુજરાતીમાં ત્રણ અનુવાદો થયાં છે) અંતથી શરૂ થાય છે. જેથી લેખકે પ્રથમ તે પુસ્તકનો સાર આપી વાચનમાં સરળતા કરી આપી છે, શરૂઆતમાં મૂળ લેખકનું ચિત્ર આપી શોભામાં વધારો કર્યો છે. કથાનકના વસ્તુને માટે મતભેદ હોય, પરન્તુ તેની મનોહર શૈલી બોધપ્રદ સાથે.

આનંદપ્રદ છે. ગુજર્ર સાહિત્યને ઓરીજીનલ સાથે ભગિની ભાષાના આવાં સુરસ અનુકરણોની ખાસ જરૂર છે. અને એટલાજ માટે આવાં ઉપયોગી સાહિત્ય પૂરૂં પાડનાર કાર્યાલયને ઉત્તેજન આપવાની હરેકોઇએ જરૂર વિચારવી જોઇએ. છુટક કિં. ૧-૦-૦ છે. જેકદ જોતાં વધારે છે. જેકદ કથાકુંજ-કાર્યાલય-રાયપુર—અમદાવાદથી મળી શકશે.

પાતઃકાલ—(તંત્રી શ્રીયુત જગન્નાથ પ્રભાશંકર, પ્રકાશક શ્રીયુત હિંમતલાલ અમૃતલાલ, નૃસિંહાશ્રમ-વડોદરા) ઉપલા નામનું માસિક પત્ર આજ ચાર માસ થયાં અમને નિયમિત મળે છે માસિકના વિષયો ઉચ્ચ કોટિના વાંચકોનો ઉચિત હોઇ તેમને મનન કરવા જેવા છે. શારીરિક વિજ્ઞાન, સાહિત્ય અને વિશેષે કરી આધ્યાત્મિક, તત્ત્વજ્ઞાન અને યોગ સંબંધીના લેખોજ એનું પ્રધાન લેખન કર્તવ્ય છે. વ્યવહારમાં મનુષ્ય માત્રના બે વિભાગ પાડી શકાય (૧) સત્ય-તત્ત્વ શોધવાના જિજ્ઞાસુ (૨) કેવળ પેટ ખાતર વેઠ કરી પેટ પૂરનારા. આ માસિક પ્રથમ વર્ગને માટે છે, અને તેઓએ એવા માસિકને અવશ્ય આશ્રય આપવો જોઇએ. વાર્ષિક લવાજમ ફકત રૂ. ૧-૮-૦ ભેટનું પુસ્તક પણ મળે છે.

ઉદીચ્ય જીવન (તંત્રી શ્રીયુત હરિશંકર ઓઘડભાઈ વિદ્યાર્થી-સી ધીગલી મુંબાઈ નં૦ ૪) હાલમાંજ આ નામનું ઉદીચ્ય બ્રાહ્મણ જ્ઞાતિની સુધારણા માટે અમોને ૧-૩-૪-૫ અંકો મળ્યા છે. પ્રગટ થએલું માસિક જેના અંકો વાંચતાં સ્વભાવિકજ તંત્રીની વિદ્વત્તા તેમજ તેની જ્ઞાતિ સંબંધેની લાગણી દૃષ્ટિ સમક્ષ થાય છે. વનિતા વિશ્વના લેખો હાસ્યમય સાથે બોધક હોઇ વાચક વૃન્દના અંતરમાં ઉંડી છાપ પાડનારા છે. વેદોનું કદ પ્રમાણ, શાસ્ત્રોનો ઉત્ક્રમ વગેરે ઉપયોગી વિષયો હરેકોઇને વાચનીય છે. તંત્રીના સહૃદય લેખનના વાચનની સર્વત્ર (અન્ય જ્ઞાતિમાં પણ) જરૂર છે. તેમજ જ્ઞાતિજનોએ એને વધાવી લઈ એમના કાર્ય તથા ઉમંગમાં વૃદ્ધિ કરવી જોઇએ. વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ પોષ્ટેજ સાથે છે. જે માસિકનું કદ જોતાં ઉચિતજ છે.

સ્ત્રી શિક્ષાઃ—( हिन्दी માસિક પત્ર) સંપાદકઃ—श्रीयुत महावीरप्रसाद द्विवेदी, ઉપસંપાદિકા श्रीमती नन्हींबाई—तिलसहरी, कानपुर ) પ્રથમ વર્ષના ૩-૪ અંકો અમને સમાલોચન તથા પરિવર્તનાર્થ મળ્યા છે. સ્ત્રીઓ સંબંધનું માસિક હોઇ એના સઘળા લેખો સ્ત્રીઓનું આવશ્યક વાચન પૂરૂં પાડનારા છે. માસિક પ્રકટ કરનાર મૂળ આશયથી અન્યત્ર ન વિચરતાં તેને વળગી રહેવા તરફજ એમનું લક્ષ્યબિન્દુ છે. સ્ત્રીઓની ઉન્નતિ સંબંધીના સુન્દર વિચારો પ્રકટ કરતાં આ માસિકને દરેક ગૃહસ્થે આદર કરવો જોઇએ. ગુજરાતી બન્ધુઓએ પણ એના વિષયોનું અવલોકન કરવું જરૂરનું છે. વાર્ષિક લવાજમ રૂ. ૧-૮-૦ છે.

નડિઆદ હિન્દુ અનાથાશ્રમનો સને ૧૯૧૨-૧૩ નો રિપોર્ટ— સદરહુ આશ્રમનો રિપોર્ટ તેના માનદ મંત્રીઓ તરફથી મળ્યો છે. ચાલુ વર્ષમાં આશ્રમને જુદે જુદે ખાતે રૂ૦ ૨૨૭૧૨-૪-૧॥ નું દાન મળ્યું છે. તેમજ ખર્ચ એકંદરે ૨૧૦૧૧-૯-૪ છે. આશ્રમમાં અનાથની સંખ્યા ૬૧ છે. એમાંના બે અપંગ અન્ધ મનુષ્યને ડૉ. એદલબહેરામની સહાનુભૂતિથી અત્રેના અશક્તાશ્રમમાં મોકલવામાં આવ્યાં છે. આશ્રમમાં ચાલુ વર્ષમાં

૧૮ રૂમનું એક મકાન તૈયાર થયું છે. એકંદરે આશ્રમની સ્થિતિ ઘણી કૃતેહમંદ છે, પરંતુ તેની વિશેષ વૃદ્ધિ તથા ચિરસ્થાયીપણા માટે ઉદાર ચરિત ગૃહસ્થોએ નજર કરવાની જરૂર છે.

**મુખગણિત રીતિ**—કર્તા શ્રીયુત **રામભાઈ કાલિદાસ પટેલ—રામપુરા**, સુરત નામદાર સરકારે સ્કૂલોમાં લેખાંને બદલે મુખગણિતનો વિષય દાખલ કર્યો છે, એ નવી યોજનાને અનુસરી આ પુસ્તક લખાએલું છે. પુસ્તકમાં ગોખણીઆ પદ્ધતિનો ઉપયોગ ન કરતાં બાળક તથા શિક્ષકોની સ્વાભાવિક શક્તિઓ સરળતાથી કેળવાય એવી પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી છે. ઉદાહરણો ઘણા આપવામાં આવ્યા છે કારણકે પુસ્તકમાંનાજ ઉદાહરણોથી પણ વિષયનું સારૂં જ્ઞાન થઈ શકે, ત્રીજા ચોથાં અને પાંચમાં બન્ને ધોરણને ઉપયોગી પુસ્તક જેની કિંમત ફક્ત ૦-૪-૦ છે, કર્તાએ ચોથાં અને પાંચમાં માટે જુદી જુદી બુક કરી હોત, તો પ્રચારમાં ઘણી સરળતા થાત. આ પુસ્તક કર્તા પાસેથી તથા સુરત, અમદાવાદ, નડિઆદ વગેરે સ્થળના જાણીતા બુકસેલરો પાસેથી મળશે.

The diet & health—શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક મંડળ-મુંબાઇના ઓ. સેક્રેટરી શ્રીયુત લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરીએ તેમનાજ તરફથી થોડા સમય પર પ્રકટ થએલાં ખોરાક અને તંદુરસ્તી નામના નાના પરંતુ અતિ ઉપયોગી પુસ્તકનું અંગ્રેજીમાં ભાષાંતર કરાવી તેનાં ઉપયોગિતામાં વધારો કર્યો છે. અમો એમના પ્રયાસની કૃતેહ ઇચ્છીએ છીએ.

**બ્રહ્મભટ્ટમિત્ર**—બ્રહ્મભટ્ટ જ્ઞાતિના કરો ઉદ્ધારાર્થે પ્રકટ થતું માસિક એના પહેલા ત્રણ અંક તેના તંત્રી રા રા **રણછોડભાઈ મોતીભાઈ** અનંતવાડી ઘર નં૦ ૧૪, **કાલબાદેવી-મુંબાઈ** તરફથી મળ્યું છે માસિકના કાવ્યો, વિષયો એકંદરે સારા છે તથાપિ તેના કદની દારિદ્રતા પ્રતિ તેના વ્યવસ્થાપક રા. છગનલાલનું ધ્યાન ખેંચવામાં આવે છે. આજ કાલ સર્વ જ્ઞાતિમાં તેના ઉદ્ધારાર્થે માસિક વાધો પ્રકટ થાય છે, તે સમયે બ્રહ્મભટ્ટ જ્ઞાતિનું એક પણ માસિક ન હોવાથી તંત્રી શોક કરે છે તે વ્યાજબી છે. અમો એ જ્ઞાતિવત્સની કૃતેહ ઇચ્છીએ છીએ લવાજમ રૂ. ૧-૪-૦ છે.

નીચેના પુસ્તકો અમને મળ્યાં છે જેનો સાભાર સ્વીકારએ છીએ.

| | |
|---|---|
| ૧ સ્વામી રામતીર્થ ,ભા-૬ઠો<br>૨ સામાજિક સેવાના સન્માર્ગ. | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય—મુંબઇ |
| ૩ सहजानन्दसमाधि तथा शीलसुधा. | ब्रह्मनिष्ट महात्माश्री बसंतरामशर्मा-हैदराबाद ( सिन्ध ) |
| ૪ રમત-ગમત (નવું માસિક પત્ર) | શ્રીયુત ચતુર્ભુજ વિ. તારાચંદ મહુવાકર. |

તંત્રી.

# દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક નીતિવર્ધક મંડળનો હિસાબ.

## નવેમ્બર ૧૯૧૩ થી જુન ૧૯૧૪ સુધીનો.

**જ**

૬૯-૧૩-૩ સિલક (જુઓ સત્સંગ કાર્તિક અમાવાસ્યાનું પૃષ્ટ ૧૫૬)

૧૫૨-૮-૦ લવાજમના વસુલ આવ્યા

૨૪૦-૦-૦ શેઠ હીરાચંદ નેમચંદ ઝવેરી મોતીના ધર્મના કાંટાના પ્રમુખ સાહેબ તરફથી સને ૧૯૧૪ના વર્ષ માટે જીવ દયા ફંડમાં આશ્રયાર્થે

૪૦-૦-૦ થી. સો. સોસાયટીના જનરલ સેક્રેટરી સાહેબ તરફથી માસ આઠના

૮૪-૦-૦ વસંત રાત્રિશાળાને નામદાર સરકારના કેળવણી ખાતા તરફથી. દર માસે રૂ૦ ૭) લેખે આન્ટના

૧૦-૦-૦ જાહેર ખબર.

૧૮૬-૮-૦ સોસાયટીના ફંડના વ્યાજમાંથી પ્રેસના બીલો વગેરે ચુકાવવા ઉપાડયા.

૫-૦-૦ બાઇ જમના તે બાલુદાસ વલ્લભની દીકરી તરફથી આશ્રયાર્થે હા. મોહનલાલ જમનાદાસ

૫-૦-૦ ભાવનગરી મોચી રવજી બાલાની પીવાની ટેવ છોડાવી તેની ખુશાલીમાં ભેટ

જમા મજકુર રૂા. ૭૨૩-૦-૦

૭૯૨-૧૩-૩

**ઉ**

૧૯૬-૧૫-૦ નોકર પગાર

૨૮૬-૧૦-૦ જૈન પ્રેસના આશ્વિન પૂર્ણિમા પછીના બીલ પેટે.

૧૧૯-૧૩-૯ વસંત રાત્રિશાળાના અકટોબરથી એપ્રિલ સુધીના બીલના ચુકતે

૧૪૪- ૭-૯ 'સત્સંગ'ના ડીસ્પેચનો પોસ્ટ, મજુરી વગેરે પરચુરણ ખર્ચનું એકંદર

ઉધાર મજકુર ૭૪૨-૧૪-૦

૪૯-૧૫-૩ સિલક (જુન માસ આખરની)

૭૯૨-૧૩-૩

# અશકતાશ્રમની પહોંચ.

**અશકતાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા-સુરત.**

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપુર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી, તે ઑ. સેક્રેટરી ડૉ૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી. પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૧થી તા ૧૫ જુલાઇ સને ૧૯૧૪માં આવેલી રોકડ બક્ષીસની યાદી.

૫-૪-૦ દરબાર આગાજીના લાકડાવાળાંના ગાર્ડાના પંચ તરફથી
૧૫-૦-૦ શેઠ કેસરીચંદ ભાણાભાઈબીલીમોરા
૨-૦-૦ રૂદલાલ ચંદુલાલ પરશોતમદાશ બાગાનળાવ
૬-૦-૦ મેહરબાન એમ. એસ. અડવાણી સાહેબ-ડીસ્ટ્રીકટ જડજ સાહેબ સુરત
૫-૦-૦ ગલેમંડીના ગાડાંવાળાના પંચતરફથી
૬૫-૦-૦ શેઠ મંચેરજી તથા રતનજી શાપુરજી ટાટા બીલીમોરા
૧-૦-૦ શાહ કાશીદાસ જમનાદાસ એજન
૫-૦-૦ „ જેઠાભાઇ દુલભદાશ „
૫-૦-૦ „ દાદાભાઇ બરજોરજી દાંતવાળા „
૫-૦-૦ „ પાલનજી જમસેદજી „
૧૧-૦-૦ „ હેરમસજી રૂસ્તમજી „
૫-૦-૦ „ ખરશેદજી દાદાભાઇ ચોથીઆ હા. ધનજીશાહ દાદાભાઇ એજન.
૫-૦-૦ „ મોટાભાઇ બરજોરજી „
૩-૦-૦ શેઠ ત્રીભોવનદાશ તાપીદાશ „
૧-૦-૦ „ ગોવન હરખાજી
૫-૦-૦ „ ઝીણાભાઇ પ્રાણજીવનદાશના છોકરાઓ તરફથી „
૫-૦-૦ „ રૂપાજી જીવાજી „
૧-૦-૦ „ ભીમા રામાજી „
૧-૦-૦ „ ભાઇચંદ ઓટાજી „
૧-૦-૦ „ નાનચંદ ગોવનજી બીલીમોરા
૧-૦-૦ „ મહેતા રેવાશંકરજીભાઇ બંદર કારકુન „
૧-૦-૦ શેઠ કાવશજી મેહરવાનજી વાડીઆ „
૨-૦-૦ શેઠ કાવશજી મંચેરજી મારફતીઆ „
૨-૦-૦ „ ઝીણાભાઈ પ્રાણજીવનદાશ „
૧-૦-૦ સોની હરકીશનદાસ બીજવલભદાશ આમલીરાન સુરત
૫-૦-૦ દેશાઇ ડાહ્યાભાઇ મોતીરામ મામલતદાર ગોપીપરા
૬૦-૦-૦ મેહરબાન ખુદાવંત નામદાર સચીનના નવાબ સાહેબ બહાદુર તરફથી માસ ૭ના રૂ ૧૦) લેખે તા. ૧-૪-૧૪થી
૫૧-૦-૦ બાઇ ગુલાબ બાલુભાઈ ગોપાળભાઇ ની દીકરીના પુન્યાર્થે હા. ગોવરધનદાશ સીતવાળ
૧૫-૦-૦ નવસારીના મેસર્સ તંબોલી બ્રધર્સ તરફથી હા. ઠાકોરદાશ નગીનદાશ દલાલ
૫-૦-૦ ચીખલી ફોરેસ્ટ ડીપાર્ટમેંટના ગુમાનશીંગ બેચરશીંગ
૧-૦-૦ ડાકટર વીભાકર તરફથી અશ્વનીકુમારના ગલ્લામાં
૧૦-૦-૦ શા. રણછોડદાશ કાસીદાસ ચોકથી રાણીતળાવ હા. નગીનદાશ કાશીદાશ
૬-૦-૦ શા નગીનદાશ તાપીદાસ હરીપરા

૩૦-૦-૦ જસ્ટીસ સાહેબ લલ્લુભાઇ આશારામ શાહ પેકરરોડ મુબઇ
૧-૦-૦ વોહરા ઇસુફઅલી ઇબરામજી, વાપીના
૨-૦-૦ શેઠ કાવસજી રતનજી દમણ
૧-૦-૦ ગુલાબભાઇ કાનજીભાઇની કુંપની
૧-૦-૦ ,, ખુમચંદ ધરમચંદ ,,
૩-૦-૦ દેશાઇ ખંડુભાઇ જીવણજી ભાગડા બંદર
૩-૦-૦ ,, વસનજી લલ્લુભાઇ ,,
૧-૦-૦ મોદી દુલભજી ગોપાળજી ,,
૧-૦-૦ દેશાઇ ગોવનજી નાગરજી ,,
૧-૦-૦ ,, દુર્લભભાઇ મોહનભાઇ ,,
૧-૦-૦ ,, નરોતમ હરજીવનદાસ ,,
૧-૦-૦ ,, ફકીરભાઇ કસનજી ,,
૧-૦-૦ શાહ રામદાસ નાનચંદ ,,
૧-૦-૦ દેશાઇ બીમભાઇ ફકીરભાઈ ,,
૨-૦-૦ ,, પરાગજી ફકીરભાઇ ,,
૨-૦-૦ શેઠ પેસ્તનજી ધનજીભાઇ ધનપુરાવાળા વલસાડ
૨-૦-૦ ,, ગંગારામ હરખચદ ખત્રી નવાપુરા
૫-૦-૦ ,, પર્ભુશંકર દલપતરામ બ્રહ્મા નારણદાસ માલેકરની વાડી કાલબાદેવી રોડ
૫-૦-૦ ભાવસાર નાનાલાલ ધરમચદ હા. રા ગ બીમભાઇ મોરારજી નાયબ સુબા વ્યારા
૧-૮-૦ શાહ કીસોર લાલદાસ નંદરબાર
૨-૦-૦ ,, ધરમદાસ શંભુદાસ ,,
૧-૦-૦ શેઠ દયાળજી મોરારજી ,,
૧-૦-૦ શાહ અમુલખચંદ ભુરચંદ ,,
૧-૦-૦ ,, ત્રીકમદાસ બીખાદાસ ,,
૧-૦-૦ પરદેશી ગુલાબસીંગ માનશીંગ ,,
૧-૦-૦ ,, રતનચંદ વધુચંદ ,,
૧-૦-૦ ,, ગયાદીન સીભઇ ,,
૧-૦-૦ લાલદાસ શીવદાસ ,,
૧-૦-૦ દેશાઇ વસનજી ગુલાબભાઇ નદરબાર
૧-૦-૦ પરદેશી વીઠલસીંગ રાજારામ ,,
૧-૦-૦ દેશાઇ શીવશંકર તથા શંભુભાઇ તથા શકરભાઇ ,,
૧-૦-૦ મણીભાઇ નથુભાઇ નવાબંદર
૨-૦-૦ મુનસફસાહેબ મુકનદાસ ધેનાભાઇ નંદરબાર
૧૦-૦-૦ શેઠ નસરવાનજી દાદાભાઇ ,,
૧૦-૦-૦ ,, બરજોરજી રૂસાભાઇ ફેરાવા
૧-૦-૦ શાહ દારકાદાસ ભાયુજી ,
૨-૦-૦ શાહ હકેમચંદ ગોબર ,
૧-૦-૦ ,, પુનેમચંદ કૃષ્ણાજી ,
૧-૦-૦ મેસર્સ ઠાકોરલાલ ભાઇલાલ કો.,
૧-૦-૦ મી. ટેમ્પલટન રેલવે ઓફીસ ,
૧-૦-૦ દેશાઇ ઇશ્વરલાલ બીમભાઇ સાઇ ઇન્સપેકટર નંદરબાર
૫-૦-૦ મેહરબાન રત્નાગર ફોરેસ્ટ ઓફીસર સહેબ ,,
૨-૦-૦ શાહ બાલુભાઇ ઇચ્છારામ ,,
૧-૦-૦ ભાઇ જેકીશન બાલશંકર કંપની
૧-૦-૦ ડાકટર માણેકશાહ હોરમસદ માસ્તર ,,
૫-૦-૦ શેઠ પીરોજશાહ માણેકજી પોલીસ ઇન્સપેકટર ,,
૧-૦-૦ ડા. ઓડીદાસ દયાળજી ,,
૨-૦-૦ કરશનદાસ ધરમદાસ ,,
ગામ નળોદા.
૨-૦-૦ શાહ નારણદાસ પરભુદાસ ચોધરા તળોદા
૧-૦-૦ ડા ઠાકોરદાસ ખુશાલદાસ ,,
૧-૦-૦ કલાલ ગીરધર કેસવ ,,
૧-૦-૦ શા નારણદાસ મંગળશેઠ નગરશેઠ તળોદા
૧-૦-૦ ,, ઉજમસી અમરસી ,,
૧-૦-૦ મેં. રેંજર સાહેબ વી. ડી. ગાંધી
૧-૦-૦ શાહ વીઠલદાસ કેવળદાસ
૩-૦-૦ મેહરબાન ઈ મી. પાલમર સૉ આબકારી ઇન્સપેકટર તળોદા.
૧-૦-૦ શાહ પરસોતમદાસ ગોવન ભાગાતળાવ
૫-૦-૦ , ઠાકોરદાસ માણેકલાલ જદાખ
૧૦-૦-૦ રામદાત વીકટોરી મ્યુઝીયમ એક ગૃહસ્થ તરફથી
૩૮-૪-૦ રૂપીઆ એકની અંદર આવેલ ભેટનાં એકંદર

